કાગળો વગેરેની સખ્ત મોંઘવારી એટલે અઢીગણા ભાવોને લીધે (ચોથા) વર્ષથી નીચે પ્રમાણે વ્યવસ્થા રાખી છેઃ—

## ૧. રૂા. બેમાં કાચા પૂઠાનાં ૧૨૫૦ પૃષ્ઠ.

## ૨. રૂા. અઢીમાં કાચા પૂઠાનાં ૧૫૦૦ પૃષ્ઠ.

## ૩. રૂ. ત્રણમાં પાકા પૂઠાનાં ૧૨૫૦ પૃષ્ઠ.

## રૂ. સાડાત્રણમાં પાકા પૂઠાનાં ૧૫૦૦ પૃષ્ઠ.

**સૂચના**— અમે **સર્વ ગ્રાહકોને રૂા. ૨–૧–૦ નું વી. પી. કરીશું.** જેઓ તરફથી આ પુસ્તક મળ્યા પછી **એક કાર્ડ દ્વારા અમને ખબર મળશે તેમનેજ રૂા. ૨–૮–૦** (૦–૧–૦ વી. પી. ખર્ચ વધુ) **નું વી. પી. થશે.** અને **પાકા** માટે રૂ. ૩–૯–૦ નું થશે.

**જો કાગળના ભાવો ઉતરી જશે** તો ચાલુ વર્ષમાંજ **બે રૂા. માં ૧૫૦૦ પૃષ્ઠનું** વાંચન આપવાની ઇચ્છા છે. ગ્રાહક બંધુઓ નવા વર્ષમાં કાયમ રહી વી. પી. સ્વિકારી લેવા કૃપા કરશે એવી આશા છે. જેમને ઠામ ઠેકાણાં બદલાવવાં હોય તેમણે તુરત રજીષ્ટર નંબર સાથે અમને ખબર આપવી. **આફ્રિકાનાં ગ્રાહકોએ ઇચ્છા હોય તો આઠ આના વધુ મોકલવા.**

નવા (ચોથા) **વર્ષમાં નીચલાં પુસ્તકો અપાશેઃ—**

**૧–આનંદ–મંદિર** અથવા **મોક્ષપ્રાપ્તિનો મહામંત્ર**–(લખનાર–ડા. રા. મ્હેતા.) આ સામાજિક–ધાર્મિક નવલકથા બહુ ઉત્તમ છે. એમાં દર્શન દેતાં દરેક પાત્રોમાંથી મનુષ્યોને ધાર્મિક બોધ મળે એમ છે. હમણાં ધર્મનો લોપ થયો છે, નાસ્તિકો ઉત્પન્ન થયા છે, સ્ત્રીઓ અને યુવકો સ્વતંત્રતાના હિમાયતી થયા છે. તેવા સમયમાં યોગી યુવક યોગેશ્વરની ધર્મશ્રદ્ધા, પત્નીપ્રેમ, શાસ્ત્રાધ્યયન, ગુરૂભક્તિ અને યોગક્રિયાને પ્રતાપે ઇશ્વર–દર્શન, પત્ની અમર–નંદિનિનો પતિપ્રેમ, વડિલોની સેવા, ગુરૂ બ્રહ્માનન્દજીનો ધર્મોપદેશ, જીવ, માયા, ગુરૂ અને ઇશ્વર સંબંધી અનેક સિદ્ધાંત–દ્રષ્ટાંતો લખ્યાં છે. વાંચકોને મોક્ષપ્રાપ્તિ અપાવે એવું છે. જેમણે **શાંતિનિકેતન** વાંચ્યું હોય તેમણે તો આ પુસ્તક અવશ્ય વાંચવું. **પૃષ્ઠ ૨૭૫ (છપાય છે.)**

**૨-સૂર્યોદય** અથવા છત્રપતિ શિવાજી મહારાજનો ઉદયકાલ (લખનાર-ડા. રા. મ્હેતા.) આ ઐતિહાસિક નવલકથામાં છત્રપતિ શિવાજી મહારાજે મહારાષ્ટ્રમાં સ્વરાજ્યની કેવી રીતે સ્થાપના કરી અને મોગલોને કેવા કળ, બળ અને છળથી પરાજય પમાડી દક્ષિણને બંધુત્વના સૂત્રમાં ગાંઠયું તે આકર્ષક રીતે ચિતર્યું છે. માતા જીજાબાઇનો સ્વદેશપ્રેમ અને સ્વરાજ્ય-વિસ્તાર-પ્રીતિ જોઇ છક થઇ જવાશે. પુસ્તક વીર કરૂણારસથી ભરપૂર છે. પૃષ્ઠ આસરે ૩૭૫.

**૩-સંસાર કથાકુંજ-** આ પુસ્તકમાં ટુંકી ટુંકી વાર્તાઓ આપવામાં આવશે. તે દરેક વાર્તા વાંચકને ધર્મ, નીતિ, ઉદારતા, પરોપકાર, દાનશીલતા, અને સહૃદયતા શીખવશે. ગુજરાતી ભાષામાં તદ્દન નવીનજ છે. નર, નારીઓનાં ચરિત્રો વાંચતાં હૃદય તલ્લીન થઈ જવાશે. વાંચકોને અપૂર્વ બોધ મળશે. પૃષ્ઠ ૩૦૦.

**૪-જાપાની જાસુસ-** આ પુસ્તકમાં જાપાનની ડીગણી સ્ત્રીડિટેક્ટીવોનાં અદ્દભૂત પરાક્રમો વર્ણવ્યાં છે. તમે અંગ્રેજ ડીટેક્ટીવોનાં પરાક્રમો વાંચ્યાં હશે પણ અમે કહીએ છીએ કે જાપાનની સ્ત્રીડીટેક્ટીવોના જેવી ચતુરાઇ ભાગ્યેજ બીજાઓમાં હશે. પૃષ્ઠ ૨૫૦.

**રૂ. ૨-૮-૦ લવાજમ ભરનારને નીચલું એક પુસ્તક વધારે એટલે પાંચ પુસ્તકો મળશે.**

**૫-સતી ત્રિવેણી-** આ સામાજિક નવલકથામાં ત્રણ અપ્રસિદ્ધ સતી-પતિવ્રતા નારીઓના સતીત્વનાં મનોવેધક, શિક્ષણીય, બોધપ્રદ, જીવનવૃત્તાંત પ્રકટ થશે પ્રત્યેક વાર્તા શાસ્ત્રકથા જેવી પુણ્યપ્રદ છે. જેઓ પોતાની સ્ત્રીઓને સતી પતિવ્રતા બનાવવા ચ્હાતા હોય તેમણે આ અમૂલ્ય ગ્રંથ-રત્ન અવશ્ય વાંચવો જોઇએ. ગમે તેવી હઠિલી સ્ત્રીઓ પતિવ્રતા-સતી બનશે. આ વાર્તાઓ સાચી બનેલી છે. **પૃષ્ઠ ૩૦૦.**

(ઉપર લખેલાં પુસ્તકો કરતાં કોઈ સારૂં પુસ્તક જણાશે તો તે અપાશે. અર્થાત્ ફેરફાર કરી શકાશે. સર્વ પત્રવ્યવહાર નીચલે શરનામે:-

**મેનેજર—સસ્તી વાર્તામાળા—અમદાવાદ.**

---

રજીસ્ટર નં. ............ પુસ્તકના માલીકનું નામ ............

---

પ્રકાશક
ડાહ્યાભાઈ રામચંદ મ્હેતા. (સર્વ હક સ્વાધીન.)
ઠે. દાણાપીઠ-નવેવાસ.
અમદાવાદ.

અમદાવાદ-સલાપોસ રોડ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ
પ્રેસમાં પરીખ દેવીદાસ
છગનલાલે છાપ્યું.

# हिन्दनी अवदशा.

## हरिगीत छंद.

क्षत्रिओ बळहीण थई झोकां अफीणे खाय छे,
रे ब्राह्मणो निज धर्म छोडी विषयनेज च्हाय छे;
मूर्ख थई साथे मजा ले छे मदीरापाननी,
अवदशा देखाय तेथी हाय हिन्दुस्थाननी.

क्यां छे कहो हुन्नर कळा ? क्यां छे कहो कारीगरी ?
देखाय ना दृष्टि मही अवलोकतो उद्यम जरी;
हुन्नर विना कळीओ सुकाई आर्यना उद्याननी,
अवदशा देखाय तेथी हाय हिन्दुस्थाननी.

फेशन तणा फांसा मही सौ आज गोथां खाय छे,
खोटा खरच मांहे अरे ! लक्ष्मी लुंटाती जाय छे;
बेसमज थईने खोई शक्ति देशना अभिमाननी,
अवदशा देखाय तेथी हाय हिन्दुस्थाननी.

भावथी विद्या भणी आखर करे छे नोकरी.
जाणता उरमां नथी के नोकरी ते नो–करी;
मति मंद नक्की थई गई छे भारती संताननी,
अवदशा देखाय तेथी हाय हिन्दुस्थाननी.

दीनने उद्यम नथी तेथी फरे थई आळसु,
हुन्नर विनानां हिन्दीओ के'वाय छे आजे पशु;
उद्धार क्यांथी थाय चक्षु बंध छे धनवाननी,
अवदशा देखाय तेथी हाय हिन्दुस्थाननी.

संपनुं छे नाम क्यां ? ते शोधतां जडतुं नथी,
आ देशना उद्देशने को हाथमां धरतुं नथी;
कविओ थया निर्बळ कलम बुठ्ठी थई विद्वाननी,
अवदशा देखाय तेथी हाय हिन्दुस्थाननी.

"गुजराती."　　　　　　　　　　　　शायदा.

श्री सद्गुरवेनमः ॥

વર્ષ ૩ જું | પુસ્તક ૧૦-૧૧-૧૨

# सस्ती वार्तामाळा.




પ્રથમાવૃત્તિ પ્રત ૨૬૦૦

સંવત ૧૯૭૨ સને ૧૯૧૬


ચૈત્ર, વૈશાખ, જેઠ.

પંદરસો પૃષ્ઠનાં પુસ્તકોનું વાર્ષિક મૂલ્ય.

કાચા જાડા પૂઠાના રૂ. ૨-૦-૦

પાકા સુંદર પૂઠાના રૂ. ૩-૦-૦

મૂલ્ય છુટક કાચુ પૂઠું રૂ. ૧-૨-૦

,, ,, પાકુ પૂઠું રૂ. ૧-૬-૦

(પોષ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.)

# सुधरेली सीता!

अथवा

## आ ते सुधारो के कुधारो!


लेखक,

चीमनलाल रतनलाल देशाई.

भरुच.



प्रकाशक,

डाह्याभाई रामचन्द्र म्हेता.

व्यवस्थापकः सस्ती वार्तामाळा.

अमदावाद.

# પ્રકાશકની પ્રસ્તાવના.

पतिर्हि देवो नारीणां पतिर्बंधुः पतिर्गतिः ।
पत्या गतिः समा नास्ति दैवतं वा यथा पतिः ॥
पति प्रसादात् स्वर्गो वा तुल्यो नार्या नवा भवेत् ।
अहं स्वर्गं न ईच्छेयं त्वय्य प्रीते महेश्वरे ॥ अनुशासन, १४६ ॥

"પતિ એજ નારીઓનો દેવતા, પતિ એજ બંધુ, અને પતિ એજ એની ગતિ છે. નારીને માટે પતિ સમાન ગતિ અને માંગલ્યજનક અન્ય કશું નથી. પતિનો જો પ્રેમ મેળવે તો નારીને સ્વર્ગ મળો વા ન મળો, એ સરખુંજ છે." પાર્વતિજીએ શંકર ભગવાનને કહ્યું છે કે: "આપ જો મ્હારાપર અપ્રસન્ન રહેશો તો હું સ્વર્ગની ઇચ્છા કરીશ નહિ."

**સસ્તી વાર્તામાળા**ના ગ્રાહક બંધુઓના કરકમળમાં (ચાલુ) ત્રીજા વર્ષનું ચોથું (છેલ્લું) પુસ્તક સમર્પણ કરતાં અમને હર્ષ થાય છે. પ્રસ્તુત પુસ્તકમાં એક ફેશનના પૂજારીના ગૃહકુટુંબનું ચિત્ર આલેખવામાં આવ્યું છે અને તેમાં તેની સુધરેલી પુત્રી સીતાનું અદ્‌ભુત જીવન વાંચક સમક્ષ રજુ કર્યું છે. તે ઉપરથી જોઇ શકાશે કે: સુધરેલા પિતાદ્વારા મળેલી સ્વતંત્રતાનો પુત્રી-સીતાએ કેવો દુરૂપયોગ કર્યો છે અને તેનેજ પરિણામે એક સ્ત્રીનું ભાવિપરિણામ કેવું અનિષ્ટકારક આવ્યું છે! કેટલાક કાળથી આર્યઋષિ મુનીઓના પવિત્ર પ્રદેશમાં "સુધારાવાળાઓ" ઉગી નીકળ્યા છે! તેમણે પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગમાં આવી તેમના ઉત્તમ ગુણ નહિ ગ્રહણ કરતાં તેમના કેટલાક બાહ્ય-આચાર–વિચાર અને પહેરવેશની નકલ કરી છે અને તેમ કરી પોતાનો નિર્મળ સુવર્ણમય સંસાર ડહોળી નાખ્યો છે! કાદવ અને નિર્મળ જળ એકાકાર કરી દીધું છે! આ પુસ્તક વાંચતાં જણાઇ આવશે કે સુધારાને નામે એક પ્રકારનું કરૂણા રસિક નાટક ભજવી રહેલા સુધારાવાળાઓનો એક વર્ગ કેવા આચારવિચાર ધરાવે છે? અને તેથી પરિણામ કેવું અનિષ્ટ આવે છે?

આ પુસ્તકમાં રામચંદ્ર ડેપ્યુટી જેવો બ્રાહ્મણ પુત્ર "સુધારા"ના કુચ્છંદમાં પડી બગડયો, તેની સુશીલ ધર્મપરાયણ પત્ની બગડી અને તેની પુત્રી સીતા તો છેકજ હાથથી ગઇ ! એવા ફેશનેબલ સુધારકો સારાં લુગડાં પહેરી, ઘરમાં ફરનિચરનો ઠાઠ રાખી સ્ત્રીપુરૂષોનો શંભુ મેળો કરવામાં, લાંબાં ડાછલાં ભાપણો કરવામાંજ શૂરા જણાયા છે ! અત્યાર સુધી તેમણે જે કાંઇ પણ સુધારો કર્યો હોય તો એજ ! વિશેષ સુધારો તો તેમણે એ કર્યો છે કે તેમણે ઢેડભંગી સાથે એક પંક્તિએ ભોજન લીધું છે ! સ્ત્રીઓને ગમે તેની સાથે હાથમાં હાથ ભેરવી મોજ કરવા દીધી છે, અને આર્યોના પવિત્ર દેશમાં ભ્રષ્ટાચાર મચવી મૂક્યો છે ! બ્રાહ્મણોને અને ઢેડને એક પંક્તિએ બેસાડી દીધા છે ! જો કે હજી એવા ઘણા સુધારા કરવાના તેમને માટે બાકી રહ્યા છે; તેમાં એક સુધારો એવો પણ કરવાનું પણ સાંભળ્યું છે કે તેઓ પોતાની ભણેલીગણેલી કન્યાઓ સુધરેલા, સ્વચ્છ ઢેડ ભંગી કે ચમારોને પરણાવશે ! શિવ ! શિવ ! જો એમજ થશે તો પછી કયા સુધારા (!) કરવાના બાકી રહે છે તે સમજાતું નથી ! ગમે તેમ કરો, અમે પવિત્ર આર્યસંતાનોને પ્રાર્થના કરીએ છીએ કે: તેમણે પોતાની સનાતન પવિત્રતા, સાદાઇ, ઇશ્વિરભક્તિ, સત્યતા, ઉદારતા, વિનય અને તપશ્ચર્યા જાળવી રાખી સાત્વિક વૃત્તિથી ઉદરનિર્વાહ ચલાવવો. સ્ત્રીઓએ વડિલોની આજ્ઞામાં રહી પતિવ્રત ધર્મ પાળવો અને પુરૂષોએ સાકાર–નિરાકાર ઇશ્વિરને માની સ્વધર્મ પરાયણ રહેવું. ફેશનની ઘેલછા, અને દવાને નામે અનેક ધર્મભ્રષ્ટ વસ્તુઓ વાપરવાની મૂર્ખતાનો ત્યાગ કરવો. બ્રહ્મચર્ય પાલન કરવું, વિદ્યાસંપાદન કરવી અને ઇશ્વિરપ્રાપ્તિનો માર્ગ ગ્રહણ કરવો. વાંચકોએ સ્મરણમાં રાખવું જોઇએ કે: પૂર્વજન્મના સત્કર્મને પ્રભાવે આપણે ઉદાર ચિત્ત, અંગ્રેજોનો સંબંધ થયો છે ત્યારે તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરવું આવશ્યકીય છે. તેમનું બ્રહ્મચર્ય, તેમની વિદ્યાવિલાસિતા, તેમની હુન્નર–કળા પારંગતતા, તેમનો દામ્પત્ય–ધર્મ, તેમનો ગૃહસ્થાશ્રમ ધર્મ, તેમની નારી–ભક્તિ, તેમની દેશભક્તિ, તેમની દ્રવ્યોપાર્જન કળા, તેમની નીતિ, રીતિ એ સર્વમાંથી આપણને ઘણું શિખવવાનું છે. આપણે તેમનો ઉપકાર માનતાં જઇને તેમના એ ઉત્તમ ગુણો ગ્રહણ કરી લેવા જોઇએ.

અંગ્રેજો માટે અમને આદરબુદ્ધિ છે, કારણ અમે તેમના સદ્‌ગુણ અને બુદ્ધિ ચાતુર્યની પ્રશંસા કર્યા વિના રહીશું નહિ. એક વખત આર્યો જે ધર્મોનું પાલન કરતા હતા અને જેને પરિણામે પૃથ્વીમાં સર્વત્ર આર્યોની પ્રશંસા થતી હતી તેજ ગુણ આજે તેમણે ગ્રહણ કર્યા છે! ગુરૂ તે શિષ્ય બન્યો છે! અને શિષ્ય તે ગુરૂ બન્યો છે! એજ કાલનો ચમત્કારિક પ્રભાવ! આર્યબંધુઓ! હવે પુનઃ તમે તમારૂં પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કરો! મિથ્યા આડંબર–અહંકાર છોડો! તેમાંજ તમારૂં કલ્યાણ છે.

"સુધરેલી સીતા" ની વસ્તુ સંકલના "**મોડેલ ભગિની**" નામક એક બંગાલી ગ્રંથ ઉપરથી ગુંથી છે. તેમાં ઘણો ફેરફાર કર્યો છે. તેને મૂળ સાથે સરખાવી સુધારતાં અમને ભારે પરિશ્રમ સાથે ઘણો કાળક્ષેપ થયો છે. તેથીજ બહુ ઢીલ થઇ થઇ છે. અનુવાદક ભરૂચનિવાસી રા. રા. ચીમનલાલ ધીરજરામ દેસાઇનો ઉપકાર માનવામાં આવે છે. ઢીલ માટે ગ્રાહકો ક્ષમા કરશે એવી આશા છે.

*　　　　*　　　　*　　　　*

**કાગળોના ભાવ અઢીગણા વધી ગયાની** ફરિયાદ બે વર્ષ થયાં ચાલે છે. અમે ગયે વર્ષે અનુપકુમારી પુસ્તક પ્રકટ કર્યું ત્યારથીજ ભાવો ઉછળવા માંડયા તે **આજે ઘણા ઉંચા ચઢી ગયા છે.** આજે ઓછા થાય, કાલે ઓછા થાય, એવી ધારણા છતાં ભાવો ઓછા થયા નહિ અને **અમારે ભારે નુકસાન વેઠવુંજ પડયું!** હવે કાગળના ભાવો પુનઃ અસલ જેટલા થાય નહિ ત્યાં સુધીને માટે અમે **બે રૂ. માં ૧૨૫૦ પૃષ્ઠનાં ચાર પુસ્તકો આપવાની વ્યવસ્થા કરી છે.** આશા છે કેઃ અમારાં કદરદાન, વિદ્યાવિલાસી સુજ્ઞ ગ્રાહક બંધુઓ અમારી એ યોજનાને આનંદભેર વધાવી લઇ થોડો વખત થોડાં ઓછાં પૃષ્ઠથી ચલાવી લેશે. શું કરવું? અઢીગણા ભાવો ખરચીને બે રૂ. માં ૧૫૦૦ પૃષ્ઠ કયાં સુધી આપવાં? કયાં સુધી ખોટના ખાડામાં પડવું? સંસારના અનુભવીઓ જાણે છે કેઃ "કોઇ દિવસ હાથી ઘોડા તો કોઇ દિવસ પગે પણ ચાલવું જોઇએ." **પહેલાં બે વર્ષમાં અમે ૧૬૦૦ પૃષ્ઠનું વાંચન આપ્યું છે.** ચાલુ વર્ષમાં પણ પંદરસોથી

કંઇક વધુ પૃષ્ઠ આપ્યાં છે હવે યુદ્ધ બંધ ન પડે અને **કાગળના ભાવો ન ઉતરે ત્યાં સુધી અમારી ઉપલી પ્રાર્થના સ્વિકારવા ગ્રાહક બંધુઓને નમ્રવિજ્ઞપ્તિ છે. જો કાગળના ભાવ ઉતરશે તો અમે ચાલુ વર્ષમાંજ બે રૂપિયામાં પંદરસો પૃષ્ઠનું વાંચન આપીશું.**

ગ્રાહક બંધુઓએ કૃપા કરી **નવા વર્ષનું પ્રથમ પુસ્તક "આનંદ-મંદિર"** અથવા **"મોક્ષ પ્રાપ્તિનો મહામંત્ર"** વી. પી. થી મોકલાય તે **સ્વિકારી લેવું.** આ નવું પુસ્તક બહુ ઉત્તમ છે. જેમણે **"શાંતિ-નિકેતન"** વાંચ્યું છે તેમને આગ્રહ છે કે: **આ પુસ્તક અવશ્ય વાચશું.** અમે એમાં સનાતન ધર્મનું રહસ્ય, ઈશ્વિર, સાકાર, નિરાકાર, માયા, ગુરૂતત્ત્વ, સાધન–ઉપાસના અને ઈશ્વિર સાક્ષાત્કાર કરવા માટે યોગની ક્રિયાઓ વગેરે બહુ સહેલાઇથી દર્શાવ્યાં છે. કેટલાંક દ્રષ્ટાંતો વાંચકને અમૂલ્ય ઉપદેશ આપે તેવાં છે. **"આનન્દ મંદિર"** નવલકથા તે ખરેખર પ્રત્યેક જનોને માટે **આનન્દનુંજ મંદિર** થઇ પડશે એમાં શંકા નથી. નર, નારી અને બાળ-કોને વાંચવા જેવું–ઉપદેશ લેવા જેવું–સરલ ઉત્તમ છે. ગ્રાહક બંધુઓએ તે વાંચી પોતાના મિત્ર બંધુઓને ગ્રાહક કરી તેમને વંચાવવા જેવું છે. અમે અમારા વાંચકોને ક્રમે ક્રમે ઉન્નતિને માર્ગે લઇ જવા ચ્હાઇએ છીએ. આશા છે કે: **સર્વ બંધુઓ અમારી સાથે "આનંદ મંદિર" માં નિવાસ કરી નિત્ય આનંદનો અનુભવ કરશે.** ભગવાન સર્વેનું કલ્યાણ કરો, એજ પ્રાર્થના છે.

**અમદાવાદ.**
ભાદ્ર–કૃષ્ણ પંચમી. સં. ૧૯૭૨ } **ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

---

# ત્રીજા વર્ષનાં પુસ્તકો ૧૫૦૦ ઉપરાંત પૃષ્ટ !

ગયા **ત્રીજા વર્ષનાં** પુસ્તકો થોડાં થોડાં સિલિકમાં છે. આ અતિ ઉત્તમ સસ્તી નવલકથાઓમાં ૧૫૦૦ ઉપરાંત પૃષ્ઠ છે. **કાચા પણ** જાડા સુંદર બાઇન્ડીંગનું **મૂલ્ય રૂા. ૨-૮-૦** અને **પાકા** સુશોભિત (રૂપેરી નામ સાથેનું) પૂઠાનું **રૂા. ૩-૮-૦** (૦-૧-૦ વી. પી. ખર્ચ વધુ). **આફ્રિકાનાં** ગ્રાહકો માટે કાચા પૂઠાનાં **રૂા. ૩-૨-૦, પાકા** પૂઠાના **રૂા. સાડા ચાર** પોસ્ટેજ સાથે ચારે પુસ્તકોનાં નામ નીચે પ્રમાણે છે:—

**૧. શાંતિ નિકેતન**—અથવા **સુખપ્રાપ્તિનો મહામંત્ર**—આ સામાજિક ધાર્મિક નવલકથા બહુ ઉત્તમ છે. શોક, તાપથી ભરેલા મનુષ્યો સંસારમાં સુખ શાંતિ શોધતાં ફરે છે પરંતુ ખરી સુખશાંતિ જોઇએ તેમણે આ નવલકથા અવશ્ય વાંચવી જોઇએ. એમાંના પ્રત્યેક પાત્રો મનુષ્યને સાચું સુખ અપાવે એવાં છે. આ નવલકથા અતિ ઉત્તમ છે. ધર્મનો મર્મ શીખવે છે. **પૃષ્ઠ ૩૬૮.**

**૨ રાજા છત્રસાલ**—અથવા **બુંદેલખંડનો ભાગ્યરવિ!** (ઐતિહાસિક). બહુ ઉત્તમ નવલકથા વીરરસથી ભરપૂર છે. દક્ષિણમાં જેમ શિવાજી મહારાજ, મેવાડમાં પ્રતાપ રાણો અને ઉત્તરમાં શીખવીર રણજીતસિંહ તેમ બુંદેલખંડમાં વીરરાજા છત્રસાલે ઔરંગઝેબ સાથે યુદ્ધ કરી સ્વતંત્રતા જાળવી રાખી છે. અવશ્ય વાંચો. **પૃષ્ઠ ૪૭૨.**

**૩ યુરોપનો રણરંગ**—આ નવલકથામાં યુરોપમાં ચાલતા મહા યુદ્ધનાં કારણો, યુદ્ધથી થતા ગેરફાયદા, મિત્રરાજ્યોને યુદ્ધમાં પડવાનું કારણ વગેરે સર્વે હકિગત વાર્તારૂપે છે. નવલકથામાં પણ અનેક રસ ગોઠવ્યા છે. **પૃષ્ઠ ૨૮૨.**

**૪ સુધરેલી સીતા**—અથવા **સુધારાને નામે બગાડો!** આ સામાજિક નવલકથામાં સુધારાને નામે કેવા કેવા બગાડા થાય છે, સુધારાવાળાઓ ધર્મ અને નીતિને નામે કેવો અધર્મ અનીતિ ચલાવે છે તેમજ તેમનાં એવાં કૃત્યથી અન્યજનોને કેવો ત્રાસ થાય છે તે આ નવલકથામાં બહુ સુંદર રીતે દર્શાવ્યું છે. **પૃષ્ઠ ૪૦૦.**

**ઉપલાં દરેક પુસ્તકો વાંચવાથી વાંચકને ધર્મ, નીતિનું જ્ઞાન થાય એમ છે. આટલી બધી સસ્તી નવલકથાઓ દરેક ઘરમાં અવશ્ય રહેવીજ જોઇએ. પુસ્તકો થોડાં સીલીકમાં હોવાથી આગ્રહ કરવામાં આવે છે.**

**મેનેજર—સસ્તી વાર્તામાળા—અમદાવાદ.**

# सुधरेली सीता!

## प्रथम भाग.

### પ્રકરણ ૧ લું.

#### આ તે કોણ?

જ્યેષ્ઠ મહિનો. મધ્યાહ્નના બે વાગ્યાનો સમય. સૂર્યનારાયણ પોતાની સોળે કળાનો અનુભવ જનસમાજને કરાવી રહ્યા હતા. ચારે દિશાએથી પવન આવતો હોવા છતાં તેનામાં શીતળતા નહોતી. સૂર્યનારાયણના આવા પ્રખર તાપથી તન મન ઉકળી જતું. શરીરપર જરા જરામાં પરસેવો થઈ આવતો. દરીયા કાંઠે કે નદી તટે બાંધેલા શ્રીમંતોના બંગલાઓને ફરતી વાડીઓમાંનાં કેટલાંક કેળનાં વૃક્ષો નિરસ, નિર્ગુણ, નિશ્ચલ ભાવે પરબ્રહ્મનું ધ્યાન ધરતાં ઉભેલાં હોય તેમ જણાતાં. સરોવરમાંનાં કમળો અતિ તાપથી પ્રફુલ્લ થઈ કરમાઇ જતાં દૃષ્ટિયે પડતાં. એક બાજુએ નભોમંડળના પંખીઓ પ્રાણબંધુ, જીવનધન જળને "એક બિંદુ જળ આપો" કહી ભિક્ષા માગતાં હતાં. બીજી બાજુએ તારાઓનો સરદાર ચંદ્ર, સૂર્યનારાયણથી અતિ ત્રાસ પામી, કમળોના જુથ નીચે પોતાના શરીરને સંતાડવાનો યત્ન કરતો જણાતો. કુદરતનો આવો વિરૂદ્ધ વ્યવહાર જોઇ સર્વ જન આશ્ચર્યચકિત થતાં!

વળી સાંભળો:—અતિ તાપથી આમ્ર પાકે છે, જામફળ પાકે છે, લીંબુ પાકે છે, કેળાં પાકે છે, પણ માથાના વાળ કેમ પાકતા નથી વારૂ? હાથી

પણ તાપથી કાયર થાય છે, કમળ સરોવરમાં એકાએક પ્રફુલ્લ થાય છે, દાડમમાં તાપથી મીઠાશ આવે છે, છતાં નભોમંડળમાંથી જળધારા કેમ વરસતી નથી ? ઘરમાં પણ આગ ઉઠયા જેવો તાપ શરીરને લાગે છે. મનુષ્ય, પ્રાણી–પંખીને પણ ઉકળાટ થાય છે, ગૃહમાં બેસવું કંટાળા ભરેલું લાગે છે, છતાં શરીર પરનું વસ્ત્ર કેમ ભીંજાતું નથી ?

અમદાવાદ જેવા ઘીચ વસ્તીવાળા શહેરમાં આવા પ્રખર તાપમાં રહેનારને દાવાનળ લાગ્યો હોય એવો અનુભવ થાય એમાં કાંઇ નવાઇ નથી ! ન્હાની ઓરડીઓમાં વસ્તા ગરીબોને માટે તાપથી કંટાળ્યા હોય તો બહાર બેસવા જેટલી જગ્યા પણ હોતી નથી. હાથમાં પંખો લઇ દેહને શાંત કરવા અને તાપથી બચવા દરેક પ્રયાસ કરે છે. મજુરી કરનાર મજુર વર્ગની સાંકડી ઓરડીઓમાં કેવી દશા થાય છે, એ તો ભાગ્યેજ કોઇથી અજાણ્યું હશે. ચક્ષુઓમાં આગ બળતી હોય એવો અનુભવ થયા વિનાનો ભાગ્યેજ કોઈ રહ્યો હશે. કેટલાંક મકાનો લાલ પીળા રંગથી રંગેલાં જોવામાં આવે છે, કેટલાંકમાં લીલો રંગ વાપરેલો હોય છે. અમદાવાદ જેવાં શહેરમાં કેટલાંક મકાનો તેમજ ઓરડીઓ જીર્ણ અવસ્થામાં આવી પહોંચેલાં હોય છે, તથાપિ કેટલાક અમદાવાદી કંજુસ ગૃહસ્થો પોતાનાં મકાનોને લીલા પીળા રંગથી રંગી સ્વચ્છ કરાવી રાખે છે, એ સુભાગ્યની વાત છે ! કારણ મકાનો પડુ પડુ થઈ રહ્યાં હોય છે, દિવાલોમાં મ્હોટી ફાટ પડેલી હોય છે, છાપરાંનાં કામડાં તેમજ મોભ ઇત્યાદિ ઉધાઇથી ખવાઈ ગયેલાં હોય છે, તોપણ ગરીબ અને સાધારણ વર્ગ, આવા ઉપરથી ટાપટીપીયાં સાંકડાં–ગંધાતાં મકાનોમાં અનિચ્છાએ પણ પોતાનું નિવાસસ્થાન કરે છે ! કોઇ વખત તો એવો વિચાર થઇ આવે છે કે, મ્યુનિસિપાલીટી આવાં મકાનો તોડાવી પાડવા એક બે દિવસમાં કાંઇક ફરમાન કાઢશે ખરી ! કદાચ તે ઉપરથીજ પંદરેક દિવસ પર કેટલાક મીસ્ત્રીઓ આવાં કેટલાંક મકાનોને લીલા પીળા રંગથી હોંશભેર પણ સંભાળપૂર્વક રંગી રહ્યા હતા !

જરાક સાફસુફ કરી, રંગ રોગાન લગાડી પડી જતા ઘરને જાણે હજારો રૂપિયા ખરચી મરામ્મત કેમ કરાવી ન હોય, અને તેમ કરી ભાડુતોને

તેમજ મ્યુનિસિપાલીટીને ઠગી કેમ ન હોય—એવા ગર્વથી મકાનોના અમદાવાદી માલીકો ફુલાતા દેખાય છે ! અને તેમ કરી જરા સરખો ઉપરથી દેખાતો સુધારો બતાવી મકાનના માલીકો "એક કોટડીના વાર્ષિક ત્રીશ રૂપિયાને બદલે ચાલીશ રૂપિયા હવે આ ઘરનું ભાડું લેવું એવી અમારી ઇચ્છા છે." એમ બોલતા સંભળાય છે. મકાનોમાં લાંબા વખતથી વસવાટ કરી રહેલા ભાડુતો કકળી ઉઠયા છે અને કહેવા લાગ્યા છે કેઃ "એ તો અન્યાય કહેવાય. અત્યારે અમે બીજે ક્યાં મકાન શોધવા જઇએ ? એમ છતાં પણ તમે બળાત્કારે જો પચાશ રૂપિયા માંગણી કરશો તો તે પણ અમારે આપ્યા સિવાય છુટકો નથી, પણ આ એક દેખીતો અન્યાય છે એ વાત તમારા જેવા શ્રીમંતોએ ભુલવી જોઇતી નથી." કેટલાક ટીખળી ભાડુતો તો એમ પણ કહેવા લાગ્યા કેઃ—"પીસતાળીશ વર્ષની વેશ્યા કે જેના દાંત પણ સદા માટે રજા માંગી રહ્યા છે, તે ગુલાબી રંગનો સાળુ પરિધાન કરી, છેલ્લામાં છેલ્લી ઢબનું પોલકું પહેરી યુવાવસ્થા કરતાં બમણો ભાવ લેવાનો દાવો કરે, એવી તમારી આ વાત છે !"

અમદાવાદમાં એક શ્રીમંત ગૃહસ્થના વિશાળ મકાનમાં આવા સખત તાપના દિવસોમાં કેટલાક સાધારણ વર્ગના ધંધા નોકરી માટે જન્મભૂમિ છોડી આવેલાં નરનારી રહે છે. આ મકાનને બે માળ હતા. જાણે મુગલાઇના વખતમાં નવાબને બેસવાનું ખાસ મકાન કેમ ન હોય, તેવા મ્હોટા મ્હોટા થાંભલા મકાનને માટે મૂકેલા જણાય છે. ગૃહમાં પ્રવેશ કરતાંજ દરેક જનાર વ્યક્તિના મુખમાંથી "ઓ પ્રભુ !" એવો શબ્દ સ્વયં નીકળતો સાંભળવામાં આવે છે. કારણ કે નીચેનો ભાડુતો માટેનો ઓરડા—ઓરડીઓવાળો ભાગ પૂર્ણ અંધકારમય અને નળને લીધે પાણીનું કામ જોસમાં ચાલુજ હોય છે. એ જળને જવાનો માર્ગ સરળતાવાળો ન હોવાથી પાણીમાંથી ખરાબ વાસ મારે છે અને આખા મકાનમાં દુર્ગંધ ફેલાય છે. બેસવા માટે કે જરા વાર ઉભા રહેવા માટે અહિં જો જગ્યા દેખાય તો આપણાં અહોભાગ્યજ સમજવાં ! નીચલા ભાગમાં પુરૂષ કે સ્ત્રીનો વધારે વાર વસવાટ નથી હોતો એટલાં એમનાં સુભાગ્ય ! નહિં તો શરદીથી તેમનું મરણ ! સંસાર ધર્મ

ગૃહણ કરનારને માથે કેટલાંક કષ્ટો હોય છે તેનું જ્ઞાન શ્રીમંતો કરતાં સાધારણ અને ગરીબ વર્ગને વધારે હોય છે, એ આ વાત ઉપરથી સ્હેજે જણાયા વિના રહેશે નહિ ! કોઇ કોઇ વખતે માનવ ધર્મ પ્રમાણે કોઇને વ્યવહારૂ કામ પડે તો તે મળવા આવનારને પ્રથમ આ અંધકાર આચ્છાદિત કારાગૃહમાં પ્રથમ જેને મળવું હોય તેને શોધવા જવાની જરૂર પડે છે! જે ગરીબોને આવાં સ્થાનમાં રહેવાનો અભ્યાસ પડી ગયો હોય છે તે બાપડા-ઓને તો એ સ્થાનની બાબતમાં બહુ વિષાદ લાગતો નથી, પણ કોઇ જરા સારા જીવનમાં ઉછરેલાને જો આવા સ્થળે આવવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું તો તેને મન તો પ્રાણ વિયોગની ભીતિજ ઉત્પન્ન થાય છે !

મધ્યમ અને તદ્દન ગરીબ વર્ગને માટે સાધારણ નિયમ આવો હોવા છતાં બીજી બાબતમાં કાંઇક થોડીક અનુકૂળતા પણ હોય છે. ફેરીવાળા, મોચી, દરજી, મિસ્ત્રી, સુથાર, કડીયા વગેરે મધ્યમ મજુરીયાત વર્ગના મનુષ્ય સાથે વાતચિત કરવી હોય તો ત્યાંજ એક ઓરડીમાં બેસી થોડી વારમાં વાત કરી ઘરધણી છુટા થાય છે, પણ જો મળવા આવનાર વ્યક્તિ કોઈ શ્રીમંત પુરૂષ હોય તો ઘરધણી તેને આવા જીવતાં જીવત નરકસ્થાનમાં બેસવાનું કે વાર્તા-લાપ કરવાનું કહેતા નથી! તેને તો તેના દરજ્જા પ્રમાણે ઉપલે મજલે લઇ જવામાં આવે છે. વધારે સુખની વાત એ હોય છે કે, કોઇનું કોઇ પરિચિત કે બંધુ–બાંધવ આવે તો તેને મકાનનો માલિક–ગૃહસ્થ તુરતજ આવી નીચેથી ઉપર તેડી જાય છે. ખરેખર ! આવા વર્જીત કરવા યોગ્ય સ્થાનને નરક કુંડ કહેવો એ અતિશયોક્તિભરેલું કહી શકાશે નહિ.

તળેનો ભાગ નરક કુંડ હો વા એથી પણ વિશેષ કહેવાતું બીજું કાંઇ નામ હો પણ ઉપરનો ભાગ નીચેના ભાગ સાથે સરખાવતાં ઘણોજ રમણીય લાગે છે. એક વાર આ પાપમાંથી, આ ઘોર નરકમાંથી નાકે રૂમાલ દેતા જેવા ઉપર જઇએ છીએ કે દેહમાં પ્રાણ આવ્યા બરાબર હર્ષ થાય છે, અને બોલી પણ જવાય છે કેઃ " પ્રભુ હવે બચ્યો છું."

આ આપણું બીજું સ્વર્ગ ! બીજે માળે ચઢતાંજ દ્વારવાન હમેશાં ત્યાંજ ઉભેલો હોય છે. મસ્તકે ફેંટો, શરીરે ખાકી કોટ, અને પગે પાયજામો પહે-

રેલો દૃષ્ટિએ પડે છે. પરિચિત અપરિચિત સર્વ કોઇને દેખતાં મસ્તક નમાવી અતિ નમ્ર ભાવે સલામ કરે છે. એક કાષ્ટના કળવાળા પૂતળાની પેઠે તે સર્વ કામ કરતો જણાય છે. મુખ પર હાસ્ય નથી, અંગમાં સ્ફૂર્તિ નથી, બીજી કાંઈ વાત કહેતો નથી, કોઈ જાતની ચપળતા નથી; એમાંનું કશું આપણી દૃષ્ટિએ ન દેખાવાથી એને જોનાર દરેક મનુષ્યને આશ્ચર્ય લાગે છે. દ્વારવાન જેવું વિચિત્ર–સભ્ય–પ્રાણી જોતાં જોતાં આગળ ચાલતાં એક ખંડમાં જવાય છે. આ ખંડને જોતાં વારજ મ્હારી પેઠેજ વાંચકવૃંદને ભય ઉત્પન્ન થવાનો સંભવ છે. ભય એ છે કે આ ખંડમાં પગરખાં કાઢીને પ્રવેશ કરવો કે પગ-રખાં સાથેજ જવું ? પગરખાં પગમાં રાખીને જવાનો જો કદાચ નિયમજ હોય અને તે નિયમ પ્રમાણે નહિ વર્તતાં, પગરખાં કાઢીને અંદર પ્રવેશ કરૂં, તો હાલનો સુધારો મ્હને અસભ્ય ગણી હસી કહાડે ! જો કદાચ નિયમ આથી વિપરીત હોય, એટલે કે હું જોડા પહેરીને અંદર દાખલ થઉં તો મ્હને હાલની વિશમી સદીમાં પાકેલો કુલાંગાર કહી લોકો કરડવા ધાય ! પ્રથમ દર્શનેજ આ વિપદ્ ! પગરખાં રાખવાં કે કાઢવાં, એ વિચારોમાં મન ચકડોળે ચઢ્યું !

ખંડના અંદરના ભાગમાં સર્વત્ર ઉંચી જાતની સાદડી પાથરી હતી. તેના ઉપર શેત્રંજી પાથરેલી હતી, અને તેના ઉપર ગાદી પાથરી હતી. એ દેવોપમ ત્રણ ત્રણ મહા પ્રાણી ઉપર મ્હારા દેશી જોડા શી રીતે મૂકી શકાય વારૂ ? તમે વાંચનાર પાંચ સભ્ય ગૃહસ્થોજ કહો જોઉં ? મ્હારા વિચિત્ર જોડા લઇ આ ટ્રીનિટીની છાતી પર શી રીતે ફરી શકાય વારૂ ? બીજી બાજુમાં એક ટેબલ હતું. તેના ઉપર શીશામાં ઉગાડેલા કેટલાક વિલાયતી રોપાઓ અને કુંડાઓમાં કેટલાંક ફુલઝાડ ગોઠવીને મૂક્યાં હતાં. વાંચક ! આ દેવને છાજે એવા મહાલયમાં જોડા સાથે જવું કે કેમ ? એ વિચાર મ્હારા જેવા પાશ્ચાત્ય સુધારાથી અપરિચિતને આવે એ શું સંભવિત નથી ? ખંડની ચારે બાજુઓ નાના પ્રકારના પાર્થિવ પદાર્થોથી પૂર્ણ હતી. જ્યાં "**एक मेवा द्वितियम् नास्ति अिनिशाम्**" જેવું હતું ત્યાં આવા ખંડમાં મ્હારે જોડા સાથે જવું એ શું વિચારવા યોગ્ય પ્રશ્ન નથી ?

વિચાર કરતાં એટલું તો સમજાયું કેઃ આવા વિશમી સદીની ફેશનથી ભરપૂર મકાનમાં ડૉસનના બૂટ સાથે જવામાં કાંઇ વાંધો હોવો નજ જોઇએ, પણ મ્હારા દેશી જોડા તો નકામાજ છે! તેથી મ્હારૂં માન સચવાશે કે કેમ ? તે માટે તો સંશયજ હતો. ફેશીનના પૂજારી વિશ્નુપ્રસાદના વિલાયતી બૂટ અને આધુનિક વિદ્યાના કહેવાતા ખાં બળવંતરાયનું કકડતી અસ્ત્રીબંધ કક્કડ ખાસ વિલાયતી ખમીસ; એ બે વસ્તુઓજ માત્ર આવા વિશાળ ખંડને શોભાવે એમાં સંદેહ નહિ! બાકી બીજી દેશી વસ્તુઓ છટ્ નોન્સેન્સ! પગરખાંની પંચાત થયા પછી આસન ગ્રહણ કરવાની પંચાતમાં પડયા! ખંડમાં સુંદર કારપેટ બિછાવેલી હતી, પણ ત્યાં બેસવાની જગ્યાનો અભાવ હતો. ઢગલાબંધ ખુરસીઓથી ઓરડો ચિકાર થયો હતો. "**न स्थानं तिल धारणम्**" ફક્ત દ્વારવાન માફક ઉભા રહી ખંડમાં ભરેલા પ્રદર્શન સામું મ્હેં ટગર ટગર જોવા માંડયું. દરેકે દરેક જગ્યાએ કાંઇ ને કાંઈ વસ્તુ મૂકેલી નજરે આવતી હતી. કેટલીક ખુરસીઓ ઉત્તમ પ્રકારે ગોઠવવામાં આવી હતી, પણ તે પાશ્ચાત્ય ગોરા સુથારોએ એવી ઢબની બનાવેલી હતી કે જો તેના પર જરા બેસવાની કે સુવાની ઇચ્છા થાય તો પગ આકાશ દેખે, કમર પાતાલમાં જાય, અને ત્રિશંકુના જેવી દશા થવાનો ભય લાગે! વળી એવી પણ ભીતિ લાગવા માંડી કે જરા બેસવા જતાં, કાંઈ કળ લગાવી હોય ને ઉંધુંચત્તું થાય તો વળી વગર પીડાએ વેઢમાં પડાય. ઓ! મધુસૂદન! નવ ગજના નમસ્કાર આ પાશ્ચાત્ય વસ્તુઓને! ખરૂં બોલાવો તો સ્વતંત્ર રીતે બેસવા જેવું સ્થાન એકે મળેજ નહિ.

આમ ને આમ વિચારમાં ક્યાં સુધી ઉભા રહેવું? દિવાલ સામું નજર નાખતાં લાલ, લીલો, ધોળો, વાદળી, કાળો, ભુરો ઇત્યાદિક રંગના ફોટાઓ તેમજ ચિત્રો ટાંગેલાં હોવાથી જોતાં જોતાં આંખમાં પાણી ભરાઇ આવતું. એક છબી ઘેરા રંગથી ચીત્રી હતી અને તેની ઉપર એક સુંદર વસ્ત્રનું આ-ચ્છાદન કર્યું હતું. એવી લોકવાયકા હતી કે, એ છબી આદમ અને ઇવની છે અને તે અકૃત્રિમ—નગ્ન—અવસ્થામાં બિરાજમાન છે.

આ દિવાનખાનું "અદ્વિતીય સ્વર્ગ!" પણ જો આવી વિપદ અને

બંધનથી ભરપૂર હોય તો એવું સ્વર્ગ અમારે શા કામનું ? ન પાન ખવાય, ન તંબાકુ ખવાય, ન છિંકણી સુંઘાય, ન ફરાય, ન ઉઠાય, ન બેસાય, ન બગાસું ખવાય, ન છિંક ખવાય, એવી પરતંત્ર અવસ્થા—અરે ! એવી અસભ્ય ગણાતી અવસ્થા—અમને ગમે ખરી કે ? શું શ્રીમંત લોકોને આવું આઠે બાજુનું બંધન પ્રિય લાગતું હશે ? હરિ ! હરિ ! સહસ્ત્ર વાર પ્રણામ એવા સ્વર્ગને ! અને લાખો વાર પ્રણામ એવા નરકને ! બાપરે ! આટલો બધો ખર્ચ ! શ્રીમંતોની શ્રીમંતાઇ આવા આવામાંજ વ્યર્થ થતી હોય તો પ્રણામ એ શ્રીમંતાઇને ! એમાંજ જો સભ્યતા—સુધરેલાપણું ગણાતું હોય તો પ્રણામ છે એ સુધારાને ! એમનું એમને મુબારક ! અમારૂં અમને ! બસ ! હમણાં તો આટલેથી વિદાય.

---

## પ્રકરણ ૨ જું.

---

### બ્રાહ્મણ !

વાંચક વૃંદ, આવું વાંચી પ્રશ્ન કરશે કેઃ—આ બધું લખવાનું કારણ શું ? શું એકલા દિવાનખાનાનું વર્ણન આપ્યા જવું છે ? આવી રીતે નવલકથા લખાતી હશે ? શ્રીમંતો પોતાની લક્ષ્મી ખર્ચે અને દિવાનખાનાં શણગારે તેમાં લેખકના બાપનું શું જાય છે ! ઉપન્યાસનું મુખ્ય યુવતી સ્ત્રી પાત્ર ક્યાં છે ? ગુણવતી, જ્ઞાનવતી રસવતી, યુવતી, પ્રસન્નવદની નાયિકા ક્યાં છે ? તેના ઉપર આસક્ત થયેલો સુંદર નાયક પુરૂષ ક્યાં છે ? એ બધું જણાવવાનું મૂકી આવા ઉંધા વાર્તાલાપથી શું લાભ ? એવો પ્રશ્ન દરેક વાંચક કરશેજ. પ્રથમ લખતાંજ એ વિચાર અમને ઉત્પન્ન થયો હતો, પણ વાંચક ! સબુર. એમાંએ કાંઇક રહસ્ય છે, તે આગળ જતાં જણાશે.

ખરી વાત છે. હજી સુધી કોઇ નાયક પણ નથી, જ્ઞાનના સાગર રૂપ ગુણના નાગર રૂપ, રસના અર્ક રૂપ નાયિકા પણ નથી. વસંતકાળ, આમ્રપુષ્પ અને ટહુકતી કોકિલા હજી દેખાતી નથી, કમળપર ગુંજારવ કરતા ભ્રમરો નજરે પડતા નથી, રાત્રિની સ્નિગ્ધ જ્યોત્સ્ના પણ નથી, પ્રભાતનો

બાળ સૂર્ય પણ નથી, કશુંએ હજી સુધી નથી. મન વ્યાકુળ થાય, અને ચિત્ત વ્યગ્ર થાય એ વાત ખરી છે. વાર્તાના રસિકને આવો અનુભવ ઘણી વખત થાય છે, પણ ભાઈ ધીરજ રાખ. શું નથી સાંભળ્યું કે:—"સબુરીનાં ફળ મીઠાં છે."

ક્રોધ કરશો નહિ, આવે છે બધુંએ. ધીમે ધીમે ગંભીર ભાવે સમય પ્રમાણે સર્વ આવે છે. જે સ્થળે જે વસ્તુ શોભા આપતી હશે તે સ્થળે તે વસ્તુ અવશ્ય આવશેજ. શિક્ષિતા, સ્વતંત્ર, .સમભાવવાળી, અવિવાહિતા, યૌવનવિકાર ગ્રસ્ત, વિરહિણીનાં દર્શન કરવાની ઇચ્છા થઈ છે ? દર્શન થશે—ભંડાર ભરપુર છે. સર્વ કાંઇ ધીમે ધીમે જણાશે. કેવા નાયકની જરૂર છે ? સુકો, લાંબો, જાડો, પાતલો અને ચંચલ એ પાંચ પ્રકારના નાયક તૈયાર છે. નાયક, ઉપનાયિકા, પ્રાણેશ્વર, પ્રાણેશ્વરી, સખા, સખી, ઇત્યાદિ સર્વ કાંઇ છે. આમ્ર, મોર, કોકિલા, વૃક્ષ, ફુલ, નદી, સરોવર, ચંદ્ર, તારા, સૂર્ય, એની તો ગણત્રીજ નથી. બધું છે. હવે તે એકત્ર કરી તમને પિરસતાંજ વાર છે. પ્રથમ શાકભાજી, પછી પકવાનમિઠાઈ, તેથીજ પ્રથમ વસન્ત વર્ણન અને નાયિકાનું વર્ણન નહિ કરતાં જ્યેષ્ઠ માસના તડકાની વાત કહી છે.

**ગ્રંથારંભ:**—એવા જ્યેષ્ઠ માસના પ્રખર તાપમાં બળતો તડફડતો અનર્ગળ પરસેવાથી તરબોળ થયેલો એક બ્રાહ્મણ મ્હોટા સરીયામ રસ્તા ઉપરથી પસાર થતો હતો.

બ્રાહ્મણનું વય ૩૭ થી ૩૮ હશે. શરીર શ્યામવર્ણ, માથે મ્હોટી પાઘડી, પગમાં ચાંચવાળા દેશી જોડા છે. કપાળે તિલક કરેલું છે, ગળામાં જુનો અને જાડો દુપટ્ટો છે, એક જાડું દેશી દોતીઉં પહેર્યું છે. આ સિવાય શરીર પર બીજું કાંઇ વસ્ત્ર નથી, માથાપર તાપથી બચવા છત્રી પણ નથી, બેસવાને ગાડી નથી, ગજવામાં ઘડિયાળ નથી, હાથમાં સુંદર લાકડી નથી, બ્રાહ્મણ સાથે એક મજુર માથે એક ગાંસડી લઈ ચાલતો જોવામાં આવે છે.

મજૂર: "હજી કેટલું દૂર છે ? માણેકચોક સુધીની સરત કરી હતી તેને બદલે તમે આ તો એલીસબ્રીજ તરફ લઈ જતા લાગો છો."

બ્રાહ્મણ: "ના રે બાપુ ! ક્રોધ કરીશ નહિ, હવે ઘણુંજ નજીક છે."

મજૂરઃ "સ્ટેશનથી માણેકચોક સુધીનો દોઢ આનો છે. હવે હું ત્રણ આનાથી ઓછું લેનાર નથી."

બ્રાહ્મણઃ "ભાઈ! બે પૈસા વધારે આપવાનું તો કહું છું, પણ આટલું બધું કાંઇ અપાય ? એ કાંઇ ફાવે નહિ."

મજૂરઃ "તમારૂં પોટલું લઇ લ્યો. મ્હને પૈસા આપો. હવે હું અગાડી આવનાર નથી."

બહુ થયું ! બંધ કરો ! તમારાથી નવલકથા લખાશે નહિ. સભ્ય-સમાજ તમારૂં અપમાન કરશે. એક બુઢ્ઢો બ્રાહ્મણ, અને એક મજૂર. આ તે તમારી નવલકથા ? બાપુ જરા ધીમા. પ્રથમથીજ જો મિષ્ટાન્ન અને રસે-ન્દ્રીયને લલચાવે એવી વાનીઓ પીરસી દેવામાં આવે તો આગળ જતાં અજીર્ણ થવાનો સંભવ છે. મ્હારા વાંચક સાથે મ્હારે ગાઢ મૈત્રી રાખવી છે એટલે એ સ્નેહીઓને જરા પણ દુઃખ થાય તો તે મ્હનેજ દુઃખ થયા બરા-બર છે. માટે પ્રથમ જરા ખાટું, ખારૂં, સુકું, તીખું, કડવું ખવડાવ્યા પછી જો ગળપણનો સ્વાડ ચખાડવામાં આવે તો તે વધારે પ્રિય થઇ પડે. આ પ્રક-રણમાં વાર્તાના નાયકના કાંઇક અંકુર ફૂટયા છે. જેમ પ્રકરણ લાંબાં તેમ લેખકનું જ્ઞાન વિશેષ એવી માન્યતા લોકોમાં પ્રચલિત છે, છતાં હું એથી વિલક્ષણ પ્રકૃતિનો માનવી છું. ઇંગ્રેજી, લેટીન, ફ્રેન્ચ, ગ્રીક, જર્મન વિગેરે ભાષાઓનું જ્ઞાન છે. ભગવદ્‌ગીતા, સાંખ્યદર્શન, ઋગવેદના મંત્ર ઈત્યાદિક યોગ્ય સ્થાને ગોઠવવાનું શિખ્યો છું. સર્વ કાંઇ છે, અભાવ શેનો છે ? સન્યાસી બ્રહ્માનંદ જેવો *યોગી, +પ્રાણશંકર જેવો સુપ્રસિદ્ધ ગવૈયો, મગનભાઈ સી. પટેલ જેવા વિદ્વાન બૅરિસ્ટર×, મ્હેતા† જેવો ન્યાયાધિશ, ચતુર સૈના-ધ્યક્ષ અને સુશિક્ષિત સૈન્ય છે; પછી દિગ્વિજયનો અભાવ ક્યાંથી હોય ?

પાશ્ચાત્ય સુધારાઓનું લુલુ-લંગડું-આંધળું-બ્હેરૂં-બોબડું, તોતડું, અનુ-કરણ કરનારાઓને આ પુસ્તક હવે કાંઇક હાથ બતાવશે સમજ્યા ?

---

* ગંગનાથમાં. (ચાંદોદ થઇને). + વડોદરામાં. × ભરૂચમાં. † સી. એન. મ્હેતા.



# પ્રકરણ ૩ જું.

## સીતાદેવીનાં દર્શન!

પેલા વિશાળ મકાનના દિવાનખાનામાં એક સુશોભિત મખમલથી ભરેલી આરામખુરશી ઉપર વિખરાયલા વાળવાળી, ભરાવાદાર, ગૌરવર્ણી, વિવિધ વસ્ત્રથી સુશોભિત એક યુવતી રમણી બેઠેલી માલુમ પડે છે. તે સુતી છે કે બેઠી, આડી છે કે ઉભી એમાંનું કશું સ્પષ્ટ દેખી શકાતું નથી, પણ દુરથી એટલું તો જોઇ શકાય છે કે એના બન્ને પગ જમીન પર છે અને નિતંબ પ્રદેશ જરા નમેલો માલુમ પડે છે. શરીરનો ઉપલો ભાગ જણાય છે. તે પરથી કાંઇક એવું માલુમ પડે છે કે તે આરામખુરશી પર અઢેલીને સુતેલી હોવી જોઇએ.

આપણી વાર્તાની નાયિકાનું નામ સીતાદેવી છે. એનું અંગ ભરયુવાવસ્થાનું ભાન કરાવે છે. મુખ પર લાલી સ્પષ્ટપણે હવે જણાઈ આવે છે. શરીર ઉપર છેલ્લામાં છેલ્લી ઢબ પ્રમાણે સાડી પહેરેલી છે. કંમર પાતળી અને નાજુક બનાવવા માટે તે કમ્મરપટો બાંધતી હોય એમ જણાય છે. હરિ! હરિ ! વિધાતાની આ કેવી કઠોર લીલા ! અર્ધી છાતી અને અર્ધું ગળું ખુલ્લું રહે એવું એક રેશમી ઝીણું પોલકું પહેર્યું છે. ગળામાં એક શેરની લાંબી પણ પાતળી સોનાની માળા લટકાવી છે. હાથને કાંડે એક ન્હાનું ઘડીયાળ ચામડાના પટામાં ઘાલી બાંધેલું છે. કુદરતે બનાવેલું આવું માખણ જેવું સુકુમાર ગૌરાંગ કુસુમ કાળી સાડીરૂપ કારાગ્રહમાં કોના શ્રાપથી દુઃખ પામે છે! સીતાદેવીના ચંદ્ર સમાન સુંદર મુખ ઉપર પરસેવાના જેબજેબ ઉતરે છે. તે રેશમી રૂમાલવડે લુછી નાખે છે, પરંતુ તેથી તેના હાથને કેટલી બધી તસ્દી પડતી હશે વારૂ ? ઓ ભગવાન ! અત્યાર સુધી જોઈ શક્યો નહોતો કે તેના પગમાં સ્ટૉકિંગ છે. અરે તું કોણ છે બાઇ? આટલો

બધો તાપ છતાં દિવસને વખતે એક યુવતી સ્ત્રી સ્ટૉકિંગ પહેરી બેસે તે બીજાું શું ન કરી શકે વારૂ ? તેને માટે અસાધ્ય શું ?

ઉંડા વિચારને અંતે જણાયું કે એ સ્ત્રીને કોઈ વિલાયતી રોગ થયો હોવો જોઇએ ! હમણાંની ગૃહદેવીઓ કોઇ ને કોઈ રોગથી પીડાતી જણાય છેજ. તેમાં વળી આ તો મ્હોટા ઘરની તરૂણી, અને તે પણ સુશિક્ષિત ! જ્યારે જુઓ ત્યારે તેના કોમળ હસ્તમાં એકાદ પુસ્તક તો દેખાય જ. કોણ જાણે શા કારણથી તેના મુખ પર ઉદાસીન ભાવના છવાયલી જણાતી હશે ? એમાં એ લક્ષ્મીદેવીનો પણ દોષ શો ? દોષ ફક્ત અમારા હતભાગ્ય દેશનો છે કે જેથી અમારી આર્ય લલના આર્યવિદ્યા પ્રાપ્ત નહિ કરતાં માત્ર પાશ્ચાત્ય કેળવણી લઇ આવે માર્ગે દોરવાય છે ! બધી નહિ પણ મ્હોટે ભાગે !

સરરરરરર શબ્દ કરતો વિજળીક બળથી ચાલતો પંખો ફરફર કરી રહ્યો છે. દ્વાર આગળ અને બારીએ-જાળીએ ખસના પડદા બાંધી ઉનો વા વાતો અટકાવવા તે પર ઠંડું જળ છાંટયું છે. તાપથી બચવા માટે આ ઉપાયો કરવામાં આવ્યા છે, ત્યારે શા કારણથી પગે સ્ટૉકિંગ અને શરીરે આવો પોશાક ધારણ કર્યો હશે ?

વિચાર થાય છે કે: એ તરૂણી ઘણીજ શરમાળ હોવી જોઇએ. સાચું હશે ? એમાં પણ હું ઠગાયો હોઉં એમ લાગે છે; કારણ સાડીના છેડા અ-સ્વસ્થ અવસ્થામાં આમતેમ વિખરાઈ પડયા છે. માથા ઉપર વસ્ત્ર આચ્છાદન કરવું એ ગુજરાતી લલનાઓનો પરાપૂર્વથી ચાલતો આવેલો શરમાળપણાનું ચિહ્ન દાખવતો ધર્મ–રિવાજ છે, પણ તેણે તો મસ્તક પર વસ્ત્ર ઢાંકેલુંજ નથી. માથાના વાળ ખુરસી પરથી જમીન પરની શેતરંજીને ચુંબન કરતા હોય એમ જણાય છે. છિન્ન ભિન્ન થયેલું કાળા રંગનું વસ્ત્ર, ખુલ્લું માથું, એ શું હાલની સમાજમાં લલનાના ભુષણ રૂપ ગણાતું હશે ? હા, અહિં કોઈ માણસનો પગરવ પણ જણાતો નથી ત્યાં પછી લજ્જા કોની ? વિધાતાની વિચિત્ર લીલા કોઇ રીતે કલ્પનામાં આવી શકતી નથી.

સીતાદેવીએ ક્ષીણ–મૃદુ પંચમ સ્વરે, વસન્ત બહાર રાગિણીમાં બુમ પાડીઃ " ભૈયાજી ! બરફ પાણી લાવ ! " ભૈયાએ આવીને લક્ષ્મીદેવી સમાન આપણી સીતાદેવી સન્મુખ ટેબલ ઉપર બરફ પાણીનું એક સુંદર ગ્લાસ મૂક્યું.

ડી. કે. કલેક્ટર સાહેબના બંગલામાં વસી રહેલી આ કન્યા અત્રે એકલી નથી એમ આ ભૈયાને કરેલી આજ્ઞા પરથી જણાય છે. પુરૂષના આવાગમન છતાં પોતાનું મસ્તક ખુલ્લું રહે તે માટે એ તરૂણી દરકાર કરતી જણાતી નથી. નથી સમજાતું કે આ કોઇ ગાંધર્વ કન્યા છે કે કોઇ નાગ કન્યા? કોઇ કિન્નર કન્યા છે કે કોઇ દેવ કન્યા? અમદાવાદ જેવા શહેરમાં આવા બંગલામાં વસ્તી આ સુંદરી કન્યા કોણ હશે?

બપોરનો બે વાગ્યાનો સમય થવા આવ્યો છે. સૂર્યનારાયણ પોતાનો પરિચય બરાબર કરાવી રહ્યા છે. સીતાદેવી એકદમ ચેર પરથી ઉઠી ઉભી થઈ, દ્વાર સુધી આવજા કરવા માંડી; પણ મન કોઈ રીતે સ્થિર થયેલું દેખાયું નહિ. ટેબલની નીચે મૂકેલા ગ્લાસમાંથી પુનઃ એક ઘુંટડો બરફજળ પીધું. આથી પણ એના ચિત્તની વ્યગ્રતા શાંત થયેલી જણાઇ નહિ. ટેબલ પર પ્રખ્યાત કવિરાજ શેલીની કવિતાનું પુસ્તક હતું, તેને હાથમાં લઇ ઉઘાડી અંદરથી કાંઇ ગણગણવા લાગી. થોડીજ ક્ષણમાં શેલીના પુસ્તક ઉપર તિરસ્કાર છુટયો હોય એમ લઇને પાછું મૂકી દીધું. તુરતજ પોંચે બાંધેલી ઘડિયાળમાં જોતાં માલુમ પડ્યું કેઃ સમય અઢીનો થયો છે. એના મુખાર્વિંદ અને નાક તરફ નજર નાખતાં એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું કે ઘડિયાળ તરફ પણ એને તિરસ્કાર ઉત્પન્ન થયો છે. આરામખુરસી પરથી ઉઠી એક ટેબલ પાસેની ખુરસી પર બેઠી, હાથમાં પત્ર ને કલમ લઇ કંઇક લખવા માંડ્યું.

એજ સમયે સીતાદેવીની માતા સામે આવી ઉભી રહી. જનની એક આદર્શ માતા જેવી દેખાતી હતી. શરીરનો રંગ ગૌર હતો. હાથમાં ચુડીઓ પહેરેલી હતી. કપાળમાં સૌભાગ્યના ચિહ્ન રૂપ કુંકુમનો મ્હોટો ચાંદલો કર્યો હતો. મસ્તક વસ્ત્રથી આચ્છાદિત હતું. તુરતજ તેણે કહ્યુંઃ "બેટા, આવા ઉનાળાના સખ્ત તાપમાં શયનખંડમાં જઇને સૂવાનું મુકીને આમ બેસી કેમ રહે છે? ડાક્તર સાહેબ પણ કહી ગયા છે કેઃ આહાર લીધા પછી સુવાની ખાસ જરૂર છે. આખો દિવસ વાંચ વાંચ કરવાથી તારૂં શરીર વધારે બગડશે."

સીતાદેવીએ જરા રૉફમાંજ ઉત્તર દીધોઃ "દિવસે ઉંઘ ન આવે તેમાં હું શું કરૂં? ઉંઘ ઉપર તો કાંઇ જોર થાય નહિ?"

માતાઃ "હું ત્હારા શારીરિક સુખ માટે કહું છું. આવા ઉકળાટના દિવસોમાં દરેકને કામનો કંટાળો આવે, દરેકને નિંદ્રા પણ આવે. કદાચ વધારે તાપ સહેવામાં આવે તો સારા માણસનું શરીર પણ બગડે તો ત્હારૂં શરીર મૂળથીજ નરમ છે, તે કેમ વધારે ન બગડે? ચાલ, મ્હારી સાથે ચાલ. થોડી વાર સૂઈ જા."

સીતાદેવીઃ "હવે સૂવું પણ કેવી રીતે? ચાર વાગે માસ્તર ભણાવવા આવે છે તે શું તમે નથી જાણતાં? હવે સુવાનો વખતજ ક્યાં છે?"

માતાઃ "હજી તો બેજ વાગ્યા છેને? બે કલાકનો સમય છે. એટલામાં માસ્તર આવશે તો હું ત્હને ઉઠાડીશ."

સીતાદેવીઃ "ના, એમને ખોટું લાગે, મ્હને આપેલો પાઠ વખતસર તૈયાર ન થાય તોપણ એમને ખોટું લાગે."

માતાઃ "બેટા, ત્હારૂં શરીર વધારે બગડે એ મ્હારાથી કેમ દેખ્યું ખમાય? ભણવું પ્રથમ કે શરીર રક્ષણ કરવું પ્રથમ? ત્હારા માથાની વેદના ઓછી થાય કે પછી ચોવીશે કલાક ત્હારા પાઠ વાંચ્યા કરજે."

સીતાદેવીઃ "મા! તમે મ્હારી સ્વતંત્રતામાં હાથ ઘાલશો ના. તમારી આવી દરરોજની હઠથી મ્હારા માથામાં રોગ ઉત્પન્ન થયો. કોઈના કાર્યમાં વિક્ષેપ નાંખી તેની મરજી વિરૂદ્ધ કામ કરાવી તેનું હૃદય દુઃખવવાથી ડૉક્ટરના મત પ્રમાણે રોગ બમણો થાય છે, એ શું તમો નથી જાણતાં? હૃદય દુઃખવવાથી હજારો વિચારો મનમાં ઉત્પન્ન થાય છે; અને તે વિચારોની અસર મન પર થતાં શરીરને વધારે હાનિ કરે છે, એ તમે જાણો છો છતાં આવી હઠ હમેશાં કર્યા કરો એ ઠીક નહિ. આર્ય રમણીઓનાં અંગનું રક્ત પ્રબળ વેગે વહ્યા કરે છે, તે વેગ અટકે એવું કોઈ કાર્ય ઘરના વડીલોએ કરવું સારૂં નથી. આર્ય બાળાઓના કોઈ પણ રોગનું જો ખરૂં કારણ કાંઈ હોય તો તે એજ છે કે તેમને તેમની મરજી પ્રમાણે વર્તન કરવા દેવામાં આવતું નથી. જો હવે તમે મ્હને એક વખત પણ "સૂઈ જા, સૂઈ જા." કહેશો તો મ્હારૂં માથું વધારે દુઃખવાનો સંભવ છે."

મ્હોડે ચઢાવેલી અને સુધારાના શિખરે પહોંચવા દીધેલી પુત્રીનાં વચનો

સાંભળી સ્તબ્ધ થઇ ગયેલી માતા બોલી: "બ્હેન, જો ત્હારા કહેવા પ્રમાણેજ બધું હોય તો તને યોગ્ય લાગે તેમ કરવા હું છુટ આપું છું."

આટલું કહી ગરીબ બિચારી માતા મનમાંજ બડબડતી ત્યાંથી ચાલી ગઇ. કન્યાએ તુરતજ પોતાના હાથ તરફ નજર નાખી. ત્રણમાં હજી દશ મિનિટ બાકી હતી. "આ ઘડિયાળનો કાંટો ફેરવી એકદમ ત્રણ વગાડવામાં આવે તો કુદરત તે અનુસાર ચાલે કે નહિ ?"

આવા વિચાર કરતી તે ફરી પાછી આરામખુરશી પર સુતી. "ઘડિઆળ બિચારી સૂર્યનારાયણને આધિન કેમ રહી ? એના પ્રમાણે સૂર્ય કેમ ચાલતો નથી ? વિધાતાનો આવો ઉલટો ન્યાય શાથી ? ઘડિયાળનું પરવશપણું, એ સમદ્રષ્ટિવાળા માનવીને દયા ઉત્પન્ન કરે એમ નથી ? સૂર્ય શું બ્રાહ્મણ છે અને ઘડિયાળ શું શુદ્ર છે ? ભારતની અવદશા થવાનું કારણ આવા અધમ વિચારોજ હોવા જોઇએ. આવા ગુલામગિરીના રિવાજ આ દેશમાં હજી કેટલો કાળ ચાલશે ? કોઇ વિલબરફોર્સ જેવો સહૃદયી દયાળુ આત્મા હિંદમાં જન્મ ધારણ નહિ કરે ?" આવા વિચારોમાં સીતાદેવી એકદમ ઉંડી ઉતરી ગઇ.

એટલી ઉંડી ઉતરી ગઇ કે ઠેઠ પાતાળે પહોંચી ગઇ ! એજ સમયમાં એની કમળ જેવી નાજુક હથેલીમાં એક મ્હોટું પરબીડીઉં કોઇ આવીને આપી ગયું. મથાળું ઇંગ્રેજીમાં હતું.

**Sita Devi**

*55—Maneckchowk*

AHMEDABAD.

તેમાં લખ્યું હતું કેઃ—

**સહૃદય સીતાદેવી !**

પરમાત્મા તમારૂં મંગળ કરો ! હૃદય પવિત્ર કરો ! દેહ સ્વસ્થ રાખો ! આજે ચાર વાગે તમને ભણાવવા આવવા વચન આપેલું પણ તે પ્રમાણે આવી શકાય તેમ નથી, આથી કોઇ રીતે ખોટું લગાડશો નહિ. કોઇ વ્યવહારિક ઉપાધિમાં એકાએક આવી પડવાથી આવતાં અટકાવ થયો છે. અપરાધ ક્ષમા કરશો. તમારા અભ્યાસમાં ખલલ પડશે જાણી મ્હને ઘણું

જ દુઃખ તેમ હૃદય વેદના થાય છે. મ્હારો આ દોષ ધ્યાનમાં લેશો નહિ. આ પત્રનો પ્રતિઉત્તર આપશો તો મ્હોટો ઉપકાર થયેલો ગણીશ.

લી. તમારોજ,
**નગેન્દ્ર.**

રમણીએ પત્ર વાંચ્યો. તેણે દુઃખી થઈ એક ઉંડો નિશ્વાસ મુક્યો. દુઃખની વાત એટલીજ હતી કે: શ્વાસ વાયુને ઈશ્વરે એ દુઃખ ઉચ્ચારવા વાચા આપી નહિ કે કોઈ સાંભળીને સહાનુભૂતિ પણ દર્શાવે. સીતાદેવીએ વિચાર કર્યો: પત્રનો ઉત્તર આપવો કે નહિ? ક્રોધમાં આવી જઇ બોલી: "ઉત્તર આપવોજ નથી," પણ પોતાના ક્રોધનું શાન્ત્વન કરવા અત્રે કોઈ હાજર નથી એમ જાણી, વળી મનમાં બડબડવા લાગી: "વારૂ, આ વખત તો જવાબ આપીશ પણ ફરીથી આવું થતાં કદી પણ જવાબ આપીશ નહિ."

તેણે ઉત્તર લખ્યો:—

**સુજ્ઞ નગેન્દ્ર,**

હું આપને એક મ્હારા ગુરૂદેવ ગણું છું. આ નારી જન્મમાં આપજ મ્હારા શિક્ષાગુરૂ છો. ગરીબ શિષ્યા પરથી કૃપા ઘટવાનું કારણ શું? નિયત કરેલા વખતે આપ પધારી અમૃતમય ઉપદેશ આપશોજ, એવી આશામાં હું અત્યારસુધી બેસી રહી, પણ આશા નિરાશ થવાથી હૃદય ઘણુંજ દુઃખી થાય છે. આપ કોઈ અગત્યના વ્યવહારી કાર્યમાં જોડાયા હો તો આવવાનું પ્રયોજન નથી, કારણ આપના કાર્યમાં કોઇ રીતે ખલલ પડે તે જોવા હું જરા પણ રાજી નથી. હું આપની મૂર્તિને કલ્પનામાં લાવીશ અને હૃદય રાજ્યમાં એને સપ્રેમે બેસાડીશ. એજ મૂર્તિને પ્રત્યક્ષ ગુરૂદેવ માની પ્રણામ કરી હું શેલીનો પાઠ કરવો આરંભ કરીશ.

લી. આપની ચિર દુઃખિની,
**સીતાદેવી.**

પત્ર પાકીટમાં બંધ કરી યોગ્ય સ્થાને પહોંચાડી આવવા નોકરને વિદાય કર્યો. તુરતજ આરામખુરશી પર જઇને સુતી. જમણા હાથમાં પુસ્તક અને ડાબા હાથમાં પેન્સીલ લઇને નેત્ર બંધ કર્યાં.

આ સમયે વળી એક બીજો પત્ર પણ આવી પહોંચ્યો. પત્ર આપી દ્વારવાને અતિ નમ્રભાવે કહ્યું: "ડૉકટર સાહેબનો માણસ બહાર ઉભો છે, આપ કહો તો ઉત્તર માટે ઉભો રાખું." સીતાદેવી પત્ર ઉઘાડતાં બોલીઃ– "બોલો, ખડા રહે."

દ્વારવાન સલામ કરી વિદાય થયો. પત્રના અંદરના ભાગમાં નીચે પ્રમાણે લખાણ હતું:–

**પ્રિય ભગિનિ !**

અત્યાર સુધીમાં આપના માથાની વેદના કેમ છે તે જાણવાને બહુજ ઉત્સુક છું. પુનઃ આપને જોવા આવી જવાની જરૂર છે કે કેમ? જો જરા સરખી પણ વેદના થતી હોય તો તત્ક્ષણ લખી જણાવશો; હું સર્વ કામ છોડી હાજર થઇશ. આપના પિતાશ્રી ક્યારે પધારવાના છે?

લી. **"આપનો મહેન્દ્ર."**

સીતાદેવીએ ઝટપટ આનો પ્રત્યુત્તર નીચે પ્રમાણે લખી આપ્યો:—

"**પ્રિયબંધુ !** આપનો અનુગ્રહપત્ર વાંચી ઘણોજ આનંદ થાય છે. મ્હારાપર આપની આટલી બધી કૃપાદષ્ટિ અને આટલો બધો સ્નેહ જોતાં મ્હને સંપૂર્ણ ખાત્રી છે કે મ્હારી મસ્તકની વેદના જલદીથી દુર થશે. આ જગતમાં આપજ એક મ્હારા પરમ બંધુ છો. મ્હારી શારીરિક શાંતિ અને સુખ એ આપને લીધેજ છે, કિન્તુ આવી જાતનો પ્રેમભાવ આપ સદાકાળ કરશો કે? ભગવાન! મ્હને એ બાબતમાં અભયદાન આપો.

ઇશ્વિર ઇચ્છાએ અને આપની કૃપાએ આજે ઠીક છે. જો કદાચ વેદના વિશેષ થતી જણાશે તો આપને તુર્તજ ખબર આપીશ.

લી.

આપની દુઃખી ભગિની,

**સીતાદેવી.**

વળી એટલામાં દ્વારપાળે આવી ત્રીજો પત્ર તે રમણીના હાથમાં મૂક્યો અને તુરતજ સલામ કરી વિદાય થયો. પત્રની આકૃતિ ઝમકદાર હતી. પત્રની ચારે કિનારીએ સોનેરી વેલ હતી અને શિરોભાગે એક નભોમંડળમાં વિચ-

રતી સુંદર અપ્સરાની છબી હતી. પત્રના અંદરના તેમજ બહારના ભાગમાંથી ગુલાબના અત્તરની સુગંધ આવતી હતી. પત્રનું લખાણુ આ પ્રમાણે હતું:—

"શરીર અસ્વસ્થ રહ્યા કરે છે, ઉત્તર શું આપવો એ ધ્યાનમાં આવતું નથી. ચક્ષુઓમાંથી વિના કારણે વારિધારા ચાલી જાય છે. સર્વે વસ્તુઓ પર તિરસ્કાર આવે છે. આકાશના ખોળામાં ચંદ્ર અને તારાઓ ખડખડ હસ્યા કરે છે. મહિમંડળમાં સુગંધીદાર પુષ્પો હસી રહ્યાં છે. કમળ ફૂલમાં મધુકર ગુંજારવ કરી રહ્યા છે. વાયુની લહેરોમાં વૃક્ષોના પાન અને ડાળીઓ ઝુકી રહ્યાં છે. પાસેની વાડીમાં મોર અને આમ્રશાખાપર કોયલો ટહુકારા કરી રહ્યાં છે, પણુ આ હતભાગ્ય માનવીના અંતરમાં તો દાવાનલ પ્રગટી રહ્યો છે, ત્યાં શું સુખ લાગે અને શું ઉત્તર અપાય ? અરૂણુનો ઉદય થતાં પંકજ પ્રફુલ્લ કેમ થાય છે ? ચંદ્રના કિરણોનો રસ પાન કરતી કુમુદિની પ્રફુલ્લિત કેમ બને છે ? વસન્તકાળમાં કોકિલા કેમ કુહુ કુહુ કરી રહે છે ? ચંદનમાં અગ્નિ પડતાં એમાંથી સુગંધ કેમ આવે છે ? કમલિનીના રસ પાન માટે ભ્રમર કેમ દોડયા આવે છે ? આમાંનું શું સારૂં હશે ? ઉત્તર શું આપું ? ચારે દિશાએ ઘોર અંધકાર લાગે છે ત્યાં ઉત્તર શું આપું ? આખા બ્રહ્માંડને પત્ર બનાવી મૈનાકને લેખિની બનાવું, અને મહાસાગરનું અથવા મ્હારા નયનમાંથી પડતા અશ્રુજળની શાહી બનાવું અને સમય અનંત હોય, શ્રમનું નામ જણાતું ના હોય તોપણુ ઉત્તર આપવાનું કેમ અયોગ્ય લાગે છે ? નખ વતી હૃદય ચીરીને જુવો કે આમાં શું છે ? પ્રિય મૂર્તિનું નામ જ્યારે આખા શરીરમાં પ્રસરી ગયું ત્યારે નામ લખ્યું, અંતરમાં ને અંતરમાં જ્યારે પ્રતિમા બહુ જોવાઇ ત્યારે આપોઆપ ફોટો લેવાઇ ગયો. છબી ચિત્રાઇ ગઇ. જ્યારે પ્રિય મૂર્તિના મુખમાંથી પ્રેમનાં વાક્યો નીકળ્યાં ત્યારે તે પ્રેમનો રસ થઇ જઇ સુવર્ણુ રંગનો પ્રેમસાગર બન્યો અને હું તેમાં સ્નાન કરવા લાગ્યો. જ્યારે હૃદયનું મૂલ્ય—શરદ્‌ના શશી જેવું ગણાયું ત્યારે પછી ઉત્તર આપવો કેમ સુઝ પડે ? હું હવે વિદાય થાઉં તો કાંઇ અયોગ્ય નજ કહેવાય !

આ એક સન્યાસીનું બનાવેલું સંગીત હતું, તેનો અનુવાદ છે. તે ગેરૂઆ રંગનું વસ્ત્ર અને કરમાં કમંડલું ધારણુ કરી સમસ્ત ભારતમાં આ

ગીત ગાતો ફરે છે એવું એનું કહેવું હતું:—નદી વૃક્ષે, ગિરિ શૃંગે, સાગર કાંઠે, નદી તટે બેસી, હું આ સન્યાસીનું મધુરૂં ગીત જરૂર ગાઇશ. યાગ યજ્ઞમાં, હોમ કે જપમાં, તપ અને મંત્રતંત્રમાં એજ નામ—એજ નામ હું પ્રેમથી લલકારીશ. એ નામ મ્હને અતિપ્રિય છે. એ નામજ જાણે ઇશ્વર હોય એમ લાગે છે. કહો ? આથી હવે બીજું શું સારૂં લાગે અને શું ઉત્તર આપું ?

લી. **હરિવદન.**

આ અનુવાદ ફક્ત આપને વાંચવાનેજ મોકલ્યો છે. જો આપને એવું છપાવવાનું યોગ્ય લાગતું હોય તો તે લખી જણાવશો કે તેમ કરીશું, અને જનસમાજમાં આવું લખાણ અપ્રિય થઇ પડે એમ લાગતું હોય તો વાંચીને ફાડી કટકા કરી Waste basket ( કચરાની ટોપલી ) ને હવાલે કરજો. આજથી બે વર્ષ પહેલાં મ્હારા હાથમાં આવેલું ગુલાબ પુષ્પ અચાનક જેમ ઝુંટાઇ જઇ કરમાઇ ગયું તેમ આ પત્ર જેમાં સર્વસ્વ હોવા છતાં જો અયોગ્ય લાગે તો તેને ચીરી નાંખજો. પંદર દિવસ અમદાવાદમાં રહ્યો છતાં એક દિવસ પણ મેળાપ થયો નહિ એ મ્હારા દુર્ભાગ્યની વાત છે. હવે દુર દેશ જવાનો છું. ક્યારે પાછો ફરીશ તે કહી શકાતું નથી.

લી. **હરિવદન.**

સીતાદેવીએ આ પત્ર વાંચ્યો અને દશ મિનિટ સુધી ઉંડો વિચાર કરવા લાગી. થોડીવાર પછી નીચે પ્રમાણે ટુંકામાં જવાબ આપ્યો.

" પત્રના ઉત્તરમાં આજે કાંઇજ લખતી નથી, આપ જ્યાં જાઓ ત્યાંનું address ( સરનામું ) લખી મોકલજો. ફક્ત એટલુંજ લખી મોકલું છું કે હું એક નિરપરાધી અબળા છું.

લી. સંસાર સુખ વિરહિતા,

**સીતાદેવી.**

ત્રીજા પત્રનો ઉત્તર લખી આપી સીતાદેવી એક સોફા ઉપર જઇ સુતી, બૈયાને કહ્યું: " જોરસે પંખા ચલાઓ. " તુરતજ બંને નેત્રો બંધ કર્યાં, પણ ગરીબ બીચારી સીતાદેવીને ક્યાં પળવારની શાંતિ છે ? જોત જોતામાં

વળી એક બીજોજ પત્ર આવ્યો. પત્રના લેખકનું નામ હસમુખરાય હતું. તેઓ વિજ્ઞાનના પ્રૉફેસર હતા.

પત્રમાં લખ્યું હતું કેઃ—

**શ્રીમતિ સીતાદેવી.**

રમણીઓને વિજ્ઞાન વિષયપર આટલી પ્રીતિ હશે એવું સ્વપ્ને પણ હું ધારતો નહોતો, પણ તમને જોઇને મ્હારો તે ભ્રમણાંધકાર દુર થયો છે. આજ એક માસમાં શારીરિક વિજ્ઞાનમાં તમે જે પ્રગતિ કરી છે તે ખરેખર પ્રશંસનીય તેમજ અતિ અદ્દભૂત છે. રસાયણમાં પણ તમારી દૃષ્ટિ તિવ્ર છે. મ્હારી મેળવેલી શિક્ષા આજે ફળિભૂત થઇ એમ ગણું છું, પણ એક વાત જરા હૃદયને ખેદિત કરે છે. અઠવાડીઆમાં ફક્ત એકજ દિવસ વિજ્ઞાન માટે તમે રાખ્યો છે તેથી આપની જાણમાં ઘણુંજ થોડું થોડું આવે છે. ઇંગ્રેજી સાહિત્યપાઠ અઠવાડીયામાં છ દિવસ રાખો છો તેને બદલે પાંચ કરો તો ઠીક. વધુમાં સાહિત્ય કરતાં પણ વિજ્ઞાનનો વિષય ઘણોજ ગંભિર છે. અતિ શ્રેષ્ઠ છે. અતિ કલ્યાણકર છે. ઇશ્વરીય છે. ચંદ્રમૂખિ ! આ વિષયમાં તમે જેવી અનૂમતિ આપશો તેમ કરીશું.

લી. **હસમુખરાય વિજ્ઞાન–શાસ્ત્રી.**

હસમુખરાય વિજ્ઞાન–શાસ્ત્રી સાહેબ દરેક સાથે વિજ્ઞાન સંબંધીજ વાતો કરતા એટલે એમાં જરા હોંશિયાર હોવાનો ગર્વ તો હોયજ. સીતાદેવીએ આ પત્રનો ઉત્તર નીચે પ્રમાણે આપ્યોઃ

"હાલમાં મ્હારૂં શરીર ઠીક રહેતું નથી. તેથી આવા ગંભીર વિષયપર હાલમાં મન લગાડવું તે પ્રકૃતિ વધારે બગાડવાના કારણરૂપ થાય એમ છે. પણ આપનો બોધ મ્હારા મનમાં રાતદિવસ દીપકની પેઠે પ્રકાસ્યા કરશે. સૂતાં, ઉઠતાં, જાગતાં કે ઉંઘતાં, બહાર કે ઘરમાં ફક્ત તમારો એ એકજ બોધ ધ્યાનમાં રાખીશ. કારણ આપે મ્હને જેટલી ઉપકૃત કરી છે, તેટલી આ જગતમાં અન્ય કોઇએ કરી નથી. આપના વિના વિજ્ઞાનના આવા કઠોર ગંભીર અર્થ અન્ય કોણ સમજાવી શકે ?

**લી. વિજ્ઞાન–ભિખારીણી,**

**સીતાદેવી.**

પત્ર પૂરો થતાંજ એક વકિલ સાહેબની "ભેટ" સીતાદેવી સન્મુખ લઇ એક નોકર હાજર થયો. નોકરના હાથમાં એક ચાંદીના સુંદર થાળમાં એક પત્ર અને એક ગુલાબપુષ્પની માળા હતાં. પાકીટપર લાલ લાખથી વીંટીની સુંદર મહોર કરી હતી. પત્ર ઉપર "સીતાદેવી શીવાય અન્ય કોઇએ ઉઘાડવું નહિ" એમ લખ્યું હતું. સીતાદેવીએ પત્ર ખોલી અંદરનું લખાણ મનમાં વાંચી ઝટ ઉભી થઇ, પત્રવાહકને એક રૂપિયો આપી વિદાય કર્યો. એક પછી એક એમ ચાર પત્રો વાંચી તેના પ્રતિ ઉત્તર આપી, સીતાદેવી ઘણીજ શ્રમિત થઇ ગઇ. કોમળ હાથ દુઃખવા લાગ્યા. અરેરે ! ઓ બાપ ! ઓ મા ! ઇત્યાદિક શ્રમદર્શીત શબ્દો બોલવા લાગી. "પણ હજી ચાર વાગ્યા નહિ. કદાચ ઘડીયાળની કમાન બગડી હશે, તેથી વખત બરોબર આપતી નહિ હોય" એવું અનુમાન બાંધ્યું, તત્ક્ષણાત્ દ્વારવાનને જોડેના ઓરડામાંથી બરાબર વખત જોઈ આવવાનો હુકમ કર્યો, પછી પોતે પાઠ ગૃહમાં પ્રવેશ કર્યો.

આ પાઠગૃહનો ખંડ ન્હાનો હતો. મધ્યમાં એક ન્હાનું ટેબલ હતું. તેની બે બાજુએ બે ખુરશીઓ ગોઠવી હતી, તેની પાસે એક મેજ હતી. એક બાજુએ એક મ્હોટું ટેબલ હતું. તેનાપર મીણ કપડ જડી દેવામાં આવ્યું હતું. ન્હાનાં મ્હોટાં પાંચ છ વૉલસેટ ગોઠવી દેવામાં આવ્યા હતાં. કાગળ, ખડીઓ, કલમ ઇત્યાદિ તૈયાર મૂકેલાં હતાં. ભીંત પર કેટલીક છબીઓ ટાંગેલી હતી અને એક મ્હોટું ઘડીયાળ હતું. એક બાજુ ખુણામાં જળથી ભરેલો એક કુંજો હતો. એક બાટલીમાં લાલ દવા ભરેલી જોવામાં આવતી હતી અને હાથ લુછવા એક વિલાયતી ટુવાલ ખીંટી ઉપર ટાંગેલો હતો. ખાવાને પાન, ગાવાને ગાન ને વગાડવાને હારમોનિયમ તૈયાર હતાં. એક બાજુમાં ફોનોગ્રાફ પણ તૈયાર કરી ગોઠવી મૂકેલું હતું.

સીતાદેવી આ નિર્જન વાસમાં બેસી એક સુંદર કવિતા રચવામાં ગુંથાઇ. પ્રથમ શેક્સપીયર ઉઘાડી તેમાંની એક કવિતા એક સુંદર ચીકણા કાગળ ઉપર ઉતારવા લાગી.

To be, or not to be, that is the question
Whether 'tis nobler in the mind, to suffer
The slings and arrows of our outrageous fortune,
Or to take arms against a sea of troubles
And by opposing end them ?—To die,—to sleep—
No more, and, by a sleep to say we end
The heartache, and the thousand natural shocks
That flesh is heir to,—'tis a consummation
Devoutly to be wished, To die,—to sleep;—
To sleep ! Perchance to dream; ay, there's the rub.

કવિતા આટલે સુધી ઉતારી બંધ રાખી પછી કવિતાનું ભાષાંતર કર્યું:

"જીવવું કે મરવું એ આજે એક મ્હોટો પ્રશ્ન થાય છે. દુઃખો અને જુલ્મી નશીબનાં લાખો તીરો સહન કરવાં, અથવા આફતોના સમુદ્ર સામું હથિયાર લઇ સામું થવું અને તેનો અંત આણવો એમાંના ક્યા વિચારો ઉચ્ચ કોટીના ગણાતા હશે ? મરવું—ઉંઘવું—એ બન્ને સરખાં હશે ? ઉંઘ—એ મરણ હશે ? હૃદય–શૈલ્ય તેમજ હજારો વિપદો કે જે સહન કરવા એ મનુષ્યનો ધર્મ છે, તે મરણ—ઉંઘ આવતાં લય પામે છે. મરણ થતાં જો તેમજ થતું હોય તો તો એ એક ઉચ્ચ કોટીનું રાજીખુશીથી ઇચ્છવા યોગ્ય મરણ છે. મરવું—ઉંઘવું—પણ કદાચ એ મરણ–એ ઉંઘ સ્વપ્ન કરે તો કેમ ? અરેરે ! અહિંયાંજ પાછો જીવન મરણનો સવાલ ઉત્પન્ન થાય છે."

લખવાનું બંધ થયું. સીતાદેવીએ કવિતાનો અર્ધ ભાગ ઉઘાડો મૂક્યો ને અર્ધ ભાગપર એક પુસ્તક ઢાંક્યું. હજીપણ સાહિત્યશિક્ષક આવ્યા નહિ. તે તુરતજ ખુરશી પરથી ઉઠી બારીયે ગઇ અને આકાશ સામે દૃષ્ટિ કરવા લાગી; પણ આકાશમાંએ આનંદ જણાયો નહિ. દક્ષિણ બાજુએ દૃષ્ટિ નાંખી ધોરી રસ્તો જોવા લાગી, પણ જતાં આવતાં માણસો ઝેર જેવાં દેખાવા લાગ્યાં. થાકીને છેવટે પોતાના નિર્જન ઘરમાં જઈ શેલીનો ગ્રંથ છાતીપર મૂકી ચક્ષુ બંધ કરી હિંચકાપર સુતી.

---



## પ્રકરણ ૪ થું.

### માસ્તર સાહેબ!

અમાવાસ્યા પછી પૂર્ણીમા, શીત પછી વસંત, અને દુઃખ પછી સુખ પ્રાપ્ત થવું, એ તો પરાપૂર્વનો નિયમજ છે. દુઃખ સુખ, સંપદ્ વિપદ્, એ કાળચક્ર પ્રમાણે ચાલ્યુંજ આવે છે. એમાંજ મનુષ્યને ઉછરવાનું છે અને મરણ પામવાનુંયે છે.

નિયમ જો એવો છે, તો પછી સીતાદેવીને દુઃખ પછી સુખ કેમ થતું નથી? વધારે દૃષ્ટાંત બીજાં પણ છે. અતિ તાપ પછી વારિધારા પૃથ્વીને શાંત કરે છે. વૉટરલુના ઘોર સંગ્રામ પછી યુરોપખંડમાં સંપૂર્ણ શાંતિ પ્રસરી હતી; પણ આજે સીતાદેવીના હૃદયક્ષેત્રમાં જે મ્હોટું વૉટરલુનું સંગ્રામ ચાલ્યું છે તે હજી સુધી પણ કેમ શાંત થતું નથી? થશે. શાંત થશે. જો એમ ન હોય તો સંસારનો લય થાય.

વખત જોતજોતામાં ચાલ્યો ગયો. તુરતજ મકાનના કમ્પાઉન્ડમાં બૂટ સાથે કોઇના આવવાનો અવાજ સીતાદેવીને કાને પડયો. આ અવાજને તે શાંતપણે સાંભળવા લાગી. બરાબર ધ્યાન આપતાં કોઈ પરિચિતનો પગરવ જણાયો. ધીમે ધીમે બૂટનો મોહિનીમય ધ્વનિ છેક નજદિક આવતો સંભળાયો. અવાજ જરા ધીમો પડયો. દુધ જાણે દહિંમાં પરિણામ પામ્યું હોય એમ થયું. તત્ક્ષણ તે આવનાર પુરૂષે ધીમેથી બારણાને ધક્કો માર્યો અને કહ્યું; "આશા છે કે આપ તસ્દી લઇ અંદરથી સાંકળ ઉઘાડશો." સીતાદેવીએ ઘણાજ મૃદુસ્વરે ધીમેથી કહ્યું: "ઉઘાડું છું. હા ઇશ્વર!"

સાંકળ ઉઘાડી કે તુરતજ તે મોહનમૂર્તિ પરમપુરૂષ નયનનો પથિક બન્યો. એ મૂર્તિ કઈ?

તે પુરૂષે શરીર પર યુરોપિયન ફેશિનનો એક કોટ, એક ઝીણું બારીક

લાલકોરનું ધોતીઉં, અને ગળામાં એક લાંબી સુવર્ણની સાંકળી ધારણ કર્યા છે. અધરોષ્ટ લાલવર્ણના દેખાય છે. ચહેરો ભરાવાદાર અને કાંતિવાળો છે. માથાના વાળમાં સીધો સેંથો પાડેલો છે. શરીર હૃષ્ટપુષ્ટ હતું. વદન હમેશાં આનંદી દેખાતું હતું. પચીશ વર્ષથી ઓછી ઉમ્મર નહોતી. એનું નામ નગેન્દ્રલાલ. એ પોતેજ કૉલેજના પ્રૉફેસર અને સીતાદેવીના સાહિત્યશિક્ષક હતા. શિક્ષક અને શિષ્યાના ચારે નેત્રોનું સંમેલન થયું. તદ્દન મ્લાન ભાવે, કઠોર ક્ષિણ સ્વરે, શિષ્યા સીતાદેવીએ શિક્ષક નગેન્દ્રને કહ્યું: "આપ કેટલા નિષ્ઠુર છો! અબળા જાતિને ફક્ત કષ્ટ આપવાને માટેજ શું વિધાતાએ પુરૂષને જન્મ આપ્યો હશે?"

નગેન્દ્ર: "આપ ધ્યાનમાં આવે તેમ બોલો, મ્હારૂં હૃદય જો પાષાણથી પણ કઠણ નહોત તો આવું વર્તન કદી થઇ શકત ખરૂં? હું અધમ, બીકણ અને કાયર પુરૂષ છું. આપની આગળ મ્હોટો ગુન્હેગાર છું."

સીતાદેવી: "ગુસ્સો લાગ્યો કે શું?"

નગેન્દ્ર: "ગુસ્સો કરતો નથી પણ દુઃખ થાય છે. ભારતના કુસંસ્કાર, ભારતની કુનીતિ, અને ભારતની કુપ્રથા દેખી ફક્ત આંસુ ઢાળું છું."

શિષ્યા સીતાદેવી, પોતાના વિદ્યાગુરૂની આવી શોચનીય વાર્તા સાંભળી અત્યંત દુઃખી થતી, તેનો હાથ ઝાલી બોલી: "ચાલો, ચાલો. આ ખુરશી પર બિરાજો." પછી નરનારી પ્રિયતમ–પ્રમદા–બન્ને જણ ટેબલની નજદીકની ખુરશી પર બેઠાં. આકાશમાંથી પૃથ્વીમાં આજેજ જાણે રતિદેવી અને કામદેવનું આવાગમન કેમ ન થયું હોય? એમ દેખાવા લાગ્યું.

ખુરશી પર બેઠા પછી સીતાદેવી પોતાની બનાવેલી કવિતા સામું જરા જરા વારે દૃષ્ટિ ફેંકવા લાગી. નગેન્દ્રલાલની નજર પણ એના તરફ પડતાં પૂછ્યું: "આ શું છે? શું કવિતા રચી છે? જોઉં જોઉં કેવી કવિતા છે?

સીતાદેવી:—"ના ના, એ આપને જોવા લાયક નથી, એ કંઇજ નથી."

નગેન્દ્ર: "આપે અત્યાર સુધી કંઈ વાત મ્હારાથી ગુપ્ત રાખી નથી. જે વાત કોઇ કાળે પણ સાંભળવાનો મ્હને સંભવ નહિ હોય તેની વાત પણ આપે મ્હને જણાવી છે. આજે આવા પ્રકારનું વર્તન શાથી?"

સીતાદેવીઃ જરા ધીમેથી " હું આપનાથી કશું પણ ગુપ્ત રાખતી નથી. જો છુપાવવું હોત તો વાત મનમાં રાખી મ્હોઢે લાવત કેમ ? મ્હોઢેથી કહેવાનો વિચાર છતાં કોણ જાણે કેમ લખી પણ નાંખી. છુપાવવું કાંઈજ નથી, ફક્ત બતાવવી નહિ એજ ઉદ્દેશ છે."

કવિતાનો બીજો અર્ધો ભાગ પણ ઉઘાડી નાંખ્યો.

નગેન્દ્રે હસતાં હસતાં કહ્યું: "વારૂ, આ કવિતાનો કાગળ મ્હેં લઇ લીધો છે. ઇચ્છા ન હોય તો પાછો લઇ લ્યો."

સીતાદેવીઃ " એ કામ મ્હારૂં નથી. આપના પર બળ ચલાવવાનું કામ અબળાનું નથી. તેમ મ્હને કોઇ જાતનો વાંધો પણ નથી. આપ ભલે વાંચો, પણ જો એ......"

નગેન્દ્ર કવિતા વાંચતાં વાંચતાં બોલ્યો: " હોવું કે ન હોવું, જીવવું કે મરવું? પ્રશ્ન એ ખડો છે;"

"અહાહા! કેવું દુર્દૈવ? આવો દુઃખદાયક ભાવ આપના હૃદયકમળમાં આવ્યોજ કયાંથી? અરે કોમળ વર્ણી! આ તમારા પ્રફુલ્લ પંકજ જેવા પવિત્ર નિર્મળ હૃદયમાં ક્યારે આવો આઘાત થયો હતો કે હજી પણ આપ તે દિવસને યાદ કર્યા કરો છો? શું કોઈ પ્રેતાત્માએ તો આવો ચમત્કાર નથી બતાવ્યો? શું કોઇ રાક્ષસ તો તમારો ગ્રાસ કરવાને તૈયાર નહોતો થયો? શું કોઇ જંગલી હિંસક પ્રાણીએ તમારા પર આક્રમણ તો ન્હોતું કર્યું?"

સીતાદેવીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. મૂકપણે મસ્તક નીચું રાખી જમીન સામું ટગર ટગર જોવા લાગી. ગજવામાંથી રૂમાલ કાઢયો અને મ્હોઢા પર ઢાંકયો.

નગેન્દ્રઃ " મ્હારૂં શરીર, મન, કે આત્મા આપવાથી પણ જો આપની આ વેદના દુર થતી હોય તો હું તેમ કરવા તૈયાર છું. આપ ગભરાઓ નહિ. મ્હોં પરથી રૂમાલ દુર કરો અને કહો કે શું થયું છે ? "

સીતાદેવીએ આ વખતે રૂમાલ વધારે જોરથી પકડી મ્હોં પર ઢાંકી રાખ્યો. વળી વધારે નીચું જોયું. ધીમે ધીમે મુખ અને ટેબલનું શુભ લગ્ન થયું!

આ દેખાવ જોઈ માસ્તર સાહેબનું ધૈર્ય આકાશમાં અદ્ધર ઉડવા માંડયું.

એકાએક પોતે પણ ગાભરા જેવા બની ખુરશી પરથી ઉભા થયા. સીતાદેવી કને જઈ તેના કોમળ હાથને પોતાના હાથમાં લઇ કહ્યું: " એકવાર તમારૂં મુખ ઉઘાડી ઉંચું જુઓ. હું આપને કંઇક કહેવા માગું છું."

આ વખતે આ ઓરડાની નજીકના દ્વાર પાસે કોઇનો પગસંચાર અને માનવ કંઠ ધ્વનિ સંભળાવા લાગ્યો. સીતાદેવી તેમજ નગેન્દ્રનું ધ્યાન, મન અને ઇંદ્રિય, સર્વ એ દિશા તરફ ખેંચાયાં. એકાએક રમણીના મુખ પરનો રૂમાલ દૂર થઈ ગયો. પ્રથમના વિચારો લોપ થઇ ગયા. ડાબા હાથમાં પેન્સીલ અને જમણા હાથમાં નોટબુક લીધી. બીજી બાજુએ આપણા માસ્તર સાહેબ–પ્રૉફેસર સાહેબ–એકાએક પોતાના સ્થાન પર બેસી, શેક્સપિયરનું હેમલેટ હાથમાં લઇ, એકાગ્ર ચિત્તે મનન કરતા જણાયા. આ સર્વ આડંબરનો આરંભ પાંચ સેંકડમાં થઈ ગયો. આ બાજુએ જેમ જેમ અજાણ્યા કંઠનો અવાજ વધુ નિકટ આવતો જણાયો તેમ તેમ આપણા પ્રૉફેસર સાહેબનું ચિત્ત વધારે ને વધારે એકાગ્ર થતું જણાયું. સીતાદેવી પણ પૂરવેગમાં કાંઇક નોટબુકમાં લખવા મંડી પડી.

તે આવનાર મનુષ્યે દ્વાર ખખડાવી કહ્યું: " પ્રૉફેસર સાહેબ! આપ મ્હને જરા આ એકસ્ટ્રા સમજાવી શકશો?" પ્રૉફેસર સાહેબ આ વખતે ધ્યાનમગ્ન યોગીના રૂપમાં હતા. પુસ્તક સામું જોઈ સીતાદેવીને ઉદ્દેશી કહેવા લાગ્યા: " પૃથ્વિમાં જેટલા કવિ થઇ ગયા, તે બધામાં શેક્સપિયર સર્વ શ્રેષ્ઠ છે. મિલ્ટન, બાયરન, ટેનિસન સર્વ કોઇ શેક્સપિયરથી નીચી પાયરીના છે."

સીતાદેવી: " હું શેલીને સૌથી અગ્રસ્થાન આપું છું."

નગેન્દ્ર: " શેલી પણ સર્વ શ્રેષ્ઠ કવિ કહી શકાય ખરો. તેની કવિતાનું વર્ણન એક મ્હોઢે કરવા હું તદ્દન અસમર્થ છું. તેની લખેલી બધી કવિતાઓનો જો કોઇ સંગ્રહ કરી આપે તો હું તેને એક મિલિયન પાઉન્ડ સુધી આપવા તૈયાર છું."

સીતાદેવી: " પણ હું તો મ્હારૂં સર્વસ્વ આપવા તૈયાર છું!"

નગેન્દ્ર: " વારૂ, વારૂ. આપે શેલીનો મહિમા જોયો છે. આ જગતમાં કેટલા શેલીની તુલના કરી શકે એવા છે?"

આ વખતે બ્હારથી મહા પ્રયાસે ધીમેથી બારણું ઉઘાડી કોઈ અંદર દાખલ થયું. નગેન્દ્રલાલે તે મનુષ્યને જોતાં તુરતજ કહ્યું: “ આવો, આવો રમણચંદ્ર! ક્યારના આવ્યા છો ? બેસો.”

રમણ પાસેની બારી પર બેઠો. આ પંદર વર્ષનો બાળક પ્રવેશકનો અભ્યાસ કરતો હતો. રમણ એ સીતાદેવીનો ન્હાનો બંધુ હતો. તેને પણ સ્વતંત્ર જુદો ગૃહશિક્ષક હતો, પણ જો કોઇ કઠણ વિષય હોય અને પોતાનો શિક્ષક હાજર ન હોય તો તે અધ્યાપક નગેન્દ્ર પાસે સમજવા આવતો.

આજે હજી સુધી રમણનો ગૃહશિક્ષક આવ્યો નથી. સમજવાનું ઘણુંજ કઠણ છે. શાળા બંધ થઇ કે તુરતજ તે નગેન્દ્ર કને સમજવા આવ્યો.

રમણ: “ માસ્તર સાહેબ ! વિષય વિચિત્ર છે. ઘણો સખ્ત ગુંચવાડા-ભરેલો છે. આજે ક્લાસમાં કોઇને પણ આવડ્યો નહિ. હેડમાસ્તર સાહેબે સર્વેને ઘેરથી તૈયાર કરી લાવવા ફરમાવ્યું છે.”

નગેન્દ્ર: “ આજે મ્હને જરા શરદીની અસર લાગે છે. કાલે લાવજો. સમજાવીશ. ”

રમણ: “ ના, ગમે તેમ કરી આપ સાહેબ મ્હને આજે ને આજે હમણાંજ સમજાવો. ”

સીતાદેવી: “ રમણ ! રમણ ! શું તું Mad (ગાંડો) તો નથી થયો ? આજે એમનું શરીર ઠીક નથી. શર્દીથી માથું પણ દુઃખે છે. શું ત્હને તે નથી જણાતું ? કદાચ મહા પરાણે તને સમજાવે તો વળી એમની પ્રકૃતિ વધારે બગડે તેનો ત્હને કાંઇ Idea (વિચાર) છે ખરો કે ? ”

રમણે અતિ ધીમા અવાજે—રડવા જેવા સાદે કહ્યું: “ માસ્તર સાહેબ ફક્ત તમારા જેવી સ્ત્રીઓનેજ ભણાવશે અને તે એ તમને એકલાંનેજ, તેથી એમની વેદના વધશે નહિ ! મ્હને જરા બતાવવામાં કે સમજાવવામાં હરકત આવે છે ? ” આટલું કહી રમણ ત્યાંથી ઉઠી ચાલવા લાગ્યો.

નગેન્દ્ર: “ રમણચંદ્ર ક્યાં જાઓ છો ! ઉભા રહો, શું છે ! જોઉં કયો વિષય છે ! આવતી કાલે જરૂર સમજાવીશ. ”

બાળક રમણે એકસ્ટ્રા વિષય બતાવ્યો. નગેન્દ્રલાલે એક કાગળ ઉપર તે

ઉતારી લીધો. કાગળ ગજવામાં મૂક્યો, રમણચંદ્ર પ્રફુલ્લ મને ત્યાંથી વિદાય થયો.

આવેલી વિપત્તિ દુર થતાંજ, નગેન્દ્રલાલે ફરીથી પૂછ્યું: "સીતાદેવી ! મ્હારા અંતરમાં દાવાનળ પ્રગટે છે. મ્હને સ્પષ્ટતાથી સમજાવો કે કોનાથી તમને આવી દારૂણ વ્યથા થઇ છે?"

સીતાદેવી: "જગતમાં એવી કઈ વસ્તુ છે કે જે આપને ન બતાવું, અને એવી કઈ કથા છે કે જે આપને ન કહું! એવું કયું ધ્યાન છે કે જે આપની ભાવનામાં ન આવે! પણ કથા ઘણીજ વિષમ છે, અને એવી ભયથી ભરેલી વાત આપને કહેવી એ પણ મ્હને હિતાવહ જણાતું નથી. તેથી તો ઉલટું આપનું કષ્ટ બમણું થશે. આપ મ્હારે સારૂ દયા કરી, કૃપા કરી બજારમાંથી થોડું વિષ વેચાતું લાવી આપો કે તેનું પાન કરી આ દારૂણ જ્વાળામાંથી મુક્ત થાઉં."

નગેન્દ્ર: (અતિ શોકગ્રસ્ત ચહેરે) જો આપ એ કથા મ્હને કહેશો નહિ તો જરૂરથી હું સાબરમતીમાં પડીને કે કોઇ કુવામાં પડીને આપઘાત કરીશ. મ્હારો અંતરાત્મા ઘણોજ મુંઝાય છે. મ્હને તમારી તે કથા કહીને મ્હારા આત્માને શાંતિ આપો. જો હવે નહિ કહેશો તો આપ હમણાંજ નગેન્દ્ર વિનાનું જગત્ જોશો."

સીતાદેવી: "હું જળહિન મત્સ્યને જોઇ શકીશ, ચંદ્ર વગરની પૂર્ણિમાની રાત્રી જોઈ શકીશ, વાયુ વગરની પૃથ્વી જોઇ શકીશ, પણ નગેન્દ્ર વિનાનું જગત્ કોઈ રીતે જોઇ શકીશ નહિ. અરે! જોવાને ઇચ્છતી પણ નથી. ગુરૂદેવ! સખા! ભ્રાતા! મસ્તક ન હોય છતાં માણસ વાત કરી શકે, ચક્ષુ ન હોય છતાં માણસ દર્શન કરી શકે, એ સંભવિત હોય તોપણ આપના વિના મ્હારૂં અસ્તિત્વ હોવાનો કોઇ રીતે સંભવ નથી."

નગેન્દ્ર: "હરિ હરિ! વિધાતાની કેવી વિચિત્ર લીલા! આવી દિવ્ય બુદ્ધિવાળી તરૂણીનો શું નિર્જનમાં વિલય થશે? પારિજાત પુષ્પ મરૂભૂમિમાં ઉગતાં એનો લય પણ શું ત્યાંજ થશે? સીતાદેવી! ભગિની!" આ વખતે સીતાદેવીએ મ્હોંડે રૂમાલ ઢાંકી નિશ્વાસ મૂક્યો.

બહારથી કોઇ સ્ત્રીનો અવાજ કાને પડયો: "સીતા! ઓ સીતા!

બ્હેન ! સંધ્યાકાળ થવા આવ્યો, કાંઇ ખાવાનુ તો ખા."

સીતાદેવી બહુજ ધીરે બોલી: "મ્હારી માતા બારણું ખોલે છે. આ બુઢ્ઢીને બીજું કાંઇ કામજ નથી—એક ખાવું અને બીજું સૂવું. (ઉંચે સ્વરે) માતાજી ! આજે હજી સુધી મ્હને જરાએ ભૂખ લાગી નથી. વિશેષમાં માસ્તર સાહેબ હજી પાઠ લે છે, હજી પાઠ પુરો થવામાં કાંઇક વિલંબ લાગશે." માતા બારણાની છેક નિકટ આવી ધીમે સાદે બોલવા લાગી: "આ ઘરનો પડદો એટલો બધો ભારે છે કે સ્હેજમાં દૂર થતો નથી."

નગેન્દ્ર: (હેમ્લેટ ગ્રંથમાં ચિત્ત પરોવીને) બોલો જોઇએ Not a mouse stirring એનો અર્થ શું ?"

સીતાદેવી: "Not એટલે ના, a એટલે એક, mouse એટલે ઉંદર, stirring એટલે જાગૃત રહેતું, હાલતું.—એટલે કે એક ઉંદર સરખો પણ ત્યાં હાલતો જણાતો નથી."

નગેન્દ્ર: "પણ એ કહેવાની મતલબ શું ?

સીતાદેવી: "સુવાસથી જે સ્થાન મ્હેકી રહ્યું હોય તે ઉંદર આવવાથી ગંધ મારી ઉઠે છે. વળી સુવાસવાળી જગ્યાએ જો ઉંદરો આવે તો મ્હોટાં મ્હોટાં દર પાડે છે."

નગેન્દ્ર: "અતિ સુંદર અર્થ ! પણ કેટલીક જગ્યાએ ટીકાકારોએ એનો બીજો અર્થ પણ કર્યો છે."

સીતાદેવી: "તે અર્થ સમજાવો. મ્હને સાંભળવામાં કાંઇ વાંધો નથી."

નગેન્દ્ર: "કવિ બાયરનનું જીવન ચરિત્ર તમે વાંચ્યું છે ! વાંચતાં હો તો જ્યાં જ્યાં તમને સમજણ ના પડે ત્યા ત્યાં મ્હને પુછજો. હું તમને સમજાવીશ."

સીતાદેવી: "બાયરન એક અતિ પવિત્ર, પ્રેમપરાયણ મહાન પુરૂષ છે. આજે તે મરણ પામ્યો છે તથાપિ તેનો આત્મા જીવિત છે. તેની જીવન્ત સુંદર છબી હું કદાપિ ભુલીશ નહિ."

નગેન્દ્ર: "વાહ, વાહ."

એટલામાં જનનીએ અંદર પ્રવેશ કર્યો અને કહ્યું: "બ્હેન ! કાંઇક ખાશો ?"

સીતાદેવી : "ના, કાંઈ ખાવું નથી. કેટલીવાર એકની એક વાત પુ· છશો ? જ્યાં સુધી ભણી નહિ રહું ત્યાં સુધી ખાવાની નથી."

માતા : "માથું તો હવે દુઃખતું નથીને ? સારૂં છે ને ?"

સીતાદેવી : (મનમાં) "રંગમાં ભંગ કોણ જાણે ક્યાંથી પડે છે ? (પ્રકાશમાં) સારૂં છે, હમણા કાંઇજ દુઃખ નથી. (માસ્તર સામું જોઇને) magazine શબ્દનું Derivation શું ? આ અમારા ભારત વર્ષની શું કથા નથી ?"

નગેન્દ્ર : "એ કથા પછીથી કહીશ. શબ્દની ઉત્પત્તિ, ગતિ, સ્થિતિ, અને પ્રલય અતિ આશ્ચર્ય રૂપે સંઘટન થયેલાં છે."

સીતાદેવી : "ઉપન્યાસના સંપ્રદાયમાં, આ આખી પૃથ્વીમાં વિકટર હ્યુગો શું સૌથી પ્રધાનપદ ભોગવતો નથી ? તેનું "લા—મિઝારેબલ" જેટલું વાંચવા–મનન લાયક છે તેટલુંજ આનંદ રસથી ભરપૂર છે."

જનની ત્યાંથી "જાઉં છું બ્હેન" કહી ચાલી ગઇ.

નગેન્દ્ર : "અતિ આશ્ચર્ય બુદ્ધિમતી ! વારૂ પણ હવે વખત ગુમાવો ના. તે ગુપ્ત કથા કહી મ્હને જીવન દાન આપો. મ્હારો પ્રાણ દેહથી જુદો થવાનો હવે મ્હને ભય લાગે છે."

સીતાદેવી : (હાથ જોડીને) ગુરૂદેવ ! મ્હને ક્ષમા કરો ! એ કથા સાંભળવાથી આપના કોમળ–હૃદય–પદ્મમાં અધિકતર જ્વાળા ઉપસ્થિત થશે. આ ભિખારિણીની મર્મ વેદનાના અંશ ભાગી થવામાં આપને શું લાભ છે ?"

નગેન્દ્ર : "કદાચ મ્હને કોઇએ તીર માર્યું હોત, અને મ્હારો પંડ પડ્યો હોત તો તેથી મ્હને વધારે દુઃખ ન થાત; પણ તમે જે હમણાં કહ્યું કે : "અંશ ભાગી થવામાં આપને શું લાભ ?" એ બ્રહ્માસ્ત્રથી જાણે મ્હારૂં શરીર ભસ્મિભૂત થવાનો આરંભ થાય છે. હવે જરૂર હું મરીશજ."

નગેન્દ્રનાથે તુરતજ ગજવામાંથી રૂમાલ કાઢી રિવાજ પ્રમાણે મ્હોંડે ઢાંક્યો.

સીતાદેવી ઉભી થઇ ધીમે ધીમે ગજેન્દ્ર ગમને નગેન્દ્રની છેક પાસે જઈ કોમળ હાથવડે રૂમાલ લઈ લીધો, અને પોતાના પહેરેલા વસ્ત્રના પાલવથી

અતિ યત્ને માસ્તર નગેન્દ્રનાં આંસુ લુછી નાખ્યાં. નગેન્દ્રે આ વખતે ગજવામાંથી બીજો રૂમાલ કાઢ્યો, સીતાદેવીએ તે પણ લઇ લીધો. છેવટે શીક્ષિકાએ શિક્ષક—ગુરૂદેવનો દક્ષિણ હસ્ત પોતાના હાથમાં ઝાલી કહ્યું : "પ્રભુ ! શાંત થાઓ. અપરાધ ક્ષમા કરો. મ્હને અવિશ્વાસુ ધારશો ના. આપનાથી કોઇપણ વાત ગુપ્ત નથી. આજેજ—હ્રદય ખોલીને બતાવીશ કે આખા વિશ્વ–બ્રહ્માંડમાં કેવળ એકજ વ્યક્તિએ મ્હારા—હ્રદયપર આધિપત્ય મેળવ્યું છે."

નગેન્દ્ર: "ધન્ય ! ધન્ય. રમણી રત્નોમાં પણ આપજ એક કોહિનુર છો. રમણી ! તારાગણ મધ્યે તમેજ પૂર્ણ ચન્દ્ર છો. રમણી ! પુષ્પ મધ્યે તમેજ પારિજાતક છો. રમણી ! ગિરિ મધ્યે તમેજ હિમાચલ છો. રમણી ! નદી મધ્યે તમેજ ઇરાવતિ છો; તેમજ રમણી ! વૃક્ષ મધ્યે તમેજ એક બકુલ તરૂ છો."

સીતાદેવી : "આપ સ્વસ્થ થાઓ; એ ગૂઢ વાત હું ધીમે ધીમે કાનમાં કહીશ."

નગેન્દ્રનાથ ઝટપટ પોતાનું મુખ, ગાલ, નાસિકા, કાન, સીતાદેવીના મુખ કમળ નજદીક લઈ ગયો. જગતમાં આજે બે ચંદ્ર પ્રકાશવા લાગ્યા. સ્ત્રી મુખ પુરૂષની પીઠ પાછળ ખભાપર મૂકાયું. પવિત્ર પ્રેમથી, પવિત્ર ગૂઢ કથા, પવિત્ર રમણીને મુખે, પવિત્ર કાનમાં પવિત્ર અમૃત પ્રમાણે રેડાવા લાગી. સમુદ્ર મન્થનકાળે ધન્વંતરીએ જાતે જે સુધાનો કલશ માથાપર મૂકી ઉંચક્યો હતો, તેથી પણ આતો ચઢીઆતું અમૃત. એનું મૂલ્ય ક્યાં?"

નગેન્દ્રનાથ સુધાપાનથી તૃપ્ત થઈ કહેવા લાગ્યો: "સીતાદેવી ! આપે કોઈ જાતનો ભય રાખવો નહિ. વાત ગંભીર છે પણ જ્યાં સુધી આ નગેન્દ્ર જગતમાં જીવે છે ત્યાં સુધી આપે કશી વાતે ભય રાખવો નહિ. આપનું પ્રફુલ્લ કમલવત્ મુખ મંડળ જ્યારે દેખીશ ત્યારેજ આ નગેન્દ્રના જીવનમાં શાંતિ આવશે—ત્યારેજ મ્હારા જીવમાં જીવ આવશે."

સીતાદેવી: "હસવું? મરૂ ભૂમિમાં બરફ! પર્વતપર પદ્મ ! વિષમાં અમૃત રસ ! અમાંવાસ્યાએ ચંદ્રમા ! આપે હમણાં મ્હારી કને ખરેખરી અપ્રાકૃતિક વસ્તુની પ્રાર્થના કરી છે. મ્હારા હ્રદયમાં તરંગ નથી તો પછી પરપોટા ક્યાંથી જણાશે ?"

નગેન્દ્ર : ( સ્વગત ) "સીતાદેવીએ સાહિત્યમાં સાર્થકતા મેળવી છે. ( પ્રકાશમાં ) સર્વ યથાર્થ છે, પણ મ્હારૂં મન કેમ માને ?"

સીતાદેવી : "તે તો જે થાય તે ખરૂં, હવે વધુ સમય નથી, હવે મ્હારે આજ ક્ષણે અહિંથી બીજા વ્યવહાર કાર્યમાં જોડાઇ જવું જોઇએ. આવતી કાલે આપ વિલંબ કરશો ના."

નગેન્દ્ર : "અતિ ઉત્તમ વાત."

સીતાદેવી : "વિપદને સમયે આપણા સર્વ બંધુ–બાંધવોને પુછવું–સલાહ લેવી એ સારૂં છે. પાંચ થઇ ગયા છે. આપ જલદી ડૉક્ટર સાહેબને મકાને જાઓ. મહેન્દ્રલાલને વગર વિલંબે અહિં આવવાનું કહો. તે જગ્યાએ આપ આપણી આ ગુપ્ત વાત જરા પણ કહેશો નહિ, સર્વ વાત હુંજ એમને સમજાવીને કહીશ. મ્હેં તેમને આવવા માટે પત્ર લખી દીધો છે. આપ જલદીથી જાઓ, વખત ઘણોજ બારીક છે."

નગેન્દ્રલાલ જવાને તૈયાર થયા. સીતાદેવી મ્હોંડે રૂમાલ ઢાંકી ડાબે હાથે નગેન્દ્રનો હાથ ઝાલી રડતી રડતી કહેવા લાગી: "આપ ત્યારે હવે જશોજ ? મ્હારી સહાય કોણ કરશે ? ખરેખર હું ભાગ્યહિન છું. ઘરમાં એકલા બેસવાથી મ્હારૂં હૃદય કંપે છે. આપ જરા બેસો તો ખરા. હું ડૉક્ટરને બોલાવવા ચીઠ્ઠી લખી બીજો માણસ મોકલું છું. તે આવે એટલે આપ જજો. મ્હને તમારા વગર ગમતું નથી."

નગેન્દ્ર : "ભલે ! તેમ કરો. આ બેઠો."

નોકર પત્ર લઇને મહેન્દ્રલાલ ડૉક્ટરને તેડવા ગયો. ડૉક્ટર સાહેબનું મકાન નજદીક સરિયામ રસ્તા ઉપર હોવા છતાં, પચ્ચીશ મિનીટ જેટલો સમય વહી ગયો તોપણ મહેન્દ્રલાલ આવી પહોંચ્યા નહિ. સીતાદેવીએ નગેન્દ્રને કહ્યું: "આપ જઈ જલદીથી ડૉક્ટર સાહેબને મોકલો. આવતી કાલે પ્રાતઃકાલે આપની સાથે મેળાપ થશે. સંભવિત છે કે તેજ સમયે વકીલ સાહેબ પણ કદાચ આવશે. ગુરૂદેવ ! આપનીજ મ્હને સહાય છે. મ્હારૂં રક્ષણ કરો, આ સંસારમાં મ્હારૂં બીજું કોઈ નથી."

નગેન્દ્રનાથ વીર પુરૂષની પેઠે, એક મુરબ્બીની માફક હસતો હસતો કહેવા લાગ્યોઃ " આ નગેન્દ્રનાથના શરીરમાં રક્ત, માંસ, અસ્થિ જ્યાં સુધી એકઠાં છે ત્યાં સુધી તમારે કોઇનો ભય નથી. આપ નિશ્ચિંત રહો. "

આવી રીતે સીતાદેવીના સાહિત્ય શિક્ષક શ્રીયુત નગેન્દ્રલાલ દેસાઈ બપોરના ચારથી તે સંધ્યાકાળના આઠ વાગ્યા પર્યંત સીતાદેવીને સાહિત્ય શિક્ષા આપી જલદીથી સ્વગૃહ તરફ વિદાય થયા !

## પ્રકરણ ૫ મું.

### ગુપ્ત કથા નિવેદન.


સીતાદેવી, ચાર પહોરમાં ચાર જૂદા જૂદા પહેરવેશ પહેરતી હતી. સાંભળોઃ—

પ્રાતઃકાલનો, બપોરનો, સંધ્યાકાળનો અને રાતનો; એમ ચારે વખત જૂદા જૂદા પોષાક પહેરતી. સહવારનો, કહો કે આ સત્યયુગનો પોષાક ઘણોજ થોડો હતો. એક સાદુ ઝીણું ગવન, એક મલમલનું અતિ બારીક પોલકું અને પગમાં સપાટ, પછી ક્રમવાર એમાં વધારો થતો. સીતાદેવીનો સવારનો તેમજ સાંજનો એટલે ત્રેતા તેમજ દ્વાપરયુગનો પોષાક ચિત્રવિચિત્ર હતો. છેવટે રાતના—કહો કે કલિયુગના વસ્ત્રાલંકાર છેક ઉન્નતિની ટોચે પહોંચતા.

ઘડિયાળમાં જોતાં સાંજના છ વાગ્યાનો સમય જણાયો. સીતાદેવીએ બપોરે ધારણ કરેલાં વસ્ત્રાભુષણો ત્યાગ કરી, અપૂર્વ સાયં પોષાક ધારણ કરવાનો આરંભ કર્યો. આ વસ્ત્રાલંકારનું વર્ણન કેવી રીતે લખવું ? લાલ, લીલો, પીળો, ધોળો, આશમાની, ઘેરો, કાળો—એમ કેટલા રંગનાં નામ દેવાં. અરે ! રંગનાં બધાં નામ જાણવાં પણ ક્યાંથી ? ઝગઝગતા રંગ બેરંગી પોષાક તરફ જોઇ શકાય પણ કેમ ? જાણે મેઘ દર્શનથી મયૂર, વિવિધરંગે રંગેલાં પિંછાંઓથી મૃદુમૃદુ નાચ કરી રહ્યો છે, અથવા જાણે નવરંગી મેઘ ધનુષ્ય ઉદિત થઈ આકાશ પટપર બિરાજી રહ્યું છે.

ખરેખર, આ કામ અનિર્વચનીય છે! અંગ પરના દરેક ભાગો ઝગઝગી રહેલા છે. ગળામાં એક હીરો શોભી રહ્યો છે. હાથમાં પહેરેલાં કંકણો ચકચકી રહ્યાં છે. ગળામાં રાયણમાળા ઝુકી રહી છે. અંબોડાની આસપાસ ગુલાબના પુષ્પનો હાર વિંટાળવાથી ત્યાં ખુશબો પ્રસરી રહી છે. પહેરેલા જરીના સાળુ પર તેમજ રેશમી રૂમાલ પર સેન્ટનો છંટકાવ કરેલો હોવાથી સમસ્ત દિવાનખાનું મ્હેક મારી રહ્યું છે. નાકમાંની ચુંટમાં જડેલો ઝીણો હીરો તારાઓમાં ચંદ્ર પેઠે શોભી રહ્યો છે. પોલકાના ગજવામાં એક ન્હાનું સોનાનું લેડી વૉચ ઘાલેલું છે. તેનો સંબંધ ગળાની એક ઝીણી સોનાની સાંકળી સાથે રાખેલો છે. કમ્મર પર લટકતી સોનાની કટિમેખલા નાચતી નાચતી કહી રહી છે કે: "કોણ મૂર્ખ એમ કહેવા હિંમત કરે છે કે આ સંસારમાં સ્વર્ગ નથી? મરણ પછીની વાતનો સાક્ષી કોણ?" વળી એની ધીમી ગજગામિની જેવી ચાલ, હરિણ નયન જેવી ચંચળ અને ચપળ દૃષ્ટિ, દાડમ કળી જેવા સુંદર દાંત, રાતા પરવાળા જેવા અધરોષ્ટ, એ ચંદ્રમુખીનું હાસ્યભરિત મુખ અને રૂપગૌરવ જોઈ એમજ થાય છે કે: એ લલનાના ચરણ આગળ પડી આળોટવું નહિ કેમ? તેના ચરણ આગળ પ્રાણ સમર્પણ કરવો નહિ કેમ? કે મરણ પામવું નહિ કેમ?"

આ પ્રમાણે સોળે સણગાર સજી સીતાદેવી એકદમ ઉઠી ત્રીજે માળે જઈ અગાસીમાં ઉભી. અહિં પાંચ મિનિટ પવનની મીઠી લહેર ભોગવી પાછી નીચે ઉતરી, પોતાના એકાંત ઓરડામાં જઈ સોફાપર અર્ધી સૂતી સૂતી ગજવામાંથી એક બાંધેલું પુસ્તક બહાર કાઢી મુખપર ઢાંક્યું. પછી ડાબો હાથ કપાળપર ઠોકી: "અરેઃ ઓઃ મરી ગઇ! મસ્તક ગયું, હવે નહિ બચું." ઇત્યાદિ શબ્દો બોલવા લાગી. વળી પુસ્તક ઉઘાડી તેમાંનું ગીત કંઠસ્થ કરવા લાગી. ગીતનો ભાવાર્થ આ પ્રમાણે હતોઃ—

"વખત આવતાંજ યૌવન એની મેળે ચાલ્યું જાય છે. તે કદી પણ પાછું આવતું નથી. હે પ્રાણ સખી! એને ચિરકાળ ટકાવી રાખવા માટે શો ઉપાય કરવો? શરીરમાંથી યૌવન ગયું તે કદી પાછું ફરેલું જોયેલું નથી. વસંત પ્રતિવર્ષે આવે છે ત્યારે એ કેમ નથી આવતું? વસન્ત આવે છે, કાંત

પણ મળે છે, પરંતુ યૌવનરૂપ વસંતકાળ તો જાય છેજ. વિનવતાં પણ તે માનતું નથી. હું આશામાં ને આશામાંજ રહું છું. હાય ! મ્હારૂં યૌવન હવે સોળે કળાથી ખીલી રહ્યું છે. પરંતુ દિવસે દિવસે તે નકામું ક્ષય પામી વિફળતા પ્રાપ્ત કરે છે ! કૃષ્ણપક્ષમાં ધીમે ધીમે ચંદ્રનો ક્ષય થતો જાય છે, તે પુનઃ શુકલપક્ષમાં દિને દિને વૃદ્ધિ થાય છે, પણ યુવતિનું યૌવન એકવાર નષ્ટ થયું કે પછી કોટિ કલ્પે પણ પાછું આવવા સંભવ નથી. આવ્યું તે આવ્યું અને ગયું તે ગયું. અગસ્ત્ય ઋષિની પેઠે !'

કન્યા સીતાદેવીને પાછી શિરપીડા ઉપસ્થિત થઇ. જનનીના કાન તે દિશામાં ગયા. માતાએ કન્યાના ગૃહમાં પ્રવેશ કર્યો અને કહ્યું: "બ્હેન ! સીતા, શું પાછું માથું દુઃખે છે? ઠંડા જળનું પોતું માથા પર મૂકું?"

સીતાદેવીઃ "તમારૂં એમાં કામ શું છે? તમે શું કરવા વચમાં બોલતાં હશો? તમે કંઇ ડાકટર બાકટર છો? ડાક્ટર સાહેબને તેડવા માણુસ મોકલો. તે આવીને પોતું કરશે અથવા રોગની બીજી કાંઈ દવા આપશે. તમારૂં કામ નહિ તેમાં તમે માથું મારો એ કેવી અસભ્યતા?"

માતાઃ "તેટલો વખત લવેન્ડરની શીશી આપું? હું એટલું તો સમજું છું."

સીતાદેવીએ કંટાળી જઈ ઉત્તર દીધોઃ "વારૂ લાવો."

જનની લવેન્ડરની શીશી પુત્રીના હાથમાં મૂકી ડૅાકટરને બોલાવવા માણુસ મોકલવા ચાલી ગઇ. પુત્રીના છણકાથી તેને ખોટું તો લાગ્યું પણ શુ કરે? તેણે જતાં જતાં એક પુસ્તક ઉઘાડું મુકેલું જોયું.

જનની દુઃખી અંતઃકરણે બ્હીતે બ્હીતે બોલીઃ "બ્હેન ! આખો દિવસ તે કોઇ વાંચ વાંચ કરતું હશે? ત્હારા શરીરમાં આવો દારૂણુ રોગ થયો છે અને આવી રીતે વાંચ વાંચ કરશે તો રોગ કેમ કરી અટકશે? તું મ્હારૂં કહ્યું રજ પણ માનતી નથી, તેથીજ આટલી દુઃખી થાય છે."

સીતાદેવીએ ક્રોધમાં આવી કહ્યુંઃ "તમને કોઈ જાતની સમજણુ નથી. વારંવાર તમને શું કહેવું? પુસ્તકો વાંચવાથી શિરવેદના થતી નથી. ઉલટું આ પુસ્તક તો એક જાતની વેદના દૂર કરવાનો ઉપાય છે. દવા છે, બરફ પેઠે ઠંડુ છે! તમે ડૅાકટરને આ વાત પૂછી જોજો."

માતાએ નમ્ર સાદે કહ્યું: "વારૂ, આજેજ હું ડૉક્ટર સાહેબને આ વાત પૂછી જોઇશ. જો તે નિષેધ કરશે તો પછી એક પણ પુસ્તક વાંચવા નહિ દઉં."

સીતાદેવી: "બા, તમે ગમે એટલી તમારી પુત્રીની સેવા સુશ્રૂષા કરો તો પણ તમારી બાળકી હવે બચે એવી આશા ન રાખશો. આવું દારૂણ દુઃખ-વેદના ક્યાં સુધી સહન કરાય?" તે માથું કુટતી ઓ બા! અરે મા! એવું બોલવા લાગી.

માતાએ સાંભળ્યું હતું કેઃ હરમોનિયમ સાંભળવાથી માથું ઝટ ઉતરે છે. આ વાદ્યયંત્રના મધુર સ્વરથી શિરપીડન ઓછું થાય છે. ડૉક્ટર સાહેબને પણ ઘણી ફેરા એ ઉપચાર કરતાં મ્હેં જોયા છે. આવા વિચારથી અતિ ધીમા અવાજે કહ્યું: "રમણચંદ્ર કને હારમોનિયમ વગડાવું તો તને ઠીક લાગશે? મ્હને શ્રમ પડે છે તેની ચિંતા ત્હારે શામાટે જોઇએ? ત્હારે માટે દશહજાર રૂપિયા ખર્ચી ડૉક્ટર બોલાવીશ. તું મને ઘણીજ વ્હાલી છે. ત્હારૂં જરા સરખું પણ કષ્ટ શું મ્હારાથી જોઈ શકાય?"

સરળ હૃદયી પ્રેમાળ માતાની આંખમાંથી આટલું બોલતાં બોલતાં તો અશ્રુબિંદુઓ સરી પડયાં.

સીતાદેવી: "વારૂં ત્યારે, બા. રમણચંદ્રને વાજું વગાડવાને કહો. પણ તમે ઝટ ડૉક્ટર સાહેબને તેડવા માણસ મોકલો."

પુત્રીની ચિંતા કરતી જનની ત્યાંથી ચાલી ગઈ. સીતાદેવી વળી આ નિર્જન ગૃહમાં એક ગાન કંઠસ્થ કરવા લાગી. એનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ "મનના વિચાર તેજ મનની વેદના. પ્રવાસે જનારને શરમના માર્યા મર્મની કથા કહેવાય નહિ. નારી હોવાથી જો કાંઇ બોલવા જાઉં તો નિર્લજ ગણાઉં ને લોક હસે. અરે સખી! ધિકઃ મ્હને. ધિક્કાર તે વિધાતાને. નારીજન્મ હવે ફરીથી માગીશ નહિ. મ્હારૂં યૌવન શરૂ થયું, વસન્ત ઋતુ પણ આવી પહોંચી. અરેરે! આવા સમયે પ્રાણનાથ પ્રવાસે ગયા. જો કોઇ હસતું હસતું મ્હારી કને આવે છે તો તે હસનારને દેખી મ્હારી આંખમાંથી પાણી પડે છે. રોતાં શરમ આવે છે. કે કદાચ કોઇ કારણ પૂછશે. એમનું મુખારવિંદ જોઇ કેટલો આનંદ થાય છે? અરેરે! આજે અનાયાસે એ પ્રવાસે ગયા. હે

સખી ! આવું વિપરીત કેમ બનતું હશે? હવે લજ્જા ને સન્માન કેમ જળ-વાશે ! પવન હવે મ્હને બહુજ પીડા કરે છે. જો તે બહુજ નિર્દય થશે તો હું વિદાય થઇશ. હે સખી ! પછી તું મ્હને આ જગત્‌માં કયાંય પણ જોઇ શકીશ નહિ."

ડૉકટર સાહેબને બોલાવવા માણસની જરૂર પડી નહિ. બારીમાંથી જોતાંજ ડૉકટર સાહેબની મૂર્તિ આ ઘર સામુંજ આવતી જણાઇ. ડૉકટર સાહેબનું નામ મહેન્દ્રલાલ હતું. શરીરનો રંગ ઘઉં વર્ણો હતો. મોઢાની સામેનો દાંત એક પર એક ચઢી ગયો હતો. નાક જરા ચીબુ હતું. શરીરનો બાંધો પાકો હતો—રક્તમાંસથી ભરેલો હતો. તે બહુજ મહેનતુ તેમજ કર્ત્તવ્યદક્ષ હતો એમ કહેવાય છે.

સાદા ધોયેલા જીનની પાટલુન, કાળો એલપકાનો કોટ, માથાપર એક કાળી ઉંચી દિવાલની ટોપી અને ગજવામાં સોનાના અછોડાવાળી ઘડીયાળ હતી. ડાબા હાથમાં એક ન્હાની નેતરની લાકડી હતી, અને જમણા હાથમાં ડૉકટરોની મોહન-બંશી "પિટયોસકોપ" હતું.

મહેન્દ્રલાલનો સંબંધ આ ઘરમાં ફક્ત ડૉકટરને લઇનેજ નહોતો પણ આ કુટુંબ સાથે એને જુનો ગાઢ સંબંધ હતો. એજ પૂર્વના ગાઢ સંબંધને લઇને સીતાદેવીની માતાને "મા" કહીને તે બોલાવતા હતા. જનની પણ તેના પર પુત્રવત વ્હાલ ને માયા રાખતી.

મહેન્દ્રલાલ ગ્રહમાં જરા હસતા હસતા દાખલ થયા. સામેજ સીતાદેવીની માતાને જોઇ પુછ્યું: "મા ! આજે કેમ છે? ઘરમાં સર્વ સારૂં છે ને?"

માતા: "મ્હારી સીતાને આજે અસુખ છે. તું મ્હારા પેટના જેવો છે. વધારે શું કહું ?"

મહેન્દ્ર: "માજી ! મ્હને વધારે કહેવાની કાંઈ જરૂર નથી. હું મ્હારા બનતા સર્વ ઉપાય કરીશ. જુઓ ! એક ગ્રહસ્થે આઠ રૂપિયા વિઝિટ ફીના મોકલાવ્યા છે. મ્હારે કાલુપુર જવાનું હોવાથી ગાડી પણ મોકલી છે. રસ્તામાં જતાં સાંભળ્યું કે આપને મ્હારી જરૂર છે કે તુરત પાછો ફર્યો.

માતાઃ "દિકરા! ત્હારો ઉપકાર હું કદાપી નહિ ભૂલું. તું મ્હારી સીતાને જલ્દી આરામ થાય એવી દવા આપ. વારૂ! પણ એક વાત પુછવી છે. તે એ છે કે સીતા આખો દિવસ વાંચ્યા કરે છે તેથી કાંઇ નુકસાન તો નહિ થાય? હું એમ ધારૂં છું કે કલાકોના કલાકો સુધી વાંચવાથીજ એનો રોગ ઝટ મટતો નથી."

મહેન્દ્ર આશ્ચર્ય પામીનેઃ "પુસ્તક પાઠ તો શું પણ કોઈ જાતનો પરિશ્રમ એ રોગ વધારવામાં મદદગાર છે."

માતાઃ "હું પણ તેમજ કહેવા માગું છું. એ આખો દિવસ વાંચ વાંચ કરે તેનુંજ આ ફળ છે."

મહેન્દ્રઃ "ના, ના, સર્વે પુસ્તકોનું વાંચન રોગ વધારનાર નથી. કોઇ કોઇ પુસ્તકો એવાં પણ હોય છે કે જેના વાંચનથી માથું શીતળ થાય છે. હું એની નાડી જોઇ કોઇ ઠંડાં પુસ્તકો વાંચવાની ભલામણ કરીશ."

માતાઃ "ત્યારે તો મ્હારી સીતાએ સાચી વાત કહી."

મહેન્દ્રઃ "એકલું પુસ્તક નહિ પણ સાથે સાથે હરમોનિયમ પણ હોય તો ઠીક."

માતાઃ "હા! તે પણ છે. દિકરા! મ્હારી સીતાને હવે ક્યારે સંપૂર્ણ આરામ થશે?"

મહેન્દ્રઃ "માતાજી, સાંભળો! એ રોગ કાંઇ ભયંકર નથી. સાધારણ શિરપીડા છે એટલે બે ત્રણ દિવસમાં આરામ થશે. પણ મૂર્છા આવે છે એ જરા ગંભીર છે."

માતાઃ "ત્યારે શું મ્હારી સીતા નહિ બચે?"

આટલું બોલતાં તો જનનીની આંખમાં આંસુ આવી ગયાં.

મહેન્દ્રઃ "આરામ થશે એ નિઃસંદેહ છે. પણ બે દિવસ વ્હેલા મોડા થાય. દવા કરતાં ત્રણ મહિના થવા આવ્યા છે."

માતા મહેન્દ્રનો હાથ ઝાલીઃ "બેટા! તું મ્હારા પેટના પુત્ર જેવો છે. ત્હારે પગે પડીને કહું છું કે તું મ્હારી સીતાને મટાડી દે."

મહેન્દ્રઃ "માજી! આપ જરા પણ ચિંતા કરશો નહિ."

આટલું કહી ડૉક્ટર સાહેબ જુસ્સાભેર સીતાના ઓરડા તરફ ચાલવા લાગ્યા. માતા પણ જળ વગેરે લઇને પાછળ પાછળ ગઇ.

મહેન્દ્રલાલ ઓરડાના અંદરના ભાગમાં ગયા એટલે માલુમ પડયું કે રમણચંદ્રે હારમોનિયમ વગાડવાનો આરંભ કર્યો છે. સીતાદેવી એક બાજુ સોફા પર પડી પડી એક સુગંધીદાર પુષ્પ–માળાને આમતેમ આંગળી પર ફેરવી રહી છે.

ગુજરાતમાં ઇંગ્રેજના શુભાગમનથી ઉન્નતિનો આરંભ થયો. ગુજરાતમાં ઘેરઘેર ગીતવાદ્યનો શોખ આ સમાગમથી વધી પડયો. એક વખતે એક વિદ્વાન ભાષણ કર્ત્તાએ ભારતની આવી ઉન્નતિ સંબંધી કહ્યું હતું કે: "અમારી સાત વર્ષની બાળાઓ ઉત્તમ રીતે હારમોનિયમ–પિયાનો વગાડવાનું શીખી છે. થોડી ઘણી નાચવાની વિદ્યા પણ તેમને આવડી છે!" એથી વિશેષ સદ્‌ભાગ્ય બીજું કયું? આ વાત સાંભળી હાજર રહેલા પ્રેક્ષકોમાંના એક ભારતભક્ત સુધરેલા બંધુએ કહ્યું: "એજ બતાવી આપે છે કે ભારત મૈયાનો ઉદ્ધાર હવે વધુ દૂર નથી!" આ સ્થળે આપણો પંદર વર્ષનો રમણચંદ્ર હારમોનિયમ વગાડવામાં દક્ષ હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી!

મહેન્દ્રલાલે પૂછ્યું: "ભગિની! આપને શરીરે કેમ છે?"

સીતાદેવીએ ઝીણે સાદે કહ્યું: "શરીર સંબંધી મ્હારે આપને કંઇજ કહેવું નથી. માથું અત્યંત દુ:ખે છે. અંદર વેદના ઘણીજ થાય છે. કોઇ કોઇ વેળા તો પૃથ્વી પરથી આકાશે ચઢતી હોઉં એવું લાગે છે. કોઇ વખતે વળી પાતાળે જતી લાગું છું, કોઇ કોઇ ફેરા આમતેમ બંને બાજુ અથડાઉં છું."

મહેન્દ્ર: "ફીકર નહિ. ઘણુંજ ઉંચું ઔષધ આપને આપું છું. અંગ્રેજોએ દવાઓ શોધવામાં કયે દહાડે પાછું જોયું છે? એ ન હોય આળસુ હિંદી વૈદો!"

સીતાદેવી: "મ્હારી ચિકિત્સા આપ મન દઇને કરતા જણાતા નથી. મ્હારા પર જો આપની મમતા હોય તો મ્હારી આવી દશા થાય ખરી કે? હવે હું આપનું ઔષધ નહિ ખાઉં."

મહેન્દ્ર: "કેમ! કેમ! શું છે!"

સીતાદેવીઃ "કંટાળો આવે છે."

મહેન્દ્રઃ "ભાઇ રમણચંદ્ર! તમારે એક કામ કરવું પડશે! હું આપને એક પ્રિસ્ક્રીપશન લખી આપું છું. તે લઇ આપ જાતે મ્હારી ડીસ્પેનસરીમાં જાઓ. કમ્પાઉન્ડરને કહેજો કે જો આ દવા આપણા કબાટમાં ના હોય તો તે ડૉ. મિસ માણેકબાઈ ટંકારીવાળા એલ. એમ. એન્ડ એસ. ના દવાખાનામાંથી લઈ આવે."

સંસાર-રસથી અજ્ઞાન બાળક રમણચંદ્ર વિજ્ઞ ડૉક્ટર મહેન્દ્રનું આપેલું પ્રિસ્ક્રીપશન લઈ એકદમ દવાખાને ગયો.

સીતાદેવી આ વખતે હાથમાં ફુલની માળા લઇ આમતેમ હલાવતી હલાવતી હસતી હસતી બોલવા લાગીઃ "આપને મ્હેં ચોખ્ખું કહી દીધું છે કે હું આપની દવા ખાવાની નથી, તો પણ રમણચંદ્રને શામાટે કષ્ટ આપ્યું? રમણને પાછો બોલાવો."

મહેન્દ્રઃ "સત્ય કહું છું કે ઔષધ વિના તમારો આ રોગ કોઈ દિવસ મટનાર નથી. કોઈ બીજા સારા ડૉક્ટરની દવા લેવા વિચાર છે કે શું? શું મ્હારૂં ઔષધ ખરાબ લાગે છે?"

સીતાદેવીઃ 'આપ એ શું બોલ્યા? હવે પછી કદી એવું બોલી મ્હને દુઃખી કરશો નહિ. જો આ જીંદગીમાં કોઇનું પણ ઔષધ લઇશ તો તે આપનુંજ, પણ હવે ઔષધજ લેવું નથી. હું હવે મરણનેજ માંગું છું."

મહેન્દ્રઃ "કેમ કેમ! જીંદગી પર આટલો બધો કંટાળો શાથી?"

સીતાદેવીઃ "ખરેખર હું એક દુઃખી સ્ત્રી છું. આ સંસારમાં આપના વિના મનનું દુઃખ કોઇને જણાવવું નથી, પણ હમણાં નહિ. આ દુઃખી દિવસો દૂર થયા પછી."

મહેન્દ્રઃ "ભગિનિ! તમે મ્હને મ્હોટી ચિંતામાં નાંખ્યો. હું શું કરૂં? જવું પણ ક્યાં? શું મ્હારો આજે એવો ગંભીર અપરાધ થયો છે કે વાત પણ કહેવામાં નહિ આવે? એ નિશ્ચય માનજો કે તમારા મૃત્યુથી મ્હારૂં પણ મૃત્યુજ સમજવું."

સીતાદેવીઃ "જાઓ, જાઓ. આપ એ શું કહો છો? મ્હારા મરણથી

તો પૃથ્વીને કાંઇક ભાર ઓછો થશે, પણ જો આપનું જરા પણ અમંગળ થશે તો વસુંધરા એક અત્યુજ્વળ નરરત્ન ગુમાવશે."

બંને જણાં ચારેક મિનિટ બંધ રહ્યાં. છેવટે સીતાદેવી બરફ ભાંગતી બોલવાનો આરંભ કરવા લાગી: "આપનાથી ગુપ્ત મ્હારે કશુંજ નથી. આપણા સમાજના સર્વે મેમ્બરોએ ભ્રાતૃભાવ રાખવો જોઇએ. આપ સર્વજ્ઞ છો, પણ આપે એક સત્ય પ્રતિજ્ઞા લેવી પડશે."

મહેન્દ્ર: "ખરેખર, મ્હને અત્યંત્ય દુઃખ થાય છે. આપની કને સત્ય શું ! પ્રતિજ્ઞા શી ! તમારી સ્હામું સત્ય કેવું ! પ્રતિજ્ઞા કેવી ! તમનેજ સત્ય અને સ્વયં ઇશ્વિર જેવાં હું જોઉં છું, એ શું આપ નથી જાણતાં ?"

સીતાદેવી: "વાહ, વાહ. આજે ભારતવર્ષની સમ્રાજ્ઞી થાત તો પણ આટલી સુખી નજ હોત."

મહેન્દ્ર: "હવે એ વાત બંધ રાખી તમારી ગુપ્ત વાત કહો."

સીતાદેવી: "આપને પ્રાર્થના કરૂં છું કે, આ પૃથ્વીમાં કોઇને એ ગુપ્ત વાત ક્હેશો નહિ. બાળક, બાળિકા, યુવક, યુવતિ, વૃદ્ધ, વૃદ્ધા, પરમહંસ કે પરમહંસી, ઉર્ધ્વબાહુ કે ઉર્ધ્વરેતા, કોઇ પણ કને આ ગૂઢ તત્વ પ્રકાશ કરશો નહિ. વધારે તો શું પણ જળે, સ્થળે, અંતરીક્ષના જીવો જેવા કે ભૂચર, ખેચર, જળચર ઇત્યાદિક આ પૃથ્વીમાં જેટલા પ્રકારના પ્રાણી નિવાસ કરે છે તેમાંના કોઇને આ ભયાનક કથા વ્યક્ત કરશો નહિ, એટલીજ મ્હારી પ્રાર્થના છે."

મહેન્દ્રલાલે કહ્યું: "જો મ્હારામાં શક્તિ હોત તો મ્હારા પરમાત્માથી પણ એ વાત ગુપ્ત રાખત."

સીતાદેવી: "એ વાત આપને પત્રમાં લખી જણાવીશ. કાનમાં ક્હેવાથી કદાચ કોઈ વ્યક્તિ સાંભળે."

મહેન્દ્ર: "જેવી તમારી ઇચ્છા."

સીતાદેવીએ ગુપ્ત વાત એક કાગળ પર લખી મહેન્દ્રનાથને બતાવી, અને તુરતજ તે કાગળના કટકે કટકા કરી દૂર ફેંકી દીધા.

મહેન્દ્રલાલ પ્રથમ તો કાંઇ આશ્ચર્યચકિત થયા, પછી વિચાર કરી કહ્યું:

"સીતાદેવી ! તમે કોઈ પણ જાતનો ભય રાખશો નહિ. મ્હારે મન તો એ એક સામાન્ય વાત છે. શંકા રાખશો નહિ. મનને આનંદમાં રાખજો."

સીતાદેવીઃ "આપ હિંમત આપો છો તે મ્હને જીવનદાન આપ્યા બરાબર છે. આપ અભય વચન આપો છો તો મ્હારૂં મન પ્રફુલ્લિતજ છે."

મહેન્દ્ર : "શીશામાં થોડું ઔષધ છે ! તે અને કાંઇક આહાર લઇને મનને જરા ઠંડું કરો."

સીતાદેવીઃ "ના—ના. આજે કાંઈ બીજીજ ઇચ્છા છે."

મહેન્દ્રઃ "કાંઇકિ રમતથી પણ શરીર શાંત અને નિર્મળ બને છે. રોગને જરા નિવૃત્તિ મળે છે. હૃદય પણ ખિલતા કમળની પેઠે આનંદથી નાચે છે."

સીતાદેવીઃ "વારૂં ! લાવો. જે કાંઇ ઇચ્છા હોય તે આપો."

ઔષધી એટલે લાલ પાણી ! કેમ વાંચક સમજ્યા કે ? તે લીધા પછી સીતાદેવીના મુખની કાન્તિમાં અધિક શોભા પ્રાપ્ત થઇ. બન્ને ચક્ષુઓ અધિક ઉજ્જવળ અને ચંચળ દેખાવા લાગ્યાં. ગુલાબ પુષ્પ જેમ જેમ ખીલે છે તેમ તેમ વધુ ને વધુ સુગંધ આપે છે, તે પ્રમાણે સીતાદેવી હવે વધુ ને વધુ આનંદિત દેખાવા લાગી. લાલ પાણીના પ્રતાપ !

મહેન્દ્રલાલે કહ્યુંઃ "માથું ઉતારવાનો સૌથી સરસ ઉપાય સંગિત છે. સંગિતમાં માનસિક વ્યાધિ દૂર કરવાની શક્તિ છે."

સીતાદેવીઃ "હું તો સંગિતની વ્હાલી સખી છું. ચાલો ! આપ હારમોનિયમ પર બેસો. હું ઇશ્વિર સંબંધી કાંઇક સંગિત ગાઇશ." વાંચક ! ગાનનો સાર સાંભળોઃ—

"આપ ક્યાં બેઠા છો ? અને સર્વદા મ્હારી પાસે કેમ રહેતા નથી ? તમારી પ્રકૃતિ ઘણીજ મિષ્ટ લાગે છે. આપનું નામ શું છે ? પ્રતિદિન આપ મ્હારૂં કલ્યાણ કરતા કેમ દેખાઓ છો ? આપ દયા અને ઉપકારજ કર્યે જાઓ છો. રૂપ અને ગુણમાં આપ અનુપમ છો. આપના જેવું અન્ય કોઇજ આ સૃષ્ટિમાં નથી. અહા શું આપનું આકર્ષણ ! આપનું દર્શન કરવાનું તો જાણે મનજ થયા કરે છે. આલાપ નથી, પરિચય નથી છતાં મન આપના પર આટલું બધું મોહિત કેમ થાય છે ? તમને ઓળખનાર તેમજ નહિ ઓળ-

ખનાર સર્વે કોઇ તમારો ચમત્કાર જાણે છે. અરે ! તું મ્હારો કેવો સંબંધી છે? ગમે તેમ હો પણ હું ત્હારી છું અને તું મ્હારો છે. ત્હારા પ્રેમસાગરમાં હું જ્યારે ડુબકી મારીશ ત્યારે શું હું પાછી આવીશ ખરી કે? જે કોઇ પ્રેમીજન છે તે આ પ્રેમસાગરને કિનારે કદી પહોંચતાજ નથી. તે તો તેમાં ડૂબી મરે છે. પૂર્ણ આનંદ અનુભવતા એ લોકો આવા સંસારમાં કદી પાછા ફરતા નથી. અહો ! કેટલાં સુખનો ભંડાર ! કેટલું શાંતિ રૂપી મહા ધન ! અનંત ગણાતાં કેટલાં સુખો અને શાંતિ ત્યાં સંચિત કરી રાખેલાં છે ! તે નિત્યનું સુખ અને શાંતિ આપે છે. પૂર્ણાનંદમાં સર્વ કાંઈ વિસરી જવાય છે. જો કોઇ એકજ વાર એનામાં ચિત્ત પરોવે તો જરૂર તેમાં મુગ્ધ થયા વગર રહેજ નહિ.”

ગાન પુરૂં થયું નહિ. આશા પૂર્ણ થઇ નહિ. રમણચંદ્ર ઔષધ લઈ પાછો ફર્યો નથી એટલામાં તો રંગમાં ભંગ પડ્યો. જોડેના ઓરડામાં, “આવો, આવો, બેસો, બેસો ”નો અવાજ કાને પડ્યો. “કોનું કામ છે?” હૉલમાં એક ભક્ત–વ્યક્તિ–સાધુ પુરૂષ જેવો દેખાતો એક માણસ ગંભીર સ્વરે બોલવા લાગ્યોઃ “પ્રભુ સર્વેનું રક્ષણ કરો, હરિહરિ કહો !’ સીતાદેવી, આ સ્વરથી, તીક્ષ્ણ બાણથી હરિણી વિંધાઈ હોય તેમ પડી. અધરોષ્ટ, ચક્ષુ અને ભ્રમરો કંપવા લાગ્યાં. કર્ણ કાંઇક સાંભળવાની ઇચ્છા કરતા હોય એમ જણાયું. મનમાં એમ પણ આવ્યું કે આત્મા કર્ણ દ્વારા બહાર નીકળી જશે કે શું? તુરતજ સીતાદેવીએ ભય ચકિત નેત્રે, કંપિત સ્વરે મહેન્દ્રલાલને કહ્યું : “એ—એ–આવ્યા છે. અરે ! એનીજ વાત તમને કહેતી હતી. આપ શીઘ્ર વકીલ સાહેબને બંગલે જાઓ. બધું નક્કી કરી કાલે સવારે અગર બપોરે પધારજો.”

ઉપર પ્રમાણે ડૉક્ટર રાજેશ્રી મહેન્દ્રલાલે સવારના ૭ થી બપોરના એક વાગ્યા પર્યન્ત સીતાદેવીની સૂચિકિત્સા કર્યા પછી ગ્રહમાંથી પૂરે વેગે બીજે દ્વારે થઇ બહાર નીકળી ગયાં !

સીતાદેવીએ આ વખતે કપાળે એક લાલ કપડું વિંટાળ્યું અને “અરેરે ! ઓ–મરી–ગ–ઇ–રે !” એવો વિચિત્ર સ્વર કરી એકદમ કૉચપર પડી નિદ્રાવશ થઇ હોય તેવો ઢોંગ કર્યો.

---



# પ્રકરણ ૬ ઠું.

## જમાઈરાજ !



"હાય ! હાય ! આ વૃદ્ધ બ્રાહ્મણ કોણ ? કેવો વિચિત્ર ! ઓરડાના દ્વાર આગળ આવી પગરખાં ઉતારી અંદર દાખલ થયો. કેટલો લંબગ ? કેવો અસભ્ય ? કેવો બેવકુફ ! કેવો જંગલી !

રમણચંદ્ર આ વખતે દવા લઈ આવ્યો હતો. ભગિનીને દવા આપી પોતે જોડેના હોલમાં ગયો.

બ્રાહ્મણે રમણને સામું ઉભેલો જોઈ પુછ્યું: "આપની પ્રકૃતિ તો સારી છે ને ? માજીનું શરીર ઠીક છે ને ?" હૉલમાં આ વખતે એકલા રમણ સિવાય અન્ય કોઈજ નહોતું. રમણને પ્રથમ તો ઉત્તર દેવો ઠીક લાગ્યું નહિ. તેથી તુરત તો તેણે સારૂં, માઠું કાંઈજ પ્રત્યુત્તર આપ્યો નહિ. બ્રાહ્મણે હસતાં હસતાં ફરીથી પુછ્યું :"

"રમણચંદ્ર ઓળખાણ પડે છે કે ? તે પ્રસંગે તો તમે ઘણાજ ન્હાના હતા. ભાઈ, પાંચ વર્ષમાંજ વિસરી ગયા કે શું ?" રમણ: "ઓળખું છું, ઓળખું છું, આપનું નામ ચંદ્રશંકરને ? (ઉચ્ચે સ્વરે) ઓ માતાજી ! ચંદ્રશંકર આવ્યા છે—તમારા જમાઈરાજ આવ્યા છે." આમ બોલતો બોલતો રમણ ઘરમાં દોડી ગયો. દિવાનખાનામાં બધાં માણસો એકઠાં થઈ ગયાં. ત્યાં બેઠેલા સર્વે મંડળે, "આવો, આવો, બેસો, બેસો" એવો મ્હોટેથી શબ્દોચ્ચાર કરી ચંદ્રશંકરને બોલાવવા લાગ્યાં. અંદરથી બાલક બાલિકા ગણ તેમનાં દર્શન કરવા બહાર દોડી આવ્યાં. જનની પણ જમાઈનું નિરીક્ષણ કરવા લાગી.

ચંદ્રશંકર ઉભા ઉભાજ બોલવા લાગ્યા: "જય પ્રભુ ! જય હરિ ! સર્વેનું તેજ કલ્યાણ કરશે."

રમણે ચંદ્રશંકરને ઉભેલા જોઈ ખુરસી કહ્યું: "આપ અહિં બેસો."

અત્યાર સુધી ઉભા રહેવાનું ખરૂં કારણ તો એ હતું કે ચંદ્રશંકર મ્હોટી વિપદ્‌માં આવી પડયા હતા. દિવાનખાનામાં બિછાવેલા સુંદર બિછાના પર કે મખમલથી જડિત સ્પ્રીંગવાળી ખુરસીઓ પર બેસવું કે કેમ? એ માટે મનમાં ગુંચવાયા કરતા હતા. તે સુંદર સ્વચ્છ સ્થળે કેમ બેસાય? એવી ભાવનાથી એમનું ચિત્ત ડોલાયમાન થવા લાગ્યું. છેવટે સર્વેને ખુરસી પર બેઠેલા જોઈ પોતે પણ એક બાજુમાં પડેલી ખુરસી પર બેઠા.

જમાઈ: "રમણભાઇ! પોટલું ઘરમાં મુકાવ્યું કે શું? કોઈ સુરક્ષિત સ્થળે મુકાવજો. એના પર કોઇ પગ મુકે નહિ એ ધ્યાનમાં રાખજો. એમાં શ્રીમદ્‌ ભાગવત છે. હરિ! હરિ!"

મજુર: "મહારાજ! મ્હારા પૈસા આપી દો કયાં સુધી ઉભો રહું?"

દ્વારવાને નાકે આંગળી લગાડી આંખો ચઢાવી કહ્યું: "ચુપ રહો! ગડબડ કયું કરતા હય! ઇદરસે નીચે જાઓ."

ચંદ્રશંકર: "પૈસા આપુ છું બાપૂ! વાર તો તેંજ લગાડી. રસ્તો ભુલી બીજે ચક્કાવાવાળા રસ્તે લઇ ગયો એ ભુલ ત્હારી કે મ્હારી?"

એટલું કહી બ્રાહ્મણે ગજવામાં હાથ ઘાલી એક જુની પુરાણી કોથળી કાઢી અંદરથી છ પૈસા કાઢી દ્વારવાનને આપ્યા. મજૂર છ પૈસા જોઇ ક્રોધથી બબડવા લાગ્યો અને દ્વારવાનના હાથમાં પૈસા પાછા મુકયા. કેટલાક અમદાવાદી ગાડીવાળા અને મજુર અજાણ્યાને એમજ સતાવતા તે દ્વારવાન જાણતો હતો તેથી તે ક્રોધે ભરાઇ લાલચોળ થઇ ગયો અને ગળેથી પકડી ધક્કો મારી કાઢી મુકવાનો વિચાર કરવા લાગ્યો. ચંદ્રશંકર આ ઘટના જોઇ એકદમ ખુરસી પરથી ઉઠી ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો: "બાપૂ! એને મારતો ના—જરા દયા રાખ. એ બાપડો ગરીબ બ્રાહ્મણ છે. એને મારવાથી લાભ કરતાં ઉલટું પાપ લાગશે. પેટ માટે બાપડો મજૂરી કરે છે. લે, આ બે પૈસા વધારે આપી વિદાય કર."

મજૂર કાઠીયાવાડી બ્રાહ્મણ હતો. ગળામાં એક મલિન થઇ ગયેલી પણ બ્રાહ્મણના ચિહ્ન સ્વરૂપ જનોઇ હતી. કાઠીયાવાડમાં દુષ્કાળ પડવાથી

વખાનો માર્યો અમદાવાદમાં આવી ચઢ્યો હતો. અહિં મજૂરી કરવાનો મ્હોટો વ્હેપાર માંડી ગુજરાન ચલાવતો હતો ! અદ્યાપિપર્યંત કોઇએ એને બ્રાહ્મણ કહી આટલું સન્માન આપ્યું નહોતું. ચંદ્રશંકરના મુખમાંથી " બ્રાહ્મણ છે" એ શબ્દો સાંભળી મજૂર ખુશખુશ થઇ ગયો અને કહ્યું:

"મહારાજ જી ! હું છથી વધારે પૈસા નહિ લઉં." આટલું કહી મજૂર-બ્રાહ્મણ ત્યાંથી વિદાય થયો.

મજૂરની વાત પૂરી થતાં, ડેપ્યુટી સાહેબનો એક અંગત માણસ ત્યાં આવી ઉભો રહ્યો. આ માણસે શરીરે સોનાના બટનવાળો એક કોટ ધારણ કર્યો હતો. પગમાં દક્ષણી જોડા હતા. માથાપર અમદાવાદી પાઘડી મુકી હતી. શરીરનો રંગ જરા શ્યામ હતો. નામ કૃષ્ણદાસ હતું. કૃષ્ણદાસ, જમાઇ ઉર્ફે ચંદ્રશંકર કને ગયા. બન્ને પગ જરા પહોળા કરી, પેટ જરા આગળ ઝુકાવી કહ્યું : "આપ આમ આવો, બેસો, મજૂર સાથે માથાફોડ કરવાની આપને દરકાર શામાટે રાખવી ?"

ચંદ્રશંકર : " કોણ કૃષ્ણદાસ ? સારા તો છો ને ?

કૃષ્ણદાસ : " હા જી. આપના આશીર્વાદથી સુખી અને સારો છું. આપના ચરણની રજ માથે ચઢાઉં છું."

આટલું કહી ઝટપટ કૃષ્ણદાસ પાઘડી બે હાથમાં ઝાલી જમાઇરાજને પગે પડ્યો અને પગને સ્પર્શ કરી આંખે માથે પોતાનો એ પવિત્ર થયેલો હાથ ફેરવ્યો.

પ્રણામનો નાટક સંપૂર્ણ થયો. ચંદ્રશંકર ખુરસી પર બેઠા. બીજો એક માણસ હાથમાં ચીરૂટની એક ડબી તથા દિવાસળીની પેટી લઇ ત્યાં આવી ઉભો અને ચંદ્રશંકર કને મૂકી ચાલી ગયો.

ચંદ્રશંકર : " હું બીડી પીતો નથી, તમાકુ ખાઉં છું ! તેપણ મ્હારી સાથે લાવ્યો છું તેજ ખાઇશ. બજારમાં વેચાતી કેટલીક સુગંધીદાર તંબાકુ બ્રાહ્મણોને ધર્મભ્રષ્ટ કરે એવી હોય છે. મ્હારી પોટલી મંગાવો. હું તો મ્હારીજ તંબાકુ લઇશ."

એક નોકર તુરતજ તેમની પોટલી લેવા ગયો.

ચંદ્રશંકર: "સંધ્યા થવા આવી છે. મ્હારે સંધ્યા આહ્નિક કર્મ કરવાનો સમય થયો છે. થોડુંક નદીનું શુદ્ધ જળ અને એકાદ દર્ભાસન મંગાવો."

કૃષ્ણદાસ: "દર્ભાસન તો ઘરમાં નથી. ઠંડુ બરફ નાંખેલું જળ હમણાં મંગાવીએ છીએ. એ જળથી સંધ્યા આહ્નિક બહુ સારૂં થશે. ખુરસી છે."

ચંદ્રશંકર: "ગાંડા છો કે શું? એવું કંઇક બને ખરૂં કે? સ્વર્ગીય અમૃત સાથે કૃત્રિમ બરફ મેળવેલા જળની તુલના થઇ શકે ખરી કે? અરે! એ પવિત્ર, પાપ ક્ષય કરનારા જાહ્નવી જળ સાથે અનેક મનુષ્યે સ્પર્શ કરેલા બરફની તુલના થાય ખરી કે? ક્યાં ગાય અને ક્યાં ગધેડું? આજકાલ બ્રાહ્મણો એવી અનેક અપવિત્ર વસ્તુઓના ભક્ષણથીજ અપવિત્ર અને આસુરી બુદ્ધિના થઇ ગયા છે! આપણા ઋષિ મુનિઓ સ્પર્શાસ્પર્શને કેટલે દરજ્જે માનતા હતા? આજે તો બ્રાહ્મણો ગમે તેનો સ્પર્શ કરવામાં અને ગમે તે વસ્તુઓ ખાવાપિવામાં ક્યાં દોષ માને છે? વિલાયતી બિસ્કીટ, સૉડા, મદ્ય, વગેરે તમામ વસ્તુઓનો ઉપયોગ કરી ભ્રષ્ટ થયા છે અને ભવિષ્યનાં સંતાનોને પણ ભ્રષ્ટ કરી રહ્યા છે! હરિ! હરિ! ભારતવર્ષની દુર્દશા થવાનાં એજ કારણો છે! સંધ્યા સ્નાન, જપ, તપ, નીતિ, ધર્મ, આચાર વિચાર બધું મૂક્યું નેવે! જ્યાં ત્યાં સુધરેલા વિચારો ઘુસી ગયા! બધે ભ્રષ્ટાચાર! બધે અધર્મ! બધે અનીતિ! હરિ હરિ! વિપરીત કાળ!

**सुर धुनि मुनि कन्ये तारये: पुन्यवंतं**
**स तरतिनिजपुण्यै स्तत्रकिम् ते महत्त्वम् ॥**
**यदिच गतिविहीनं तारये: पापिनं मां ।**
**तदपि तवमन्महत्त्वं त-मत्वं महत्वम् ॥ १ ॥**

કૃષ્ણદાસને કાંઇ સમજાયું નહિં. માત્ર મનમાં ને મનમાં હસવા લાગ્યો, વળી બોલવા લાગ્યોઃ "વારૂ, તેમ કરીશું." આપને ગંગાજળ મંગાવી આપીએ છીએ, હમણાં તો આપ જરા કાંઇક નાસ્તો કરો, રેલ ગાડીમાં આપને ઘણુંજ કષ્ટ પડ્યું હશે. ત્રીજા વર્ગના ઉતારૂઓના તો ભોગજ છે! આપને ઘણો શ્રમ પહોંચ્યો હશે."

એ સાંભળી ચંદ્રશંકર પેટ પકડી હો હો કરી હસવા લાગ્યા. તેમનું

હાસ્ય કંઈક ઉચ્ચ શ્રેણીનું હતું. જ્યારે પોતે હસતા ત્યારે તેનો અવાજ ઘણે દૂર સુધી સંભળાતો. એમના આવા વિકટ હાસ્યથી ઘણાં મનુષ્યો ચમકી ઉઠયાં. ન્હાનાં બાળકો કે જે આ મૂર્તિનાં દર્શનાર્થે આવ્યાં હતાં, તે તો આવું અટ્ટ હાસ્ય જોઈ ભય પામી પલાયનજ કરી ગયા ! કૃષ્ણદાસ ત્યાંથી ધીમે રહી ઉભો થયો અને બીજા કોઈને પણ જમાઈરાજ જેવા વિચિત્ર પ્રાણી પાસે આવવાની આંગળીના ઇસારાથી ના પાડી !

અંદરના ખંડમાં ઉભેલાં માતાજી કાંઈક અવાજ કરવા લાગ્યાં. આ અવાજ સાંભળી કૃષ્ણદાસ એકદમ અંદર ગયા.

માતાઃ "આ વખત જમાઈરાજ કેવા લાગે છે?"

કૃષ્ણદાસઃ "ચાલ ઘણી ધીમી છે. પહેલેના જેવી અંગમાં સ્ફુર્તિ દેખાતી નથી. એમનું પેલું ભય અને ત્રાસ ઉપજાવે એવું વિકટ હાસ્ય જોઇ મ્હારૂં જ શરીર ધ્રુજી ઉઠયું. માતાજી ! સાચું પુછો તો જમાઇ રાજને કાંઇ જરા ગાંડપણ આવ્યું હોય એમ લાગે છે."

માતાઃ "સર્વ મ્હારા અદૃષ્ટનું ફળ. બેટા કૃષ્ણદાસ ! તું ત્યાં જઇને બેસ, એમની સેવા સુશ્રુષા કર. તેથી કાંઇ ઠેકાણે આવશે."

કૃષ્ણદાસઃ "મા ! તેમાં મ્હને કહેવું પડે તેમ નથી. પણ એમનું વર્તન કાંઇ વિચિત્ર લાગે છે. ચિરૂટ આપી તે પીવાની ના પાડી, અને કહ્યું કે હું મ્હારીજ પાસેની તંબાકુ ખાઇશ. ઠંડું બરફજળ આપવા ગયા ત્યારે હાસ્ય કર્યું. સ્ટેશનપરથી એમની સાથે એક મજુર પોટલું ઉંચકી આવ્યો હતો તેના પર કોણ જાણે શાથી અતિ ગુસ્સે થઇ ગયા. પાણી તંબાકુ કાંઇ પણ જ્યારે લેવું નહોતું ત્યારે અહિં આવવાનું પ્રયોજન શું હતું?"

માતાઃ "ગાડીમાં લાંબી મુસાફરીએથી આવે છે. તેથી એમનું માથું ગરમ થયું હશે. થોડું બરફજળ આપો કે માથા પર રેડી મગજને શાંત કરે."

કૃષ્ણદાસે ત્યાંથી ચાલવા માંડયું. માતાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. મનમાં બોલવા લાગ્યાંઃ "મહા દુઃખે પ્રાપ્ત થયેલી એકજ પુત્રી, બહુજ લાડમાં ઉછરેલી, તેનો ભાવિ પતિ આવો જોઈ હૃદય ચીરાઇ જાય છે. હાય ! હાય ! એ બિચારીના નસીબમાં સુખ લખ્યું નહિ હોય ! અરેરે !

જમાઇની આવી અવસ્થા થવાનું શું કારણ હશે ? ”

જનનીનું વસ્ત્ર નયન–જળથી ભીંજાઇ ગયું. કૃષ્ણદાસે આવીને જોયું કે, જમાઇરાજ પોતાની ચમચી છોડી તંબાકુનો ડૂચો ભરી રહ્યા છે. મનમાં વિચાર્યું: “ ચિરૂટ સિગરેટ મૂકી તંબાકુ ખાવામાં એને આટલો બધો આનંદ કેમ પડતો હશે ? ખાખરની ખિલોડી, સાકરનો સ્વાદ શું જાણે ? બિચારાએ બાપજન્મારે જોયું હોય ત્યારેકની ? ”

ચંદ્રશંકર: “ અરે કૃષ્ણદાસ ! હરિ હરિ કહે ! ”

કૃષ્ણદાસ બહુજ ચાલાક મનુષ્ય હતો. બહુજ ખટપટી અને ખુશામદી હતો. “ અરે કૃષ્ણ ” એટલું વાક્ય ભાગ્યેજ ચંદ્રશંકર બોલી રહ્યા હશે કે એકદમ તે પાસે આવ્યો અને પૂછ્યું: “મહારાજ ! શી આજ્ઞા છે ! ફરમાવો !”

ચંદ્રશંકર: “ સાબરમતી મૈયા કેટલા દૂર છે ? ”

કૃષ્ણદાસ: “ ઘણાંજ નજદીક છે. ”

ચંદ્રશંકર: “ સંધ્યા સમય થયો છે. પ્રભુ મંગળ કરો ! ” રમણના સામું જોઈ કહ્યું: “ રમણચંદ્ર તમારૂં પંચાંગ જરા આપશો ? ”

ભગિનીનું ઔષધ લઇ આવી. રમણ પોતાના અભ્યાસમાં ગુંથાયો હતો. તેથી તેણે ચંદ્રશંકરનું કહેવું સાંભળ્યું નહિ. જમાઇરાજ ફરીથી કહેવા લાગ્યા: “અરે રમણભાઇ ! સાંભળો છો કે ? તમારૂં પંચાંગ મ્હારે જોઇએ છે.”

રમણચંદ્ર: “ પંચાંગ કેવું ? ”

ચંદ્રશંકર: “પંચાંગ શું એ પણ તમે નથી જાણતા ? જેમાં તારીખ, તિથિ, નક્ષત્ર, વાર, પર્વ ઇત્યાદિ હોય છે તે. છાપખાનાઓમાંથી છપાઇને બહાર પડે છે તે પંચાંગ મ્હારે જોઇએ છે. હરિ હરિ ! બ્રાહ્મણ થઇને પંચાંગને પણ નથી ઓળખતા ? રામ ! રામ ! આ તે કેવા બ્રાહ્મણ ? બ્રાહ્મણો સંવત, તિથિ, વાર, નક્ષત્ર બધુંજ ભૂલ્યા છે ત્યાં પછી પંચાંગને ઓળખે કોણ ? ”

રમણ: “મ્હારી કને તમે કહો છો તેવું પંચાંગ નથી, પણ એક અંગ્રેજી ડાયરી બુક છે. જો કહો તો તે આપું ?”

કૃષ્ણદાસ: “ મહારાજ પંચાંગ છે. મ્હોટી બેનના ઓરડામાં એક લાંબુ ભીંતે ટાંગેલું છે. બ્હેન હમેશાં તારીખવાર તેમાંથી જુએ છે. ”

ચંદ્રશંકરઃ " ભલા માણુસ ! પંચાંગ વળી ભીંતે ટંગાતું હશે ખરૂં ? હરિ ! હરિ ! ગયું ! બ્રાહ્મણોનું સર્વસ્વ ગયું, અને આ ઘરમાંથી તો છેકજ ગયું!"

રમણઃ "સમજ્યો ! સમજ્યો ! એ તો પેલું અંગ્રેજી શીટ કેલેન્ડર. ખરી વાત, એમાં ઘણું સારૂં આવે છે."

ચંદ્રશંકરઃ " વારૂં ભાઇ ! જો એમાં બધું હોય તો પછી ગુજરાતી પંચાંગ નહિ હશે તોપણ ચાલશે. ઝટ મંગાવી આપો."

કૃષ્ણુદાસઃ " એ પંચાંગ લવાય એમ નથી. એને તો દિવાલમાં એક ફ્રેમમાં જડી દેવામાં આવ્યું છે. તે ત્યાંથી ખસે એમ નથી. મ્હોટી બ્હેને સખ્ત બંદોબસ્ત કર્યો છે. આપ એ ઓરડામાં પધારો અને તેમાં જે જોવું હોય તે જોઇ લો. ચાલો, મ્હારી સાથે ચાલો."

ચંદ્રશંકર : " આવી વાત તો ક્યાંય પણ સાંભળી નથી, તેમ જોઈ પણ નથી. પંચાંગની પાસે જવું પડે ! તે આપણી પાસે ન આવે ! વાહ પ્રભુ ! શી ત્હારી લીલા ! "

રમણુઃ " પણ એમાં તો બધું અંગ્રેજીમાં લખેલું છે. આપનાથી તે સમજી પણ કેમ શકાશે ? "

કૃષ્ણુદાસઃ " મ્હોટી બેન એમાંથી ગુજરાતી કરી એમને સમજાવશે."

ચંદ્રશંકરઃ " રહેવા દો, બાપૂ રહેવા દો. એવું પંચાંગ જોવાની મ્હારે જરૂર નથી. મ્હારો સંધ્યા–કર્મનો વખત થઈ જાય છે. સાબરમતિમાંથી જળ મંગાવ્યું કે ? એક ધોતીયું સોળે સુકવવાનું કહો."

કૃષ્ણુદાસઃ " સોળે એટલે શું ? અમારામાંથી કોઈ એ સમજતું નથી. એ ગાંડા જેવું શું બોલો છો ? બાથ રૂમમાં (ન્હાવાની ઓરડીમાં) ધોતીઆં ધોઈને એક લાંબા વાંસ પર સુકવ્યાં છે."

ચંદ્રશંકરઃ " વારૂં ભાઇ ! પણ એમ છેક નહિ ચાલે. તૈયાર રાખવાનું કહો. સમય હવે ઘણોજ થોડો છે."

કૃષ્ણુદાસને મનમાં ને મનમાં ઘણોજ ક્રોધ ચઢયો. તે બબડવા લાગ્યોઃ " અરે ! આ મૂર્ખ બ્રાહ્મણ જાણી જોઇને દુઃખી કેમ થાય છે ! આવા ગાંડાની વાત પણ શું સાંભળવી ! " અંદર જઈ એક થાંભલાને અઢેલી થોડી-

વાર આરામ લઈ પાછો ફર્યો અને કહ્યું: "બરાબર વ્યવસ્થા કરી છે. માતાજીએ સ્વયં હાથે વસ્ત્રો ધોયાં છે."

બ્રાહ્મણ જરા અસ્વસ્થ ચિત્તે, પવિત્ર જળ આવવાની વાટ જોતો બારીએ ઉભો રહી તમાકુની પિચકારીઓ મારવા લાગ્યો. વિપદભંજન કૃષ્ણદાસ પાસે આવી ઉભો.

આ વખતે દાદર પર કોઈનો બુટ સાથે ચઢવાનો અવાજ સંભળાયો. તુરતજ બુટવાળો માણુસ—આપણા પ્રાચીન દેવમૂર્ત્તિ બ્રાહ્મણની સન્મુખ—આવી ખડો રહ્યો.

રમણચંદ્ર એકદમ ઉભો થયો અને કહેવા લાગ્યો: "માતાજી આપને બોલાવે છે."

કૃષ્ણદાસે એકદમ મ્હોટાભાઇના હાથમાંથી, ચાંદીની મુઠવાળી લાકડી અને માથા પરની હૅટ લઈ લીધાં અને ત્યાં એક ખુરસી લાવીને ગોઠવી. બ્રશવડે મ્હોટા ભાઈનો કોટ આમતેમ સાફ કરવા લાગ્યો. બુટ પર ચઢેલી ધુળને એક સફેદ રૂમાલથી દુર કરી.

પ્રવિણ બ્રાહ્મણ આ મૂર્ત્તિ જોઇ છેક દિગ્મૂઢ બની ગયો. બહુજ આનંદપૂર્વક હથેલીમાં તમાકુ ચોળતો ચોળતો અને તેને ટપલીઓ મારતો તેના મુખ આગળ ગયો પણ જાણતો નહોતો કે તમાકુની ઝેણ ઉડતાંજ એકાએક આફત આવશે. બ્રાહ્મણ, મ્હોટાભાઈની મૂર્ત્તિ જોતાંજ તમાકુને દક્ષીણ હથેલીમાં રહેવા દઇ નવીન મૂર્તિને નખથી શિખાપર્યંત નિહાળવા લાગ્યો. સૌથી પ્રથમ મસ્તક તરફ નજર જતાં જણાયું કે માથામાં બરોબર સીધો સેંથો પાડેલો હતો. બન્ને ચક્ષુઓ લાલ હતાં. ગાલનો રંગ કાળો—ગુલાબી હતો, પણ મુખ પર વધારે વાર દૃષ્ટિ રહી નહિ. નીચા અવયવને લીધે નયન ઉંચું જોતાં થાકી ગયાં, પણ ચક્ષુઓ તે આકૃતિ સામુજ જોવા લાગ્યાં. શરીર પર એક કાળો આલપાકાનો કોટ હતો. ગળામાં સુંદર નેકટાઇ અને કૉલર, પગમાં સફેદ પાટલૂન, વિલાયતી ચકચકતાં બટ અને અંદર સ્ટોકીંગ પણ પહેરેલાં હતાં. નવા જમાનાનું સુધરેલું શરીર આમ ત્રિભંગ અવસ્થામાં વહેંચાયલું જોઈ જુના જમાનાનો બ્રાહ્મણ આશ્ચર્યચકિત થયો ! તમાકુ હાથમાં જેમની તેમ

રહી ગઈ. બ્રાહ્મણના તિક્ષ્ણ નેત્રો ફક્ત આ [illegible]નુંજ અવલોકન કરતાં હતાં. આ મૂર્તિ-મહા[illegible] [illegible]નામદાન " ગુણવંતરાય વી. મજમુદાર બારી-[illegible] [illegible] હતું." આજ બે વર્ષથી મજમૂદાર સાહેબ વિલાયતથી પાછા ફરી, ભારતવર્ષને પોતાના ચરણથી પાવન કરી રહ્યા હતા.

મજમુદાર સાહેબે સીધી રીતે બૅરીસ્ટરી પાસ કરી નહોતી, તેમ છતાં પણ એ વિદ્યામાં નિપૂણ હોવાનો દાવો ગર્વથી કરતા હતા. વિજ્ઞાન દર્શન, ઇતિહાસ, ભૂગોળ, જ્યોતિષ, ધર્મગ્રંથ અને સાહિત્ય, અંગ્રેજી સાથે એમને બરાબર કંઠસ્થ હતાં. સ્ટીમરમાંથી ઉતરતાં વારજ તેમને પ્રથમ બાપદાદાના ગુજરાતી પોષાક પર તિરસ્કાર છુટયો હતો ! એમના આ વિચારમાં ભળતા કેટલા મતાનુયાયીઓ પણ હતા, તેઓ એમના વિચારને પુષ્ટિ આપતા હતા. આવા લોકોને હૅટ ઘણીજ ઉપયોગી માલુમ પડે છે. આ દેશમાં સૂર્યનો તાપ સખ્ત પડે છે. માથાપર હૅટ મુકવાથી તાપ જરા પણ લાગતો નથી ! એવી તેમની માન્યતા હતી ! વૈશાખ માસમાં સૂર્ય અતિ તાપથી તપે છે તેવા દિવસોમાં પણ આ મહાત્માઓ હૅટ, ટાઇ, કૉલર, પેટલૂન, સ્ટોકીંગ અને બુટ સિવાય બહાર નીકળતા નહિ, તેથીજ આપણા બૅરીસ્ટર સાહેબ સુધરેલી સમાજમાં અપ ટુ ડૅટ ગૃહસ્થમાં ગણાતા હતા !

મજમુદાર સાહેબ વિજ્ઞાનમાં પણ પ્રવિણ કહેવડાવતા હતા એ એમની બીજી ગૃહસ્થાઇનું લક્ષણ હતું. તેઓ માનતા હતા કેઃ-" ડુંગળી, મરઘી અને માંસ, એ ત્રણને એકત્ર કરી લેવામાં આવે તો અને વિલાયતી ઉંચો મદ્ય દરરોજ થોડો થોડો લેવામાં આવે તો શરીરમાં કોઈ ઉત્તમ પ્રકારનો રાસાયણિક સંયોગ ઉત્પન્ન થાય છે. જો આપણા દેશીઓ એનો ઉપયોગ કરે તો જે રોગો દર વર્ષે જૂદા જૂદા રૂપમાં ફાટી નીકળે છે તે તુરતજ અટકી જાય. એમની દેહ નિરોગી બને અને દીર્ઘ જીવી થાય." તેઓ જ્યાં જ્યાં ભાષણ કરતા ત્યાં ત્યાં તેમજ મિત્રોમાં પણ એજ વાત કહી બતાવતા ! ત્રીજું લક્ષણ કહો કે બુદ્ધિની પરાકાષ્ટા એવું કહીને બતાવતા હતા કેઃ-" આપણા પૂર્વ પુરૂષો વાંદર હતા. તેમાંથી ધીમે ધીમે આપણે મનુષ્યરૂપ થયા છીએ." એવાં ભાષણો પણ પોતે પૃથક પૃથક સ્થળે સમયે સમયે આપતા હતા; અને તેમાં

પોતાના વિલાયતથી આણેલા વિચારો છુટથી દર્શાવતા હતા. અમદાવાદની કૉર્ટોમાં બૅરિસ્ટરી કરવાનું એમને ફાવતું નહિ. મંબઇને તો તેઓ છેક નિર્માલ્ય ગણતા. તેમના કોઇ કોઇ મિત્રો એમ પણ વાત કરતા હતા કે બૅરિસ્ટરીના ધંધામાં તેઓ કશું કમાતા નથી. તેથી તેમણે મુંબઇની સ્મૉલકૉઝ કોર્ટના એક જડજ અથવા બીજે કાંઇ મુનસફ થવા માટે પ્રયાસ કરવા માંડયો છે. દુષ્ટ માણસોની એ વાત સાંભળવામાં કાંઇજ રહસ્ય નહોતું! હમણાં તો આપણા ગુણના ભંડારરૂપ ગુણવંતરાય બારિસ્ટર સાહેબ એસ્કવાયર આનંદમાં દિવસો નિર્ગમન કરતા હતા.

બૅરિસ્ટર સાહેબ દેખાવમાં ભવ્ય પુરૂષ લાગતા હતા. બ્રહ્માજીએ તેમના શરીર પર રંગ ચઢાવતી વખતે ભાંગ પીધી હોય તેમ જણાતું હતું, કારણકે રંગ જરા પાકો—કાળો શાહી જેવો થઇ ગયો હતો. કોઇ જગ્યાએ સફેત ડાઘ હોવાનું નામ નિશાન નહોતું. જીર્ણ થયેલા શિવાલયમાંની એકાદ શિવલિંગ મૂર્તિને વાર્નિસ કરવાથી કેવી ચકચકિત લાગે છે; તેવી રીતે આપણા મજ-સુદાર સાહેબ વસ્ત્રોરૂપી વાર્નિસ કરવાથી શોભી રહ્યા હતા. દેવાધિ દેવ મહાદે-વની મૂર્તિ પણ આજે આપણા બેરિસ્ટર સાહેબ આગળ પરાજિત થઇ જાય તેમ હતું. અધુરામાં પુરૂ વળી શરીર પર ઉંચા કાળા એલપકાનો ચકચકિત કોટ ! હા હા ! કેવી મજાહ ! કાળાં વાદળાં જાણે પરસ્પર આલિંગન કરી રહ્યાં છે ! પૃથ્વી પર અંધકાર છવાઇ ગયો. દિવસે પ્રકાશ કરવાની ખરેખરી જરૂર પડી છે ! કેમ ના પડે ? જુઓ, જુઓ, અંધારામાં વળી રમણીય દાડેમ કળી જેવા દાંત હસતા દેખાય છે ! જાણે વાદળાંના ખોળામાં બેઠેલી સૈદામિની અથવા પુર્ણીમાની ચાંદની વાદળાં અંદર છુપાઇ રહી થોડી થોડી વારે ડોકીયાં કરી રહી છે !

બેરિસ્ટર સાહેબ રમણચંદ્રના મ્હોટાભાઇ કેવી રીતે થાય છે તે હજી કોઈ જાણતું નથી. એક માતાના પેટના મ્હોટા ભાઇ કે માસીના દીકરા મ્હોટાભાઇ, અથવા એક ગામના તેથી મ્હોટાભાઇ, તેમાંનું કોઈ કાંઇ જાણતું નથી. પણ એટલું તો ખરૂં કે ઘણાખરા મનુષ્યો બેરીસ્ટર સાહેબને મ્હોટાભાઇ કહી સમ્માન આપતા હતા, અને રમણચંદ્રની સ્નેહમયી દયાળુ માતાજી તો એમને

વિલાયતથી આવ્યા પહેલાંજ "પુત્ર, પુત્ર" કહી સંબોધતી હતી. માતાજીને આવી ખરાબ ટેવ કેમ પડી ગઈ હશે ? કોઇ છોકરો દેખી તેને પુત્ર કહી બોલવતાં, કોઈ બાળકી દેખી તેને પુત્રી કે બ્હેન કહી બોલાવતાં. પણ હવે એ ટેવ કાંઇ જાય નહિ. એ તો "પ્રાણ અને પ્રકૃતિ જોડે જાય." એ કહેવત કાંઇ અસત્ય નથી. ટુંકામાં મરણ પર્યંત માતાજીનો આવો સ્વભાવ રહ્યો હતો. માતાજી ઘણાંજ દયાળુ તેમજ સ્નેહાળ હતાં. બેરિસ્ટર સાહેબના મકાનથી જો કે તેઓ ઘણે દૂર રહેતાં હતાં, છતાં પણ અઠવાડીયામાં એક વખત માતાજી તેમને પોતાને ત્યાં જમવા વગેરે માટે બોલાવતાં હતાં.

બેરિસ્ટર સાહેબ લગભગ પોતાની માતૃભાષા—ગુર્જરી ગિરા—તદ્દન વિસરીજ ગયા હતા. પછી જાણી જોઇને કે અજાણપણે આમ કરતા હોય તે તો પ્રભુ જાણે ! જેની સાથે વાત કરે તેની સાથે પંદર આના અંગ્રેજી ! ગુજરાતી તો મહામુશીબતે અને ન છુટકેજ બોલતા. તેમાં પણ જો કોઇ વસ્તુ માટે ખાસ ગુજરાતી શબ્દ યાદ ન આવતો તો તે હિન્દીમાં કહેતા હતા. કોઈ કોઇ વખત જમતી વખતે સીતાદેવીની માતા તેમને કહેતાં કેઃ—"બેટા ! હજી જરા વધારે લો, પેટ ભરીને જમો." તેના ઉત્તરમાં મજમુદાર સાહેબ શુદ્ધ ગુજરાતીમાં કહેતાઃ "હમ અબી વધારે ખાઇ શકાશે નહિ."

મજમુદાર સાહેબ બીજા એક ઓરડામાં જઈ, ચારે બાજુએ નિરીક્ષણ કરી, રમણ સામું મુખ ફેરવી કાંઇક વાત કહેવાનો આરંભ કરતા દેખાયા. આ વાર્તા અંગ્રેજીમાં થતી હતી.

આ સમયે એક કઠિન પ્રશ્ન ઉપસ્થિત થયો છે. આ પુસ્તક ગુજરાતી, વિષય ગુજરાતીનો, ગ્રંથકાર ગુજરાતી, વાંચક ગુજરાતી ત્યારે શામાટે ઢગલાબંધ અંગ્રેજી વાક્યો લખી જગ્યા બગાડવી ? તેજ કારણથી નીચે ગુજરાતી ભાષાંતર લખવામાં આવે છે. ભાષાંતરમાં મૂળ ભાષાના જેવી સુંદરતા રહેતી નથી, એટલુંજ અમને દુઃખ થાય છે ! ઈંગ્રેજીથી અપરિચિત વાંચક ઉપર બૅરિસ્ટર સાહેબનો અંગ્રેજી કાયદો લાગુ પાડી શકાય તેમ નથી.

વળી એક વાત સાંભળો. આપણા ચંદ્રશંકર ઉર્ફે જમાઇરાજ અંગ્રેજી ભાષાથી તદ્દન અજાણ હતા. બેરીસ્ટર સાહેબ સાથે રમણને અત્યારસુધી જે

વાર્તાલાપ થયો તેમનો જરા સરખો પણ ભાગ તેઓ સમજી શક્યા નહોતા.

ગુણવંતરાયે પૂછ્યું: "આ ઉઘાડા પગવાળો કોઇ અસભ્ય વિચિત્ર જંગલી જેવો દેખાતો પ્રાણી, વાંદરાની પેઠે ખુરસી પર કેમ બેઠો છે?"

રમણ: "એ મ્હારી ભગિનીનો Husband (સ્વામી) છે."

ગુણવંતરાય: "એ શું બોલો છો? શું મ્હારી મશ્કરી કરો છો? સત્ય વાત કહો! કશી વાતે ભય રાખશો નહિ."

રમણ: (હસતા હસતાં) "મ્હોટી બેનના એ સ્વામી."

ગુણવંતરાય: "હાય! ખરેખર! શોચનિય વાત છે! એવું કદી હોયજ નહિ. હોવાનો સંભવ પણ નથી અને હોવું જોઇએ પણ નહિ. મી. ચંદ્રશંકર તો ગાંડાને નામે સુવિખ્યાત છે."

રમણ: "તદ્દન એવા નથી. કોઇ કોઇ વખત એવો વાયુ મગજે ચઢી આવે ત્યારેજ એ ગાંડા જેવા દેખાય છે."

ગુણવંતરાય: "અરેરે! ઓ ઇશ્વિર! આ કેવો ત્હારો ન્યાય! જે સૌંદર્યની ખાણરૂપ છે, પવિત્રતાનો ભંડાર છે, સુનીતિવાન છે, અને સ્ત્રી શિક્ષાનો એક આદર્શ—નમૂનો છે, હા પ્રભુ! એવી સ્વર્ગીય દેવાંગના રમણી ઉપર ત્હારી આટલી બધી નિષ્ઠુરતા કેમ? હાય! પ્રિય ભગિની! હાય! સીતે! તમારી કેવી નમ્રતા! કેવો વિનય! કેવી મધુર વાણી! અરેરે! અપરિચિત માનવી તમને મહાન સુખી અને મધુરૂં જીવન ગાળનાર જાણે તેમાં તેઓ કેવાં ઠગાય છે!"

મ્હોટાભાઇનું વિચિત્ર મુખ, અંગ ચાંચલ્ય તેમજ વકતૃત્વ શક્તિ જોઇ રમણને મ્હોટો ભય પેદા થયો. વિચાર થયો કે મ્હોટા ભાઇની પ્રકૃતિ અસ્વસ્થ હોવી જોઇએ તેથીજ એ આ પ્રમાણે વર્તન કરતા હશે. આથી રમણ અતિ વિનયપૂર્વક કહેવા લાગ્યો: "મ્હોટા ભાઇ! મ્હારા હૉલની પેલી બાજુએ ચાલો. આપણે ત્યાં બેસીશું."

ગુણવંતરાય: "વારૂ! ચાલો. આ ગાંડાને એકલોજ રહેવા દો. એમનો સંગ ત્યાગ કરવો એ બુદ્ધિમાનનું કર્ત્તવ્ય છે. બેવકુફ, ગધેડો, પાજી!"

આ પ્રમાણે કથા વાર્તા કરતા બેરીસ્ટર સાહેબ રમણનું મસ્તક ઝાલી,

પ્રેમાલિંગન કરવાનો ભાવ બતાવતા, હસતા હસતા દિવાનખાનાના બીજા ભાગ તરફ આવી પહોંચ્યા.

બૅરીસ્ટર સાહેબનાં પગલાં પાછાં ફરતાંજ તેમને જોઇ જમાઇરાજે નાકે કપડું ઢાંકયું ! તેમને કશાની દુર્ગંધ આવી હશે ખરી !

બીજી બાજુએ બેરીસ્ટર સાહેબ, સુગંધ પસારતા પસારતા દિવાનખાનાની બીજી બાજુએ ગોઠવેલા એક સોફા પર જઇને પડયા. રમણ સ્વભાવ પ્રમાણે ગુજરાતી ભાષામાં બોલવા લાગ્યોઃ “ મ્હોટાભાઇ ! સૂતા કેમ ?”

મ્હોટાભાઇ આથી જરા ચીઢાઇ જઇ કહેવા લાગ્યાઃ “ ખબરદાર જો ફરીથી પાછો એ અસભ્ય ભાષામાં વાત કરવા લાગ્યો તો ત્હારી વાત તેં જાણી! મ્હારે તને કેટલીવાર આ બાબતમાં સમજાવવું જોઇએ! સભ્ય જાતિની ભાષા સાથે ભ્રાતૃભાવ વધારવો શું તને નથી ગમતો ? ત્હારે ભારતનું કલ્યાણ કરવું હોય, ઉન્નતિ કરવી હોય, તો પ્રથમ તું ત્હારી એ નીચ કુલમાં જન્મેલી હલકી ગુજરાતી ભાષાનો ત્યાગ કર—અરે ! તદ્દન ભૂલી જા. હજી તું ઉછરતો છે, ત્હારા પૂર્વ પુરૂષોને જૂને રસ્તે ચાલી, ત્હારી ભવિષ્યની આશાઓ, સ્વાસ્થ્ય તેમજ કાર્ય કરવાની દક્ષતાને શું નષ્ટ કરવા ઇચ્છે છે ? હવે તું ઉચ્ચ કેળવણી લે છે, માટે ત્હારે અંગ્રેજીમાંજ વાત કરવાની ટેવ પાડવી. વધારે શું કહું ? તું જો અંગ્રેજીના વિચાર કરશે, તો તને અંગ્રેજી સ્વપ્ન આવશે, અંગ્રેજી નિદ્રા આવશે ! અત્યારથીજ ક્રમ વાર આ પ્રમાણે કાર્યનો આરંભ કરશે, તો ભવિષ્યમાં કોઇ ત્હારી વાત સાંભળીને તને કોઇ ચુસ્ત મૂર્ખ ગુજરાતી કહેવાની હિંમત કરશે નહિ ! આજ કાલ ગુજરાતી—અરે હિંદી—થવા કરતાં અંગ્રેજી થવામાંજ સુખ છે. તેમ થવાથીજ અંગ્રેજી સમાજમાં માન મરતબો વધશે. ગુજરાતી ઇર્ષાખોરોમાં છે શું ? ન મળે વિદ્યા, ન મળે હુન્નર ! ન મળે શરીર ! ન મળે બુદ્ધિ ! થોડું ભણી થોડું કમાઇ દરિદ્રાવસ્થા ભોગવવાને માટેજ એ લોકો જન્મ્યા છે. નથી ગુણની કદર, નથી વિદ્યાની કદર ! જ્યાં ત્યાં એ લોકો હાડમાર થઇ રહ્યા છે. માટે અંગ્રેજી થવું એજ શ્રેષ્ઠ છે !”

મ્હોટાભાઇની સાથે હવે ગુજરાતી ભાષામાં વાત કરવાનું કામ રમણ માટે ઘણુંજ કઠિન હતું. તેનું મુખ સીવાઇ ગયું હોય તેમ લાગ્યું. પણ આપણા

હોટાભાઈ ઉર્ફે બૅરીસ્ટર સાહેબ તો સ્વર્ગના નંદનવનનું સુખ ભોગવતા હોય
રેવા દેખાવા લાગ્યા. કોઇ કોઇ વખત સોફામાં પડ્યા પડ્યા સીસોટી વગા-
ત્રા લાગ્યા. કોઈ કોઇ વખત વળી પહાડી ઘાંટો કાઢી સૂર–તાલના મેળ
ગરનું અંગ્રેજી સંગીત ગાવા લાગ્યા. કોઇ કોઇ વખત પગ ઉંચા નીચા
રવા લાગ્યા. કોઇ કોઇ વખત હાથમાં રાખેલી નેતરની સોટી આંગળીઓ
ર ફેરવવા લાગ્યા. ટુંકામાં એમને જરાવાર પણ વિશ્રાન્તિ નહોતી. મુખ
। કાંઇ ને કાંઇ બોલવામાં ચાલુજ રહેતું. રમણચંદ્ર બાપડો મ્હોટી વિપદમાં
ાાવી પડયો. ત્યાંથી ઉઠી ચાલ્યા જવાય એમ પણ નહતું, કારણ કે મ્હોટા-
ાઇએ એનો હાથ આદરપૂર્વક દૃઢતાથી ઝાલી રાખ્યો હતો.

બીજી બાજુએ ચંદ્રશંકર ઉર્ફે જમાઇરાજ તમાકુ હથેલીમાં ચોળી રહ્યા
. બારીએ બેઠા બેઠા થોડી થોડી વારે તમાકુના ચપટા મ્હોંમાં મૂકતા
કની પિચકારીઓ મારતા બારીના કઠેરા બગાડી રહ્યા હતા. કોઈ કોઇ વખત
.ટીએથી તપખીરની દાબડી કાઢી તે પણ સુંઘતા. કેવું આશ્ચર્ય ! કેવો દેખાવ !
ૃવા ગાંડા માણસ માટે જે કહીએ તે સંભવે.

બૅરીસ્ટર સાહેબ દિવાનખાનાથી ઘણે છેટે ગયા પછી જમાઇએ કૃષ્ણ-
ાને બોલાવી કહ્યુંઃ “ કૃષ્ણદાસ ! ગંગાજળ (સાબરમતીનું જળ) કોઈ લાવ્યું
નહિ ? કૃષ્ણદાસ (હાથજોડી): “ શું તમાકુ ખરાબ છે ? ચિરૂટ પીવાની
ચ્છા છે ? કહો તો સારી ચિરૂટો લાવી આપું. બળી તમાકુ ! એમાં શું
ાવું છે ? સેવકનો અપરાધ થયો છે કે અત્યાર સુધી ચિરૂટ આપી નહિ.
મા કરજો—આપ તો મ્હારા માબાપ છો. ”

આટલું કહી મશ્કરી કરતાં કરતાં તેણે પવિત્ર બ્રાહ્મણ પાસે ચિરૂટો
વી મુકી.

એ જોઇ બ્રાહ્મણ ઘણોજ ચીઢાઇ ગયો અને સક્રોધે કહેવા લાગ્યોઃ
અરે મૂર્ખ ! આ વળી શું કરે છે ! હું એ અપવિત્ર ચિરૂટનો કદી પણ સ્પર્શ
ખરો કે ? એ ક્યાં માણસોએ તૈયાર કરી છે તેનો તો જરા વિચાર કર. હું
ત્ર બ્રાહ્મણ સ્પર્શ પણ ન કરૂં.” આટલું કહી ચંદ્રશંકરે પગ પહોળા કર્યા.
ણદાસ એકદમ ઉઠી ચિરૂટો દુર લઇ ગયો.

જમાઇરાજ કાંઇક ઉંડા વિચારમાં પડ્યા હોય એમ જણાયું. આ વખતે રાત્રીના સાડા આઠ વાગ્યા હતા. કૃષ્ણદાસને કહ્યું: "ત્હારો વિશ્વાસ શો ! આજે ગંગાજળ નહિ આવી શકે એમ ધારૂં છું. વારૂ ! પણ એટલું તો કહે કે સાબરમતી કેટલી દૂર છે? હું ત્યાં જઈ સંધ્યા કરી આવીશ."

કૃષ્ણદાસ: "અત્યારે એમ ત્યાં ન જવાય. આપ જ્યારે અહિ પધાર્યા છો ત્યારે પાણી પીઓ, લેમન બરફ ગ્લાસમાં આપું તે લો, થાક લાગ્યો હોય તો જરા બાંડી લો, અત્યારે અંધારી રાત્રીયે સાબરમતીને કાંઠે જવાયજ કેમ ? આપને જવા દઉં તો માતાજી મ્હારા પર ક્રોધે ભરાય."

ચંદ્રશંકર: "ક્રોધે નહિ ભરાય ! હું શીઘ્ર પાછો ફરીશ."

એમ કહી એક જુનું જાડું ધોતીઉં ખભે નાંખી જવાને તત્પર થયા.

કૃષ્ણદાસ: "મહારાજ ! આપ આ શું કરવા બેઠા છો ? ક્ષમા કરો. જરાવાર થોભી જાઓ. હું માતાજીને ખબર આપું."

ચંદ્રશંકર: "ગાંડો રે—ગાંડો ! આવી વાતમાં માતાજીને પુછવાની કાંઇ આવશ્યકતા નથી."

જમાઇરાજે ધીમે ધીમે દાદરે ઉતરવાનો આરંભ કર્યો.

કૃષ્ણદાસ મોટા સંકટમાં આવી પડ્યો. બ્રાહ્મણનો હાથ પકડી અટકાવવા જેટલું સાહસ એનામાં નહોતું. કદાચ વાયુ વધી પડે અને એકાદ તમાચો લગાવી દે તો નાહક ઉપાધિ વધી જાય. તેથીજ તે કર્ત્તવ્યવિમૂઢ બની જઈ તદ્દન મૌન રહ્યો. જેવા ચંદ્રશંકર દ્વાર બહાર પહોંચ્યા કે તુરતજ કૃષ્ણદાસ ઉંચે શ્વાસે અંદર દોડી ગયો, અને હાંફતો હાંફતો માતાજી કને જઇ કહેવા લાગ્યો: "માતાજી ! સર્વ નાશ થવા બેઠું છે. જમાઇરાજ ચાલ્યા જાય છે. તેમને પકડવા ગયો તો ઉલટા મ્હને સામું મારવા દોડ્યા. ગાંડપણ વધી ગયું હોય તેમ જણાય છે."

માતાજી ભયચકિત નેત્રે બોલ્યાં: "શું કહે છે ? જા, જા, ઝટપટ દોડ, તપાસ કર, તેઓ ક્યાં જાય છે !"

કૃષ્ણદાસ: "માતાજી ! જુઓ જુઓ, આવો આ બારીએ આવો, એ જાય, ઓ જાય. એ...એ...એ......!"

કૃષ્ણદાસના કઠોર સ્વરથી આખું મકાન ગાજી ઉઠયું. નોકર, ચાકર, સ્ત્રી તેમજ પુરૂષ વર્ગ ઘરનાં બધાંજ માણસો ત્યાં એકદમ એકઠાં થયાં. ઘરમાં કોલાહલ મચી રહ્યો. સઘળા એકઠા થઇ વિચાર કરવા લાગ્યા.

માતાજી શાન્ત મને બોલ્યાં: " કૃષ્ણા ! તું બહાર જઇને બરાબર તપાસ કર, એ કઇ દિશાએ જાય છે ! રસ્તે અંધારામાં કોઇ સાથે અથડાશે તો મારામારી કરી બેસશે. રામા ! આમ આવ ! તું પણ કૃષ્ણા સાથે જા ! બધા મળી એમને ગમે તેમ સમજાવી ઘરમાં લઇ આવો. "

ગૃહિણીની આજ્ઞા થતાંમાં તો, રામો, દ્વારવાન, કૃષ્ણો, રસુલમિયાં સિપાહી વગેરે જમાઇરાજની તપાસ માટે દોડયા.

આ બધી ગડબડ થતી સાંભળી બેરીષ્ટર સાહેબે રમણને અંગ્રેજીમાં પ્રશ્ન કર્યો: " આ શી ગડબડ છે ? આનું મૂળ કારણ શું છે ! અત્યારે રાત્રીના નવ વાગે કોને માટે આ ગડબડ થાય છે ? "

રમણચંદ્ર: " ભગિની–સ્વામી ઘરમાંથી કહ્યા વગર ચાલ્યા ગયા છે, કૃષ્ણો એમને બોલાવવા પાછળ ગયો છે. "

ગુણવંતરાય: " અહાહા ! કૃષ્ણો ખરેખરો ન્યાયપરાયણ, કર્ત્તવ્યદક્ષ વીર પુરૂષ છે. હું એના કાર્યમાં ફત્તેહ ઇચ્છું છું. મી. રમણચંદ્ર ! એવું કદી ધારશો ના—હૃદયમાં આ વાતને કદી સ્થાન આપશો ના કે હું કૃષ્ણાના વિજય ગૌરવમાંજ ફક્ત અંશભાગી થઇ આનંદ માનીશ. રણવિજય પામ્યા પછી, જ્યારે કૃષ્ણદાસ સમ્માન સૂચક, મૂલ્યવાન ઉપાધિ તેમજ પારિતોષિક મેળવશે ત્યારે તેમાં પણ હું ભાગ લઇ ખુશી થઇશ નહિ, પણ જ્યારે કૃષ્ણદાસ મ્હોટા લશ્કરનો સેનાપતિ બનશે, ત્યારે હું તેના હાથ નીચે લેફ્ટેનન્ટનું કામ કરીશ. ત્યારેજ મ્હને પૂરો આનંદ થશે. હા–હા–હા ! "

એટલું કહી બેરીસ્ટર સાહેબ ઉર્ફે મ્હોટાભાઇ મહા પરાણે સોફા પરથી ઉઠવાનો પ્રયાસ કરવા લાગ્યા.

રમણચંદ્ર જરા ભય પામી હિંમત ધારણ કરી, મ્હોટાભાઇનો હાથ ઝાલી કહેવા લાગ્યો: " આપને ત્યાં જવાનું કશુંજ કામ નથી. કૃષ્ણદાસ જમાઇરાજને તેડી હમણાંજ અહિં પાછા ફરશે. "

ગુણવંતરાય: " એ...છી...ત્હારા અંગ્રેજી ઉચ્ચાર ઘણાજ ખોટા આવે છે. તું અંગ્રેજી વાર્તાલાપ પણ વ્યાકરણથી વિરૂદ્ધ કરે છે, ચાલુ પદ્ધતિથી વિરૂદ્ધ છે." ગુણવંતરાય બેરીસ્ટર–એટ–લો એસ્કવાયરનો ભાઈ થઇ તું આવી ઉત્તમ રાજભાષા પણ બરાબર બોલી શકતો નથી ? જો કોઇ અંગ્રેજ આ વખતે હાજર હોય, તો ત્હારી આ મૂર્ખતા જોઇ જરૂર હસ્યા વગર રહેજ નહિ, અને હું પણ તે વખતે તને મ્હારો ભ્રાતા કહી કદી પણ ઓળખાવુંજ નહિ. તે વખતે તો મ્હારે તદ્દન અજાણ્યા થઇ જવું પડે ! હું તને ઓળખતો નથી એમજ મ્હારે કહેવું પડે ! "

બેરીસ્ટર સાહેબ આપોઆપ બોલી પાછા શાંત થયા. થોડીજ વારમાં બન્ને નેત્રો બંધ કર્યાં, જાણે ચૈતન્યનો લોપ થયો. તેઓ એકદમ ઘોર નિદ્રામાં પડયા. થોડીવારમાં નસકોરામાંથી ખરખર અવાજ નીકળ્યો. બિચારો રમણ જાણે નાગપાશમાંથી મુક્ત થયો હોય એટલો આનંદ પામતો ત્યાંથી ત્વરિત ગતિએ દોડી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### જમાઈની પરોણાચાકરી !

આ બ્રાહ્મણ ચંદ્રશંકર સ્કંધપર ધોતિઉં નાંખી ઝટપટ નદી તરફ ગયો હતો. આખા દિવસમાં તેણે કાંઇ પણ આહાર લીધો નહોતો. રાત્રિના ત્રણ વાગતાનો ઉઠી, આઠ ગાઉની મજલ કરી નવ વાગે સ્ટેશન પર આવ્યો હતો. આ સ્થળે તેણે ફક્ત થોડુંક જળ પીધું હતું. રસોઇ કરી જમવા જેટલો સમય પણ નહોતો, તેમ યોગ્ય સ્થળ પણ નહોતું. સાડાદશ વાગે ઉપડતી રેલ ગાડીમાં બેસી સાંજના સાડાચાર વાગે અમદાવાદ સ્ટેશન પર ઉતર્યો હતો. બ્રાહ્મણ ક્ષુધા, તૃષા, શ્વાસ ને પરિશ્રમથી ઘણોજ કંટાળી ગયો હતો. ખરેખર ! ધન્ય છે એ શરીરને ! રાત્રિના ત્રણ વાગે ઉઠી આઠ ગાઉ પગે મુસાફરી કરી તે ઉપરાંત આખો દિવસ અનાહાર, રાત્રિના સાડા આઠનો

સમય થઇ જવા છતાં, પણ હજી બ્રાહ્મણને આરામ નથી. આટલો શ્રમિત હોવા છતાં સ્નાન સારૂ સાબરમતી તરફ પૂર વેગે ચાલ્યો જાય છે.

બ્રાહ્મણ એક શુદ્ધ પવિત્ર હિંદુ હતો. સંધ્યાકર્મ કર્યા વગર જળ પણ ગ્રહણ ન કરવું એવો એનો સુનિયમ હતો.

આજની વિસમી સતાબ્ધિમાં કેટલા આવા ટેકી પવિત્ર બ્રાહ્મણ છે ? આજે તો પોતાને ભલાભલા ઉંચા ગણાવતા બ્રાહ્મણો સ્નાન સંધ્યાને ટોલ્લે મૂકી હૉટેલોની ચાહ, ઇરાનીને ત્યાંનું માંસાદિ ભક્ષણ, મદ્યપાનાદિ અપેયનું પાન, ઘરમાં અને બહાર, સ્ત્રી અને પુરૂષો, અનીતિ અને અધર્મના રાજ્યમાંજ નિવાસ કરી રહ્યાં છે ! અસત્યનો તો જાણે તેમણે કોન્ટ્રાકટજ લીધો છે ત્યાં પછી પવિત્રતાની વાતજ શી ? ત્યાં પછી જપતપ, કઠોરવ્રત-ઉપવાસાદિનું નામ નિશાન કેવું ? હરિ ! હરિ !

પ્રાણ ગમે તેટલા આકુળ વ્યાકુળ થવા છતાં આવું કઠોરવ્રત ધારણ કરનાર તેજસ્વી બ્રાહ્મણ ચંદ્રશંકર સ્નાનાદિક કર્મ કર્યા સિવાય જળપાન પણ કરશે ખરો કે ? કદી નહિ. કંટાળેલો દુ:ખી બ્રાહ્મણ ધીમે ધીમે શુષ્ક મુખે, પવિત્ર સાબરમતી મૈયાના પવિત્ર તટે પૂર્ણ વેગે ચાલ્યો જાય છે. ઘરથી થોડેક દુર ગયો નહિ હોય એટલામાં તો કૃષ્ણદાસ હાંફતો હાંફતો સામું આવી ઉભેલો જણાયો.

કૃષ્ણદાસ : “ જમાઇરાજા દયા કરો ! કૃપા કરો-પાછા ફરો-પાછા ફરો. અમારી આબરૂને કલંક લગાડવું એવોજ નિશ્ચય કર્યો છે કે શું ? લોકોમાં શું કહેવાશે તેનો જરા તો વિચાર કરો. ચાલો, ઘર તરફ પાછા ફરો. આવી અંધારી રાત્રિએ આપ અજાણ્યા અને એકલા ક્યાં જશો કહો વારૂ. ”

આટલી વાત કરે છે એટલામાં દ્વારવાન, પટાવાળો ઇત્યાદિ સર્વે નોકર ત્યાં આવી પહોંચ્યા. બધાને એક સામટા આવેલા જોઇ બ્રાહ્મણ ચકિત થયો. કૃષ્ણદાસની કથા સાંભળી બ્રાહ્મણ અતિશય આશ્ચર્યમાં પડયો. ક્ષણવાર મૌન ધારણ કર્યું.

કૃષ્ણદાસે બ્રાહ્મણને નિરવ-મૌન્ય ઉભેલો જોઇ કહ્યું: “મહારાજ ! પાયે પડું છું. ઘર તરફ પાછા વળો. ધોરી રસ્તાપર વધારેવાર ઉભા રહી બધાએ

ટોળે મળી વાત કરવી ઠીક દેખાય નહિ."

બ્રાહ્મણ અતિ ગંભીર ભાવે, કૃષ્ણદાસ સામું તિક્ષ્ણ દૃષ્ટિપાત કરી કહેવા લાગ્યો; "કૃષ્ણા, તું કાંઇ ગાંડો થયો હોય એમ જણાય છે. આ બધું શું છે ? હવે વધારે માથાકોડ કરીશ નહિ. તમે બધા ઘર તરફ પાછા જાઓ. હું મ્હારૂં સાયંકર્મ કરી પાછો આવું છું."

કૃષ્ણદાસને ગાંડો અને બુદ્ધિહિણ કહેવાથી ખોટું લાગ્યું. તેની ઇચ્છા એવી હતી કેઃ બ્રાહ્મણ ન માને તો બળપૂર્વક એને પાછો ઘર તરફ લઇ જવો, પણ એવું સાહસ ખેડવા જેટલી એનામાં હિંમત નહોતી. તે બ્રાહ્મણને ફરીથી કહેવા લાગ્યોઃ "અરે જમાઇરાજ ! આપ ખોટો ઝઘડો ન કરો. ભલા થઇને અમારી સાથે પાછા ફરો."

ચંદ્રશંકરઃ "નહિ આવું તો તું શું કરશે ? તું બડો સ્વાર્થી દેખાય છે. જાઓ, જાઓ મ્હને વધારે હેરાન કરો નહિ. સન્ધ્યા સ્નાનવડે તો હું જીવું છું. તે તો મ્હારો જીવ પ્રાણ છે. મ્હારા કટકે કટકા કરી નાંખશો તોપણ હું એ કાર્ય પડતું મૂકીશ નહિ. તમારા ઘરમાં સન્ધ્યા સ્નાનથી બધા પરવારી ગયા હોય એમ જણાય છે. પવિત્રતા તો પરલોક સીધાવી ગયેલી દેખાય છે. રામ ! રામ ! ઘરડાં ગયાં કે થઇ ચૂક્યું ! બધા સુધરી ગયા કે પછી સુધારાને નામે બગડી ગયા ? શિવ ! શિવ !"

બ્રાહ્મણનું શરીર તેજસ્વી હતું. શરીરે બળવાન હતો. એનામાં વિદ્યમાન રહેલા બ્રહ્મનું સત્યપણે ભાન કરાવતાં. જ્યોતિર્મય ચક્ષુઓ તેમજ એનું ધીર ગંભીર વાક્ય સાંભળી કૃષ્ણદાસના હૃદયમાં ભય પેદા થયો. તેણે વિચાર કર્યો કે; "જમાઈ ગાંડો છે. ક્રોધના વેગમાં કદાચ પ્રાણ લઇ લે તો શું કરવું ?" તેણે જરા પાછા ફરી દ્વારવાનના કાનમાં કહ્યું: "તમે એમના જવાના રસ્તામાં જઇ આડા ઉભા રહો, હું પાછળ રહું છું." દ્વારવાને દોડી જઇ બ્રાહ્મણનો રસ્તો બંધ કર્યો. રામો ઘાટી એની ડાબી બાજુએ જઇ ઉભો, અને રસુલ પટાવાળો કૃષ્ણદાસની પાછળ ઉભો રહ્યો. આ બિચારા પવિત્ર ગરીબ બ્રાહ્મણ પર વિના કારણે આક્રમણ કરી ઘેરો ઘાલવામાં લશ્કરી ટુકડીનો સૈનાનાયક—સરદાર આપણો વીર કૃષ્ણદાસ હતો. બ્રાહ્મણને અગાડી

જવાના રસ્તામાં દ્વારવાન આડો ઉભો રહી કહેવા લાગ્યો:

"મહારાજજી ! આપ આટલી રાત્રે ક્યાં જવા નિકળ્યા છો ? રેલગાડીમાં આપને બહુજ તકલિફ પડી હશે. મ્હારી સાથે મકાન પર ચાલો."

જમાઈ: "જુઓ, નાહક મ્હને ખોટી કરો નહિ. મ્હારી પ્રકૃતિ અસ્વસ્થ છે. સાબરમતીમાં સ્નાન કરી, સાયં સંધ્યાથી પરવારી ઝટ મકાન પર પાછો ફરીશ. સંધ્યા કર્યા વગર મ્હારે અન્ન જળ નકામું છે. હું ઘેર આવીને શું કરીશ ?"

કૃષ્ણદાસ પાછળ ઉભો ઉભો દ્વારવાનને કહેવા લાગ્યો: "રામદયાળ ? તું કેવો બેવકુફ છે ! હું તને હુકમ આપું છું કે જમાઈરાજ ન માને તો પકડીને આપણા ઘર તરફ લઈ ચાલો."

બ્રાહ્મણ આ વાક્ય સાંભળી એકદમ ચીઢાઈ ગયો. ઘણાજ ગંભીર સ્વરે તીવ્ર વાક્ય બોલવા લાગ્યો: "દુષ્ટ ! ફરીથી જો આવું વાક્ય બોલીશ તો જીભ કાપી નાંખીશ—ખેંચી કાઢીશ." કૃષ્ણદાસ ઘણોજ ગભરાઈ ગયો અને મ્હોટી બુમાબુમ કરી કહેવા લાગ્યો: "ઓ રે ! બાપરે ! મરી ગયો ! મારી નાંખ્યો ! કોન્સટેબલ ! કોન્સટેબલ ! સિપાઈ !"

કૃષ્ણદાસની એકાએક ગર્જનાથી ધોરી રસ્તા પર પ્રતિધ્વનિ થવા લાગ્યો. તેની બુમોથી રસ્તા પર લોક એકદમ એકઠું થયું. અનેક માણસોને જોઈ ગરીબ બાપડો બ્રાહ્મણ તો દિગ્મૂઢ જેવો બની ઉભોજ રહ્યો. તેણે મનમાં વિચાર્યું: "હવે થશે શું ?" પણ વળી પાછો વિચાર કરી કૃષ્ણાની આવી બુમો તેમજ એકઠા થયેલા લોકોની દરકાર નહિ રાખતાં એણે સાબરમતી તરફ ચાલવા માંડયું. બ્રાહ્મણને, આ બધાની જરા પણ દરકાર કર્યા વગર, બ્રાહ્મણને શાંત રીતે પલાયન કરતો જોઈ કૃષ્ણદાસ વળી બોલી ઉઠયો: "ઓ જાય ! એ નાશે ! પકડો, પકડો, અરે રામદયાળ ! તું ઉભો ઉભો શું જોયા કરે છે ! શું તું અહિ મઝા જોવા આવ્યો છે ?" રામદયાળે ત્રુટતે સ્વરે ધીમે ધીમે કહ્યું; "હમ ક્યા કરે ભૈયા ? યે બ્રીટીશ અમલ મેં અચ્છા આદમીકો બીના અપરાધે હમ પકડ નહિ શકતા હય." કૃષ્ણદાસ ફરીથી ક્રોધે ભરાઈ બુમો પાડવા લાગ્યો. સામે ડી. ડે. કલેક્ટર સાહે-

બનો ગાડીવાન મહંમદ ઉભો હતો, જાતે મુસલમાન હતો. તેને કહ્યું: "મહંમદ ! તું સાહેબનું નિમક ખાઇ આવા અણીના પ્રસંગે તમાસો જોયા કરે છે? આ ગાંડાને જલ્દી પકડી મકાન પર ચાલ." આ ઝપાઝપીનો લાભ લઇ ચંદ્રશંકર થોડે દૂર નીકળી ગયો. મુખમાં શોષ પડવા લાગ્યો અને શરીરમાંથી પરસેવો છુટવા લાગ્યો.

મહંમદે કહ્યું: "આપ હુકમ કરો કે તુરતજ પકડી લાવું."

કૃષ્ણદાસ: "હુકમ તો ક્યારનો આપેલો છે. જો હવે તમે જલ્દીથી એને નહિ પકડો તો હું ઘેર શેઠાણીને કહી તમારી નોકરીમાં ખલેલ પહોંચાડીશ."

આ વાત સાંભળી મહંમદ એકદમ બ્રાહ્મણને પકડવા દોડ્યો. કૃષ્ણદાસ પણ એની પાછળ દોડ્યો. વાત ઘણીજ વધી પડી. આ બંનેને દોડતા જોઇ દ્વારપાળ રામદયાળે પણ એમનું અનુકરણ કર્યું. એમની પાછળ પાછળ બીજા પણ તમાસો જોવા એકઠાં થયેલાં સોએક માણસો ગયાં. એકાએક આ બધી ધાડને પાછળ આવેલી જોઇ બ્રાહ્મણ ચંદ્રશંકરે પાછા ફરી જોયું. બધામાંથી ગાડીવાન મહંમદે, ગરીબ બિચારા શ્રમિત બ્રાહ્મણનો ડાબો હાથ જોરથી પકડ્યો. મુસલમાનનો સ્પર્શ થયેલો જોઈ બ્રાહ્મણ અતિ તીવ્ર કંઠે બોલવા લાગ્યો: "નરાધમ, પાપિષ્ટ યવન ! ઝટ મ્હારો હાથ છોડી દે." એમ કહી બ્રાહ્મણે હાથ છોડાવવા બળ પૂર્વક પ્રયત્ન કરવા માંડ્યો. ગાડીવાન કદાવર હતો. દિલ્લીનો મૂળ રહીશ હતો. ઉમ્મર ત્રિશ વર્ષની. બચપણમાં જુગાર રમવાનો શોખીન હતો. સોળ વર્ષની ઉમ્મરે એક નૌકા ચલાવતો હતો. એજ વખતે ચોરી કરવાના ગુન્હા માટે એને દશ વર્ષની સખ્ત કેદની શીક્ષા થઇ હતી. જેલમાંથી છુટ્યા પછી ફરીથી તે પોતાના દેશમાં ગયો નહિ. ઘોડા ફેરવવાનું કામ તે ઘણુંજ સારૂં જાણતો હતો. મહંમદ દરેક બાબતમાં પ્રવીણ હતો. ઘણા દેશો ફર્યો હતો. દુઃખથી, વિપદોથી તેમજ શ્રમ અને સારાં માઠાં કામોથી એનું શરીર લોઢા જેવું કઠણ બન્યું હતું. બ્રાહ્મણને બળપૂર્વક હાથ છોડાવવાનો પ્રયત્ન કરતો જોઇ, મહંમદે ક્રોધથી લાલચોળ બની જઇ હાથ છોડી એને ગળામાંથી પકડ્યો. બ્રાહ્મણનું મુખ વાંકું થઇ ગયું. મહંમદના લોઢાના પંજા જેવો હાથ તેના ગળા પર પડવાથી ત્યાં સખ્ત દુઃખાવો થયો. બ્રાહ્મણ દુઃખી થઇ

બોલ્યોઃ "હરિ હરિ ! પ્રાણ જાય છે. મરૂં છું." કૃષ્ણદાસ મહા આનંદે નાચતો કુદતો બોલ્યોઃ "મહંમદ ! બહુજ મજબુત પકડી રાખજે, ગમે તે બોલે તેની દરકાર કરશો નહિ. એતો ગાંડો છે. પાગલ છે."

બ્રાહ્મણ ઘણાજ ક્રોધપૂર્વક કહેવા લાગ્યોઃ "દૂરાચારી યવન ! મ્હારો ધર્મ ભ્રષ્ટ કરવા બેઠો છે કેમ ? અરેરે ! પાપી, મ્હારા પવિત્ર યજ્ઞોપવિતને સ્પર્શ કર્યો ! મ્હને છોડી દે."

આટલું બોલતાં બોલતાં તો બ્રાહ્મણની આંખમાંથી દડદડ આંસું પડવા લાગ્યાં. મુખમાંથીઃ "મ્હને છોડી દો, મ્હને જવા દો" એ સિવાય બીજા શબ્દો સંભળાતા નહોતા.

આવું કુતુહલ જોઇ એક પોલિસ કૉન્સટેબલ દૂરથી દોડતો આવ્યો, અને બધાને ધમકાવવા લાગ્યો. એ જોઇ કૃષ્ણદાસમાં વધારે બળ આવ્યું–વધારે આનંદ થયો. કૉન્સટેબલને કહ્યુંઃ "સિપાઈ સાહેબ ! એ આદમી ગાંડા હય, રસ્તામાં લોકોકુ મારતા હય, સાહેબકા હુકમ હય કે ઇસકુ બંગલેમેં લેજાના"

કૉન્સટેબલઃ "કોનસા સાહેબ ?"

કૃષ્ણદાસઃ "ડેપ્યુટી મેજીસ્ટ્રેટ સાહેબ. ૫૫ નંબરના બંગલામાં રહે છે. આપ ઓળખો છો કે નહિ ?"

કૉન્સટેબલઃ "ઓહો ! હમ સમજ ગયા. સાહેબ બ્હોતસે ઉમદા માનુષ હય ! નવા વરસ કે દિનમેં અમકુભી એક રૂપિયા બક્ષીસ દીયા હય. એ ગાંડા, સાહેબકા કોન લગતા હય ?"

કૃષ્ણદાસઃ "એ ગાંડા સાહેબકા જમાઇ હોતા હય. હમને બંગલેકું પાછા ફીરને કે લીયે આજીજી કરકે મનાયા તબ એ પાગલને હમકું ગાલમેં એક લપડાક દીઇ."

કૉન્સટેબલઃ "જલદિ જલદિ ઉસ્કુ બંગલેમેં લે જાઓ. એક ઓરડીમેં તાલા બંધ કરકે રખો."

આ પ્રમાણે કૉન્સટેબલ, કૃષ્ણદાસ, અને રામદયાળ બધાની સહાયથી મહંમદ, બ્રાહ્મણને ગળામાંથી પકડી કૂતરાની પેઠે ઘર તરફ ખેંચવા લાગ્યો. બ્રાહ્મણે હવે બોલવું બંધ કર્યું. આ દુષ્ટાત્માઓની સાથે સાથે મુગો મુગો ઘેર

આવવા લાગ્યો. રસ્તામાં ચાલતાં ફક્ત એકવાર અતિ નમ્રભાવે, દયાયુક્ત ચ્હેરે ગાડીવાનને કહ્યુ: "બાપુ ! દયા કરી છોડી દો ! હું ગરીબ બ્રાહ્મણ, હવે તમારા પંઝામાંથી ક્યાં નાસવાનો હતો ? હું આપની સાથેજ પાછો બંગલે આવું છું."

આટલા વાક્યો સાંભળતાં તો કૉન્સટેબલ પ્રભુ ક્રોધભરેલે ચહેરે બોલવા લાગ્યા : "બેવકુફ ! ગદ્ધા ! કયા બકબક કરતા હય ? ગડબડ કરેગા તો હમ તુમકુ પોલિસ ગેટ પર લે જાયગા." મુખેથી આવી મધુર વાણી બોલી કૉન્સટેબલ સાહેબે પાછળથી એક જોરથી ધક્કો માર્યો. કૉન્સટેબલના મૃદુમંદ મનોહર કર સ્પર્શથી બ્રાહ્મણની પીઠ થથરી ઉઠી. આખું શરીર કંપવા લાગ્યું, માથામાં તમ્મર આવવા લાગ્યા. અરેરે ! ગરીબ બિચારો અનાથ, અસહાય બ્રાહ્મણ શું કરે ? તે ચુપ રહ્યો. તેને પૃથ્વી પર બધેજ અંધકાર દેખાવા લાગ્યો. તેના ગળામાં પહેરેલું યજ્ઞોપવિત યવન મહંમદના હાથના સ્પર્શથી અપવિત્ર થયેલું જોઇ તેને અત્યંત કષ્ટ થવા માંડ્યું. શરીરમાંથી પરસેવો છુટવા માંડ્યો, પણ ઉપાય શો ? ગાડીવાન મહંમદે એનો ડાબો હાથ જોરથી પકડી રાખેલો છે, અને બીજા હાથની સહાયથી તેનું ગળું પકડી, જરા ધીમા પડતા આગળ ચલાવે છે. બ્રાહ્મણને કોઇ ઉપાય નહિ જડવાથી પોતાને એક હાથે મહંમદના હાથમાંથી ગળું છોડાવવાનો પ્રયત્ન કર્યો. પોતાનો બીજો હાથ એટલા જોરથી મહંમદના હાથ પર માર્યો કે ગળું ઝટ છુટી ગયું. મહંમદે એકદમ મ્હોટી ચીસ પાડી: "પકડો, પકડો ! મ્હારા હાથમાંથી ગળું છોડાવી ભાગે છે."

કૃષ્ણદાસ: "શુ થયું ? છોડશો નહિ. પકડો, પકડો."

કૃષ્ણદાસનો સ્વર કાને પડતાં કૉન્સટેબલ એકદમ દોડ્યો અને બ્રાહ્મણને જોરથી કમ્મરથી પકડ્યો. કૃષ્ણદાસે પણ જોરથી બ્રાહ્મણના હાથ ઝાલી રાખ્યા. ગાડીવાને તેને જોરથી ઓચામાં એક લપડાક મારી પકડી રાખ્યો. પરમ વેદનાથી વ્યાકુળ થયેલો બ્રાહ્મણ: "ત્રાહિમાં ! ત્રાહિમાં ! પ્રભુ દયા કરો." એમ બોલવા લાગ્યો. કૃષ્ણદાસે આથી વધારે ચીઢાઇ જઇ બ્રાહ્મણના પેટ પર જોરથી એક લાકડીનો સપાટો માર્યો અને કહ્યું: "ચાલો મહારાજ !

હવે સીધા સીધા પધારો. હવે જો વળી અટક્યા કે કાંઈ આડું અવળું બોલ્યા તો પગનો જોડો તમારી પીઠ પર પડશે."

બ્રાહ્મણના મુખપર ગ્લાનિ છવાઇ ગઈ. સર્વાંગ કંપવા લાગ્યું. બન્ને ચક્ષુ કપાળ પર ચઢી જતાં દેખાયાં. આવા સખ્ત પ્રહારથી બ્રાહ્મણ મૂર્છા ખાઇ કૉન્સટેબલના પગ આગળ ઢળી પડ્યો. એથી કૉન્સટેબલે વધારે ચીઢવાઇ જઇ તેને લાતનો પ્રહાર કર્યો. બ્રાહ્મણનો દેહ મૃતપ્રાય જેવો જણાયો. ફક્ત તેના હોઠ કાંઇક ફફડતા જણાતા.

કૃષ્ણદાસઃ "વૃદ્ધ બ્રાહ્મણ હવે કાંઇ ઠેકાણે આવશે ખરો. ગમે તેમ કરી એને ઘર ભેગો કરવો જોઇએ. ઘેર લઇ ગયા પછી બીજો વિચાર કરીશું."

આ પ્રમાણે વાર્તાલાપ કરી જમાઇરાજ બ્રાહ્મણ ચંદ્રશંકરને ઉંચકી લઈ ગૃહદ્વાર આગળ આવી ઉભા રહ્યા.

બ્રાહ્મણની સ્થિતિ વધારે દયાજનક દેખાવા લાગી. મોંમાંથી ફીણ નીકળવા લાગ્યું. દ્વારવાન રામદયાળનું અંતઃકરણ કાંઇ પીગળ્યું–દયા ઉત્પન્ન થઇ. આથી તે ઉચ્ચે સ્વરે કહેવા લાગ્યોઃ "તોમ લોક ક્યા કરતા હય ! બ્રાહ્મણ તો મરનેકે માફિક હુઆ. છોડ દો, ઉસકુ છોડ દો." આટલું કહેતાં કહેતાં દ્વારવાને ગાડીવાનને તેમજ કૉન્સટેબલને દૂર કીધા અને પોતે બ્રાહ્મણને પકડી ઉભો રહ્યો. તપાસતાં માલુમ પડ્યું કે બ્રાહ્મણની સંજ્ઞાનો લોપ થયો હતો. શરીર ઠંડું થઇ ગયું હતું. મોઢું વાંકું થઇ ગયું હતું. ગરીબ બ્રાહ્મણની આવી દશા જોઇ ધીમે ધીમે તેને જમીનપર સુવાડ્યો, અને પોતાના ખોળામાં તેનું માથું લીધું.

કૉન્સટેબલે ધીમે ધીમે કહ્યુંઃ "હમરા માલુમ હોતા હય કે બ્રાહ્મણ કોચ નેશા કીયા–દારૂબારૂ પિયા—"

મુખમાંથી આવી અમ્રત સમાન મીઠી વાણી વર્ષાવતો કૉન્સટેબલ ત્યાંથી પલાયન કરી ગયો !

દ્વારવાન, કૃષ્ણદાસને ઉદ્દેશી કહેવા લાગ્યોઃ "ભૈયા જલ્દી થોડા પાની લે આવ. માજીકો ખબર દો, નાના શેઠકુ ખબર દો, બાત અચ્છા હય નહિ."

કૃષ્ણદાસ કેટલુંક રામદયાળને સંભળાવવા લાગ્યો, કેટલું મનમાં બડબડવા

લાગ્યો. નાકમાંથી અવાજ કાઢી બોલ્યો: "મ્હારામાં તો હવે ચાલવા
શક્તિ નથી. સન્ધ્યાકાળથી માંડીને અત્યાર પર્યંત દોડાદોડ કરી છે. સવાર
બરાબર જમ્યો પણ નથી. અત્યાર સુધી ખાધા વગર ચલાવ્યું. પણ હ
શરીરમાં જરાએ દમ નથી. છાતી પણ હવે ભરાઇ ગઇ છે."

રામદયાળ ક્રોધે ભરાઇ કહેવા લાગ્યો: "ક્યાજી તુમ બકબક કરતા
દેખતા નહિ, જમાઇરાજકે મુખસે પાની નિકલતા ? જલ્દી ખબર દો, ઠ
પાની લેઆવ." આટલું કહીને દ્વારપાળે જાતે બુમ પાડી, "રમનબાબુ
આપ જલદિ આઇયે."

કૃષ્ણદાસ કરે પણ શું ? ધીમે ધીમે ડગલું ભરતો ગૃહમાં પ્રવેશ કીધે
આથી વધારે બીજું કષ્ટ કયું ? બિચારો કૃષ્ણો કોણ જાણે કેટલા દિવસ
ભુખ્યો હશે ?

આ સમયે ડેપ્યુટી સાહેબના મકાનમાં કાંઇ ગડબડ થઇ ઉઠી. "એ
મા ! મ્હારૂં શું થશે ! બેટા ! આ વાત મ્હને પહેલાંજ કેમ ના કહી ?
આટલું બોલતાંની સાથે ગૃહમાં રૂદનનો અવાજ સંભળાયો. માળપર એકાએ
કોઇના બુટ ખખડયાં. ઉપર નીચે દરેક જણે દોડાદોડ કરી મુકી. પોતા
શેઠાણીનો રૂદનસ્વર સાંભળી રામદયાળ વિચારવા લાગ્યા: "ક્યા જાને, અં
રમેં આકર કોન ફસાદ હુઆ."

બીજે માળે આવી ગડબડ થતી સાંભળી કૃષ્ણદાસ મનમાંજ ગંભ
વિચાર કરવા લાગ્યા: "મ્હારે ઉપર જવું કે ન જવું ! ઉપરની ગડબડપર
તો જણાય છે કે જરૂર કાંઈ વિપતિ હોવી જોઇએ. મ્હને જોતાં પહેલાં 
આફત શી ઉભી થઇ ? બ્રાહ્મણને ઘેર લઇ આવ્યો તેની સાબાશી મળવી
દૂર રહી પણ આ વિપરીત ક્યાંથી બન્યું ! અહીં હવે મ્હારૂં રક્ષણ કેવી રી
કરવું ! નીચે જવામાં પણ કાંઈ સાર નથી. દ્વારવાન વળી ચીડાઇ જઇ મા
બેસે તો શું કરવું ! નીચેની પરસાળમાં હવે તો છુપાઇ જવું એજ માર્ગ શ્રેષ્ટ છે

કૃષ્ણદાસ સંતાવાનો વિચાર કરે છે એટલામાં દાદર પરથી રમણચ
પૂરજોસમાં એકાએક નીચે ઉતર્યો. કૃષ્ણદાસને ઉભેલો જોઇ કહ્યું: "કૃષ્ણા
કૃષ્ણા ! સર્વે નાશ થવા બેઠું છે. એકદમ ઉપર જઇ જલ્દી કર."

કૃષ્ણદાસ માથું ખજવાળતો ખજવાળતો બોલ્યોઃ “હેં ! શું થયું છે રમણભાઈ! શું થયું છે!” કૃષ્ણદાસના નેત્રો એકીટસે રમણ સામું જોવા લાગ્યાં.

રમણચંદ્રઃ “મ્હોટી બ્હેનને “ફિટ” આવ્યું છે. કોઇ જાતનું ચૈતન્ય જણાતું નથી. માતાજી પુષ્કળ રૂદન કરે છે. તું આવીને જો તો ખરો ! માતાજીની આંખમાંથી તો શ્રાવણ ભાદરવો વર્ષે છે. હું ડૉક્ટર સાહેબને તેડવા એમને બંગલે જાઉં છું.”

એટલું કહી રમણચંદ્ર ત્યાંથી ચાલી નીકળ્યો.

કૃષ્ણદાસઃ “રમણભાઈ શું બોલ્યા? સર્વનાશ! સર્વનાશ ! એ તે શું !”

આવું મનમાં બબડતો બબડતો કૃષ્ણદાસ શ્વાસભેર ઉપલા દિવાનખાનામાં ગયો. આ વખતે એના શરીરમાં મદોન્મત્ત ઐરાવત હાથીના જેટલું બળ આવ્યું. એકદમ ભુખ્યા વાઘની પેઠે લાંબા લાંબા પગલાં ભરતો સીતાદેવીના ઓરડામાં દાખલ થયો. આ ઓરડો આ વખતે માણસોથી ચીકાર ભરાઈ ગયો હતો અને રડારોળ થઇ રહી હતી. પ્રથમ કૃષ્ણદાસ અતિશય કોપ પ્રકાશ કરી કહેવા લાગ્યોઃ “માતાજી! આંખમાં આંસુ કેમ? આ ઓરડામાં આટલી ગડબડ શાથી થઈ રહી છે! આટલું માણસ કેમ? લોકોનો શ્વાસોશ્વાસ નીકળવાથી હવા બગડી મ્હોટી બ્હેનને વધારે દુઃખ થશે. બધા બહાર જાઓ. ઉઠો, ઉઠો. ઉલટાં માંદાને ગભરાવી તો દો છો. તેને તો તદ્દન શાંતિ આપવી જોઇએ. માંદાને સારૂં થવાનું આશ્વાસન આપવું જોઇએ તેને બદલે આપણા લોકો તેની નજીક કચકચાટ કરી મૂકે છે અને એવા એવા નિરાશાજનક શબ્દો બોલે છે કે તે ન મરતો હોય તેને જબરાઇથી મારી નાંખે છે ! ચાલો, ખસો, બધાં બહાર જાઓ.”

એટલું કહી બધાને બહાર કાઢી કૃષ્ણદાસે એક હાથમાં લોટવો લીધો. સીતાદેવીના શિર આગળ ધીમે રહીને બેઠો અને લોટવામાંથી જળ લઇ ધીમે ધીમે સીતાદેવીના મુખ પર, છાતી પર જળની ઝાપટ મારવા લાગ્યો.

માતાજીએ પ્રશ્ન કર્યોઃ “કૃષ્ણા! જમાઈ ક્યાં છે?” કૃષ્ણાએ ઉત્તરમાં ઇસારાથી બતાવ્યું. હાથ પછાડી મુખ જરા કટાણું કરી કહ્યું: “હાલમાં એ

વાત કહેવાની જરૂર નથી. એ વાત કહેવાથી બ્હેનનું દર્દ વધવાનો સંભવ છે." એ સાંભળી માતાજી શાંત રહી ગયાં. કૃષ્ણદાસ ઉઠી ઉભો થયો, અને ધીમે ધીમે બોલવા લાગ્યોઃ "માતાજી! આ શું હશે! મ્હોટી બ્હેનના પોલકાનાં બટન પણ ખુલ્લાં કર્યાં નથી? હજી આંકડી સમી નથી. આપ જલ્દીથી એક પંખો મંગાવો."

માતાજી એકદમ ત્યાંથી ઉઠી પંખો લેવા બીજા ઓરડામાં ગયાં.

કૃષ્ણદાસ મ્હોટી બ્હેનના પોલકા પર પહેરેલા, લાંબી બાંયનાં ગરમ બદનના બટન ખોલવા લાગ્યો. મ્હોટી બ્હેન નથી હાલતાં કે નથી ચાલતાં! કોઇ જાતનો વાર્તાલાપ પણ નથી. ફક્ત મ્રતઃપ્રાય દશામાં પડી રહ્યાં છે! નયન યુગલ શાંત રીતે બંધ દેખાતાં હતાં. બંને હસ્ત મૃત માનવીની પેઠે બિછાના પર આડાઅવળા પડ્યા હતા. બંને પગની પણ એવીજ અવસ્થા હતી. માતાજીએ પંખો લાવી કૃષ્ણદાસના હાથમાં મુક્યો. કૃષ્ણદાસ જોસભેર પંખો વીંઝવા લાગ્યો. પંખાના પવનથી સીતાદેવીના સુકોમળ શરીર પરનું બારિક વસ્ત્ર આમતેમ ઉડવા લાગ્યું. વચમાં વચમાં માથા પર—નેત્ર પર જળ છંટકાવ પણ કરવામાં આવતો. આટલું છતાંયે સીતાદેવીની આંકડી સમી નહિ. માતાની આંખનાં આંસું પણ સુકાયાં નહિ.

પ્રિય વાંચક! હવે કઇ બાજુએ જોવું? કોનો વિચાર કરવો? આપણે પેલા દ્વારમાં પૃથ્વી શય્યા કરી પડેલા, મર્માહત, મૂર્છિત બ્રાહ્મણ ચંદ્રશંકર ઉર્ફે જમાઇરાજ તરફ નજર નાંખીશું કે સીતાદેવીની સુશ્રૂષા જોઇશું? કયો રસ્તો ગ્રહણ કરીશું?





# દ્વિતીય ભાગ.

## પ્રકરણ ૧ લું.

### પુત્ર રત્ન!



પાઠક! એક દિશામાં હિંદુ બ્રાહ્મણની પવિત્ર ઉચ્ચ અવસ્થા. બીજી દિશામાં શિક્ષિતા મહિલાની ઉન્નતિનું ઉચ્ચ સોપાન. એક તરફ "અસભ્યતા, કુસંસ્કાર!" બીજી તરફ "સભ્યતા, સુસંસ્કાર." કઇ દિશામાં જોશો? કયે રસ્તે જશો? અમે લેખકો ઘણું સમજી શકીએ છીએ. બુદ્ધિવાન છીએ, મ્હોટા જ્ઞાની છીએ, વિદ્યાના ભંડાર છીએ, તેથીજ સલાહ આપીએ છીએ કે એ બે રસ્તામાંથી એકે માર્ગ લેવો ઉચિત નથી. આવા સંકટ કાળમાં, કોઇ નિષ્કંટક મધ્યમ રસ્તો લેવો એજ લાભપ્રદ છે.

ડેપ્યુટી સાહેબ કોણ? તેમના જમાઇ—બ્રાહ્મણ કોણ? અને મહિલા કુલદીપક તરૂણી સીતાદેવી કોણ? કોઇ વાંચક એમને ઓળખે છે કે? ઉતાવળ કરી વાર્તા વાંચવામાં લાભ શો? પ્રથમ તે જાણવું જોઇએ. તોજ પુસ્તકમાંથી કાંઇ શીખવાનું મળે. કાંઈ બોધ લઈ શકાય છે. કેમ! કંઇ સમજવામાં આવે છે ખરૂં? સાચું કહેજો. મ્હારા સમ છે.

ડેપ્યુટી સાહેબ ચિરકાળ ડેપ્યુટીગિરિ કરતા હતા. કોઇ કોઇ તો એમને જન્મથીજ "ડેપ્યુટી સાહેબ" કહી બોલાવતા હતા. અનેક પ્રવિણ પુરૂષ કહેતા કેઃ "અમે તો એમને બાલ્યાવસ્થાથીજ ડેપ્યુટી તરીકે જોતા આવીએ છીએ!" એમણે ૧૮૫૮ ના સીપાઇઓના બળવા પહેલાં કે પછી રાજસેવાનો આરંભ કર્યો તે નિશ્ચય થઇ શક્યો નથી. એમણે ઇંગ્રેજી અભ્યાસ ક્યાં સુધી કર્યો છે? એન્ટ્રન્સ પાસ કરી છે કે બી. એ.? કે શું પેલી

જુનિયર, સિનિયર પાસ કરી છે? ઘણા તત્વજ્ઞ, વિચારક અને બુદ્ધિશાળી પુરૂષોએ એ વાત જાણવાની તજવીજ કરી હતી પણ તેમાં હજી સુધી કોઇને સફળતા પ્રાપ્ત થયાનું સાંભળ્યું નથી! અંતે વકીલ ત્રૈલોક્યનાથ દેસાઇને આ બાબતમાં વકિલાતનામું આપ્યાની વાત થતી સાંભળ્યું છે. કદાચ યોગ્ય ફી મળશે તો તેઓ ભાષાવિજ્ઞાન અને શબ્દવિજ્ઞાનની સહાયથી, ઉપરોક્ત વિષયનું તત્ત્વ શોધી કાઢવાની ખુશી બતાવી છે.

ગમે તેમ હોય, પણ ડેપ્યુટી સાહેબને હાથે અંગ્રેજી લખવાનો મહાવરો જમાના પ્રમાણે સારો હતો! તેઓ જ્યારે કાંઇ લખતા ત્યારે અક્ષર તો જાણે મોતીના દાણાનો વર્ષાદ કેમ વર્ષ્યો ન હોય એવા દેખાતા હતા! એમની આટલી ઉમ્મર થઇ, પણ સ્હેરીને લખવું કે અશુદ્ધ લખવું કોને કહે છે તેનું તેમને જરા પણ જ્ઞાન નહોતું. એનો અર્થ તો તમે સમજ્યા હશોજ! અધિક આશ્ચર્યનો વિષય તો એ હતો કે, જો વધારે ઝડપથી કાંઇ લખવાનો આરંભ કરતા તો વાંકાતરડા અક્ષરો તેમની કલમમાંથી બહાર આવી દર્શન દેતા! તેમના લખેલા બધા અક્ષરો પાછા ભાઇશ્રી પાસેજ વંચાવવા જવું પડતું અને તે અક્ષરો પણ તેઓ પોતે ઉકેલી શકશે કે કેમ તે માટે મ્હોટો સંશયજ રહેતો! એ કારણથી ભાગ્યેજ તેઓએ લખતી વખત કોઇ દિવસ જરા પણ ઉતાવળ કરી હોય! ડેપ્યુટી સાહેબનું એવું કહેવું હતું કેઃ "મનુષ્યોને આ જગતમાં કામ કરવાનું અલ્પ અને સમયનું પ્રમાણ કામ કરતાં અધિક છે. આપણે અન્ય નિરર્થક કાર્યોમાં વખત નષ્ટ કરીએ છીએ પણ તેમ કરવું ઠીક લાગતું નથી. ધીમે ધીમે સાવચેતી રાખી લખવામાં તે સમય પુરો કરવાથી સમયનો સદુપયોગ થઇ શકે છે."

તેમનામાં વિદ્યા શિક્ષા કેટલી હતી તે એક તરફી પ્રમાણ પરથી કહેવાને અશક્ત છું. છતાં પણ એ દોષ અવસ્ય કાંઇ એમનો કહેવાય નહિ. દોષ મ્હારા જ્ઞાન અને મ્હારી શિક્ષાનોજ છે. પરંતુ એમાં કાંઇક થોડું જોવામાં—જાણવામાં તેમજ સમજવામાં આવ્યું છે. તે એકે તેઓ અતિ મ્હોટા પંડિત નહોતા કે અતિ મૂર્ખ નહોતા. કદાચ તેઓ "અતિ પંડિત—અતિ મૂર્ખ" હોય તો પ્રભુ જાણે!

ડૅપ્યુટી સાહેબના જ્ઞાનનો પરિચય ન થયો તેની ચિંતા નથી પરંતુ એમના પિતાશ્રીને તો વિલક્ષણ મનુષ્ય તરીકે ઓળખું છું. પિતાનું નામ નરહરિપ્રસાદ. એમનું નિવાસસ્થાન અમદાવાદથી થોડા ગાઉપર સરખેજ નામક એક નાના ગામમાં હતું. નરહરિ તે ગામમાં જમીનદારી કરતા હતા. તેઓ બહુ ખટપટી માણસ નહોતા. નોકરો રાખી જમીનોનું કામ કરાવવાની રીતને તેઓ પસંદ કરતા નહોતા. પોતે તો એક વિંધુ જમીન પણ ખેડાવતા નહિ. ગળે પડેલાં કુટુંબનાં છોકરાંઓદ્વારા બધું કામ લેતા. નોકર માત્ર એકજ. દરવાનગિરિ અને પટાવાળાનું મળી બન્ને કામ તેનેજ માથે અને એક સ્વયં પોતે. એ પ્રમાણે બે જણ મળીને સર્વ કાર્ય ચલાવી લેતા, કોઇ પ્રકારની ગડબડ નહિ, ધાંધલ નહિ, આડંબર નહિ. ખાતેદારો પાસેથી વખતોવખત, તિથિએ તિથિએ ગણોતના પૈસા વસુલ કરી લેતા, અને બાકી રહેતી તે પણ ધીમે ધીમે કઢાવી લેતા. સુખ અને સ્વચ્છંદમાં જીવનયાત્રા નિર્વાહ કરતા. વર્ષે દહાડે સાત આઠ હજાર રૂપિયા નફો રહેતો.

નરહરિને એકજ પુત્ર હતો. આડત્રીશ વર્ષની ઉમ્મરે બહુ બાધા-આખડી રાખવાથી છેવટે એક પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ હતી. પુત્રનું નામ રામપ્રસાદ હતું. ઉપન્યાસમાં લખાયલાં નરનારીનું ચરિત્ર કંઇક જુદા પ્રકારનું છે. સંસારમાં જણાતાં મનુષ્યો કરતાં તેઓનું ચરિત્ર કંઇક ઉચ્ચ દરજ્જાનું છે. આપણા રામપ્રસાદભાઇ પણ જન્મને બીજે દિવસથીજ શુક્લ-પક્ષના ચંદ્રની કળા પેઠે પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા. તેમના શરીરના તેજથી ઘરની દશે દિશાઓ પ્રકાશી ઉઠી. તેમની વાણી અમૃત સમાન મિષ્ટ લાગવા માંડી, નયન અતિ ચપળ દેખાયાં. ઓષ્ઠધર પ્રવાલને લજ્જિત કરવા લાગ્યા. તેના શરીર પ્રકાશ વડે દશે દિશા દેદિપ્યમાન થવા લાગી. હાથની દશે આંગળીના નખમાંથી દશચન્દ્ર હાસ્ય કરવા લાગ્યા. કેશકલાપ મૃગ ચામરની નિંદા કરતા દેખાયા. વધારે કેટલું કહીએ ? આ સંસારમાં જેટલી વસ્તુઓ શોધતાં જડવી મુસ્કિલ પડે તે સર્વે આ પુત્ર-રત્નમાં સમાયલું જોવામાં આવતું હતું.





# પ્રકરણ ૨ જું.

## નામમાં ફેરફાર!



આપણા એજ રામપ્રસાદ ઉર્ફે રામચંદ્ર ડેપ્યુટી સાહેબે બાળપણમાં એક ગામઠી નિશાળમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. અભ્યાસ જ્યારે પૂરો કર્યો ત્યારે તેમનું વય બાર વર્ષનું હતું. આ સમયે ગામના કેટલાક સજ્જન પુરૂષોએ નરહરિપ્રસાદને કહ્યું: "આપના પુત્રને આવા ગામડામાં રાખવો ઉચિત નથી. આપનો બાળક સુલક્ષણ સમ્પન્ન છે. ભવિષ્યમાં એ કોઇ મહાન પુરૂષ થશે એવાં એનાં ચિન્હ જણાય છે. રામપ્રસાદને ઇંગ્રેજી જ્ઞાનાર્થે અમદાવાદ મોકલવો ઉચિત છે."

પાડોશના સજ્જન પુરૂષોના કહેવાને માન ન આપવું એ ગૃહસ્થાશ્રમનું લક્ષણ નહિ! નરહરિપ્રસાદે પુત્રને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવા અમદાવાદ વિદાય કર્યો. રામપ્રસાદે બહુ દિવસ પર્યંત ઇંગ્રેજીનાં ગૂઢ તત્વોનો અભ્યાસ કરવા માંડ્યો. અમદાવાદની શાળાઓનો આ વખતનો ઇતિહાસ અંધારામાં છે. કઇ શાળામાં કયા શિક્ષકના હાથ નીચે, કઇ પ્રણાલિકાએ તે વિદ્યાભ્યાસ કરતો હતો તે ઇતિહાસમાં લખ્યું નથી. લોકો જાણતા હતા કે: તે ફક્ત ઇંગ્રેજી ભાષામાંજ પરમ તત્ત્વ પ્રાપ્ત કરે છે. તો પણ રામપ્રસાદના તત્કાલિક જીવનનો એક ખાસ બનાવ દેશીઓના સ્મરણમાં આજ પણ કોતરાઇ રહ્યા છે. અમદાવાદની શાળામાં જોડાયા પછી રામપ્રસાદે ચોથે વર્ષે પોતાના પિતાને આ પ્રમાણે પત્ર લખ્યો: "આપ હવે પછીથી પત્ર પર કે પાકીટ પર ચિ. ભાઇ રામપ્રસાદ દિક્ષિત લખશો નહિ પણ મ્હને "મીસ્ટર આર. ચંદ્ર એન. દિક્ષિત" એવી રીતે કરજો. કૉલેજના મ્હોટા શિક્ષકે નામમાં આવી રીતે ફેરફાર કરવાનું ફરમાન કાઢયું છે." નરહરિએ પત્ર વાંચી આશ્ચર્ય પામી કહ્યું: "શિક્ષકને મ્હારા પુત્રના નામમાં ફેરફાર કરવાને શો હક્ક છે?" વળી વિચાર કર્યો: "કદાચ અંગ્રેજી અભ્યાસ કરવા માટે એવોજ નિયમ હશે."

આ બાજુએ રામપ્રસાદ ઉર્ફે પોતાને હાથે બનેલા શ્રી રામચંદ્રને દેખી દરેક વિદ્યાર્થિ હા હા, હી હી કરવા લાગ્યા. દૂર કે વેગળે, નજીક કે સન્મુખ ગમે ત્યાં પણ જો રામચંદ્ર કોઈ પણ વિદ્યાર્થિની જરા પણ નજરે પડતો કે તુરત તેઓ બે હાથ જોડી મ્હોટેથી નીચે પ્રમાણે બુમો પાડતાઃ " અમે શ્રી રામચંદ્ર ભગવાનના દાસ હનુમાનજી છીએ. અમારી હાકથી ત્રણે ભુવનો કંપી ઉઠે છે. દુર્જય વાનરો કેસરીના બાળકને પકડી ઉંચે લઇ જઇ શકે છે પણ કેસરીમાં આ હનુમાનોનો હાથ પકડવાની જરાએ શક્તિ નથી. રામના દાસ નામે અમને સંસાર ઓળખે છે. જરા વારમાં રાવણ જેવાનો અહંકાર ઉતારનાર તે અમે રામના દાસ હનુમાન છીએ. ઓ શ્રી રામચંદ્રજી મહારાજ ! અમારા પ્રણામ!" બાળકગણ આટલાં વાક્યો બોલી પણ ન રહ્યા હોય કે તુરતજ રામચંદ્ર ચ્હીડાઇ જતા. નાકમાંથી શ્વાસોશ્વાસ બહાર નિકળી જતો. અમે છિન્ન થયેલા કબુતરના ધડને ફડફડાટ કરતું જોયું છે, કોઈ પણ નદીમાં આવતી રેલનો ઝપાટો જોયો છે, ઉકળતા તેલમાં પડેલા મત્સરનો ફડફડાટ જોયો છે, પણ આવું તો કોઈ પણ સ્થળે જોયું નથી. તેના કપાળ પર પરસેવો ચઢી આવતો જોવામાં આવે છે, તે દાંત ઓઠ જોરથી પીસતો દેખાય છે. આવો ક્રોધે ભરાયલો રામચંદ્ર કઇ દિશાએથી, શું લઇને, કેવા રૂપમાં આ સહાધ્યાયીઓ પર આક્રમણ કરશે એ કોઇ જાણી શકતું નથી ! રામચંદ્રનો ક્રોધ, તેનું દોડવું, તેનું કુદવું, તેનું વિદ્યુત્ વેગે ચાલવું, તેના મુખની ગર્જના, આ કલિકાળનું મહા કુરૂક્ષેત્ર ઇત્યાદિનું વર્ણન કરવાનું સાધન નથી. ફક્ત સ્વચક્ષુએ જુએ તેજ જાણી શકે એમ છે. શ્રી રામ દોડતી વખતે ગંભીર ગર્જના કરતો કહેતો હતો કેઃ " લુચ્ચાઓ, બદમાસો ! જો હાથમાં આવ્યા તો જીવવાની આશાજ છોડી દેજો ! " સહાધ્યાયી વર્ગઃ " સાબાશ, સાબાશ " કહી આમ તેમ દોડાદોડ કરતા. શ્રી રામ એમને પલાયન કરતા જોઇ કહેતો કેઃ " નરાધમ, પાપીઓ પલાયન કેમ કરી જાઓ છો ? એકવાર ઉભા રહો અને પછી શું બને છે તે મજાહ જુઓ. " સહાધ્યાયીઓની ઇચ્છા મારા મારી કરવાની જરા પણ નહોતી, પણ ફક્ત શ્રી રામચંદ્રને ચીઢવી " ગાંડો " એમ ઠેરવવાની અભિલાષા રાખતા હતા. વિદ્યાર્થિઓને પલાયન કરી જતા જોઇ શ્રી રામ મનમાં વિચારવા લાગ્યો કેઃ " હું ખરેખર એક વીર-

પુરૂષ છું. મ્હારો ભય લાગવાથી સર્વે જણા રણાંગણમાંથી પલાયન કરી જાય છે.'' એવા વિચાર કરતો: "મૂર્ખા; બદમાસ." ઇત્યાદિ શબ્દોનો ગંભીર સ્વરે ઉચ્ચાર કરતો તેમની પુંઠે પુંઠે જતો. તે જેમ જેમ પુંઠે દોડતો તેમ તેમ એના ગોઠીઆઓ ઉપર જણાવેલા શબ્દો જોરથી બોલતા હતા. એમાંના કેટલાક બહુ દોડી શકતા નહિ. સારૂં નઠારૂં સમજવાને અશક્ત હતા. ફક્ત દેખાદેખી કરી હસતા સાથે હસતા, દોડતાં સાથે દોડતા, પણ જ્યારે એમાંનો કોઇ વિદ્યાર્થિ રામચંદ્રના હાથમાં આવતો ત્યારે તે તેને પ્રહાર કર્યા વગર રહેતો નહિ.

ધીમે ધીમે સામા પક્ષના અત્યાચારમાં વૃદ્ધિ થવા લાગી. વિદ્યાર્થીઓ તેને રોજ રોજ વિશેષ ખિજવવા લાગ્યા. શ્રીરામ એક દિવસ આંખમાંથી દડ દડ આંસુ સાથે, મ્હોટેથી રૂદન કરતો કૉલેજના અધ્યક્ષ પાસે જઈ ઉભો રહ્યો અને દયાયુક્ત ચ્હેરે કહેવા લાગ્યો: "મ્હારૂં રક્ષણ કરો. હું વિના કારણે માર્યો જાઉં છું. બધા વિદ્યાર્થીઓ સંપ કરી મ્હને હેરાન કરે છે.'' અધ્યક્ષ સાહેબ ઘણાજ દયાળુ અને અલૌકિક મનુષ્ય હતા. શ્રીરામની આંખમાં અશ્રુ જોઇ એના પર દયા આવી, પણ શ્રીરામને શું થયું છે? તે કેમ રડે છે? તેમાંનું કશું તેઓ જાણતા નહોતા. તેથી સાહેબે પુછ્યું: "રામચંદ્ર! ત્હને શું થયું છે? તું શા માટે રડે છે?'' એ સાંભળી શ્રીરામે આંખોએ હાથ દઈ વધારે રડવા માંડ્યું: "અં: અં: અં:'' તે ડુસકે ડુસકાં ભરવા લાગ્યો. ઘરમાં તો તે એક સિંહ સમાન બહાદૂર જણાતો હતો. કોઇથી ગાંજ્યો જાય એવો નહોતો, પણ અહીં તો બિચારો ગરીબડી ગાય જેવો દેખાવા લાગ્યો. આંખમાંથી અશ્રુધારા સતત વહેવા માંડી. એક કલાક સુધી સાહેબને એમાંનું કાંઈ સમજાયું નહિ. એ દિવસે તો સાહેબે જરા પીઠ થાબડી, ભાઇ—બાપુ કરીને એને વિદાય કર્યો. પછી ચાર દિવસ સુધી સાહેબે એ બાબત તપાસ કરી. છેવટે એક આસીસ્ટન્ટ માસ્તરની સહાયથી સત્ય વૃત્તાંત તેમના જાણ-વામાં આવ્યો. સાહેબે ગુસ્સે થઈ કેટલાક વિદ્યાર્થીઓનો દશ દશ રૂપિયા દંડ કર્યો. શ્રીરામે સાહેબને મોઢે ચાડી ખાવાથી બધાને દંડ થયો એ વાત ઠેઠ સુધી ફેલાઇ ગઇ. તેથી વિદ્યાર્થીઓ બધા એકસંપ થઈ શ્રીરામને એક ચિઠ્ઠી

લખી જણાવ્યું કેઃ "અમારો દંડ જો તું નહિ ભરે તો અમે તને ઘણોજ હેરાન કરીશું એટલુંજ નહિ પણ ત્હારૂં એક રામાયણ બનાવી એની નકલો ગામમાં વહેંચાવીશું અને ત્હારા બારણા આગળ થઇને ગાતા ગાતા જઇશું." છેવટે ધાકના માર્યા રામચંદ્રે તે કબુલ કર્યું. એ વાત પણ પ્રકાશમાં આવી. એના જવાબમાં રામચંદ્રે કહ્યું કેઃ "મ્હેં કાંઇ કોઇના ભયથી ડરી જઈ રૂપિયા આપ્યા નથી; પણ મ્હારા કેટલાક મિત્રોના અતિ આગ્રહને લીધે, વિના કારણે કેટલાક નિર્દોષ માર્યા જતા હોવાથી ફક્ત ઉપકારને ખાતર તેમજ કેટલાક ગરીબ વિદ્યાર્થીઓ દંડ ભરવા અશક્ત હોવાથી મ્હેં સર્વેનો દંડ છુપી રીતે આપ્યો હતો."

આ કામ પત્યા પછી રામચંદ્ર એક દિવસ પોતાના વિદ્યાર્થી બંધુઓના કહેવાથી, કોલેજના અધ્યક્ષ કને એવી દરખાસ્ત લઇ ગયા કેઃ "મ્હારૂં નામ રામપ્રસાદ એન. દિક્ષિત નથી, પણ આર. ચંદ્ર એન. દિક્ષિત છે તેથી રજીસ્ટ્રારમાંથી મ્હારૂં એ અસલ નામ કાઢી નાંખી હાલનું મ્હને ખરૂં લાગતું નામ લખવા કૃપા કરો, અને બધા મ્હને આજથી ફક્ત આર. ચંદ્ર અથવા રામચંદ્ર દિક્ષિત કહીને બોલાવે એવું ફરમાન કાઢો." સાહેબે દરખાસ્ત સાંભળી તથાસ્તુ કહી એ પ્રમાણે હુકમ આપ્યો. વિદ્યાર્થીઓનો અંદર અંદરનો વિરોધ શાંત થયો. પૃથ્વી નિરવ થઇ. આટલા દિવસનો આપણો રામપ્રસાદ તે હવેથી મીસ્ટર આર. ચંદ્ર અથવા રામચંદ્ર બન્યો. પોતાના નામ સાથેથી પિતાનું નામ ઉડાવી દીધું ! રામના પ્રસાદને લાયક ગણી સ્વયં રામચંદ્રજી બન્યો. ડાર્વિનની **ઇવોલ્યુશન થિયરી** સફલ થઇ, અને ઘણી વખત કેટલાક વિદ્યાર્થી તેમજ ઓળખીતાઓ એને "છીરામ ! છીરામ !" કહી ચીઢવતા તે બંધ પડયા. એજ કારણથી તે રામનો પ્રસાદ બદલાઇ વિશ્નુ બન્યો હતો ! તેણે પોતાને પત્ર લખતાં શિરનામા પર મીસ્ટર આર. ચંદ્ર અથવા રામચંદ્ર દિક્ષિત લખવા માટે પિતાને પત્ર લખ્યો હતો. તેના નામ પાછળથી પોતાનું નામ ઉડી ગયેલું જોઇ પિતાને બેહદ આશ્ચર્ય થયું હતું ! તેમ છતાં તેણે જાણ્યું કે કદાચ અંગ્રેજી વિદ્યાભ્યાસનો એવો કોઇ કાયદો હશે !

---



## પ્રકરણ ૩ જું.

### નોકરી !



આ વાતને હવે આટલેથી પડતી મુકવી વધારે સારૂં છે. અસલ વાતથી આપણે ઘણે દૂર નીકળી ગયા છીએ. હજી ઘણું જાણવાનું બાકી છે. રામચંદ્રે બાર વર્ષ સુધી અમદાવાદમાં અંગ્રેજી અભ્યાસ કર્યો. અભ્યાસ સાથે સાથે બીજો પણ કેટલોક અનુભવ મેળવ્યો હતો; "વિશમી સતાબ્દિ" નો આરંભ હતો. સોબત, સદાલાપ, સુનીતિ, સુરૂચિ ઇત્યાદિનો પણ એને લાભ મળ્યો હતો. અંગ્રેજીમાં વાર્તાલાપ કેમ કરવો? કોની સાથે કેવી નાટકી ઢબે—અંગ્રેજોની પેઠે બોલવું તે એકટીંગ પણ એ સારી રીતે શીખ્યો હતો!

એમ થવાથી જે ગામમાં એનું ઘર વતન વિગેરે હતાં ત્યાં એનું માન ઘણું જ વધ્યું. એ ગામમાં જ્ઞાન અને બુદ્ધિમાં એની તુલના કરી શકે એવું બીજું કોઈ ન હતું. માતા પિતા વિચાર કરવા લાગ્યાં કે: "આપણા પુત્ર રામચંદ્રને કદાચ કંપની સરકાર અયોધ્યાના રાજ્યાસન પર તો નહિ બેસાડી દે?" પણ આજ કાલ કરતાં બે વર્ષ થઈ ગયાં છતાં પણ રામને રાજપાટ કાંઈ મળ્યું નહિ. રામચંદ્ર જ્યારે દિવાળી ઉપર ઘેર આવ્યો ત્યારે તેના પિતા નરહરિપ્રસાદે રાજતખ્ત સંબંધી ઘણી ઘણી વાતો તેને પૂછી. રામચંદ્ર એક કલાક સુધી વિચાર કર્યા પછી ઉત્તર આપતો. અંગ્રેજી ઢબમાં છટાદાર રીતે અપાતો ઉત્તર, ઇંગ્લીશ પદ્ધતિ પ્રમાણે ત્યાંને ત્યાંજ સમાઈ જતા શબ્દો, નરહરિને તુરત હૃદયંગમ થતા નહિ. તેથી તે પુત્રના ફફડતા હોઠ સ્હામું માત્ર જોયા કરતા. નરહરિને બુદ્ધિહીન જોઈ રામચંદ્રને જરા દુઃખ થતું. તે મનમાં ને મનમાં કહેતો કે: "હાય! હાય! કેટલો અફસોસ, નરહરિ કેટલા બેવકુફ છે? મ્હારા જ્ઞાનનો પરિચય કરવાની

ઇશ્વરે હમણાં એને સારી તક આપી છે, પણ એમના દુર્ભાગ્યે આજે પણ તે પોતાની જાતને સુખી કરી શકતા નથી. સમાજ નીતિ મિશ્રિત રાજનીતિ સંબંધી મ્હેં જે કાંઈ કહ્યું તે બધું શું વૃથાજ ગયું ? શું ઉત્તમ મુક્તાફળો વનમાં વેરાયાં ?" સત્ય વાત છે કે અંગ્રેજી વિદ્યાની સહાયતાથી રામચંદ્રને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું. એના મત પ્રમાણે "જેટલા મનુષ્યો પિતા કહેવાય છે તે સર્વ સ્વાભાવિક રીતે જાડી બુદ્ધિનાજ! તેઓ પોતાને બુદ્ધિમાન માનતા હોય તો એમાં એમની ગંભીર ભૂલ છે. જરાક ઉદારતાહીન વૃત્તિ રાખી ફક્ત પૈસા માટે કાંઇક રોજગાર કરવો, પેટ ભરવું અને ફરવું. એમના એ જીવનને જીવનજ કેમ કહી શકાય ? તેઓ ન જાણે સમાજ તત્વ, તેમ ન જાણે રાજ્ય નીતિનાં ગૂઢ તત્વો—ફક્ત પેટ ભરવાનુંજ જાણે ! એમને શું મનુષ્ય કહી શકાય ખરા કે ? વધારામાં રામચંદ્રને પોતાના પિતા તો ઘણાજ બુદ્ધિહીન લાગતા હતા ! જમીનદારીનું કામ કરવું, પૈસા સખ્તાઇથી વસુલ કરવા એ સિવાય તેઓ આ સંસારમાંનું કાંઈ કર્ત્તવ્યજ માનતાજ નથી ! એ જાણી રામચંદ્ર ઘણોજ દુઃખી થતો. હમણાં રાજનીતિના પ્રચંડ ફેરફાર સમયે, સમાજના વિપ્લવ વખતે, રામચંદ્રનો અમદાવાદનો માસિક ખર્ચ ફક્ત પચાશ રૂપિયા મળવા છતાં પૂરો થતો નથી. તેને મનથી તેનો મૂર્ખ પિતા એ બાબત શી રીતે સમજે વારૂ ? અરે ! એ બાબત સમજવા જેટલું તેનું મગજજ ક્યાં છે ? ક્યાં સરળ, સાદો અને સુનીતિવાન નરહરિ અને ક્યાં પાશ્ચાત્ય સુધારાનું પોકળ અનુકરણ કરી તે પર મરી ફીટનાર આપણા રામચંદ્ર ?

રામચંદ્રે ફરીથી નરહરિને પાછી રાજગાદી સંબંધી વાત કહેવાનો આરંભ કર્યો. નરહરિએ વાતનો સાર એવો ગણી લીધો કે: "ચાકરી કરવી, પરાધિનતા અને દાસત્વની બેડીઓ આનંદે પહેરવી." પૃથ્વીમાં કોઇની પણ ગુલામગિરિ કે ચાકરી કરવી એને રામચંદ્ર અતિ નીચ કામ ગણતો. એને સ્વતંત્રતા વધારે પ્રિય હતી. તેના મનમાં કોઇ સમયે વિચાર થતો કે: "કદાચ નોકરી લેવા યોગ્ય હોય તો લેવી કે નહિ ! ગર્વનર સાહેબ તરફનો ભય આ બાબતમાં વધારે છે. તેઓ સાહેબ મ્હને બળાત્કારે કોઇ ઉચ્ચ પદવી આપવાનું કહે તો પછી તેમનું અપમાન મ્હારે કેવી રીતે કરવું ! જો ગવર્નર સાહેબની

એવીજ ઇચ્છા હોય તો હું પહેલાંથીજ Service (નોકરી) માટે માગણી કરૂં, પણ એ મ્હારા હૃદયને ગમતી વાત તો નથીજ. આજ દિન સુધી વેઠેલો શ્રમ, મેળવેલું જ્ઞાન શું એક દિવસમાં–એક ક્ષણમાં ધૂળમાં ભેળવી દેવું!"

રામચંદ્રે પોતાના એ વિચારો પિતાને જણાવ્યા. પિતાએ લાંબો વખત ઉંડો વિચાર કરી પુત્રને કહ્યું: "જો તું ગવર્નર સાહેબને ના પાડીશ તો હું પણ કહેવા લાગીશ. મ્હારે એમની સાથે ઘણી વખતે વાર્તાલાપ થયો છે."

પુત્ર ઉચ્ચ સ્વરે: "એમ બને નહિ, એમ બનશે નહિ. એ તો ઉલટું વધારે અપમાન ગણાય."

પિતાઃ "હું ગમે તેમ આડું અવળું એ બાબતમાં સમજાવીશ એટલે અપમાન થવાનો ભય દૂર થશે. સાહેબને ખુશી કરીનેજ વિદાય કરીશું."

રામચંદ્ર અસ્ફુટ સ્વરે કહેવા લાગ્યાઃ "કેવી ઉદારતા! કેવી દયા! કેવો પરોપકાર!"

નરહરિ જમીનદારને મ્હોટા મ્હોટા સાહેબો અને અમલદારો સાથે ઘણી વખત વાતચિતના પ્રસંગો આવ્યા હતા. દરબાર ભરાતો તો તે વખતે એમને એક મ્હોટા જમીનદાર–જાગીરદાર–વતનદાર તરીકે નિમંત્રણ થતું. તેમણે રોકડ નાણું પણ સારૂં એકઠું કર્યું હતું. તે સાહેબ લોકોની પરોણા-ચાકરી ઘણીજ સારી રીતે કરી જાણતો હતો. તેથી સાહેબ લોકોની તેમજ ઉચ્ચાધિકારી અમલદારોની એમના પર સંપૂર્ણ કૃપા હતી. ભારતવાસીઓને કષ્ટ થાય અથવા પૃથ્વીની કોઈ બીજી પરદેશી જાતિની દુર્ગતિ થાય, તો સાહેબ લોકની આંખમાંથી આંસુ સરી પડતાં! અંગ્રેજોની શરૂવાતના વખતમાં ઉઘરાણાનું લિસ્ટ તૈયાર કરવું ઘણુંજ મુશ્કેલી ભર્યું ગણાતું. લિસ્ટ તૈયાર થતાં સ્થાનિક સાહેબ માનપૂર્વક નરહરિ પાસે મોકલી આપતા–તે સાથે આ પ્રમાણે પત્ર પણ લખતાઃ "માઇ ડીયર નરહરિ! આપ એક આદર્શ જમીનદાર છો. આપના અક્ષર જોઈ અન્ય ગૃહસ્થો લિસ્ટમાં નામ લખશે. એ કારણથી પહેલેથીજ આપના પર લિસ્ટ મોકલી આપ્યું છે." નરહરિ મનમાં બબડતા કે: "અજાણ્યા અમલદારોના તાબામાં રહેવું હોય તો આવો ટેક્ષ વારંવાર આપવોજ જોઇએ. સંસાર ધર્મમાં આ પણ એક નિત્ય

નૈમિત્તિક ખર્ચ ગણી લેવાનો છે." તેઓ ઘણી ખુશીથી એવું દાન કરતા. એમની સહીની કિંમત થતી નહોતી એ કારણથીજ સાહેબ લોકો એના પર પ્રસન્ન રહેતા અને એ કૃપાના ફળ સ્વરૂપ નરહરિને રાવબહાદુરનો માનવંતો ખિતાબ મળ્યો હતો. નરહરિના એવા કુલણજી જેવા–મૂર્ખાઈ ભરેલા કહો કે પછી ડહાપણ ભરેલા–ખર્ચના બદલામાં પંડિત રામચંદ્રને ડેપ્યુટી મેજીસ્ટ્રેટની ઉચ્ચ નોકરી મેળવવામાં વિલંબ થયો નહોતો !

## પ્રકરણ ૪ થું.

### કર્તવ્યદક્ષતા !

રામચંદ્ર ડેપ્યુટી થયા પછી ચાર વર્ષ પર્યંત તેણે જૂદા જૂદા ઘણા જીલ્લાઓમાં એ અધિકાર ભોગવવા ભ્રમણ કર્યું. ઘણા દેશો, વન–જંગલ, પહાડ–પર્વત, સરોવર–નદી, એમાંનું કશું પણ જોવાનું બાકી રાખ્યું નહિ. ડેપ્યુટી સાહેબ કળથી ફરતી ચકરડીની પેઠે દશે દિશાએ ઘુમવા લાગ્યા. તેથી પિતા નરહરિને જરા પણ શાંતિ વળી નહિ. તેમને વિચાર આવવા લાગ્યો કે: "આ નોકરી તે કેવા પ્રકારની ?" રામચંદ્રને એક પણ દિવસ એક સ્થળે શાંતિથી બેસવાનો સુયોગજ પ્રાપ્ત થયો નહિ. પરંતુ પુત્ર તો પોતાના સદ્‌ગુણને પ્રભાવે સમયનો સદુપયોગ કરતા. તેઓ ગમે તેવા જંગલી અરણ્ય પ્રદેશમાં જતા; પણ તેમનું ત્યાં શુભાગમન થતાં તે દેશ ફળફૂલથી સુશોભિત થઈ રહેતો. ત્યાં જઈ પ્રથમ તેઓ એક કન્યાશાળા સ્થાપતા અને તેનો સર્વ કાર્યભાર પોતાની કોમળ ખાંધ પર રાજી ખુશીથી લેતા. ત્યાં એક સભા પણ સ્થાપન કરતા. સભાનો મુખ્ય ઉદ્દેશ એવો રહેતો કે: "આ સ્થળે રાજનીતિ તેમજ ધર્મ સંબંધી ચર્ચા થાય નહિ." સભાનું અધ્યક્ષ સ્થાન પોતેજ લેતા. તેમાં સ્ત્રી–શિક્ષા, સ્ત્રી–અધિકાર, સ્ત્રી–સ્વાતંત્ર્ય, મદ્યપાન, ભ્રાતૃભાવ, સ્વદેશપ્રેમ વિગેરે વિષયો પર ચર્ચા કરવામાં આવતી. વસ્તુતઃ તે મરૂમય દેશમાં રામચંદ્રની કૃપા દૃષ્ટિથી આશાવૈતરણિ-નદીનો પ્રવાહ વહેતો. શુષ્ક કાષ્ઠ પલ્લવિત થતું. વંધ્યા વૃક્ષને ફળ થતું ! તે દેશની સારી પેઠે ઉન્નતિ થતી.

કોઈ કોઇ પ્રસંગે રામચંદ્ર પિતાને પત્ર લખતો કે: "આવા અતિ ઉચ્ચ અધિકાર ઉપર યોગ્ય માન આબરૂથી રહેતાં માસિક બસો રૂપિયામાં નિભાવ થતો નથી." નરહરિને ઘણું કષ્ટ થતું જે સાહેબની કૃપાવડે પુત્રને ડેપ્યુટીની પદવી પ્રાપ્ત થઇ હતી તે સાહેબ પાસે જઇ તેમને પ્રાર્થના કરી કે: "મ્હારા પુત્રની કોઇ સારી જગ્યાએ બદલી કરો અને પગારમાં કાંઇ વધારો કરો. મ્હારી એ બે વિનંતિ આપ જરૂર ધ્યાનમાં લો." નરહરી પોતાના સારા ઔદાર્ય ગુણોને લીધે સાહેબનો વિશેષ પ્રીતિપાત્ર થયો હતો. પ્રાર્થના તત્ક્ષણાત મંજુર કરવામાં આવી. સાહેબે અંતે કહ્યું કે: "તમારા પુત્રને સાવધાનીથી, કાળજીપૂર્વક કામ કરવા કહેજો. થોડે થોડે દિવસે આવી મ્હને મળી જાય એવી સૂચના કરજો. છ માસમાં પગાર વધશે."

મૂર્ખ પિતાના પરિશ્રમથી પંડિત રામચંદ્રની અમદાવાદમાં બદલી થઇ! પાંચ વર્ષ સુધી અજ્ઞાતવાસ—દૂર પ્રદેશમાં ફર્યા પછી રામચંદ્ર પોતાની જન્મભૂમિમાં આવી પહોંચ્યા. ખાણના અંધકારમાં રહેલું રત્ન એકાએક પૃથ્વી પર આવી જાણે હસવા લાગ્યું. જાણે સમુદ્રમન્થનથી ઉચ્ચૈઃશ્રવા અશ્વ નિબિડ પાતાલ પ્રદેશમાંથી પૃથ્વીપર આવી પહોંચ્યો ! અથવા ગોપી મન-મોહન, રાધા વિનોદ સ્વયં શ્રીકૃષ્ણ કાલિંદી તટે કાલિય દમન કરી કેમ આવ્યા ન હોય; અથવા મહાકવિ દ્વૈપાયન, કુંજગલીમાં જન્મ ધારણ કરી જનસમાજને દર્શન કેમ દેતા ન હોય, અથવા પૃથ્વીપતિ રાજા દુર્યોધન, કુરૂ-ક્ષેત્રનું યુદ્ધાવસાન થતાં સરોવરમાં છુપાઈ ગયા પછી મહાબાહુ ભીમસેનના શબ્દોથી એકાએક કંપી ઉઠી, નૌકામાં કેમ બેઠા ન હોય !

(જો વાંચકો રજા આપે તો એવું ઘણું વર્ણન કરી શકાય; પરંતુ મ્હારૂં મન ચકોર ચંચળ થઇ ઉઠયું છે. આંગળીનાં ટેરવાં સમસમ્ કરી રહ્યાં છે. કલમરૂપી મહા અશ્વની લગામ ખેંચી રાખવાની શક્તિ નથી. સારોનરસો માર્ગ પસાર કરીને પહાડ જંગલ ઉપર થઇને નદી તળાવમાં તરતી તરતી તેજ-સ્વી કલમ—ઘોડો કયા સ્વર્ગને માટે દોડી રહ્યો છે તેનું કશું ઠેકાણું નથી. આવી સગવડ, આવો અવસર પુનઃ મળે તેમ નથી. આ સમયે હું એક મ્હોટા લેખક તરીકે ઓળખાઇશ. એક વખત રજા આપો—નહિ આપો ?—ના

આપી ? બસ થયું. ત્યારે ! જમતે મ્હારા જેવો એક કૌસ્તુભમણિ ગુમાવ્યો. તેમાં મ્હારૂં શું ગયું ? )

રામચંદ્ર પોતાની જન્મભૂમિ–ગામડા–માં આવી બોલવા લાગ્યોઃ "આ વખતે મ્હારી ઇચ્છાથી આવ્યો છું. અત્યારે તો યોગ્ય વ્યક્તિને યોગ્ય સ્થાન મળ્યું છે. હવેજ વિશાળ કર્મ ક્ષેત્ર મેળવી શકીશ. દેશની ઉન્નતિ કરીને મનને સંતોષ પમાડીશ. આટલા દિવસ ઘોર નિદ્રામાં પડી રહ્યો. આળસમાં જીંદગી ગુમાવી. કર્ત્તવ્ય વિમુખ થયો હતો. હવે સમય બદલાયો છે. જુનો જમાનો અને જુના વિચારો પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવે દુર થવા લાગ્યા છે. મ્હારા ગામડાને મ્હોટું સુંદર શહેર બનાવી દઇશ. ગામમાંથી કાદવ કચરો દુર્ગંધ દૂર કરાવીશ. ન્હાની ઝુંપડીઓને મ્હોટી હવેલીઓ બનાવવાનો યત્ન કરીશ. લાઇટિનું ઠેકાણું નથી, છંટકાવનું નામ નથી, રોડ પર પેવીંગ તો કરે છેજ કોણુ ? એ બધી વાતો ઉપર લક્ષ્ય આપી તુરતજ સર્વ કાર્ય પરિપૂર્ણ થાય એવી વ્યવસ્થા કરીશ. બસ, ગામડાને પારિસ બનાવીશ ! લોકોનો નરકમાંથી ઉદ્ધાર કરી સ્વર્ગમાં વસતા હોય તેવા સુખી કરીશ. તળાવનાં ગંદાં પાણી પીવાથી લોકોને કૉલેરા થાય છે તેને બદલે નળનાં પાણી મળે તેમ કરીશ. સાબરમતીનો પ્રવાહ વહે છે પણ તેનો ફાંટો ચાર હાથ હોવાથી તેનાં ઉત્તમ પાણીનો લાભ મળતો નથી. તેને ખોદાવી પ્રજાને લાભ અપાવીશ. શ્રીમંત ગૃહસ્થો લાડી, વાડી અને ગાડીમાં મોજ કરે છે ! વિદ્યાભ્યાસ કે કોઇ દેશોપકારક હુન્નર કળા શિખતા નથી, વેસ્યાઓના નાચ–રંગ અને મદ્ય–માંસાદિક વસ્તુઓનો ઉપભોગ કરવામાંજ સાર્થક માને છે તેથીજ ભારતવર્ષની અધોગતિ થઈ છે. તેમણે એવી વસ્તુઓનો અને વિષય વિષનો ત્યાગ કરી જાગૃત થવું જોઇએ. હું તેમને ઉદાહરણ બતાવી આપીશ." કોઇ કોઈ પ્રસંગે શિક્ષિત ડેપ્યુટી રામચંદ્ર પોતાના બંધુ વર્ગને કહેતા કેઃ "ગેંજીસ ! બહુ પવિત્ર છે. સાબરમતીને પણ ગંગા કહેવામાં આવે છે. જળ ભરેલાં હોય છે ત્યારે તેનો કલકલ શબ્દ સુંદર લાગે છે. ચાંદની રાત્રિએ નૌકા વિહાર કરવાની એમાં ઘણી મજાહ પડે." બંધુ જનો હા માં હા ભેળવી અનુમતિ જણાવી કહેતા કેઃ "વાત ઘણીજ સારી છે. પૈસા વિના નદી તટે મકાન બંધાવવું કઠિન છે. તેમ પૈસા વિના નૌકાવિહાર પણ ક્યાંથી થાય ? આપના જેવા શ્રીમંત લોકોને

માટે નદી તટે બંગલા બંધાવવા અને નૌકાવિહાર કરવો લાયક થઇ પડે. અમારા જેવાને માટે તો નદીને કિનારે વિના મૂલ્યે ફરવામાંજ આનંદ છે. સાંભળ્યું છે કે વિલાયતની ટેમ્સ નદી કરતાં પણ આપણી આ ગંગા બહુ પવિત્ર છે, બહુ આનંદ દાયક છે.”

રામચંદ્ર; “એમ કદી હોય ખરૂં કે ? ઇન્ડિયાની નદીઓ સાથે શું ઇંગ્લાંડની નદીઓની તૂલના થઈ શકે ? અહા ! ટેમ્સનો શું સુંદર દેખાવ ! ઉપર કેટલા સેંકડો પૂલ છે અને નીચે રેલગાડી ! એવી નદી શું બીજી હોઈ શકે ખરી ?”

એ સમયે કેટલાક માખણીયા બંધુઓએ રામચંદ્રની હા એ હા ભણી અને કહેવા લાગ્યાઃ “અવસ્ય આપ કહો છો તેજ સત્ય. એ દેશના જેવી રમણીય અને સુશોભિત નદીઓ બીજા કયા દેશમાં હોય ? આપણા દેશની નદીઓ જુઓ. ન મળે એકે ફરવા સારૂ સારી સ્ટીમર કે નદી પાર થવા ન મળે ત્યાંના જેવા મજબુત સુંદર પૂલો ! આપણી આ સાબરમતીમાંજ જુઓને ! આડે દહાડે ન્હાવાની મારામારી ! વર્ષાકાળમાં પાણી કેટલું ડોળું રહે છે ! ફીલ્ટરનું નામ નિશાન નહિ. શરીર સાફ કરવા પુષ્કળ જળથી સ્નાન કરવા વિચાર કરીએ ત્યાં ઉલટી શરીર પર કાન–નાકમાં રેતી ભરાય ! શીતકાળમાં જળ બરફના જેવું ઠંડું રહે. સ્નાન કરવા જતાં પહેલાંજ ત્રાહિ મધુસૂદન કહી પોકાર થઇ જાય ! નદીના પાણીથી સુખ પણ ક્યાં છે ? એમાં છે પણ શું ? કોઇ જાતનો બંદોબસ્ત તો મળેજ નહિ. કૂતરા, શિયાળ, બિલાડા ઇત્યાદિક જાનવરોનાં મડદાં તેમાંજ ! માણસનાં મડદાં અથવા તેની રાખ તેમાંજ ! કિનારા ઉપરનાં શહેર અને ગામડાંઓને નદીનાં ગંદા પાણી મળે છે. આપણી મ્યુનિસિપાલીટીઓ જાણે ભર નિદ્રામાંજ ! કોને પડી છે કે તે શહેર ગામડાનાં લોકોને નદીનાં સ્વચ્છ જળ પાવાની દરકાર રાખે ! ના એ જળ પિવાય, ના એમાં સ્નાન થાય તો પછી રંધાય ક્યાંથીજ ? હા, ધોબી લોકો લુગડાં ધુવે ખરા ! અમદાવાદમાં જઇને જુવો ! ત્યારે એમજ કહેવું જોઇએ કે નદી ધોબી લોકોને માટે છે ! મ્યુનિસિપાલીટીને ધોબીઓનું લાગતું હશે. પ્રજાને સ્નાનાદિક કાર્ય કરવા જળને સ્વચ્છ રાખવાની

દરકાર તો નહિંજ ? અને મ્યુનિસિપાલીટીના સભાસદો ? તેમને પણ એ બાબતની શી પડી છે ? બધાજ નદીને વિસારી બેઠા છે ! નદીમાં પુષ્કળ જળ રહે એવો કોઇ માર્ગ નહિં હોય વારૂ ? હશે તો ખરો પણ તેની તપાસ કોણ કરે છે ? ”

રામચંદ્રઃ “ તમારૂં કહેવું સત્યથી ભરપૂર છે. ગમે તેમ કહો પણ સાબરમતી હજી સુંદર જણાય છે. આપણું ગામડું વૃક્ષાદિથી ઘટાવાળું છે તેથીજ, પણ જ્યારે ચોમાસામાં જળ પુષ્કળ આવે છે ત્યારે તો ગામ તણાવાની ભીતિ ઉત્પન્ન થાય છે. બંગલો બાંધીએ તો આપણને પણ એ ભયજ. ”

બંધુઃ “હાય ! હાય ! હાય ! આપ એમ ધારો છો કે નદી તટે મકાન હોય તો કદાચ તણાઈ જવાય ? એમ ધારશો નહિ. ભાદ્ર માસમાં નદી ભરપૂર લાગે છે, અને તેથી બંગલાના આંગણામાં જળ જળ દેખાય ખરૂં, પણ ચૈત્ર વૈશાખમાં એ ઘણે દૂર જતું રહેશે. એટલું દૂર જશે કે એ જોઇ આપને ઘૃણા ઉત્પન્ન થશે.”

રામચંદ્રઃ “ એમ કે ? બારે માસ જળ ભરેલું નહિ રહે તો કેવું સારૂં ? રેલ ન આવે તો કેવું સારૂં ? ”

બંધુઃ “ અરે રામ ! આવા બીકણ ક્યાંથી ? આટલા શંકાશીલ કેમ ? આ તો ગરીબ ઇન્ડિયાની ગરીબ નદીઓ છે ! ન હોય એ માંસાહારી યુરોપ તમારૂં અને તેની વિચિત્ર નદીઓ ! ઇન્ડિયા ગરીબ, તેની નદીઓ પણ ગરીબ. તેની હવા પણ ગરીબ. તેનો સ્વભાવ, તેનાં કર્મ પણ ગરીબ. તેનું બધુંજ ગરીબ, ગરીબ, ગરીબ. ”

પોતાની જન્મભૂમિમાં—ગામડામાં—આવ્યા પછી રામચંદ્ર ડેપ્યુટી સાહેબે પોતાના બંધુ વર્ગ સાથે હળીમળી વાર્તાલાપ કરી થોડાજ દિવસમાં ભારતની પવિત્ર નદીઓનું મહાત્મ્ય વિલક્ષણ રીતે જાણ્યું. રામચંદ્ર પોતે અતિ પરોપકારી, તેમજ દયાળુ પુરૂષ હતા. તેમણે નદી કિનારે એક બંગલો બંધાવ્યો હતો. અન્ય પર ઉપકાર કરવાને માટેજ આટલો આત્મભોગ આપી તેઓ નદી તટે વસતા હતા.





## પ્રકરણ ૫ મું.

### સુધારકોનો સિદ્ધાંત!

આ સમયે ગુજરાતનાં સુશિક્ષિત સમાજમાં આદર્શ સુધારક મનાતા બ્રહ્મો સમાજી બંગાળી બાબુ કેશવચંદ્રસેનનું નામ ગવાતું હતું. જળે, સ્થળે, અંતરિક્ષ અને સર્વ દિશાઓમાંથી કેશવ, કેશવનો અવાજ કાને આવતો હતો. રેલગાડીમાં, ઘોડાગાડીમાં, ચકલે ચૌટે, જ્યાં જઇએ ત્યાં કેશવચંદ્રસેનનીજ વાતો સંભળાતી હતી, અને અંગ્રેજી ભણી વૃદ્ધોને મૂર્ખ માનનારા કેટલાક પાટલૂન માસ્તરો તો તેના વાક્યોને વેદ વાક્ય માનવા લાગ્યા હતા! બ્રહ્મા, વિશ્નુ, શંકર, દેવ, દેવી કોઇની વાત સાંભળવામાં આવતી નહોતી. શીવ પૂજા એ તો મૂર્ખનાં કામ! અરે! પેટ ભરનારા બ્રાહ્મણોનો ઇજારે લીધેલો વ્યાપાર! વિશ્નુ પૂજા વૈષ્ણવ સંપ્રદાઇ ગોસ્વામીજી મહારાજોના વિલાસ માટેનું ધતિંગ! નવરાત્રિનો દુર્ગોત્સવ એ તો વહેમ અને ઢોંગ! દેવીપૂજા એ તો કોઇ પૈશાચિક વૃત્તિવાળા સાધકની ક્રિયા–તંત્ર! કૃષ્ણાષ્ટમીનો શ્રીકૃષ્ણ માખણચોર એ તો ગોપિકુલ લલનાઓના કુલકલંક રૂપ! આવું આવું ચારે દિશાએથી સુધારકોને શ્રીમુખેથી સંભળાવા લાગ્યું હતું! વિવાહમાં વેદમંત્ર નહિ, બ્રાહ્મણને લગ્ન કે મરણ વિધિમાં વચમાં રાખવાની જરૂર નહિ, અર્થ સમજ્યા–સમજાવ્યા વગરના મન્ત્રોચ્ચાર સિવાય બ્રાહ્મણો દ્વારા લગ્ન કે મરણ રજીષ્ટર થતું નથી એવું કાંઇજ નથી. જનોઇના તાંતણા મનુષ્યોને નકામા ભાર રૂપ છે! કપાસમાંથી રૂ થાય, કપાસ પીંજી કાંતવાથી સુતર બને અને એ સુતરનાં તાંતણાને એકઠા કરવાથી ઉપવિત–જનોઇ બને! એવી ઉપવિત ધારણ કરવાનું મહાત્મ્ય શું? એથી લાભ પણ શું? એટલા માટે તો મ્હોટો ખર્ચ કરવો! બુદ્ધિહિન બ્રાહ્મણોને, એ તાંતણાની ગડમથલ કરવામાં જરાયે વિશ્રામજ મળતો નથી! રાત દહાડો–ચોવીશે કલાક એને ગળામાં ભેરવી રાખવાથી લાભ શો? બ્રાહ્મણની ઉપવિત રાખવાની રીત કેવળ અજ્ઞાન, અસભ્ય, કુસંસ્કાર સમ્પન્ન ભારતમાંજ

સંભવે! હવે એવા તાંતણાને સદા માટે દેશમાંથી રજા મળવી જોઇએ. એને ઘણો કાળ માન આપ્યું. ઘણી સેવા ઉઠાવી, હવે એ નિરર્થક ભારરૂપ છે. પાશ્ચાત્ય પ્રજા સાથે જો તૂલના કરવી હોય, એમની ઉન્નતિએ ઝટ પહોંચવાનો વિચાર હોય તો એવા ઘર ઘાલી બેઠેલા તદ્દન બિનઉપયોગી તાંતણા—ઉપવિતને સદાને માટે રજા આપવી યોગ્ય છે.! વળી નાક પકડી સન્ધ્યા કરવાનો નાટક! તેને પણ બૉયકોટ કરવો જોઇએ. તિલકછાપાં કરી મંદિરે મંદિરે ભટકવાનો નાલાયક રિવાજ તો નિર્મૂળ કરવો જોઇએ! પુરાણીઓનાં પોથાંયોથાં જળશાયી કરાવવાં જોઇએ! ભારતનો સુધારક સમાજ બ્રાહ્મણોનું એવું ધુતિ ખાવાનું પોગળ લાંબો સમય ચાલવા દેશે નહિ. ભારત દેશમાં અંદર અંદર કલહનું બીજ ઉત્પન્ન કરનાર એ જડ ભરત! શાલીગ્રામ—વિષ્ણુની ચતુર્ભૂજ મૂર્તિ અને શિવલિંગના ચળકતા પાષાણને, એક સારી મખમલ જડિત કાષ્ટની પેટીમાં સદા માટે સુવડાવી, ભાદ્રમાસમાં જળની રેલ આવે ત્યારે નદીમાં પધરાવી દો! કે એ એ મહાત્માઓ આનંદથી વિહાર કરતા કરતા રત્નાગરની પેલી પાર ગબડતા ગબડતા માડાગાસ્કર દ્વિપમાં જઇ કોઇ બીજી પ્રજા કને પોતાનો સત્કાર કરાવે! ભારતની દુર્દશા કરનાર જાતિભેદને જેમ બને તેમ જલ્દી નષ્ટ કરો! દેશોન્નતિના બાધક રૂપ—આડું આવતું—એ પ્રથમ પગથીયું છે! ચમાર, ભંગી, ઢેડ, ચાંડાળ ઇત્યાદિક દેશોપયોગી મનુષ્યજન્મમાં પશુ રૂપે વિચરતો અને દેશને ભાર રૂપ જણાતો વિભાગ બ્રાહ્મણોએજ વર્જ્ય કરાવ્યો છે! તે લોકોને જ્ઞાનદાન આપી આપણા સમાગમમાં આવવા દો! બ્રાહ્મણોએ સ્વાર્થ માટે રચેલી "અડશો માં તમે અભડાશો" જેવી પ્રપંચ જાળને તોડી નાંખવા તૈયાર થાઓ! ઉંચ નીચના ભેદને બાજુએ મુકી ગમે તે જ્ઞાતિનો પુરૂષ ગમે તે જ્ઞાતિની કન્યા સાથે સંબંધ બાંધી શકે એવી છુટ કરો! હિંદુ, પારસી, મુસલમાન, ઢેડ, ચમાર, ભંગી કે ખ્રીસ્તિ ગમે તે વર્ણના માણસ સાથે પ્રીતિભોજન લેવામાં કોઇ જાતનો વાંધો નથી! એવાં બાહોશી ભર્યાં કામો કરવામાં સુધારકોએ જરા પણ અટકવાની જરૂર નથી! કોઈ પણ દેશમાં કોઈ પણ જાતના સુધારકને પ્રથમ લોકનિંદાને પાત્ર થવું પડે છે પણ દેશના ભાવિ કલ્યાણ માટે જાતિભાઇઓ તરફની નિંદાની દરકાર કરવા જરૂર નથી! જુની ઘરેઢમાં ચાલનારા એ જંગલી ભાઇઓ

પણ સમય આવતાં આપોઆપ માનશે, પણ દેશની ઉગતી પ્રજા એમન
જુના ખખ થઈ ગયેલા પાતાળી ચીલામાં ન પડે એ માટેજ સુધારકોરે
પોતાનો જાતિભોગ આપવાનો છે ! જળમાં, સ્થળમાં, આકાશ કે પાતાળ
જેટલા પ્રકારના જીવો છે, તે બધાએ જીવો–પ્રાણીઓ–મનુષ્યોના આહાર મા
સરજાયલા છે. તેથી જેના માંસથી શરીરને પુષ્ટિ મળે તે–ધર્મનો જરા પ
બાધ ગણ્યા વગર–લેવું ! એને માટે દેશી વૈદકે પણ ભલામણ કરી છે. મદ્ય
માટે તો વિલાયતી ડૉક્ટરોના ઉત્તમ અભિપ્રાયો છે પછી હિંદુ જેવા અધે
ગતિ પામેલા દેશીઓના અભિપ્રાયની દરકારજ શી છે ? દરેક સુધારકોન
મનોબળ મજબુત હોવું જોઇએ. તેમ હશે તોજ તેઓ દેશોપયોગી કાર્ય
કરી શકશે. જે કાંઇ ખાવા યોગ્ય છે તે આપણા લોક ખાતા નથી ! ‹
કાંઈ પીવા યોગ્ય છે તે પીતા નથી ! કેવા અજ્ઞાન ! કેવા બેવકૂફ ! જ્યાં જ
વિવાહદિક સંબંધ કરવા યોગ્ય છે ત્યાં દેશીજનો કરતા નથી. હિન્દુ લોકોન
એવા અજ્ઞાનને લીધેજ ભારતની આજે મહાન દુર્દશા થઇ છે !" રેલ્વેમાં અ
મીલોમાં કામ કરતો મજુર વર્ગ એવી આશા બાંધે છે કે કેશવબાબુનો અ
તો એના વિચારે ચાલતા આપણા ગુજરાતી સુધારકોનો એ નવીન મા
જરૂર દેશનું દળદર ફિટાડશે ! એ સુધારાથી નિશાળમાં ભણતાં બાળકો મુર
લમાનની દુકાનેથી પાઉં રોટી વેચાતી લઇ જ્યાફત ઉડાવવાનો વિચાર કરત
અટકશે નહિ ! કોઇ કોઇ કુલ મહિલા સૌનાં દેખતાં ચાવલ કઢી રાંધવાન
આશા રાખશે. વધારામાં નીતિ પ્રિય મનુષ્યો એવું ધારશે કે, આ સમયે રુ
જાતિની ઉન્નતિ કે અધોગતિ થશે ! ગૃહસ્થની કન્યાને સ્વતંત્રતા જોઇશે
અને તેની સુધારકોથી ના કહી શકાશે નહિ, અને વેશ્યાઓનું દમન થશે
દેશનો કેટલોક સુજ્ઞ અને દીર્ઘદર્શી વર્ગ વિચાર કરે છે કે: સુધારકો સ્ત્રીપક્ષન
હિમાયતી છે. વ્યક્તિગત્ સ્વતંત્રતાના પક્ષપાતિ છે ત્યારે ગૃહની ગૃહિણિરે
અને બાળાઓ એવી સ્વતંત્રતા માગશે ત્યારે શું તેઓ તે આપશે ખરા ?
જો સ્વતંત્રતા આપશે તો પછી સ્ત્રીને યોગ્ય એવાં ઘરકામ ગરીબ બિચા
સુધારક પતિઓને કરવાનું સુભાગ્ય પ્રાપ્ત ન થાય તો સારૂં !

ગુજરાત કાઠિયાવાડમાં કલકત્તાના સુધારક કેશવબાબુના સિદ્ધાંતો પ્રમા
વર્તનાર અને તેમાં યુરોપિયનોના સુધારાનું નહિ છાજતું અનુકરણ કરન

વર્ગ ઉત્પન્ન થયો હતો. ડૅપ્યુટી રામચંદ્ર પણ એવા સુધારકોમાંના એક આગળ પડતા ગૃહસ્થ હતા. કેશવબાબુના મતને તેઓ સંપૂર્ણપણે મળતા હતા. અનાયાસે પ્રાપ્ત થતા આવા સુયોગને તેઓ છોડી દે તેવા નહતા. કેશવબાબુનું અને સુધારાનું નામ સાંભળતાંજ એમનું હૃદય પીગળી જતું. સૌના દેખતાં તેઓ કહેતા કેઃ "અહા! આવા દૈવી સુધારક દેશમાં ઘેરઘેર અને વખતોવખત થતા નથી એ દુર્ભાગ્યની વાત! ખરેખર! તેઓ એક મહાન પુરૂષ છે. તેમને કોઈ ઈશ્વરી અવતાર કહીએ તો ખોટું નથી." મહિનામાં એકાદ વખત તેઓ કેશવચંદ્રના દર્શનાર્થે કલકત્તે જતા હતા. પત્રવ્યવહાર તો હમેશાં ચાલુજ હતો.

રામચંદ્ર ડૅપ્યુટીએ પણ અમદાવાદમાં એક મંડળની સ્થાપના કરી હતી, અને એક મકાન ભાડે લઇ ત્યાં દર રવિવારે ઉપાસનાદિ બ્રહ્મો સમાજને લગતી ક્રિયાઓ કરવામાં આવતી હતી. કેટલોક વખત કલકત્તે આવજા કરીને અને કેટલાક કાગળ પત્રો પરથી કેશવબાબુમાં શું તત્વ હતું તેનો તેમણે બરાબર અભ્યાસ કર્યો. રામચંદ્ર કાંઇક ધર્મહંસ હતા! (પરમહંસ નહિ) પ્રચંડ તરંગવાળા ધર્મ-દુધ રૂપી મહાન આટલાંટિક ઓસનનું મંથન કરી માખણ-તત્વ ડૅપ્યુટી સાહેબે કાઢી લીધું હતું. અધિક શું કહેવું? ગુજરાતના મહાન કવિ નર્મદની પેઠે તેમણે માખણનો સાર પણ બારિક ઝીણા વસ્ત્રથી ગાળી લીધો હતો! તે તત્વનું તત્વ અતિ ઉત્તમ ધર્મમાં દિક્ષિત થઇ, રામચંદ્રે આનંદ પામી સ્વભૂમિમાં તેમજ અમદાવાદમાં તેનો ઉપયોગ પ્રથમ કરવા માંડ્યો. સ્વભૂમિ-ગામડું અને-અમદાવાદ ધર્મ-સૌરભથી પ્રકાશવા લાગ્યાં! કલ્લકલ્લ નાદ કરતી વિખ્યાત પવિત્ર સાબરમતી, આનંદદાયી ગંગા, નદી પણ તેમના અતિ ઉત્તમ ધર્મતત્વની સુગંધ પોતાના જળમાર્ગે લઇ તેને દેશદેશાંતરમાં પ્રસારી દીધી. જેના પર જગતનો આધાર છે તે મનુષ્ય-પ્રાણધન વાયુએ-પવનદેવે એ અતિ ઉત્તમ ધર્મની સુગંધી-સુધારકોનાં સત્કર્મો અને સત્ વિચારોની સુગંધ-આકાશ માર્ગે થઇને નજીકનાં ગામ અને થોડે દૂરનાં શહેરોમાં પણ પ્રસારી દીધી અને રામચંદ્રે પોતે સ્થળ માર્ગે પાડોશીઓ અને મિત્રો તેમજ ઓળખાણપિછાનવાળાઓને દ્વારે દ્વારે પહોંચાડી દીધી! કેવો પરોપકાર? કેવી દયા?

---



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## સુધારકોનો બંધુભાવ!



ડેપ્યુટી સાહેબ આજે કાંઇ નવા બ્રહ્મો સમાજી કે નવા સુધારક બન્યા નથી. ઘણાં વર્ષો થયાં બ્રહ્મો સમાજની ગંધ એમના નાકમાં ગઇ હતી. એમનું મૂળ નામ "રામદાસ" હતું. મુંબઇમાં વિદ્યાભ્યાસ વખતે તેઓ કોઈ વખત અજાણતાં સમાજમાં જતા. નેત્ર મીચવાની વખતે નેત્ર મીચતા, પરંતુ કેવળ અંધારૂંજ દેખતા. એમને સુખ કે આનંદ જણાતો નહિ. તે સમયે બ્રાહ્મધર્મની વિશેષ ધામધૂમ નહતી. ધર્મનો પ્રાણ જે ભાષણ, ગાયન, વાજીંત્ર, સુંદર સ્ત્રીઓ, તેમાંનું ત્યાં કશું નહતું. હતું માત્ર નેત્રો બંધ કરી પ્રભુ પ્રાર્થના કરવાનું. તેથી તેમને બ્રાહ્મધર્મ પ્રિય લાગતો નહતો. નિરાભિષ નેત્ર બંધ કરી વિરક્ત થઇ, કેટલાક માસમાંજ તેમણે એ ધર્મવ્રતનો ત્યાગ કર્યો હતો. પરંતુ તેની ધૂન તેમનાંમાં રહેવા પામી હતી. બ્રાહ્મધર્મ હો કે કોઈ નવીના રમણી હો, ગમે તે હોય પણ કોઇની સાથે ગુપ્ત પ્રણય કરવા જતાં મનોરથ ફળીભૂત નહિ થતાં પૂર્વ આસક્તિનો એકાએક તદન લય થાય છે એમ નથી. રામચંદ્ર, ડેપ્યુટીપદ પર બિરાજીત થવા છતાં પણ બ્રાહ્મસ્મૃતિરૂપ મધૂ એમના હૃદય-કમળમાં બિરાજી રહ્યું હતું. કોઇ મિજલસમાં કે બેઠકમાં કે વાર્તાલાપમાં પોતે બિરાજમાન હોય ને ત્યાં જો બ્રાહ્મકથાની જરા પણ વાત નીકળતી તો તે વિષય પર આપણા ડેપ્યુટી સાહેબ કાંઈ ને કાંઇ બોલ્યા સિવાય રહેતાજ નહિ. કોઈ વખત વળી પ્રાતઃકાળમાં, એકાંતે એક રસાત્મક, સુલલિત બ્રહ્મગીત સાનંદે લલકારતા. એ સંગીતનો ભાવાર્થ સાંભળો:

"હે ભારત સંતાન! હવે તમારી ઘોર નિંદ્રા ક્યાં સુધી રહેશે! જરા તો નયન ખોલી જુવો કે હવે શુભ ઉષાનું આગમન થયું છે. પરતંત્રતા-

અંધકાર, અને એક તરફી વિચારોથી લાગેલું પાપ, મંગળમય સાગર જળમાં સદા માટે સુઇ ગયાં છે. પ્રાતઃકાળના મધુર પવનની લહેરીમાં મીઠા સ્વરે, સફેદ સાડી પરિધાન કરી ભારત માતા ધીમે ધીમે કહી રહ્યાં છે. કેઃ હે ! મ્હારા પ્રાણુસમ પ્રિય હિંદનાં બાળક બાલિકાઓ ! હવે ઉઠો ! અંધારી કાલ રાત્રિનું અવસાન થયું છે અને સુખનો સૂર્ય તપવા લાગ્યો છે. આ વિશાળ વિશ્વ–મંદિરમાં, સત્ય શાસ્ત્રરૂપી હથિયાર શિરપર ધારણ કરી, અન્યોઅન્ય પર સંપૂર્ણ વિશ્વાસ રાખો અને ભ્રાતૃભાવ વધારો. ભારતનાં સ્ત્રી કે પુરૂષો એકજ માતાના-એકજ માટીમાંથી ઉત્પન્ન થયેલાં બાળકો છે. સર્વ એકજ છે." આપણા સત્ય સુધારક ડૅપ્યુટી સાહેબના વિશેષ પરિશ્રમને લીધે અમદાવાદની પ્રજામાં કાંઇક બ્રાહ્મધર્મના અંકુરો ફુટ્યા હતા. આ વખતે રામચંદ્રમાં એકાએક પરિવર્તન દેખાવા લાગ્યું. શરીર જાણે કોઇએ નવીન રીતે ઘડ્યું હોય તેમ જણાવા લાગ્યું. અત્યાર પહેલાં તેઓ ઉચ્ચવંશ, ઉચ્ચજાતિ અને ઉચ્ચપદ માટે અહંકાર કરતા હતા. તેઓ કહેતા હતા કે સર્વ બ્રાહ્મણોમાં પોતે કુલીન છે; "ગુજરાતી–એરિષ્ટોક્રસીમાં" પોતેજ સર્વથી પ્રથમ છે. નજીકના કેટલાક રાજા–ઠાકોરો રૂપિયા ઉધાર લેવા તેમને બારણે (તેમના પિતા પાસે) આવતા. વળી એમનું વર્તમાનપદ સર્વથી ઉચ્ચ તે તો "ડૅપ્યુટી" ને નામે સર્વ વિદિતજ છે. આ ત્રિકારણુને લીધે પ્રથમ તો તેઓ સર્વ સમયે સર્વની સાથે વાર્તાલાપ કરતા નહિ. સર્વ મનુષ્યોને સર્વ સમયે ઓળખતા નહિ અને મળવા આવનાર કોઈ વ્યક્તિને માન આપી બેસવાનું પણ કહેતા નહિ. એમના ગૃહના દિવાનખાનામાં ત્રણ જાતનાં આસન રહેતાં. પ્રથમ જમીન પર સાદડી પાથરવામાં આવતી, તેના ઉપર સેતરંજી, સાદડી કરતાં સેતરંજી થોડી ટુંકી હોવાથી થોડી સાદડી બહાર જણાતી. નકામાં માણસો તે સાદડી પર બેસતાં, સેતરંજી ઉપર માદરપાટની એક સફેદ જાજમ પથરાતી. તે સેતરંજી કરતાં જાજમ ટુંકી રહેતી, અને જાજમ ઉપર એક ન્હાની ગાદી પથરાતી. ગાદી ઉપર આપણા ડૅપ્યુટી સાહેબને બેસવાનું ખાસ આસન હતું. પણ આજ કાલ કેટલાક દિવસથી બેઠકમાં સુધારો કર્યો હતો. અસભ્ય પૂર્વ પુરૂષ વાણીયાભાઇને યોગ્ય એ ગાદી તકીયાને દૂર કરી તે સ્થાને ટેબલ, ખુરસી અને કૅાચ મુકવામાં આવ્યા હતા. પાન સોપારી, તમાકુના જુના

રિવાજને રજા આપી તેને બદલે ચીરૂટ સિગારેટની ડબ્બીઓ પડેલી જણાતી હતી, એટલુંજ નહિ પણ ડૅપ્યુટી સાહેબના પોષાકમાં પણ પરિવર્તન થયેલું જણાતું હતું. હવે તેમની કમ્મરે લબડતી અને લટકતી ધોતી જોવામાં આવતી નથી. તેમ દેશી કારીગરોના હાથની વણેલી જાડી પણ ટકાઉ ખાદીનાં બદનો પણ જણાતાં નથી. એને બદલે ઘરમાં આઠે પહોર એક ઢીલું પાટલુન અને કડકડતું ખમ્મીસ પહેરતાં ડૅપ્યુટી સાહેબ સઉની દૃષ્ટિએ પડતા હતા. સૌથી વધારે જાણવા લાયક એ હતું કે એમના જ્ઞાનમાં કાંઇક વિચિત્ર ફેરફાર જોવામાં આવ્યો. પ્રથમ તો કોઇ સજ્જન પુરૂષ તેમને મળવા આવતા માનભંગ થવાની બ્હીકે તેમની સાથે તેઓ વધુ વખત વાત પણ કરતા નહિ. કોઇ પરિચિત કે અપરિચિત સાથે મેળાપ થતાં ઉપર ટપકે કાંઈ વિચિત્રરૂપમાંજ વાતો કરતા, પરંતુ હમણાં તો સદ્ભાગ્યે કોઈ ડૅપ્યુટી સાહેબને બંગલે મળવા જતું તો તેઓ તેને " આવો, આવો, અહિં બિરાજો." ઇત્યાદિક મધુર સંભાષણથી તેનું સમ્માન કરતા અને ખુરસી પર બેસાડતા. હમેશાં તેઓ બોલતા કેઃ " સમાન–સમાન–સમાન. ઇશ્વરના સઘળાં બાળકો એક સમાન છે. પરમ પિતા પરમેશ્વર પક્ષપાતિ નથી. તેમ એણે કાંઈ બ્રાહ્મણ, શુદ્ર જેવા વિભાગો કર્યાં નથી. સર્વ કોઈ એકરૂપ છે. સર્વ મનુષ્યો એક સરખાં છે. સર્વ તે પરમ પિતા પરમેશ્વરનાં બાળકો છે. તેથી સમાન છે."

આ સમયે એક દિવસ એક હજામ ડૅપ્યુટી સાહેબને બંગલે ગયો. ડૅપ્યુટી સાહેબ તેને જોઇ ધીર ગંભીર ભાવે કહેવા લાગ્યાઃ " આવો, આવો, મ્હારી પાસેની ખુરસી પર બેસો." એમ કહી હજામનો હાથ ઝાલી તેને પોતાની પાસેની ખુરસી પર બેસાડયો. વળી કહ્યુંઃ " અસ્ત્રાદિની પેટી આ ટેબલ પર મૂકો. ઘણે લાંબેથી આવ્યા છો, માટે જરા સ્વસ્થ થાવ. થોડીવાર વિશ્રાંતિ લો, પછી બીજું કામ કરજો." ગરીબ બાપડા હજામ પર ડૅપ્યુટી સાહેબનું આ મધુર ભાષણ સતત્ ચાલુજ રહ્યું. ગરીબ બિચારો હજામ આવો વિચિત્ર વ્યવહાર જોઇ સ્તબ્ધજ થઈ ગયો. હજામ બે મહિનાની રજા લઈ પોતાની જન્મભૂમિમાં ગયો હતો. બે માસના અંતર પછી ડૅપ્યુટી સાહેબના સ્વભાવમાં આવો વિચિત્ર ફેરફાર થયેલો જોઈ તે ગભરાવા લાગ્યો. પરિવર્ત્તન કાંઈ એકજ નહોતું. સાહેબના બિછાનામાં પરિવર્તન, પોષાકમાં પરિવર્તન, ન્હેરો અને

જ્ઞાનમાં પરિવર્તન! જ્યાં જુએ ત્યાં વિચિત્ર પરિવર્તન. ડૅપ્યુટી સાહેબના એવા વર્ત્તનથી હજામ ગભરાવા લાગ્યો અને હાથ જોડી નમ્ર ભાવે કહેવા લાગ્યોઃ "બાપજી! ગરીબ આપનો સેવક છું, આપને બારણે આવી બે પૈસા રળી ખાઉં છું. નોકરનો કોઈ ગુન્હો થયો હોય તો ક્ષમા કરો."

ડૅપ્યુટીઃ "નોકર કેમ? આ સંસારમાં કોઇ કોઇનો નોકર નથી. આપણે બધા એક નિરાકાર ઇશ્વરનાં સંતાન છીએ. કોઇનો આત્મા જુદો નથી. ઉચ્ચ નીચ જેવું કશું નથી. તું જો તને મ્હારો નોકર હોવાનું કહીશ તો હું પણ ત્હારો નોકર થઇશ. આવ બંધુ, ઝટ આવ. ત્હને એકવાર ભ્રાતૃ-ભાવે આલિંગન કરૂં." એમ કહી ડૅપ્યુટી સાહેબ તેને ભેટવા ગયા. નાપિક ગભરાયો અને વેગળો ખસી જઇ બોલ્યોઃ "હજૂર! આપ શું કહો છો! આપ તો મ્હારા માંબાપ છો! આપ આવું બોલશો તો મ્હારાથી હવે અહિં કેમ અવાશે? મ્હને ક્ષમા કરો, ગરીબ પર દયા લાવો, હું તો આપના ચર-ણની રજ છું. આપ આવું બોલશો તો હું વિના કારણે પાપનો ભોગી થઈ મરીશ."

એટલું કહી તુરતજ નાપિક બ્રાહ્મણ કુલોત્પન્ન મૂર્તિ ડૅપ્યુટી સાહેબને પગે પડવા ગયો, એટલામાં તો ડૅપ્યુટી સાહેબ તેને અટકાવી બોલ્યાઃ "અરે! આ શું કરો છો! કઈ બાબતમાં હું તમારાથી શ્રેષ્ઠ છું? કોઈ પણ રીતે નથીજ. તમે મ્હારો ધર્મ નષ્ટ કરશો નહિ. હું સર્વને મ્હારા બંધુ સમાન ગણું છું. સર્વ પર મ્હારો સમાનભાવ છે. સર્વ મ્હારા ભાઇઓ છે. એક સમાજમાં રહેનારાજ નહિ પણ જગત્માં રહેનાર સર્વ મ્હારા ભાઇઓ છે. પ્રથમ તમે મ્હને તમારા ચરણમાં નમન કરવા દો, પછી હું આપને મ્હારા ચરણમાં નમવા દઇશ!"

ડૅપ્યુટી સાહેબનું આવું વર્ત્તન જોઇ નાપિક, ભયથી થરથર કંપી ઉઠયો! જીહ્વા બહાર નીકળી આવી અને મુખેથી બોલાઇ ગયું: "શ્રીહરિ! શ્રીહરિ! મધુસૂદન! મધુસૂદન!" હજામ વધારે વાર ત્યાં ઉભો રહી શક્યો નહિ. ઝટપટ બ્રાહ્મણને પગે પડી દાદર તરફ ચાલવા માંડ્યું. ડૅપ્યુટી સાહેબ એકદમ ખુરસી પરથી ઉઠયા અને દોડી જઈ તેનો હાથ ઝાલી કહેવા લાગ્યાઃ

" શાંત થાઓ. આવો, આવો, ભાઇ બેસો, એકવાર ભ્રાતૃભાવે આપણે ઇશ્વર સન્તાન મળી પ્રેમાલિંગન કરીએ—મળીએ—ભેટીએ. તમે બહુ દિવસે આવ્યા છો. તમે મ્હારા ભાઇ છો. હું તમારો બંધુ છું."

ડેપ્યુટી સાહેબને પોતાને બળે આલિંગન દેતાં જોઈ નાપિકે "માર્યો, મુઓ," કહીને મ્હોટી ચીસ પાડી, અને ભયથી વિહ્વલ થઇ જમીન પર પડ્યો. એમ થવાથી મકાનમાં મહા કોલાહલ થઇ રહ્યો. ડૅપ્યુટી સાહેબના નોકરો ત્યાં દોડી આવ્યા. કૃષ્ણદાસ કે જે જૂનો નોકર હતો તે પણ ત્યાં આવી પહોંચ્યો. તે નરહરિનો વિશ્વાસુ માણસ હતો અને તેથીજ દેશ દેશાંતરમાં જ્યાં જ્યાં રામચંદ્ર નોકરી કરતા ત્યાં કૃષ્ણદાસ તેમની સાથે ને સાથેજ રહેતો. દેખાવમાં કૃષ્ણદાસ ચુસ્ત હરિભક્ત જેવો લાગતો હતો. કપાળમાં મ્હોટું લાંબુ તિલક કરતો. હમેશાં પ્રાતઃકાળમાં "રામસ્તોત્ર" વાંચી જતો. મુખે હમેશાં "હરે કૃષ્ણ, રાધે કૃષ્ણ," બોલ્યા કરતો. એ દોષ એનામાં પ્રથમ હતો અને હાલ પણ છે ! ડૅપ્યુટી સાહેબે હમણા હમણા કૃષ્ણદાસને કહેવા માંડ્યું હતું કેઃ "તું કપાળે આવા સફેદ ડાઘા શા માટે રાખે છે ? માથામાં મધ્ય સ્થળે ચોટલી ન રાખવી જોઇએ, કારણ કે એ કોઇ રીતે ઉપયોગી નથી, છતાં આટલો લાંબો ચોટલો કેમ રાખે છે ! છી...એ એક અજ્ઞાન—અસભ્ય હોવાનાં લક્ષણો છે." પ્રવિણ કૃષ્ણદાસે પહેલાં તો એ બાબતમાં કાંઇ ધ્યાન આપ્યું નહિ. છેવટે જ્યારે દરરોજ ડૅપ્યુટી સાહેબ એવું ને એવુંજ કહેવા લાગ્યા ત્યારે કૃષ્ણદાસને લાગ્યું કેઃ શેઠને કાંઇ ગુપ્ત રોગ થયો હોવો જોઇએ. વાયુ બાયુ થયું હશે ખરૂં, વળી હમણાં પેલા નાપિકનો દાખલો જોઇ મનમાંજ તે બોલવા લાગ્યોઃ "ખરેખર ! આજેજ માલુમ પડ્યું કે શેઠનો વાયુ રોગ દિન પર દિન વૃદ્ધિ પામતો જાય છે. ધીમે ધીમે કોણ જાણે એનું પરિણામ શું આવશે ? હવે આ વાત મ્હોટા શેઠને લખી જણાવ્યા વિના ચાલે કેમ ?" પરિણામે નાપિકની બુમ સાંભળી સામે આવી કહેવા લાગ્યોઃ "સાહેબ, સાહેબ, શું થયું છે ? આપ આમ કેમ કરો છો ?"

કૃષ્ણદાસને જોઇ ચમકેલો—બ્હીધેલો—નાપિક હિંમત લાવી ઉભો થયો

અને રૂદન કરતો કરતો થરહાતે સ્વરે કહેવા લાગ્યોઃ "તું મ્હારૂં રક્ષણ કર. મ્હારૂં સર્વનાશ થવા બેઠું છે."

ડેપ્યુટી સાહેબ પણ વાત વધી ગયેલી જોઇ, પાસે પડેલી આરામ ખુરસી પર જઇ બેઠા અને વિશ્રામ સુખનો લાભ લેવા લાગ્યા. નાપિક આ વખતે ડેપ્યુટી સાહેબને દુર ગયેલા જોઈ, "ઓ બાપરે ! મ્હેં કશુંએ પાપ કર્યું નથી. મ્હને ક્ષમા કરો સાહેબ." એટલું કહી હજામતની પેટી ત્યાં ને ત્યાં પડી રહેવા દઇ એકદમ ઘરમાંથી પલાયન કરી ગયો. એવું સાંભળવામાં આવ્યું છે કેઃ નાપિકે ગૃહે જઇ, બ્રાહ્મણને બોલાવી સર્વ વાત નિવેદન કરી અને એ પાપનું વિધિપૂર્વક પ્રાયશ્ચિત કર્યું! સાંભળ્યું છે કેઃ આ બનાવ જાહેરમાં આવ્યા પછી સાહેબને બંગલે કોઇ હજામ જતાં ઘણો બ્હીતો. સાહેબના વર્તનથી ત્રાસ પામી નાઠેલો નાપિક જો કદાચ કોઈ સુજ્ઞ બ્રાહ્મણને મળતો તો કહેતો કેઃ "કોઇ એક બ્રાહ્મણ મ્હારે પગે પડવા આવેલો હોવાથી મ્હને તેનું પ્રાયશ્ચિત લાગ્યું હતું. મેં તેનું વિધિસર પ્રાયશ્ચિત પણ કર્યું. દશ બાર બ્રહ્મભોજન પણ કરાવ્યાં. એવો માણસ બીજો કોઇ આ જીંદગીમાં દીઠો નહિ. હવે મ્હારા પાપનું પ્રાયશ્ચિત થયું કહેવાય કે નહિ !"

એ સર્વમાં વધારે ચિંતાતુર તો સાહેબનો જુનો અને વિશ્વાસુ નોકર કૃષ્ણુદાસ થયો. આ વાત બની તેને બીજેજ દિવસે શેઠના વાયુ રોગના નિવારણ માટે કોઇ એક પ્રખ્યાત વૈદને ત્યાં ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### પિતારૂપી શ્વાનનું મૃત્યુ !



આ જ અવસરમાં બીજો એક અતિ અગત્યનો—જાણવાજોગ બનાવ બન્યો હતો. જે મનુષ્ય ધર્મ કર્મમાં પ્રધાન શત્રુ રૂપ હતો તે દૂર થયો. એ અશિક્ષિત અસભ્ય, વૃદ્ધ વ્યક્તિ જ્યાં સુધી ડેપ્યુટી સાહેબના પિતા રૂપે જગતમાં જીવતો હતો અને ડેપ્યુટી સાહેબ જેને પિતૃકુલ કલંક—પિતૃકુલ કંટક માનતા હતા, તેનું અવસાન થયું ! કાંટો દૂર થયો. માર્ગમાંથી આપત્તિ—બલા વેગળી ગઇ !

બ્રાહ્મધર્મમાં સ્વર્ગે જવાને માટે પાકી સીડી—નિસરણી હોય છે. ડેપ્યુટી સાહેબે જ્યારે એ સ્વર્ગ—નિસરણી પર પ્રથમ પગલું ભર્યું ત્યારે એજ બુઢ્ઢા બ્રહ્મુચક પિતાએ કૂતરાની પેઠે ભૌં ભૌં કરી તેમને અગાડી પગલું મૂકતા અટકાવવાના દરેક પ્રયત્ન કર્યા હતા! પણ પુત્ર રૂપી પશુરાજ સિંહ, આવા દુર્બળ શ્વાનની વાત સાંભળે ખરો કે? એટલે પિતાના નિષેધ છતાં પણ કેવલ પોતાનાજ ગુણોને માન આપી પુત્ર રામચંદ્ર નિસરણીને પ્રથમ પગથીએ પગ મુકી ઉભો રહ્યો! આ વખતે એ સ્વર્ગની નિસરણીને બીજે પગથીએ ચઢી ઉભો હતો. એ બીજે પગથીએથી ત્રીજા પર ચઢવાનો વિચાર કરતો હતો એટલામાં તો શ્વાન રૂપી પિતાએ વધુ ભસવા માંડ્યું હતું!

વાંચક! તેમના પિતાની એક શ્વાન સાથે કરેલી સરખામણી અમારી નથી. એક દિવસ ડેપ્યુટી સાહેબ પોતાના ગુરૂદેવને કહેતા હતા કે: "મ્હારા પિતા તો મ્હારા શરીરના હાડેહાડ જૂદાં કરી અગ્નિમાંજ બાળી મ્હને રીબાવી રીબાવીને મારશે." એના ઉત્તરમાં સુધારક ગુરૂજીએ કહ્યું હતું કે: "Let the dog bark" અર્થાત "એ કૂતરાને ભસવા દો."

પણ હવે તે નિરંજન નિરાકાર ઇશ્વરની કૃપાથી જલદીથી ડેપ્યુટી સાહેબનું મહા ભયંકર દુઃખ દૂર થયું! ચારે દિશાએ શાંતિ, શાંતિ પ્રસરી ગઇ. ચારે દિશાઓમાં સુપ્રભાત, સુપ્રભાત અને સુપ્રભાત જણાવા લાગ્યું! પિતાનો મૃત્યુ સંવાદ સાંભળી તેમને અચાનક સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો. જે દિવસે પ્રભાતે ડેપ્યુટી સાહેબે પિતાના મરણનો તાર વાંચ્યો, તે દિવસે તેને તેજ પળે કલકત્તામાં રહેતા ગુરૂદેવ પર લખ્યું કે: "હવે ભય નથી. ઇશ્વર મ્હારી મદદમાં છે. ધર્મમાર્ગમાં આડે આવેલું સંકટ દૂર થયું છે. જેને લીધે હું આટલા દિવસ અંદરથી બળ્યા કરતો હતો, જીવનમૃત અવસ્થા ભોગવતો હતો, તે આજે ઇશ્વરની દયાએ કરીને મરણ પામ્યા છે. બુધવારે એકાએક ઝેરી તાવથી મ્હારો પિતા નરહરિ—મ્હારા સદ્‌માર્ગમાં નડતું કંટક—બ્રાહ્મણકુલ કલંક—પરલોક સિધાવી ગયો છે. પિતા અતિશય પાપીષ્ટ હતા, તેના ઉદ્ધાર માટે કાંઇ વિધિ કરવો મ્હને આવશ્યક લાગે છે. ક્યે દિવસે વિધિ ક્રિયા કરીશ તે નક્કી કર્યા પછી આપને લખી જણાવીશ.

અને કેવી રીતે કયો વિધિ કરવો તે બાબતમાં સલાહ લેવા હું જાતે કલકત્તા આવીશ."

દૈનિક સાપ્તાહિક પત્રોમાં એ વાત તુરત છપાઇ કેઃ—રામચંદ્ર ડેપ્યુટી માજીસ્ટ્રેટના પિતા નરહરી એકાએક તાવની બિમારીથી કૈલાસવાસી થયા છે, પરંતુ હિંદુસંસારમાં પડેલા કુસંસ્કાર પ્રમાણે આપણા સુધારક ડેપ્યુટી સાહેબે સ્મશાન જતી વખત બધાં લુગડાં ઉતાર્યાં નથી! ખાંધ પર નનામી લીધી નથી. શબને છેલ્લો અગ્નિ સંસ્કાર જાતે કર્યો નથી, તેમ ખોટો દેખાડો કરવા ભૂખ્યા રહ્યા નથી; પણ ફક્ત કેવળ સભ્ય સમાજે અનુમોદિત કરેલો રસ્તો ગ્રહણ કર્યો છે! શોક દર્શક ચિહ્ન માટે એક માસ સુધી સર્વદા કાળાં કપડાંનો એક કટકો હાથે પહેરશે." અહા! ઉચ્ચ હૃદયનો કેવો અપૂર્વ ભાવ! પિતૃ વિયોગે એક જળનું બિંદુ પણ આંખમાંથી પડવા દીધું નથી. પ્રિય બંધુગણ અને અન્ય સુધારક મંડળના કેટલાક ગૃહસ્થો અન્યોઅન્ય બોલતા હતા કેઃ "ડેપ્યુટી સાહેબ જેવા અતિ પવિત્ર અને સ્વર્ગીય આત્મા અન્ય કોઈ હજી સુધી જોવા આવ્યા નથી. પિતાનું મૃત્યુ થતાં એક દિવસ પણ આંખમાં આંસુ આવવા દીધાં નથી. ખરેખર! એમનું ચિત્ત કેટલું મહાન છે. ધન્ય છે એમને!" નગેન્દ્રલાલ નામનો એક છોકરો આ વખતે બી. એ. માં પાસ થયો હતો, અને મુંબઇમાં એમ. એ. માં અભ્યાસ કરતો હતો. ડેપ્યુટી સાહેબની અને તેની જન્મભૂમિ એકજ હતી. તેણે આ વિષય પર એક સંસ્કૃતમાં કવિતા પણ લખી.

" विकारहेतौ सति विक्रियन्ते ।
येषां न चेतांसि त एव धीराः "

નરહરિના મરણ સમાચારથી ફક્ત જો કોઇને વધુ દુઃખ થયું હોય તો તે એકલા કૃષ્ણદાસનેજ. તે દિવસે ખાય ના, રાત્રે ઉંઘે ના, પણ ફક્ત રૂદનજ કર્યા કરતો. કૃષ્ણદાસનું હૃદય એવું નબળું જોઈ તેમજ આખો દિવસ એને રડતો જોઇ રામચંદ્રને અંદરથી ઘણોજ ક્રોધ ચઢતો. એક દિવસ તેમણે કૃષ્ણદાસને કહ્યુંઃ " તું હમણા ત્હારે ઘેર જા. ત્યાં જઇને તું કાંઇક સુધરશે. ત્હારો શોક—તાપ દૂર થશે. અહિં હમણાં ત્હારૂં કાંઇજ કામ નથી." પો-

તાના શેઠની આવી વાત સાંભળી કૃષ્ણદાસ રૂદન કરતો કરતો સ્વદેશ તરફ વિદાય થયો.

રામચંદ્રે હવે નિષ્કંટકપણે ગૃહરાજ્યનો આરંભ કર્યો. પ્રથમ તે પોતાની જન્મભૂમિમાં ગયા અને કૃપણ પિતાની ત્રિજોરીમાં જે રોકડ નાણું હતું તે બધું હસ્તગત કર્યું. ગ્રામવાસીઓએ એવું અનુમાન બાંધ્યું હતું કે વૃદ્ધ નરહરિ પાસે ઓછામાં ઓછા નગદ એક લક્ષ રૂપૈયા હોવા જોઇએ. એ અનુમાન સાચું હતું કે ખોટું તે તો ફક્ત રામચંદ્રજ જાણતો હતો, અને બીજો જાણે અંતર્યામી ભગવાન. પોતાની જન્મભૂમિમાં આવ્યા પછી ડૅપ્યુટી સાહેબનું મન અતિ પ્રફુલ્લ થયું. ગાલ પર લાલાશ આવી શરીરમાં કાંઇ ચેતન પણ આવ્યું, પરંતુ તેની પ્રકૃતિથી ગ્રામવાસીઓને આશ્ચર્ય લાગ્યું!

બહુ દિવસે ડૅપ્યુટી સાહેબ સ્વભૂમિમાં આવ્યા જાણી તેમના ગુરૂદેવ તેમને મળવા ગયા. ગુરૂને જોઇ રામચંદ્રે પ્રણામ કર્યા નહિ, એટલુંજ નહિ પણ "આવો, બેસો." એવા સન્માનસૂચક શબ્દો પણ કહ્યા નહિ! તેમનાં એવા આચરણથી કુલગુરૂ વિસ્મય પામી એકીટસે શિષ્યના સ્હામું જોઇ રહ્યા. જે ગુરૂદેવને જોતાંવાર નરહરિ આસન પરથી ઉઠી એકદમ તેમના ચરણમાં પડી પ્રણામ કરતા, તેજ ગુરૂદેવ આજે પોતાના શિષ્ય પુત્રનું આવું વર્ત્તન જોઇ સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. સન્માન, ભક્તિ, પ્રણામ, એમાંનું કશુંજ ડૅપ્યુટી સાહેબે કર્યું નહિ, તેથી ગુરૂદેવ લજ્જિત, ચકિત તેમજ ભયભીત થયા! ક્યાં જવું? ક્યાં બેસવું? શું કરવું? કોને કહેવું? એવા વિચારો કરતાં તેમનું હૃદય ડોલાયમાન થવા લાગ્યું. છેવટે રામચંદ્રનાં ચક્ષુઓપર ચશ્મા ચઢેલાં જોઇ વિચાર કર્યો કે ચક્ષુ દોષે કરીને રામચંદ્ર મ્હને કદાચ જોઇ શક્યો નહિ હોય કે કદાચ ઓળખ પડી નહિ હોય અને તેથીજ એ કાંઇ સંભાષણ કરતો નહિ હોય. એમ વિચારી ગુરૂદેવે છેક તેની નજીક આવી કહ્યું: "રામ! તું મ્હને ઓળખે છે કે? શરીર તો સારૂં છે ને?"

રામચંદ્રે ઘણાજ ધીમા અવાજે (જાણે કેટલા કાળનો ઉપવાસી હોય તેમ) ધીરે ધીરે પુછ્યું: "આપ કોણ છો? આપનું નામ શું? ક્યાં રહો છો? તમારા ગળામાં આ સાદા સૂત્રના તાંતણા કેમ લટકે છે? ગળામાં

આવી દોરડી જોઇ મ્હને ઘણુંજ કષ્ટ થાય છે. તમને શું રાજ્ય તરફથી કાંઇ શિક્ષા કરવામાં આવી છે? તમારા ઉદ્ધાર માટે હું પરમ પિતા પરમેશ્વર પાસે પ્રાર્થના કરવા રાજી છું."

આવા એક પછી એક વિચિત્ર પ્રશ્નો સાંભળી ગુરૂદેવ આશ્ચર્ય પામ્યા. સ્થિર દૃષ્ટિએ રામચંદ્ર સામું જોવા લાગ્યા.

નરહરિના વખતમાં રામદયાળ નામક એક ભૈયો દ્વારવાન તરીકે નોકરી કરતો હતો. તે હજી સુધી એજ ગૃહમાં હતો. રામદયાળ સમય પ્રમાણે ચાલનાર મનુષ્ય હતો. ડેપ્યુટી સાહેબનું આગમન થતાં એણે એમનો પક્ષ લીધો હતો. ડેપ્યુટી સાહેબને કેટલીક સાચી જુઠી વાતો બનાવી કહેતો અને સાહેબના મનને સંતોષ આપતો હતો.

કુલગુરૂ દેવ પ્રતિ ડેપ્યુટી સાહેબનો વિચિત્ર વ્યવહાર જોઇ બીજાઓની પેઠે ભૈયાને પણ મનમાં ખોટું લાગ્યું. તેણે સાહેબને કહ્યું: "સાહેબ! આપ જે આજ્ઞા કરો છો તે બધી સત્યજ હોય છે, પરંતુ એ આપણા ગુરૂદેવ છે. આપની મુલાકાત લેવા અત્રે પધાર્યા છે."

રામ: "ગુરૂ કોણ? મ્હારા ગુરૂદેવ તો કલકત્તામાં છે. અર્ધાએક મુંબઇમાં છે. શું તે છુપો વેશ ધારણ કરી મ્હારા જ્ઞાનની પરીક્ષા કરવા માટે તો અત્રે પધાર્યા નથી?"

રામદયાળ: "અન્નદાતા! એ આપણા કુળગુરૂ છે."

રામ: "ઓહો! આ તેજ મહા પુરૂષ કે? એમની સાથે મ્હારે ઘણી વાતો કરવાની છે. આર્ય શાસ્ત્રો સંબંધી ઘણું પુછવાનું છે, પરંતુ પ્રથમ એમને થોડીક આપણી રાજ્યભાષા ઇંગ્રેજી શીખવવાનો વિચાર છે. એ ભાષા શીખવાથી તેઓ અંગ્રેજી પુસ્તકો વાંચી મ્હારી સાથે વાદવિવાદ કરવા લાયક થશે. વળી એ ભાષાથી એમનામાં રહેલું જંગલીપણું જતું રહી મનુષ્યત્વ આવશે. તેઓ ખરા બ્રાહ્મણ થશે. અજ્ઞાનતા—કુસંસ્કાર દૂર થશે. એમને મુંબઇ અને કલકત્તા તેડી જઇ બ્રહ્મો સમાજી બનાવીશ અને મુક્તિ અપાવીશ. આજે તો તું એમને મ્હારા તરફથી એટલુંજ કહી દે; કારણ સમય વધારે નથી. એમ નહિ તો અત્યારથીજ—અરે! લાવની હમણાંજ એમને એ. બી. સી. ડી. શીખવવાનો આરંભ કરૂં."

ગુરૂદેવ રામની એ વાર્તા સાંભળી વિસ્મય–સાગરમાં ડૂબકાં ખાવા લાગ્યા! તેમનાથી કાંઈ પણ બોલી શકાયું નહિ.

રામદયાળઃ "ગુરૂદેવ! મહારાજ આજે આપ પાછા પધારો. હવે અહીંઆં કંઇ વળવાનું નથી. હવે તે વખત ગયો. ગૌબ્રાહ્મણની પૂજા ગઈ. વૈશ્વદેવ બ્રહ્મયજ્ઞ શિવાર્ચન–સર્વે ગયું. અહિંથી સાહેબ બહારગામ જતા હોય ત્યારે રસ્તામાંજ હવે એમને મળી જે એ વાત કરવી હોય તે કરજો. હવે તેઓ બદલાયા છે. આ ઘર બદલાયું છે. આસ્તિક ગયા. નાસ્તિક રહ્યા. હવે બધું સુધરેલું થઈ ગયું છે!"

રામઃ "રામદયાળ! તું મહારાજના નામથી કોને બોલાવે છે! શું હજી પણ તું એ મહારાજને ઇશ્વિરાંશ માને છે કે? છટ્...છટ્...એમ કરવામાં મહાપાપ છે? મૂર્તિને ઠાકોરજી કે મહારાજ કહેવામાં આવે છે, તેમાં પણ મહાપાપ છે! જગત્માં ઇશ્વિર એકજ છે."

રામદયાળઃ "જી, હુજુર! આજ્ઞા માથે ચઢાઉં છું. હવેથી હું એવું મહાપાપ નહિ કરૂં."

ગુરૂદેવ મનમાંજ કહેવા લાગ્યાઃ "રામ ગાંડો થઇ ગયો હોય એમ મ્હને અત્યારસુધી લાગતું હતું, પણ તેમ નથી. પેલા સુધારાવાળાઓ મૂર્તિ, શ્રાદ્ધ, દેવદેવી વગેરેને માનતા નથી, અને વરણસંકર થઇ ગયા છે તેમ આ લોકો પણ થયા છે! રામ સાથે રામદયાળ પણ વહી ગયો લાગે છે!" આવું આવું મનમાં લવતા લવતા ગુરૂદેવ ગૃહના અંદરના ભાગમાં સ્ત્રી, બાળકો પાસે મળવા ગયા.

રામઃ (રામદયાળ સામે જોઇને): "આ શું? પુરૂષ થઈ સ્ત્રીઓના ખંડમાં જવાનો હુકમ એણે કોને આપ્યો છે? ગુરૂદેવના ગૃહમાં આટલી ઉન્નતિ થઇ છે ખરી કે? જો એમ હોય તો હું ઘણોજ ખુશી થાઉં છું. ગુજરાતમાં ગૃહે ગૃહે સ્ત્રીઓને સ્વતંત્રતા મળવી જોઇએ. મ્હને એવો વિચાર આવ્યો હતો કે, પિતાજીના મરણ પછી માતાજીને આવા ગામડાંમાંથી શહેરમાં લઇ જઇ સ્ત્રી–સ્વાધીનતા આપવીજ, પણ બ્રહ્મ કૃપાએ માતાજીએ જાતેજ સ્વયં સ્વતંત્રતા લીધી છે. પરપુરૂષને વિના સંકોચે ઘરમાં પ્રવેશ કરવા

દાખલો જોતાં તે જણાઇ આવે છે. ખરેખર, માતાજી પરમ સાધ્વી સ્ત્રી છે!"

રામદયાળ: "હુજુર! શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાએ કરીને બધેજ એ ભગવાન એના એ છે."

રામચંદ્ર: "ચુપ! ચુપ! એ ક્લિષ્ટ—કૃષ્ણ કોણ છે? એક રખડતા ભરવાડનો પુત્ર, માખણચોર, અનીતિમાન! તેવાને ઇશ્વર નામે સંબોધન કરતાં ત્હને લજ્જા નથી આવતી? મ્હારી સાથે ત્હારે રહેવાનું હવે કાંઈ કામ નથી. હજી પણ ત્હારા એ કુસંસ્કારો છુટયા નથી! હજી પણ તું સુધર્યો નથી. હજી પણ તું તેજ અંધારામાં પડયો છે!"

રામદયાળે વખત વિચારી ઉત્તર દીધો: "હુજુર ક્ષમા કરો. મ્હારાથી ભૂલમાં એવું બોલાઈ જવાયું છે."

રામચંદ્ર: "એવું ખરાબ બોલી મ્હને પીડા કરનારી ત્હારી જીભ કાપી મ્હારી સમક્ષ આ ટેબલ પર મુકી દે."

તુરતજ રામદયાળે કાલી માતાની પેઠે જીભને બહાર કાઢી ઉપલા નીચલા બન્ને દાંત એના પર ગોઠવી રામચંદ્રની સન્મુખ ઉભો રહ્યો. એ જોઈ રામચંદ્ર બોલ્યો: "આ એકજવાર હવે તહને માફ કરૂં છું. તું કહે કે હું એક નિરાકાર બ્રહ્મ સિવાય અન્ય કોઇને માનીશ નહિ. એનાંજ ચરણને પ્રતાપે કરીને હું આજે જીવતો રહ્યો છું." બોલ. ઝટ બોલ. જગતમાં તે એક નિરાકાર સિવાય દેવદેવીઓ વગેરેને હું ઇશ્વર તરીકે માનીશ નહિ. તેમને પૂજીશ નહિ."

રામદયાળ કાલિકા માતાના રૂપને ખેંચી લઇ કહેવા લાગ્યો: "નિરાકાર બ્રહ્મનાં ચરણની કૃપાથી હું જીવતો રહ્યો છું."

રામચંદ્ર: "અતિ ઉત્તમ! અતિ ઉત્તમ! ધન્ય છે ત્હારા જેવા બુદ્ધિમાનને! જરાક કહેતાંમાં તું સર્વ સમજી ગયો. તેથી ત્હને ઘણોજ ધન્યવાદ ઘટે છે. બીજાં ઘણાંએ ભણેલાં ગણેલાં માણસો સમક્ષ અનેક ભાષણો કરીને થાકયા પણ તેમની દુષ્ટબુદ્ધિ જતી નથી. તેઓ સુધરતાં નથી."

ગુરૂદેવે જેવો અંદરના ખંડમાં પ્રવેશ કર્યો તેવાંજ માતાજી દોડતાં દોડતાં આવી ગુરૂદેવના ચરણમાં પ્રણામ કરવા લાગ્યાં.

ગુરૂ અતિ ચિંતામગ્ન ભાવે કહેવા લાગ્યા. "માતાજી! રામની અવસ્થા મ્હને ખરાબ લાગે છે. તેના મગજનું કાંઈ ઠેકાણું જણાતું નથી એમ મ્હને તો લાગે છે."

માતાજી: "હું પણ કોઇ કોઈ વખત રામને જોઉં છું તો મ્હને પણ એવુંજ જણાય છે. રામ આજકાલ જે કાંઈ બોલે છે, તે એને મન સારૂં લાગતું હશે, પણ મ્હને તો તે જરા પણ ગમતું નથી. રામને કોઇએ આડે માર્ગે દોરવ્યો લાગ્યો છે." એટલું કહેતાં કહેતાં તો માજીની આંખમાંથી દડ દડ અશ્રુધારા ચાલવા લાગી. ક્રમે ક્રમે ડેપ્યુટી સાહેબની સ્ત્રી, કન્યા, પુત્ર બધાંએ આવીને ગુરૂદેવને પ્રણામ કર્યા. ગુરૂદેવે તે બધાંને સપ્રેમે આશીર્વાદ આપ્યો. બધાં એકઠાં મળી રામચંદ્રની વિચિત્ર વર્તણુક તરફ દિલગીરી દર્શાવવા લાગ્યાં અને તેની બુદ્ધિ કેમ ઠેકાણે આવે તે વિષય પર ગુરૂદેવ સાથે મસલત કરવા મંડયાં.

## પ્રકરણ ૮ મું.

### આખરે સ્ત્રીને સુધારી! (કે બગાડી?)



કેટલાક દિવસ પોતાની જન્મભૂમિમાં રહ્યા પછી, ગ્રામ્યવાસીઓને પોતાની સર્વગુણસમ્પન્નતાનો યથાર્થ પરિચય કરાવી, આ-બાલ-વૃદ્ધ વનિતાને ચકિત કરી રામચંદ્ર ડેપ્યુટી સાહેબ પોતાના પરિવાર વર્ગને લઈ અમદાવાદમાં આવી રહ્યા. અત્યાર સુધીમાં રામચંદ્રની સ્ત્રી, પુત્ર કે પુત્રીએ શહેરમાં નિવાસ કર્યો નહતો. તેથી અમદાવાદના નિવાસથી તેમને નવું નવું લાગ્યું. રામચંદ્રે પ્રથમજ પોતાની પત્નીને કેળવણી આપવાનો વિચાર કર્યો. તેમની પત્ની એ એક આદર્શગૃહિણી, પતિ અનુગામિની, પતિવ્રતા, સતિ-સાધ્વી સહધર્મિણી સ્ત્રી હતી. પતિ જે કાંઈ કહેતા તે પ્રફુલ્લવદને તતક્ષણ કરતી, કારણ તે પતિને પોતાના ગુરૂ-ઇશ્વર-જાણતી હતી. તે હિન્દુ રમણી પતિને સર્વ તીર્થના સારરૂપ ગણતી. ઘેર બેઠાં ગંગા જાણતી. પતિચરણમાંજ એનું ધ્યાન સદા લાગેલુંજ રહેતું. હિન્દુ લલનાઓ

સારી રીતે સમજે છે કે: "સ્વામી એજ સ્ત્રીનો પતિ છે, સ્વામી એજ વનિતાની ગતિ છે, અને સ્વામી એજ તેનું ભાગ્ય છે. સ્વામી એજ સ્ત્રીનો વિધાતા છે અને એજ તેનું મોક્ષનું દ્વાર છે. એનેજ તે પોતાનું પરમ ધન ગણે છે. આ વિશ્વમાં સ્વામી વિના અન્ય કોઈ પણ તેમનો મોક્ષદાતા નથી."

ભારત લલનાઓની રગેરગમાં આવી સમજણ વ્યાપી રહેલી હોય છે. જન્મથીજ તેમને આવું શિક્ષણ આપવામાં આવેલું હોય છે. રામચંદ્રની પત્નીને પણ તેની માતાએ એવું શિક્ષણ આપ્યું હતું. એટલું છતાં એનામાં એક દોષ જોવામાં આવે છે! તેનામાં દાન કરવાની નીતિ બહુજ વિચિત્ર–કહો કે અતિ ઉદારતાવાળી હતી! જો કોઈ એક પૈસાની ભિક્ષા યાચના કરતું આવે તો તે તેને ચાર કે આઠ આપી બેસે છે. તેનું હૃદય બહુ વિશાલ હતું. તેનામાં અતિશય ઉદારતા હતી. ગરીબ પાડોસીઓને તે નિમંત્રણ કરી ખાસ જમવા તેડે છે. ગરીબ અને અનાથ સ્ત્રીઓને વસ્ત્રો આપે છે. જો કોઈ સ્ત્રીજન રડતું જોવામાં આવે તો તેની આંખમાં અશ્રુ ભરાઇ આવે છે. કોઈ અનાથ દુઃખિની આવી કહે કે: "બા, પહેરવાને વસ્ત્ર નથી" તો તે તુરતજ પોતાને પહેરવાનું વસ્ત્ર આપી દે છે. જ્યારથી તે સાસરામાં આવી ત્યારથીજ ઘરમાં એનું માન વધારે થતું હતું. તે વર્ષે નરહરિએ એક સામાન્ય વેપાર કર્યો તેમાંથી બે હજાર રૂપૈયા નફો મળ્યો. તેથી નરહરિ હમેશાં કહેતો હતો કે: "એ મ્હારા ઘરમાં સ્વયં લક્ષ્મી સ્વરૂપ છે."

એ સતી–સાધ્વી પતિપરાયણ સ્ત્રીનું નામ ચંદ્રપ્રભા હતું, પણ કેવળ સતી સાધ્વી થવાથી શો લાભ? એનામાં ઉપર જણાવેલો દોષ એના પતિ દેવને મનથી મહાન ગણાતો હતો! ચંદ્રપ્રભા ગામડાંની–અસભ્ય, અજ્ઞાન હતી. કપાલે ચાંલ્લો કરતી એ પણ અસભ્યતા સ્તો! ગળામાં તુલસીની એક માળા અને હાથમાં મ્હોટો ચુડો પહેરતી એતો કેવળ જંગલીપણુંજ કે બીજું કાંઇ? અશિક્ષિતા સ્ત્રીનો એવો ડૉળ જોઈ, સુધરેલા રામચંદ્ર ડૅપ્યુટી સાહેબ ઘણાજ ગુસ્સે થયા! ગૃહમાં ડુંગળી કે લસણ વાવવામાં આવતું તો તે સ્ત્રી નાકે કપડું ઢાંકી દેતી! બજારમાંથી ખરીદેલા મમરા સેવ, ભજીયાં વગેરે તે કદી ખાતી નહિ. મુસલમાનની દુકાનેથી પાંઉરોટી મંગાવી ગૃહમાં કોઈ સ્થળે

મુકયાં હોય, અગર વિલાયતી બીસકીટ કોઇ સ્થાને રાખેલાં જોવામાં આવે તો તે અજ્ઞાની સ્ત્રી તે જગ્યા છાણ માટીથી લીંપી શુદ્ધ કરતી! ટેબલ પર કે કબાટમાં સોડા લેમન, જીંજરની બાટલી અથડાતી ત્યાં તે ઉભી રહેતીજ નહિ! અને નાકનું ટીચકું ચઢાવતી! કહો કે તિરસ્કાર કરતી! દવા તરીકે—શરીરમાં ગરમી કરવા માટે—નિત્ય જરા જરા ઉપયોગમાં લેવા કબાટ—ટેબલમાં મદ્યની બાટલીઓ જોઇને તે મનમાં ને મનમાંજ બળી ખાખ થઈ જતી! અને વખતે તે તરફ ધિક્કારની નજરે જોતી અને બબડતી! તેનામાં એવી એવી એટલી બધી અસભ્યતાઓ—અજ્ઞાનતાઓ ભરાઈ ગઇ હતી કે તે મિસ્ટર રામચંદ્રથી સહન થતું નહિ! બહાર અગ્રગણ્યાતા સુધારક રામચંદ્ર ઘરમાંજ આવો વ્યવહાર જોઇ તેઓ પોતે મનમાં ને મનમાં બળવા લાગ્યા! એ ઘોર વિપદ્‌માંથી બચવા માટે તેમણે કલકત્તે પોતાના ગુરૂજીને પત્ર લખ્યો. એક પત્ર મુંબઇના એક સુધારક મિત્ર ઉપર પણ લખ્યો. ગુરૂદેવે પત્રના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે: “ અરે ભાઈ! દુઃખી થઇશ નહિ! એક જંગલી અશ્વને ગાડીમાં જોડવાલાયક તૈયાર કરતાં છ માસ સુધી એને કેળવવાની જરૂર પડે છે તેમ એક જંગલી મનુષ્યને એના મનુષ્યપણાનું ભાન કરાવવા માટે એક વર્ષ દિવસ લાગે છે, એમાં કોઇ પણ જાતનો સંદેહ રાખવો નહિ. તું જો એક વખત કલકત્તે આવશે તો હું એ વિષયમાં ત્હને એક સરસ યુક્તિ દેખાડીશ અને ઇશ્વિરનો શું આદેશ છે તે પણ જણાવીશ.” આ પત્ર વાંચી રામચંદ્ર એક શનિવારની રાત્રે કલકત્તે ગયો અને ઇશ્વિર સમ્મુખ બે હાથ જોડી પોતાનું પત્નીરૂપી દુઃખ દૂર કરવા અતિ નમ્રભાવે પ્રાર્થના કરી. કેટલાંક મધુર સંગીત પણ ગાયાં અને પત્નીને સુમતિ પ્રાપ્ત થાય તે માટે ગુરૂદેવ સાથે કેટલોક વખત અંગ્રેજીમાં વાર્ત્તાલાપ પણ કર્યો. ગુરૂશિષ્ય એક રાત્રિએ શાંત સ્થળે બેસી એજ ગંભીર વિષય પર વિચાર કરવા લાગ્યા. સ્ત્રીને કેવા પ્રકારની શિક્ષા આપી સત્ય પંથે આણવી તે બાબત એક મ્હોટા કાગળમાં લખી તે પત્ર ગુરૂદેવે રામચંદ્રને આપ્યો.

પ્રાતઃકાળે ગાડીમાં બેસી રામચંદ્ર અમદાવાદ આવવા નીકળ્યા. મુસાફરી સુખરૂપ કરી તેઓ પોતાને બંગલે આવી પહોંચ્યા. આહાર આદિ કાર્ય સંપૂર્ણ થયા પછી કૉર્ટમાં જતી વખત સ્ત્રીને કહેવા લાગ્યા: “ ત્હારી સાથે

આજે મ્હારે ઘણી વાતો કરવી છે.” કોર્ટમાંથી યથા નિયમે સંધ્યા કાળે પાછા ફર્યા પછી સ્ત્રીને બોલાવી કહ્યું: “ પ્રાણેશ્વરી ! તું મ્હારા સંસાર–સુખમાં મ્હને કોઇ રીતે ઉપયોગી નહિ થાય ?” એ સાંભળી પતિવ્રતા ચંદ્રપ્રભા અતિ નમ્રસ્વરે બોલી: “ આજે આટલું બધું માન આપવાનું કારણ શું ? તમારે વધારે વાતો શી કહેવાની છે ? હમણાં કેટલાક દિવસ થયા તો આપ મ્હારી કને વધુ બેસતા નથી. શું કહેવા માંગો છો ? જલ્દી કહેવા દાસી પર કૃપા કરો. હું હમેશાં આપને ઇશ્વરસ્વરૂપ જાણું છું, પછી આવો પ્રશ્ન કરી મ્હને પાપમાં નાંખો છો કેમ ? ”

રામચંદ્ર: (ગંભીર ભાવે) “ જો ત્હને મ્હારા પર સ્નેહ હોય અને મ્હને ઇશ્વિર જેવો ગણતી હોય તો તું આવું વર્તન કરે ખરી કે ? મ્હારી પેઠે વર્તવા તું કેમ ઇચ્છા કરતી નથી ? અરેરે ! મ્હારા ભાગ્યમાં વિધાતાએ શું લખ્યું હશે ? ” એમ કહી તેણે દીર્ઘ નિશ્વાસ મૂક્યો. ચંદ્રપ્રભા હસતી હસતી બોલી: “ આજે કાંઇ વિચિત્ર રંગ લાગે છે. ”

આપનો સ્વભાવ ઘણા દિવસથી બદલાઇ ગયો છે ? આપની વર્તણુંક તો છેકજ વિચિત્ર થઇ ગઇ છે ? આપને થયું છે શું ?”

રામચંદ્ર: “ ના, હું એમાંનું કશું પણ ત્હને કહેવા ઇચ્છતો નથી. ”

ચંદ્રપ્રભા: “ દયા કરો ! શું થયું છે તે કહો. ”

રામચંદ્રે સ્ત્રીને વાત જાણવાની ઉત્સુકતાને વધારી બોલવાનો આરંભ કર્યો: “ પ્રિયતમે ! ત્હારે અવશ્ય જાણવું જોઇએ કે, જો પતિપત્નીનો અન્યો-અન્ય પવિત્ર પ્રેમ હોય તોજ સંસાર સારરૂપ લાગે છે, પણ તું મ્હારી એકે વાત માને છેજ ક્યાં ? હું જે ઇચ્છું છું તે મ્હને કેમ આપતી નથી ? મ્હને જે અતિ પ્રિય હોય છે તે પર ત્હને તિરસ્કાર કેમ ઉત્પન્ન થાય છે ? જો તું મ્હારૂં ભલું ઇચ્છતી હોય, મ્હને હૃદયથી ચ્હાતી હોય અને જગતમાં મ્હને સુખી કરવા ઇચ્છતી હોય તો શું તું મ્હારી વાત માન્યા વગર રહે ખરી ? ”

આટલા શબ્દો સાંભળતાં તો પતિવ્રતા ચંદ્રપ્રભાની આંખમાં જળ ભરાઈ આવ્યું. સરળ હૃદયી સહધર્મિણી સારૂં માઠું કાંઇ સમજી શકી નહિ. વિના અપરાધે પોતાના પર આવાં વાક્યબાણના પ્રહાર થતા જોઈ એના હૃદયમાં ઘણુંજ કષ્ટ થવા લાગ્યું. ચંદ્રપ્રભા સ્વભાવે શાંત તેમજ સુશીલ હતી.

સ્વામીને કેવી રીતે સમજાવવા અને તેમને શું કહેવું તે ચંદ્રપ્રભા સમજી શકી નહિ. થોડી વાર બન્ને જણ નિસ્તબ્ધ રહ્યાં. રામચંદ્રે પુનઃ પોતાનું બોધદાયક (?) ભાષણ શરૂ કર્યું: "જો, તે દિવસે એક ગૃહસ્થને ત્યાંથી એક બંધુ, ઉત્તમ ડુંગળી અને લસણ આપણે ત્યાં લાવ્યો હતો, તેં તેનું શાક કેમ કર્યું નહિ? ડુંગળીનાં રવૈયાં કેવાં મજેનાં થાય છે તે તું જાણે છે? લસણની ચટણી કેવી ઉત્તમ થાય છે તે તને ખબર છે? લસણ તો કસ્તુરીની ગરજ સારે એવી ગરમ હિંદી વનસ્પતિ છે. તેનો ઉપયોગ તું કેમ કરતી નથી? સ્વામીને આટલું કષ્ટ આપવું એ ત્હારા જેવી સાધ્વી સ્ત્રીનો શું ધર્મ કહેવાય?"

ચંદ્રપ્રભા: "આપને પગે પડી આજીજી કરી વિનવું છું કે એ બે વસ્તુઓ કોઈ દિવસ ગૃહમાં લાવશો નહિ. અરેરે! એની ગંધથી મ્હારૂં માથું ફાટી જાય છે. વળી એ ખાધાથી ધર્મભ્રષ્ટ થવાય છે એવું મ્હારાં માતુશ્રી કહેતાં હતાં. એ ખાધાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે એવું પુરાણીબાવા કહેતા હતા."

રામચંદ્ર: "વારૂ! એમાં ગંધ હોવાથી અને ધર્મભ્રષ્ટતા હોવાથી એ તને ગમતું નથી, પણ તાજા માંસમાં તો ગંધ નથી ને? મ્હને એ કેમ ઉત્તમ રૂપે રાંધી આપતી નથી? તે દિવસે મ્હારા પેલા માન્યવર બંધુને પોતાને હાથે રાંધવું પડ્યું એ શું ઠીક કહેવાય કે? તેં ગૃહમાંથી ખાવા સારૂ વાસણ ન આપ્યાં ત્યારે અમારે પત્રાવળી મંગાવી તેમાં ખાવું પડ્યું. એનાથી તો શરીરમાં માંસ વધે છે. શરીર પુષ્ટ થાય છે. વારૂ! ઉંચા પ્રકારના મદ્યપાનથી શરીરમાં ગરમી આવે છે. બુદ્ધિ વધે છે. છતાં તું તેને જોતાંજ નાકે લુગડું દે છે અને આડું જુવે છે એનું કારણ શું? એમાં તિરસ્કારજનક શું છે વારૂ? જો ત્હને મ્હારા પર પ્રેમ હોય તો મ્હારા પ્રત્યે તું આવું અસભ્ય વર્તન ચલાવે ખરી કે? મ્હારા કહેવા પ્રમાણે કેમ વર્તે નહિ? હું જે વસ્તુઓનો ઉપભોગ કરૂં છું તેનો તું ઉપભોગ કેમ કરે નહિ?"

ચંદ્રપ્રભા આ વાતો સાંભળી મનમાં અતિશય ખેદ પામવા લાગી. કોઈ વાતનો પ્રત્યુત્તર આપી શકી નહિ. રામચંદ્રે કહ્યું: "વારૂ! અમારી ઉંચા વાઈન (મદ્ય-દારૂ)ની કિમતી શીશીઓ અમારા ટેબલ પર શોભા આપતી રહેવા દેવામાં આવે તેમાં ત્હને દોષ શું જણાય છે! તેમાં પણ જાણે તને

લજ્જા આવતી હોય તેવું તું કરે છે. મ્હારા સુધારક મિત્રો સાથે અમે તે દિવસે બેસી આનંદથી મદિરાપાન કરતા હતા તેમાં ત્હારે કટાણું મ્હોં કરી ક્લેશ કરવાનું શું કારણ હતું ? મ્હારા મિત્રના દેખતાં મ્હારો તિરસ્કાર કરવો એ શું ત્હારો સ્ત્રી તરીકેનો પવિત્ર ધર્મ છે કે ? મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તેથી તું ત્હારો પતિવ્રતા ધર્મ ચુકે છે એમ ત્હને નથી લાગતું ? પતિવ્રતા સ્ત્રીએ તો પતિના કહેવા પ્રમાણેજ વર્તવું જોઇએ. "

એ સાંભળી ચંદ્રપ્રભા ઘણીજ ક્રોધે ભરાઇ. બન્ને ચક્ષુઓમાંથી ટપ ટપ જળધારા વર્ષવા લાગી. તેણી બન્ને હાથ જોડી કહેવા લાગી: "પતિદેવ ! પ્રભુ ! હું હવેથી તેમ નહિ કરૂં. પણ મ્હને એ વસ્તુઓમાં દોષ જણાય છે. તમને દોષ જણાતા નથી. પણ પરિણામે એ વસ્તુઓ નઠારી છે એ તો સત્યજ ! પશુ—માંસના આહારથી મનુષ્યની બુદ્ધિ પશુના જેવી થાય છે એમાં જરા પણ ફેર નથી. માંસાહારી મનુષ્યો ક્રુર બુદ્ધિના, તુરત ઉશ્કેરાઇ જાય તેવાં બને છે, એ પણ સત્યજ ! પશુઓ જેમ જરામાં ઉશ્કેરાઈ જાય છે તેમ માંસાહારી મનુષ્ય પણ ઉશ્કેરાઇ જાય છે. તેઓ નીતિ, ધર્મ, અને વિવેકશૂન્ય બને છે. માંસાહારી મનુષ્યોમાં અને પશુમાં બહુજ થોડો ફેર રહે છે એવું મ્હારાં માતાજી કહેતાં હતાં.

આપણે અનુભવથી પણ જોઇ શકીએ છીએ કે: "બકરાં, મરઘાં જેવાં પશુઓ કેવી રીતે વર્તે છે ? એક બકરો પોતાની માતા કે ભગિનીને પણ ઓળખતો નથી. તે તેને પત્ની કરવા ચ્હાય છે ! દરેક પશુઓ એવાંજ ! તેનું માંસાહાર કરનાર પણ તેવાજ ! યુરોપખંડ તરફ નજર કરો ! હમણાં ત્યાં જે યુદ્ધ ચાલે છે તેમાં કેવો ઘોર સંહાર થઇ રહ્યો છે ! તેમાં જરા પણ દયા છે ? જરા પણ વિવેક રહ્યો છે ? એક દયા કે ધર્મ, વિવેક કે નીતિ બતાવે તો બીજો તુરત તેનો લાભ લઇ તેનું કાટલું કાઢવા તૈયાર થાય છે ! આપણું મહાભારતનું યુદ્ધ જુવો. તેમાં નીતિ, ધર્મ કેટલી હદે હતો ! તેઓ વનસ્પતિનો આહાર કરનાર હતા માટેજ. મદ્યપાન અને માંસાહાર અનિષ્ટકારક છે. વૈદ્યકથી વિરૂદ્ધ છે. શરીરને અને મનને અધોગતિએ લઇ જાય એવાં છે. એના વિરૂદ્ધમાં ઘણું કહી શકાય એમ છે. પતિદેવ !

આપ એ બન્નેનો ત્યાગ કરો તો બહુજ સારૂં. તેમ થશે તો આપણું અને આપણી ભાવિ પ્રજાનું કલ્યાણ થશે, નહિ તો પ્રજાની પણ અવનતિજ થશે. જો આપ મ્હારી નમ્ર પ્રાર્થનાને નહિ માનો તો ભવિષ્ય વેગળું નથી. *પરિણામ જોજો. વારૂ! પણ પ્રભુ! આપ જે કાંઇ વસ્તુનો ઉપયોગ કરો છો તે તરફ હવે હું ખુલ્લો તિરસ્કાર નહિ બતાવું. હું તે વસ્તુઓ આપને તૈયાર કરી આપીશ, પણ કૃપા કરી આપ મ્હને એ વસ્તુઓ ગ્રહણ કરવાનું માફ કરજો." એમ કહી તે ડૂસકે ડૂસકે રડવા લાગી.

વાંચક! કયા દેશની રમણીઓ, ભારતવર્ષ સિવાય આવી કઠીન આજ્ઞાઓનું પાલન કરવા તૈયાર થતી હશે? ગમે તેવી પણ ભારતલલનાઓમાં જે ભક્તિ, જે દયા અને જે પ્રેમ છે તેવી ભક્તિ, તેવી દયા અને તેવો પ્રેમ ભરતખંડ સિવાય અન્ય કોઇ પણ દેશમાં મળવો દુર્લભ છે. કોઇ પણ દેશની સ્ત્રીઓને જોતાંજ હૃદય પ્રફુલ્લ બનતું હોય, આંખો ઠરતી હોય તો તે ભારતવર્ષની દિવ્યાંગનાઓજ છે. ધન્ય છે ભારતી દેવીઓ! તમારી આવી કઠોર પતિપરાયણતાને ધન્ય છે!

ચંદ્રપ્રભાના સત્ય ઉત્તરથી રામચંદ્ર કાંઇક ગુસ્સે થયો અને કંઇક સંતુષ્ટ પણ થયો. ચંદ્રપ્રભા બહુ સુંદર હતી તેથી તેના મુખચંદ્રની પ્રભા જોઇ તેનો ક્રોધ સમી ગયો, અને તેની શિખામણ ભૂલી જઇ ગજવામાંથી એક રૂમાલ કાઢી ચંદ્રપ્રભાના ગુલાબી કોમળ ગાલ પર પડેલાં અશ્રુ લુછતો કહેવા લાગ્યો: "આટલું બધું રડવું કેમ આવે છે? પ્રિયતમે! છાની રહે, છાની રહે. મ્હેં કહ્યું તેથી તને ખોટું લાગ્યું?"

એટલું કહેતાં તો ચંદ્રપ્રભાએ ઠુંઠવો મુક્યો. રામચંદ્રે એને બાથમાં લઇ લીધી અને અશ્રુ લુછવા લાગ્યો. ચંદ્રપ્રભા રડતી રડતી કહેવા લાગી: "પ્રભુ! આપને જે વસ્તુ ખાવાની ઇચ્છા થશે તે હું જાતેજ તૈયાર કરી આપીશ.

---

* મદ્યપાન અને માંસાહારથી થતાં અનિષ્ટ પરિણામ જાણવાં હોય તેમણે "શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડની ઑફીસના ઓનરરી મેનેજર શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી ઠે. નં. ૩૦૯ શ્રોફ બજાર. મુંબઇ નં. ૨ એ શરનામેથી જોઇતાં મફત પુસ્તકો મંગાવી વાંચવાં."

આપ જો મ્હને વિષ્ટા ખાવાનું કહેશો તો તે પણ હું ખુશીથી ખાઇશ. આ સંસારમાં આપના સિવાય મ્હારૂં અન્ય કોણ છે ! પુત્ર પુત્રી હજી બાળક છે એજ ભયથી મ્હને મરવાનું પ્રિય લાગતું નથી, નહિ તો આવા સંસારમાં રહેવા કરતાં તમારે ખોળે માથું મુકી મરણ પામું એથી વધારે બીજું સુખ કયું ! બીજું સ્વર્ગ કયું ! આપની આજ્ઞા પાળવી એજ મ્હારો ધર્મ છે.”

રામચંદ્ર મનમાં ને મનમાં મલકાતો કહેવા લાગ્યો, ગુરૂદેવના ઔષધે કાંઇ અસર કરી જણાય છે. ચંદ્રપ્રભા સામે જોઇ કહેવા લાગ્યોઃ “ સ્વામી, સ્ત્રી એ બન્ને વસ્તુતઃ એકજ છે. એ બેમાં કોઈ જાતનો ભેદ નથી. ત્હારૂં તેમજ મ્હારૂં હૃદય એકજ છે. પ્રિયતમે ! હવે તું જરા પણ રડીશ નહિ; હવે તું આટલેથી સમજી શકીશ કે ત્હારૂં રૂદન એ મ્હારૂંજ રૂદન છે. પત્નીને પતિની અર્ધાંગના કહેવામાં આવે છે. કારણ કે તે તેના અર્ધા અંગ જેવીજ છે. તું રડે છે તેથી મ્હારા મનમાં બહુ વેદના થાય છે. છાની. ”

એટલું કહેતાંની સાથે તો ચંદ્રપ્રભાએ પોતાના પાલવ વતી અશ્રુ લુછી નાંખ્યાં. રામચંદ્ર, પત્નીનો હાથ ઝાલી કહેવા લાગ્યોઃ “ જો પ્રિયતમે ! હવે ત્હારો અજ્ઞાન અંધકાર દૂર થયો છે. આજેજ તું મ્હારી વાત—મ્હારૂં હૃદય બરોબર સમજી છે.”

ચંદ્રપ્રભાઃ “ હે પ્રભુ ! આ સંસારમાં તમારા સિવાય “ મ્હારૂં ” કહેવાલાયક બીજું કોણ છે ! આપની વાતને હું વેદવાક્ય તુલ્ય માનું છું. આપની આજ્ઞાને ઇશ્વરની આજ્ઞા સમાન ગણું છું. આપજ મ્હારૂં સર્વસ્વ છો.”

રામચંદ્રઃ “ જરાવાર સ્વસ્થ થઈ શાંત ચિત્તે હું જે કહું તે શ્રવણ કર. અંગ્રેજો જ્યારથી આ દેશમાં આવ્યા છે ત્યારથી આપણાં જ્ઞાનચક્ષુઓ ખુલ્લાં થયાં છે. હિંદુઓમાં ઘણાજ વ્હેમ અને ઘણી અજ્ઞાનતા જડ ઘાલી બેઠી છે. પથ્થરની મૂર્તિઓને દેવતા કહી તેઓ માન આપે છે. સાંભળ, મદ્ય માંસના ભક્ષણથી દેહમાં બળ અને જાગૃતિ આવે છે છતાં મૂર્ખ હિંદુઓ તેને ધર્મભ્રષ્ટ ગણે છે ! કહે જોઇએ વારૂ એમાં ધર્મભ્રષ્ટ ક્યાં છે ? અત્યાર સુધી ઘરડાઓએ નિષેધ કરેલી વસ્તુનો ઉપયોગ ન કર્યો તેથીજ ત્હારૂં શરીર આટલું દુર્બળ છે. જો એવી વસ્તુ ખાવાપિવાનો નિષેધ કર્યો હોત તો શું અંગ્રેજ લોકો

આપણા પર રાજ કરવા શક્તિમાન થાત ખરા કે? તેમનામાં બળ અને બુદ્ધિ આવવાનું કારણ મદ્ય અને માંસજ છે. સમસ્ત હિંદુશાસ્ત્ર બાજીગરના જેવી પ્રપંચ જાળથી રચેલું છે, એમાં કશો સારજ નથી. એ શાસ્ત્રોએજ આપણને ધર્મભ્રષ્ટ થવાની બ્હીક બતાવીને આટલા દુર્બળ બનાવી પરતંત્ર અવસ્થામાં લાવી મૂક્યા છે! આજ કાલ મ્હોટામાં મ્હોટા ગણાતા પાશ્ચાત્ય વિદ્વાન પંડિતોનો પણ એવોજ મત છે.”

ચંદ્રપ્રભાઃ “સ્વામીનાથ! શાસ્ત્રને બાજીગરના જેવી પ્રપંચજાળ કહેશો નહિ. શાસ્ત્રને માથે દોષ મુકશો નહિ. શાસ્ત્ર કહે છે અને આપણે તેનાં વાક્યોમાં રહેલું સત્ય નજરે જોઇએ છીએ—અનુભવીએ છીએ. દારૂડીઆઓનાં ક્ષીણ શરીર, તેમનું અસ્વસ્થ—ચંચળ—અદેખું—મન, તેમની ભ્રમિષ્ટ બુદ્ધિ, તેમની અનીતિ, અધર્મ નજરે નિત્ય જોઇ શકાય છે. તેનાં નઠારાં પરિણામ પણ જોઇ શકીએ છીએ. પછી શાસ્ત્રને કલંક આપવાનું કારણ શું? શાસ્ત્રો તમામ ખરાં છે. શાસ્ત્રનો પૂરો અભ્યાસ નહિ કરનાર અધૂરા મનુષ્યો ખોટા છે.”

રામચંદ્રઃ (હસતા વદને) “પ્રિયે! ત્હેં જો પાશ્ચાત્ય વિદ્યાનું જ્ઞાન બરાબર મેળવ્યું હોત તો ત્હારા મુખમાંથી કદી પણ એવા શબ્દો બહાર આવત નહિ. તું તેથી અજાણી હોવાથી કેવળ ભ્રમમાં પડી છે. સત્ય શું છે તે તું કલ્પી શકતી નથી. ભવિષ્યમાં બધું સારી પેઠે સમજશે. હજી તું અજ્ઞાન—અંધારામાંજ છે.”

ચંદ્રપ્રભાઃ “એ કેવી રીતે?”

રામચંદ્રઃ “જો તું અંગ્રેજી લખવા વાંચવાનું ઉત્તમ રીતે જાણતી હોત તો ત્હારો એ ભ્રમ સત્વર દૂર થાત. કેટલાંક અંગ્રેજી પુસ્તકોમાં મદ્યમાંસનાં કેટલાં વખાણ લખ્યાં છે તે તું જાણી શકત. સાંભળ! એક વખતે હું પણ ત્હારા જેવોજ અજ્ઞાનાંધકારમાં ભટકતો હતો. ડુંગળી, લસણ, માંસ, મદિરા ઇત્યાદિ અત્યુપયોગી વસ્તુઓ, દૂરથી જોવામાં આવતી તે રસ્તાનો પણ હું ત્યાગ કરતો. ધીમે ધીમે અંગ્રેજી પુસ્તકોનો અભ્યાસ અને અંગ્રેજોનો સહવાસ થયો, તેથી મ્હારામાં જ્ઞાનનો સંચાર થયો અને મદ્યમાંસથી ધર્મભ્રષ્ટ, બુદ્ધિભ્રષ્ટ થવાય છે તે સંબંધી ખોટો ભ્રમ દૂર થયો અને મ્હને તો એમાં સારજ

જણાયો છે. જો આજે તું મ્હારૂં કહ્યું જરાક માને તો હજી મ્હારે ત્હને ઘણું ઘણું સમજાવવાનું છે. જો મત્સ્યમાં ફૉસફરસ છે. ફૉસફરસ ઓછું થવાથી મનુષ્યનું મૃત્યુ થાય છે. હિંદુઓમાં ફૉસફરસ ખુટી ગયું છે છતાં મૂર્ખાઓ મત્સ્યનો ઉપયોગ કરતા નથી. લાવ ! મ્હારે અત્યારે મત્સ્ય ખાવી છે. તું પણ મ્હારી સાથે બેસીને ખા. ગૃહમાં પણ બધાને જરા જરા પ્રસાદી રૂપે આપ. તું જાણે છે કે મત્સ્ય ( માછલું ) એ જલ–જીવ છે. મત્સ્ય હત્યા એ જીવ–હિંસા કર્યા બરાબર છે. માછલાનું ભક્ષણ એ જીવ–દેહના ભક્ષણ બરાબર છે. એજ પ્રમાણે મરઘી એ સ્થૂલ જીવ છે. મરઘીની હત્યા પણ એક જીવહિંસા છે. મરઘી ભક્ષણ એ જીવદેહ ભક્ષણ કર્યા બરાબર છે. પણ તું મઝા તો જો કે હિંદુ શાસ્ત્રકારોએ મત્સ્ય ભક્ષણ કરવાની છુટ આપી છે અને મરઘીનું ભક્ષણ કરવામાં ઘોર નિષેધ કર્યો છે ! મરઘી ખાવાથી ધર્મ ભ્રષ્ટ થવાય. જોયું ! તમારાં એજ શાસ્ત્રે એક વખતનું સુવર્ણમય ભારતને આજે સ્મશાન જેવું બનાવી દીધું છે ! કહો કે સ્વાર્થી પુરાણી લોકોની વાગ્જાળથી ભારતવર્ષ પાયમાલ થઈ ગયું છે ! ” ચંદ્રપ્રભા બિચારી આવું દિવ્ય (?) જ્ઞાન સાંભળી સ્તબ્ધ બની ગઇ.

રામચંદ્ર, પત્નીનો હાથ ઝાલી હા–હા–શબ્દે હસતો હસતો કહેવા લાગ્યો: “ આશા છે કે ત્હારા હૃદય–આકાશમાંથી હવે ધીમે ધીમે અજ્ઞાનાંધકાર દૂર થશે. પ્રિયે ! તું બુદ્ધિમાન છે. અંગ્રેજી લખતાં વાંચતાં શીખે તો જગતમાં તું કેટલી ઉપયોગી થઈ પડે ? મ્હારા ગુરૂદેવ પણ લાંબા સમયથી ત્હારા જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળી સ્ત્રીની તપાસ કરે છે. અહા ! એમના જેવા પવિત્ર અને દયાળુ મહાત્મા આ વસુંધરામાં બીજા એક પણ નથી. એ દેવ તુલ્ય પુરૂષ કેશવચંદ્રસેન ઘણાજ વિદ્વાન તેમજ જ્ઞાની હોવા છતાં સર્વનો ત્યાગ કરી બેઠા છે. તેઓ માત્ર “ બ્રહ્મ–બ્રહ્મ”નુંજ ધ્યાન ધરી રહ્યા છે, અને જગતનાં અજ્ઞાન પ્રાણીઓ બીજી બધી માથાફોડ મૂકી માત્ર “ બ્રહ્મો સમાજી” થઇ એક નિરાકાર ઇશ્વરને માને એજ જોવા તેઓ ઇચ્છે છે.

ચંદ્રપ્રભા: “ હું સ્ત્રી જાતિ. હવે અંગ્રેજી લખવા વાંચવાનું કેવી રીતે બની શકે ? હવે કાંઇ મ્હારાથી શાળામાં જવાય ખરૂં ? તેમ ત્યાં જઇ

મ્હારાથી હવે આટલી ઉમ્મરે ક–ખ–ગ કે એકડે એક ભણાય ખરૂં કે? શરમ ના આવે?"

એ સાંભળી રામચંદ્ર હા, હો, હી કહી હસી પડયો અને કહ્યું: "પ્રિયે! ત્હારા હૃદય–કમળમાં આટલું જ્ઞાન હતું તે હું અત્યાર સુધી જાણતો નહોતો. એમાં શરમ શેની? ત્હારે માટે હું એક ખ્રીસ્તી સ્ત્રી શિક્ષક રાખીશ. શાળામાં જવાની જરૂર નથી. તે ત્હને દરેક પ્રકારનું ઘેર શિક્ષણ આપશે."

પતિપરાયણ સાધ્વી સ્ત્રી, શિક્ષિત સ્વામી પાસેથી અને ખ્રીસ્તી મીશનરી સ્ત્રી પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવા લાગી. ખ્રીસ્તી સ્ત્રી શિક્ષક તેને અંગ્રેજી જ્ઞાન સાથે ખ્રીસ્તી ધર્મનો અને સુધારક વિચારોનો ઉપદેશ આપવા લાગી. તેમ તેમ ચંદ્રપ્રભાના મનનો અંધકાર ધીમે ધીમે નષ્ટ થવા લાગ્યો! ગરીબ બિચારી! ધીમે ધીમે તેના મનમાંથી હિંદુ ધર્મના વિચારો લોપ પામી ગયા. કાળા મેઘનું વાદળ એના હૃદય આકાશમાંથી ધીમે ધીમે વિખરાવા માંડયું. ધીમે ધીમે એને સુધારક સમાજના વિચારો સારા જણાવા લાગ્યા. કહો કે ધીમે ધીમે તે સુધરવા લાગી! અરે! સુધરી ગઇ!

ઉચ્ચ શિક્ષાને પ્રભાવે પ્રથમ માસેજ ચંદ્રપ્રભાને વિચાર થયો કે: "માંસ, મત્સ્ય જેવી આહારોપયોગી વસ્તુઓનો શાસ્ત્રકારોએ જે નિષેધ કરેલો છે તે એક જાતની અજ્ઞાનતાજ છે. દ્વિતીય માસે ઉચ્ચ શિક્ષાનો પ્રથમ પાઠ લઇ વિચારવા લાગી કે ડુંગળી કે લસણનો સ્વાદ લેવામાં કોઇ જાતનો દોષ નથી. ગળામાં પહેરેલી તુળશીની માળા એ તો નકામો ભાર છે. ત્રીજે મહીને, ઉચ્ચ શિક્ષાના પ્રભાવે ચંદ્રપ્રભામાં જ્ઞાનોદય થયો છે એમ તે દ્રઢરૂપે માનવા લાગી. આ વખતે એને દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું! તેના મનમાં ને મનમાં એવા વિચારો ઉદય પામ્યા કે: "સ્ત્રી જાતિને ચિરકાળ પુરૂષોની ગુલામ–પગની રજ થઇ રહેવાનું શું કારણ? પિંજરામાં પુરાયલા પોપટની પેઠે ઘરમાં શા માટે પુરાઇ રહેવું જોઇએ?" ચતુર્થ માસે એ વિચારોનું સ્પષ્ટિકરણ થયું. સ્વામીની આજ્ઞાનુસાર, ઘુમટો તાણવાની પરાપૂર્વેથી ચાલતી આવેલી નીતિમાન પ્રથાને ચંદ્રપ્રભાએ તિલાંજલી આપી દીધી! અને સ્વામીના બંધુ વર્ગ સાથે સુખે, સ્વચ્છંદે, પરમાનંદે બહાર છુટથી ફરવા લાગી. મિત્ર મંડળમાં, કલબોમાં,

મેલાવડાઓમાં, ખાણાપીણામાં સર્વત્ર ! પંચમ માસે વળી તેની વધારે ઉન્નતિ થઇ. ફક્ત એકજ નોકરને સાથે લઇને તે કલકત્તા, મુંબઈ ઇત્યાદિ શહેરો જોવા ગઇ. ત્યાં જઇ તેણે તે શહેરોની જોવા લાયક જગ્યાઓ-જરા પણ અચકાયા વગર-એક નોકર સાથે સર્વત્ર ફરી ફરીને જોઇ. છઠ્ઠે માસે હવા ખાવા સારૂ સમુદ્ર તટે, નદી તટે કે પછી કોઈ સારી વાટિકાઓમાં પતિના હાથમાં હાથ ભેરવી આનંદે વિચરવા લાગી. સાતમે મહિને તેનું નાક દુર્ગંધ રહિત થયું. હવે તેને મધની કે મરઘીના માંસની દુર્ગંધ આવતી નથી ! આઠમે મહિને એના ગૃહમાંથી વિદ્યાર્થીને અપાતી મુષ્ટિ-ભિક્ષા બંધ થઇ ગઇ ! નવમે માસે રસોઇ કરનાર બ્રાહ્મણી-બાઇની જગ્યાએ બબર્ચીને રસોડા ખાતુ સોંપવામાં આવ્યું. દશમે મહિને ચંદ્રપ્રભા સંગીત વિદ્યામાં ધ્યાન આપવા લાગી. અગીઆરમે મહિને એક મુસલમાન ઉસ્તાદજી એને ઇશ્વિર-સંગીતનું, ગાન, તાન લયમાં અને છટામાં ગાવા શીખવવા આવવા લાગ્યા. બારમે મહિને તેની એ સર્વે શિક્ષા સંપૂર્ણ થતાં, ચંદ્રપ્રભા Upto date પોષાકમાં સજ્જ થઇ. ઇશ્વિરમાં આસક્ત થઇ હોય એમ ભ્રાતૃવર્ગ સમક્ષ પોતે જાતે હારમોનિયમ પર બેસી ગાન ગાવા લાગી-અરે ! જોનારને છક કરવા લાગી ! સર્વેના મુખમાંથી ધન્ય ધન્યના પોકારો કરાવવા લાગી !

આ પ્રમાણે એક વખતની ચુસ્ત પતિવ્રતા હિંદુ લલના સુધરેલા મૂર્ખ પતિના અધઃપતન કરનાર ઉપદેશને લીધે અંધકારાચ્છાદિત-આડે માર્ગે દોરવાઇ ! પતિને ઇશ્વિર માનનાર સ્ત્રીએ પતિની આજ્ઞા-માનવાની ધૂનમાં સ્વધર્મ છોડયો, નીતિ છોડી, આચાર-વિચાર છોડયા અને પતિરૂપ થઇ ! કહો કેઃ તેમના ઘોર દુર્દિનની શરૂવાત થઇ ! લાંબા વખતથી ઉંડાં મૂળ ઘાલી બેઠેલા (પતિના મનથી જણાતા) અજ્ઞાની વિચાર દૂર થયા અને આકાશ નિર્મળ બન્યું ! સભ્ય-સુધરેલી સમાજનો શરદ્ચંદ્ર હસવા લાગ્યો ! કુમુદ જળમાં પ્રફુલ્લ બન્યાં. આનંદસાગરમાં સ્નાન કરતો રામચંદ્ર કહેવા લાગ્યોઃ "ધન્ય ગુરૂદેવ ! ધન્ય તમારો બીજમંત્ર ! આપ સ્વયં ઇશ્વિરજ છો."

આટલું છતાં પણ હજી થોડું વાદળ ઘેરાયલું હતું. ગમે તેટલી ઉચ્ચ શિક્ષા આપવા છતાં તેટલું વાદળ કોઇ પણ પ્રયત્ને ખસ્યું નહિ. ઉજળા

સફેદ વસ્ત્રમાં તલ જેટલો કાળો ડાઘ રહી જવાથી રામચંદ્ર બહુ દુઃખી થતો, પણ એ માટે ગુરૂદેવે એક વખત એક પત્રમાં તેને લખ્યું હતું કેઃ " શાંત થા ! ચિંતા ન કર. ચંદ્રમાં કલંક એ તો એક શોભા છે. "

સ્વામિના ઉપદેશ અને શિક્ષાએ કરીને, ચંદ્રપ્રભાએ સ્વામિનાથના સંતોષ માટે ધીમે ધીમે સર્વસ્વનો ત્યાગ કર્યો. ફક્ત તેણે કપાળનો એક ચાંદલો અને હાથની ઝીણી ચુડીઓનો ત્યાગ કર્યો નહિ. ઉચ્ચત્તમ શિક્ષાની ઉચ્ચત્તમ શાખાએ પહોંચવા છતાં પણ ચંદ્રપ્રભામાં એટલા દુઃખદાયક કુસંસ્કાર—અસભ્યતા—જંગલીપણું રહી ગયું ! નિર્મળ નિલાકાશમાં એટલું કાળું ઘોર વાદળું રહી ગયું, એજ એક રામચંદ્રને દુઃખ દેતું હતું. છેવટે ગુરૂપદેશથી તેણે મનને શાંત કર્યું. તેણે માની લીધું કેઃ " સુગંધીદાર પુષ્પોમાં ભ્રમર, કમળમાં કંટક અને ચંદ્રમાં કલંક રહે એવોજ ઇશ્વિરી સંકેત જણાય છે. "

## પ્રકરણ ૯ મું.

### પુષ્પની માળા.

ગુલાબ—પુષ્પ અર્ધું ખીલેલું છે કે સોળે કળા સંપૂર્ણ ખીલ્યું છે તેનો અમે નિર્ણય કરી શકતા નથી. વાંચકોમાંથી કોઈ નક્કી કરી શકો તો તેમ કરી જુવો.

આશ્વિન માસના નિર્મળ નભોમંડળમાં ચંદ્ર હાસ્ય કરે છે. નીચે નિર્મળ પ્રવાહવાળી સરિતા, ચાંદની વડે પ્રફુલ્લિત થઇ મંદ મંદ ગતિથી શાંત રીતે કલ્ કલ્ સ્વરે વહન કરી રહી છે. સરિતાને કિનારે બાંધેલા એક બંગલાની ફરતી વાડીમાં એક ૧૩ વર્ષની બાળા ફુલની માળા ગુંથતી બેઠી છે. વાંચક! જુઓ તો ખરા! એને જોઈ વિચાર કરો કે એ પુષ્પ કેવું છે? કેટલું ખીલ્યું છે?

આ શું ? એ બાલિકા છે કે યુવતિ ? મને જણાય છે કેઃ શૈશવ યૌવન બન્ને મળી ગયેલાં છે. શું તેનાં સુંદર બન્ને લોચનો ! શું તેની બોલવાની ચાતુરી ! શું તેનું મધુરૂં હાસ્ય ! એ હાસ્ય જાણે પૃથ્વી પર ચંદ્ર પ્રકાશતો ન હોય! તે પુષ્પ લઇ શૃંગાર માટે માળા ગુંથી રહી છે. સખીને

પુછતી જણાય છે કે: "આ હૃદય–હારનો માલિક કોણ અને ક્યાં છે?"

એ કોમળાંગી બાળા દર્પણમાં વારંવાર પોતાનું સુંદર મુખદર્શન કરતી, સ્હામે મુકેલા કોટિ–કામદેવને લજાવે એવા એક મોહનમૂર્તિ–પરમ પુરૂષના ફોટોગ્રાફ સ્હામું તે યુવતી વારંવાર કુટીલ કટાક્ષ કરી રહી છે. જુઇ, ગુલાબ, ચંપો, મોગરો, વગેરે પુષ્પ–માળા ગુંથવાને બ્હાને પુષ્પ સાથે રમત કરતી, પૂર્ણચંદ્રની ચળકતી ચાંદનીમાં તે રતિદેવીની પેઠે બેસી આનંદ–કલ્લોલ કરી રહી છે. આ સઘળું દ્રષ્ય જોતાં મનમાં વિચાર થાય છે કે: "જાણે અમે આ મહાકાવ્યમય ક્ષીરસાગરમાં તદ્દન ડુબી જઇએ." વળી ઇચ્છા થાય છે કે: "એ મહાકાવ્ય કહી કોકિલ કંઠના બની તે મહા કવિતાનું સુધાપાન કરી મૃત્યુંજય થઇએ! અથવા શયનમાં, સ્વપ્નમાં, કે જાગતાં, હમેશાં મ્હારી જીહ્વા એજ મહા કવિતાનું ગાન કરે તો કેવું સારૂં? જાણે કવિતામાંજ એને સંબોધન કરીને કહું કે:—

"અરે! મ્હારા પ્રાણધન! મ્હારૂં કહેવું જરા સાંભળ. સૌંદર્ય–સરોવરમાં સ્નાન કરવાનો હેતુ છે. જઇશ ના. જઇશ ના. જો તું ભુલી જશે અને કોમળ આંગળીઓ વડે ઘુમટો તાણશે તો પણ અમે તો ઉંચા નીચા થઇને પણ ત્હારા સૌંદર્યામૃતનું પાન કરીશું."

સંગીતનો શોખીન મૃગ અને કમળનો ભોગી ભ્રમર તે તો એ વસ્તુઓ પાસે જવામાં ભય ધારતોજ નથી. ત્હારા વિના જગત્ શૂન્ય જણાય છે. ત્હારો વિચાર કરતાં શરીર નિર્બળ બની જાય છે. પ્રિય! પ્રાણપ્યારી! તમે મ્હારા વૈદ્ય બનો, અને કંઇક દવા આપો. આ એક જીવને બચાવવાનું પુણ્ય પ્રાપ્ત કરો. સંસારમાં બીજું શું લઇ જશો? વળી મનમાં વિચાર થઇ આવે છે કે: "આ સંસારરૂપી ઉદ્યાનમાં પ્રફુલ્લિત થયેલાં બકુલ તરૂનાં કુંજમાં બેસી બાલિકાનો હાથ ઝાલી કહું કે:

"પ્રિયે! તમારા સૌંદર્યસાગરમાં હું તો હવે ડૂબી ગયો છું. હવે તો સુધાવૃષ્ટિ કરવી એજ સારૂં છે. તમારા ઉત્તમ કેશકલાપ, અને દિવ્ય પોષાક જોઇ એવો વિચાર થાય છે કે મુનિ અને દેવ લોકો પણ તમારાથી અંજાઇ જાય અથવા ભુલાવામાં પડે. હાવભાવ, આનંદી લીલા, તેમજ બીજી પણ

નાના પ્રકારની રમતો તમેજ અમને શીખવી શકશો. મ્હારી સાથે આવવામાં તમને ભય રાખવાનું કશુંજ કારણ નથી. તમારામાં દોષ છેજ નહિ. તમે તો સદ્દગુણની ખાણ છો. તમારે હાથેજ પાર ઉતરવું મ્હને ઉત્તમ લાગે છે. દયા કરો. પ્રાણપ્રિયે!"

વાંચક! એજ બાળા તે પૂર્વે ખંડમાં આવેલી સીતાદેવી. આ સમયે તે બાલિકા હતી. હમણાં તે નિર્દોષ બાલ્યલીલા કરતી દેખાય છે.

સીતાદેવીએ રામચંદ્રની સુધારક પ્રિય પત્ની ચંદ્રપ્રભાને પેટે જન્મ ગ્રહણ કર્યો છે. ભૂભાર ઓછો કરવા માટે શક્તિરૂપી સીતાદેવીનો પૃથ્વીમાં જન્મ થયો છે!

સીતાદેવીનો વિવાહ એની આઠ વર્ષની ઉમ્મરમાંજ થયો હતો. વૃદ્ધ નરહરિએ ઘણી બારીક તપાસને અંતે એક સુપાત્ર પતિ જોઇ, પુત્રિનું યથાવિધિ કન્યાદાન કરી ગૌરી કન્યાદાનનું પુણ્ય પ્રાપ્ત કર્યું હતું. એ વખતે પુત્ર રામચંદ્ર ધર્મનો ગુઢ રસ પીવામાં ચકચૂર બન્યો હતો. કન્યાના વિવાહમાં એની સંપૂર્ણ સહાનુભૂતિ નહોતી, પણ આ વખતે પિતા–તેના અને ઘરના–કર્ત્તાહર્ત્તા હતા. રામચંદ્રને તો તેઓ એક વિદેશી, વિધર્મી અને અજ્ઞાન ગણતા. સીતા એ રામચંદ્રની પુત્રી હતી પણ નરહરિના કામમાં કોઇ રીતે વચમાં આવવાની તેનામાં શક્તિ નહોતી; તેમ રામચંદ્ર પણ પિતાના કામમાં આડે આવતો નહિ!

કન્યાના વિવાહ પ્રસંગે ચંદ્રપ્રભાનો હર્ષ પણ ઘણાજ થોડા પ્રમાણમાં હતો. કારણ કે જમાઈ ગુણવાન–વિદ્વાન–પવિત્ર બ્રાહ્મણ હોવા છતાં પણ બીજ વર હતો. વળી તેનામાં ગામડાના સંસ્કાર હતા. ત્યાંના રિવાજ પ્રમાણે તે વર્તતો હતો. ચંદ્રપ્રભાને એ વાત જરા પણ ગમતી નહોતી, પરંતુ નરહરિએ જમાઇમાં અતિ ઉચ્ચ ગુણો હોવાની વાતો કહેવાથી ત્હેના હૃદયને જરા શાંતિ વળી હતી.

વરનું નામ ચંદ્રશંકર હતું. ઉમર ત્રિશ વર્ષની હતી. કુળમાં ઘણાજ ઉચ્ચ હતા. ચંદ્રશંકરના પિતા એક મહાન્ વિદ્વાન–શાસ્ત્ર–પંડિત, દેશમાં પ્રખ્યાત હતા. તેમનું કોઇ પણ કાર્ય કે ન્યાય સર્વમાન્ય ગણાતો. ઘણા દુર

દેશાવરથી એમને નિમંત્રણપત્રો આવતાં. એ પ્રવિણ પંડિત બ્રાહ્મણે પોતાના પુત્ર ચંદ્રશંકરને દરેક શાસ્ત્રના ગ્રંથોનું અધ્યયન કરાવ્યું હતું. પ્રથમ પત્નીના મરણ પછી રામચંદ્ર પચીશ વર્ષની વયે વારાણસી યાત્રા કરવા નીકળ્યા હતા. ત્યાં કેટલોક કાળ રહીને તેમણે વેદાંત અને યોગ વિદ્યાનો અભ્યાસ કર્યો. ત્રણ વર્ષ પછી તેઓ પોતાને દેશ પાછા ફર્યા. ત્યાંથી આવ્યા પછી બે વર્ષે એમનો વિવાહ સીતાદેવી સાથે થયો.

ચંદ્રશંકર પરમ શિવભક્ત હતા. તેમનામાં ચાલતા જમાના પ્રમાણે ખોટો આડંબર કે ડૉળ જરા પણ જોવામાં આવતાં નહોતાં. કેટલાક શૈવો અને વૈષ્ણવો એવા પણ હોય છે કે તેઓ પોતાના ધર્મથી વિરુદ્ધ દેવદેવીઓને જોઇ નાકનું ટેરવું વાંકું કરે છે. કેટલાક વૈષ્ણવો તો એટલા બધા વિરૂદ્ધ વર્તનના હોય છે કે તેઓ અંબામાતા કે કાલિમાતાને માનતા નથી. તેઓ શંકરના ચરણામૃતને શ્વાનના મૂત્ર તુલ્ય ગણે છે! દેવીના પ્રસાદને તેઓ કાકવિષ્ટા કહે છે! અન્ય ધર્મની વાતો સાંભળવાથી નરકના અધિકારી થવું જાણે છે! પરંતુ એવા ચુસ્ત સ્વાર્થી વૈષ્ણવ વગેરે ધર્મીઓ જેવા તે નહોતા. તેમને મનથી સર્વે ધર્મ સમાન હતા. તેઓ સર્વ દેવદેવીને નમન કરતા.

નરહરિ પણ શૈવ હતા. સ્નાન કર્યા પછી જ્યાં સુધી સંધ્યા–શિવપૂજા, રૂદ્રિ અને ભગવદ્‌ગીતા વાંચતા નહિ ત્યાં સુધી તેઓ અન્ન જળ ગ્રહણ કરતા નહોતા. જ્યારે કોઇ શંકર ભગવાનની કે કૃષ્ણ પરમાત્માની કથા કહેતું ત્યારે એમના ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ ટપકતાં. નરહરિ પોતાના જમાઇ ચંદ્રશંકરની ધર્મશ્રદ્ધા જોઇને મોહિત થયા હતા. ઘણી વખત તેઓ કહેતા કે: "આવો પવિત્ર ધર્મનિષ્ટ જમાઇ આપણને બીજો મળત નહિ." નરહરિ જ્યારે જીવતા હતા, ત્યારે ચંદ્રશંકર ત્રણ વખત સાસરે આવ્યા હતા. જ્યારે જ્યારે ચંદ્રશંકર આવતા ત્યારે ત્યારે તેમને જોઇ વૃદ્ધ દાદા સસરાનું હૃદય પ્રેમથી ઉભરાઇ જતું. બન્ને ઘણા દિવસો સુધી શંકર ભગવાનની અને શ્રી કૃષ્ણની વાર્તા કરતા. ચંદ્રશંકરને મોઢે શંકર લીલામૃત, શંકર દિગ્વિજય, શ્રીમદ્‌ ભાગવત, રામાયણ, મહાભારત ઇત્યાદિ ધાર્મિક કથાઓ સાંભળતા ત્યારે વૃદ્ધ નરહરિના મનમાં ચંદ્રશંકર માટે પ્રેમ તેમજ માન છુટતાં. જમાઇ

રહેતા તેટલા દિવસ વૃદ્ધ નરહરિ જાણે સ્વર્ગનું સુખ ભોગવતા હોય એવું તેમને લાગતું.

કાળક્રમે નરહરિનું મરણ થયું. બીજી બાજુએ ચંદ્રશંકરના પિતા બહુ દિવસથી રોગ-શૈયાએ પડયા હતા. વૃદ્ધ વયમાં રોગ. હમેશાં ઝીણો જ્વર શરીરમાં રહેતો. આહાર પરથી રૂચી ઉઠી ગઈ હતી, તેથી દિવસે દિવસે તેનું શરીર દુર્બળ થવા લાગ્યું. એક મન અને એક ધ્યાનથી—પૂર્ણ પ્રેમથી—ચંદ્રશંકર પિતાના અંતિમકાલે સેવા કરવા લાગ્યો. સંસારમાં ચંદ્રશંકરને નરહરિ સિવાય અન્ય કોઇ નહોતું. માતા લાંબા વખતથી પરલોકગમન કરી ગયાં હતાં. એક દિવસ, પરમ પવિત્ર પિતા ચંદ્રશંકરનો હસ્ત લઇ પોતાના ઉષ્ણ કપાળ પર રાખી કહેવા લાગ્યા: "ભાઇ! હવે જઇશું. આ દેહ હજી પણ કેટલું કષ્ટ પામશે તે કહી શકાતું નથી. તું આ સંસારમાં એકલો અનાથ થશે. રાત્રિ દિવસના અખંડ ઉજાગરા અને સેવાના પરિશ્રમ વડે તને ઘણુંજ કષ્ટ થતું હશે તે હું સમજું છું. મ્હને એમ થાય છે કે તું કોઇ એક સારો દિવસ જોઇ ત્હારી સ્ત્રીને તેડાવવાનો પત્ર લખ. તમને બંનેને મ્હારી નજર સ્હામે મ્હારી સેવા કરતાં જોઈ મ્હને ઘણોજ હર્ષ થશે."

પિતૃ આજ્ઞા શિરોધાર્ય કરવા માટે, પિતાના કહ્યા પ્રમાણે ચંદ્રશંકરે, રામચંદ્રને એક પત્ર લખ્યો; છતાં પત્રનો પ્રત્યુત્તર હજી સુધી પણ આવ્યો નહિ. તેમ રામચંદ્રે પોતાની કન્યાને સાસરે વિદાય પણ કરી નહિ! કારણ પરમાત્મા જાણે!"

રાત્રિના આઠ વાગ્યાનો સમય હતો. સુંદરતાની દેવી બાલિકા સીતાદેવી હજી પણ ફુલની માળા ગુંથતી ફુલ સાથે રમત રમી રહી નહિ. આ સમયે એક વૃદ્ધા સ્ત્રી આવી કહેવા લાગી: "અરે બાલિકા! રાત ઘણી થવા આવી છે. જલ્દીથી ઘરમાં ચાલ. હવે ત્હારી માળાને બાજુએ મુકી દે."

સીતાદેવી: "હૉલમાં બરાબર સાફસુફ કર્યું છે કે?"

વૃદ્ધા: "બધું બરાબર ગોઠવ્યું છે."

સીતાદેવી વૃદ્ધાને ધક્કો મારી કહેવા લાગી: "તું પંદર મિનિટથી આવી છે ત્યારની મ્હારી માળા પાછળ લાગી છે. જા અહિંથી ચાલી જા!"

એ સાંભળી વૃદ્ધા એકદમ ત્યાંથી ચાલી ગઇ.

સીતાદેવી કોઈ વખત પુષ્પ તોડતી, કોઇ વખત દોરો લેતી તો કોઇ વખત સોયમાં દોરો પરોવતી વળી પાછી મોહનમાળા ગુંથવા લાગી. માળા ગુંથતાં ગુંથતાં તે કાંઇક ગણગણવા લાગી. "હે વનમાળી! હે ઘનસ્યામ! ઉત્તમ માલણ ઉત્તમ પુષ્પ-માળા ગુંથે છે. મોહનમાળા જોતાં રતિ-કામ ફંદામાં ફસાઈ પડેજ! પછી તમે કેમ નથી ફસાતા? અરેરે! વિરહથી શરીરમાં અગ્નિજ્વાળા જેટલું દુઃખ થાય છે. હે મોહન! જો તું ઇચ્છા કરે તો પુષ્પોનો વર્ષાદ વર્ષાવે, અને પ્રેમ કરે તો પ્રેમામૃત પણ રેડી શકે. જો તો ખરો. મ્હારી આંગળીઓમાં ચપો કેવો શોભી રહ્યો છે? નયનકમળમાં કોઇએ કામદેવ આંજ્યો હોય એવું લાગે છે. આ ગુલાબી ગાલની લાલી, આ અધરોષ્ટની રાતાશ ભારત લલનાઓને કેવું શરમાવે છે? એવી હું ઉત્તમ છતાં તું કેમ વેગળો છે?"

એમ બબડતાં બબડતાં તેણે એક, બે એમ ચાર માળા ગુંથી કાઢી. છેલ્લી માળા સર્વ શ્રેષ્ઠ ગુંથાઈ. તે તેણે વૃદ્ધા દાસીની થાળીમાં મુકી. માળાને એક છેડે એક ચીઠ્ઠી ચોંટી. તેના પર નીચે પ્રમાણે લખ્યું હતું:—

"કામકાજના પ્રસંગે હું તમારા કામમાં ન આવી. મ્હેં તમને ઘણું કષ્ટ આપ્યું છે. તેનો વિચારજ થઈ શકતો નથી. મ્હારો અપરાધ ક્ષમા કરજો. હું તમારીજ છું."

બીજી ત્રણ માળાઓ પોતાની પેટીમાં મુકી દીધી.

આ ઉપરથી ગુજરાતી સાહિત્ય સેવકો અમને પ્રશ્ન કરશે કે: "એક તેર વર્ષની બાળા ઉત્તમ લેખો કેવી રીતે લખી શકે? અને કવિતાઓ કેવી રીતે બનાવી શકે?" પરંતુ તે અમે જાણતા નથી. કેવળ માત્ર પરમાત્મા જાણે! સીતાદેવીએ સ્વહસ્તે એવો લેખ લખ્યો હતો એટલું તો ખરૂં.

સીતાદેવીએ સ્વહસ્તે તે લેખ લખ્યો છે એમ કહેવાનો શું અમને અધિકાર નથી? ઘણા ગુજરાતી સુપ્રસિદ્ધ માસિકોમાં અમે એવું લખેલું જોયું છે અને નીચે સંપાદક-તંત્રી સાહેબે કરેલી નોટ પણ વાંચી છે કે: "અમુક કવિતા ફલાણી ચૌદ વર્ષની બાલિકાએ બનાવેલી છે. અમુક સંગીત કોઇ બાર

વર્ષની બાળાએ લખ્યું છે, અને મ્હોટી વયની સ્ત્રીઓના લેખો અને કવિતાઓની તો વાતજ જૂદી છે. પછી તે ગમે તેણે રચ્યાં હોય પણ હસ્તાક્ષર તો લેખ નીચે સહી કરનાર સ્ત્રીનાજ! ગમે તેમ હો પણ વૃદ્ધા દાસી માળા લઇને ભેટ કરવા ગઈ.

આહારનો સમય થતાં ડૅપ્યુટી સાહેબના બંગલામાં ઘંટાનાદ થતો. સાડાઆઠ વાગ્યા તેજ સમયે આજે ઘંટાનાદ થયો. સીતાદેવી ત્વરિત ગતિએ આહાર કરવાને ભોજન ખંડમાં આવી પહોંચી. ભોજન કરી તુરતજ તે પોતાના શયન ખંડમાં જઇ કૅાચ પર પાથરેલી, દુધ સમાન ઉજ્વળ શૈયા પર સુતી. રાત્રિના દશ વાગ્યાનો સમય થયો. બંગલાનાં સર્વે માણુસો નિદ્રાદેવીના ખોળામાં શયન કરી ગયાં. ડૅપ્યુટી સાહેબના ગૃહમાં સર્વત્ર શાંતિદેવીનું સામ્રાજ્ય પથરાઇ ગયું હતું. મનુષ્યોનો કોલાહલ પણ શાંત થયો હતો. માત્ર ચંદ્રને વિરામ લેતો જોવામાં આવ્યો નહિ. ચંદ્ર પોતાનાં શાંત કિરણો જગત્ પર નાખી સર્વને એકસરખો આનંદ આપી રહ્યો હતો. તે આખી રાત પોતાનો ઝગઝગતો શાંત રૂપેરી પ્રકાશ જગત્ પર ફેંક્યા કરતો હતો. તે જાણે જગતને રૂપેરી ચાદરોનું સદાવ્રત કેમ આપતો ન હોય એવું જણાતું હતું! ડૅપ્યુટી સાહેબના બંગલાની બારીમાંથી જણાતી સાબરમતી કલૂ કલૂ કલૂ કંઠે મધુર સ્વર કરી રહી હતી. તેને પણ શાંતિ જણાતી નહોતી. સાહિત્ય પ્રેમી, કાવ્ય–પ્રિય સીતાદેવી, ઉત્તમ વિચારનું સ્ફુરણ કરાવે એવા, કવિતા કરવાના સમયે અત્યારે જાગે છે કે ઉંઘે છે તે કોણ કહી શકે ?

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પ્રેમી કે ચોર?

શહેરના ટાવરમાં કડંક્ કડંક્ કરતા રાત્રિના બે વાગ્યા. આ બે રણકાથી શહેર ગાજી ઉઠયું. જાણે હિમાલયના શિખર પરથી શંકરભગવાને મધુર શંખનાદ કર્યો. આ સમયે આખું અમદાવાદ શહેર નિદ્રાના પૂર્ણ આધિનમાં હતું, તેથી કોઇએ તેનો વિશેષ અનુભવ કર્યો નહિ.

ચાંદનીના ઝાંખા પ્રકાશવડે જોવામાં આવ્યું કે: ડેપ્યુટી સાહેબના બંગલાથી થોડે છેટે નદીને કિનારે એક હોડી બાંધેલી છે. બંગલાનાં પગથીઆં નદીમાં પડતાં હતાં. વૃદ્ધા દાસી સફેદ વસ્ત્ર પહેરી પગથીઆંમાં સ્થિરભાવે ઉભી હતી. બંગલામાં જવાનાં બારણાં ઉઘાડાં હતાં.

ડેપ્યુટી સાહેબના બંગલાની પાસેજ બગિચો હતો. બાગ બહુ મ્હોટો નહોતો તેમ બહુ નાનોયે નહોતો. બાગમાં હરેક પ્રકારનાં ફુલ ઝાડ વાવેલાં હતાં. ઉદ્યાન અધિકારી મ્હોટો હિસાબી માણસ હતો. બાગનો પ્રથમ ભાગ દેશી વિલાયતી ફુલોથી વિભૂષિત કર્યો હતો. બીજી બાજુએ બે કલમી આંબાની હાર હતી. તેના પછી કેટલાંક દેશી આંબાનાં વૃક્ષ હતાં. આંબા પછી મીઠાં લીંબુ, લીંબુ પછી દાડેમ, નાળીએર, ખજુરી, જમરૂખ, વગેરે વૃક્ષો અને પુષ્પના રોપાઓ યથાનિયમે વાવી બાગને ઘણોજ સુશોભિત કરવામાં આવ્યો હતો. વચમાં કેટલીક જગ્યાએ ગોળાકારમાં કેળનાં વૃક્ષો વાવેલાં હતાં. તેનાં પર કેળાં ઝઝુમી રહેલાં હતાં. બીજી એક બાજુએ ભીંડા, કારેલાં, પતરવેલીઆં, મેથી, ઇત્યાદિ શાક વાવેલાં હતાં. વધારે તો શું પણ પાન માટે પણ મંડપ બનાવી વેલા ચઢાવવામાં આવ્યા હતા.

આ ઉદ્યાન સાથે ડેપ્યુટી સાહેબને કોઇ પણ જાતનો સંબંધ નહોતો ! ફક્ત ફૂલોની સુગંધ માત્ર લેવાનો એમનો અધિકાર હતો. જે ડેપ્યુટી સાહેબના બંગલાનો માલિક હતો તેજ આ બાગનો પણ માલિક હતો ! ચાંદની વડે પ્રકાશી રહેલી મધ્ય રાત્રે ઉદ્યાનના મધ્યમાં આવેલો બંગલો સ્તબ્ધ, સફેદ વસ્ત્રધારી દાસી સ્તબ્ધ, હોડીના માછી પણ સ્તબ્ધ, સર્વ દિશાઓ પણ સ્તબ્ધ. પણ દૂરથી પેલું શું જણાય છે ? બે માણસો હાથમાં એક એક જાડી લાકડી લઇ વૃક્ષોની ઘટામાંથી વિદ્યુત વેગે આવતાં દેખાય છે. જોતજોતામાં બીજા બે માણસો આમ્રવૃક્ષની ઘટામાંથી નીચે ઉતરતાં દેખાયાં. એમાંના એક જણના હાથમાં હાથીદાંતના હાથાવાળી જાડી લાકડી હતી. બીજાના હાથમાં પિસ્તોલ જણાતી હતી. વળી એક બીજો માણસ કદમવૃક્ષની ઘટામાંથી એક લાંબી કડીઆળી ડાંગ લઇ પૂર વેગમાં આવતો જણાય છે. આવે સમયે આ માણસો કોણ હશે ! ચોર તો નાહ હોય ? ચોર

હોય તો કડીયાળી ડાંગવાળા માણસના માથાના વાળમાં તેલ ઘાલી સેંથો પાડેલો કેમ જણાય છે! કોઇની આંગળીમાં હીરાજડિત વીંટી ઝગઝગતી દેખાય છે. કોઇના અંગ પર ગ્લેઝવાળી અસ્ત્રી કરેલું કડકડતું ખમીસ પહેરેલું જણાય છે. એક જણ તો ગજવામાંથી એક શીશી બહાર કાઢી લવેન્ડર જળ માથામાં નાખતો જણાય છે. પેલી વૃદ્ધા નદી તરફનું ગૃહદ્વાર ખુલ્લું કરી એમના આવવાની રાહ જોતી ઉભી રહી છે. એક પુરૂષ ઘણેજ ધીમે પગલે બીજે મજલેથી નીચે ઉતર્યો છે. ત્હેના ડાબા હસ્તમાં એક ગુલાબપુષ્પ હતું. જમણા હસ્તમાં એક નાજુક લાકડી હતી. એ પુરૂષે જેવો જમીન પર પગ મુક્યો તેવાજ વાળ ઓળી માથામાં સેંથો પાડેલા પાંચ લુંટારાઓ બાગમાંથી વિદ્યુત્ વેગે દોડતા નિમિષ માત્રમાં ત્હેના પર તૂટી પડયા. જાણે ક્ષુધાતુર વ્યાઘ્રે ગરીબ ઘેટાનાં બચ્ચાં પર હુમલો કર્યો ન હોય! પુરૂષ ભય પામ્યો. કંપિત કલેવરે ભીતિવ્યંજક ભાગાટૂટા સ્વરથી બોલવા લાગ્યો: "તમારે શું જોઇએ? તમારી શી ઇચ્છા છે?" વૃદ્ધા બુમ પાડી ઉઠી: "અરે આવો! કોઇ દોડો! ચોરો મારી નાંખે છે રે!" તેમાંના કોઇએ પ્રથમ કાંઇ પણ વાત નહિ કહેતાં પેલા ગૃહસ્થ યુવકના હાથ પર એક જાડી લાકડીનો ફટકો લગાવ્યો. તેથી તેના હાથમાંનું ગુલાબ પુષ્પ અને લાકડી પૃથ્વી પર પડી ગયાં. ત્યાર-પછી બધાએ મળી તે યુવક ઉપર કોઇએ લાકડી, કોઇએ લાતમુક્કી, કોઇએ ધબ્બો અને કોઇએ જોડાનો વર્ષાદ વર્ષાવ્યો: "બચાવો! બચાવો!" કહેતો કહેતો યુવક જમીન પર ઢળી પડયો. તેના નાકમાંથી જોસભેર રક્તપ્રવાહ વ્હેવા લાગ્યો. એ કાર્ય એક અર્ધ–મિનિટમાં સંપૂર્ણ થયું!

વૃદ્ધાનો ચીત્કાર, નૌકાના માછીઓનો પોકાર અને યુવકની મ્હોટી બૂમ. એ ત્રણે ચીત્કારે એકત્ર થઇ મ્હોટો કોલાહલ ઉત્પન્ન થયો. "ચોર! ચોર! ચોર!" એવો નદીતટ પર પ્રતિધ્વનિ થવા લાગ્યો. નદીમાં પડેલી નૌકામાં બેઠેલા માછીઓ તો સ્તબ્ધજ બેસી રહ્યા હતા. વૃદ્ધા ઘણીજ પાકી હતી. તેણે કહ્યું: "ઓ શેઠજી સાહેબ! તમે એક વાર નીચે આવો, અમને ચોરો મારી નાખે છે રે!"

આવી રીતની બૂમાબૂમથી ગૃહનાં દરેક માણસો, કૉન્સટેબલ, ડેપ્યુટી

સાહેબ તેમજ અન્ય બીજાં મનુષ્યો દોડી આવ્યાં. કેટલાક આસપાસના પાડોસીઓએ ઉદ્યાનના દરવાજા પાસે આવી હો–હો ધ્વનિ કરવા લાગ્યા. બે કૉન્સટેબલોએ બગિચાના દ્વાર આગળ આવી મ્હોટી બૂમ પાડી કહ્યુંઃ "જલ્દી દરવાજા ખોલ દો." પણ એમનું કહેવું સાંભળે કોણ? અને દ્વાર ખોલે કોણ? બીજી બાજુએ સ્વયં ડૅપ્યુટી સાહેબ ઘરનાં બે માણસો સાથે ત્રીજા માળના ધાબામાં ચઢી જઈ બંદુકમાં ગોળી ભરી ઉદ્યાન તરફ નજર નાખી કહેવા લાગ્યાઃ "હું હમણાંજ બંદુકના ગોળીબ્હાર કરી સર્વના પ્રાણ લઈશ! શું મ્હારા મકાનમાં ચોર ભરાયા છે? એમણે આટલું બધું સાહસ કર્યું ત્યારે મ્હારી સમ્મુખ હવે આવી ઉભા રહે તો હું એમને હિંમતવાન જાણું. ગોળીબ્હાર હવે તો જરૂર કરવાનો, કરવાનો ને કરવાનોજ!" પણ ચોર ક્યાં છે? ક્યાં સંતાયા છે? વસ્તુતઃ ત્યાં કોઈ પણ માણસ દેખાતું નથી. ચોરની ટોળી ક્યારે અને કયે રસ્તે થઈ પલાયન કરી ગઈ, તે કોઈ પણ જોઈ કે જાણી શક્યું નહિ. નીચે માત્ર એક વૃદ્ધા અને પેલો આઘાત પામેલો, ભૂશય્યા કરી મૂર્ચ્છાવસ્થામાં પડેલો યુવક, એમ બે જણા હતા. વૃદ્ધાએ ડૅપ્યુટી સાહેબને અગાશીના ધાબામાં દીઠા તેથી હિંમત લાવી લથડતે અવાજે કહેવા લાગીઃ "ઓ ડીપોટી સાહેબ! એક વાર નીચે આવો અને જુઓ તો ખરા. આપણા હરિવદનભાઈનું ચોર લોકોએ ખૂન કર્યું છે. ચોરો તો ન્હાસી ગયા છે." ડૅપ્યુટી સાહેબ અજાયબ થઈ ઉચ્ચ સ્વરે બોલ્યાઃ "હેં! શું કહે છે! ચોર જતા રહ્યા છે! કઇ દિશાએ ગયા? જલ્દી કહે! હરિવદનનું ખુન? શું બકે છે?"

ડૅપ્યુટી સાહેબના નોકરોમાંનો એક નોકર કહેવા લાગ્યોઃ "ચોર શું હજી અહીં ઉભા રહે ખરા કે? આપની બંદુક જોઈ હશે ત્યારનાજ તેઓ પોબારા ગણી ગયા હશે."

એ શબ્દો સાંભળી ડૅપ્યુટી સાહેબ જરાક હસ્યા. બધા એકત્ર થઈ નીચે ઉતર્યા. ઉદ્યાનનો દરવાજો ઉઘાડતાં તો હજારો માણસ એકઠું થઈ ગયું. કૉન્સટેબલ, ઈન્સપેક્ટર, જમાદાર, ફોજદાર, વગેરે સર્વ કાળી પલટણ આવી પહોંચી. પાડોશનાં બધાં વાતો કરવા લાગ્યાંઃ "કેવું આશ્ચર્ય! ડૅપ્યુટી સાહે-

બના બંગલામાં ચોર ! વ્યાઘ્રને ઘેર ઘેટાનો નિવાસ ?"

પૃથ્વી પર મૂર્છા ખાઈ પડેલા યુવકનું નામાભિધાન હરિવદન ભટ્ટ હતું. મુખમાં જળ રેડી તુરતજ તેને ઉંચકી બંગલામાં લઈ જવામાં આવ્યો. તેને કાંઇક ચેતન આવેલું જણાયું. જોતાં માલુમ પડ્યું કે પ્રહાર બહુ સખ્ત નહોતો. કેવળ નાકમાંથી રક્ત બહાર પડતું હતું. ભયના માર્યા એને મૂર્છા આવી ગઈ હતી. ડાબો હાથ લાકડીના ઝપાટાથી સુઝી ગયો હતો, અને એ હાથે તેને બહુજ કળતર થતું જણાયું. શરીરે, મ્હોઢે, નાકે, કપાળે ટંડું જળ રેડવાથી અને જરા વિનોદી વાતો કરવાથી એનું શરીર કાંઈ સ્વસ્થ થતું જણાવા લાગ્યું.

બીજી બાજુએ ચોરોની ટોળી ક્યાંય સંતાઈ રહી છે કે કેમ? ત્હેની તપાસ ચાલે છે. ઉદ્યાનમાં ચારે બાજુએ સર્વે જોઇ વળ્યાં. ઇન્સ્પેક્ટર સાહેબે આંબાની મ્હોટી મ્હોટી ઘટાઓ જોઈ કૉન્સ્ટેબલ, જમાદાર, તેમજ ફોજદાર સાહેબને હુકમ કર્યો કે: "તમે ફાનસ લઇ આંબાના વૃક્ષ પર ચઢી એની ડાળે ડાળે તપાસ કરી આવો ! સંભવ છે કે એમાં કદાચ તેઓ સંતાઇ જાય !" સાહેબનો એવો હુકમ સાંભળી કોઈ સિપાઈ સુરવાળનું નાડું ઠીક કરવા લાગ્યા. કોઇ કોઇ ખજુરી નીચે અને કોઇ કદળી વૃક્ષ આગળ ફરવા લાગ્યા. કોઈ હિંમતવાન આમ્રવૃક્ષ પર ચઢી જોવા લાગ્યો, પણ ક્યાંય ચોરનું ચિહ્ન જણાયું નહિ. એથી ઇન્સ્પેક્ટર સાહેબ ઘણાજ ગુસ્સે થઇ ગયા, નેત્ર લાલચોળ કરી કહેવા લાગ્યા: "તમે પોલિસની નોકરી માટે તદ્દન નાલાયક છો ! ઉદ્યાનમાં ચોરો આવેલા તેનું તમને ચિહ્નજ જણાતું નથી ?" તેમણે એકદમ મસાલ તૈયાર કરાવી ચોરોનાં પગલાં શોધવામાં બધા સિપાઇ–અમલદારો રોક્યા. એક ઝમરૂખીના ઝાડ પાછળથી એક કૉન્સ્ટેબલને એક રૂમાલ જડ્યો. બીજા સીપાઇઓને તે રૂમાલ બતાવવામાં આવ્યો. બધા આનંદથી કોલાહલ કરતા સાહેબ પાસે રૂમાલ લઇ આવી ઉભા રહ્યા. સાહેબે રૂમાલ હસ્તગત કર્યો.

અતિ ધીર ગંભીર ભાવે તેમજ હર્ષપ્રફુલ્લ નેત્રે પોલીસ–સાહેબ રૂમાલની પરીક્ષા કરવા લાગ્યા. ડૅપ્યુટી સાહેબ, પોલીસ–સાહેબની ડાબી બાજુમાં જઇને

બેઠા. ઇન્સ્પેક્ટર સાહેબ ગુજરાતી–દેશી હતા. તેઓ થોડેક દૂર ઉભા રહી સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબની આજ્ઞાનુસાર રૂમાલનું વર્ણન લખવા લાગ્યા. વર્ણન નીચે પ્રમાણે હતું:

(૧) રૂમાલ રેશમી છે. તપાસ કરવી કે રેશમ ક્યાંનું છે? કઇ દુકાનેથી, કયા બજારમાંથી, કઇ તારીખે, કોને આ રૂમાલ વેચ્યો છે? જે વ્યક્તિએ આ રેશમ ખરીદ કર્યું તે કોણ જાતિનો હતો? ક્યાં રહે છે? એનું રૂમાલ બનાવવાનું કારખાનું છે કે નહિ?”

(૨) રૂમાલ વેચનાર કોણ? રૂમાલની કીંમત શું છે? કયા મનુષ્યે કઇ તારીખે આ રૂમાલ વેચ્યો છે?

(૩) રૂમાલ એક વખત ધોબીને ત્યાં ધોવાયલો છે, કારણ ધોયાનું ચિહ્ન છે. એ ધોબી ક્યાંનો? કઇ જાતિનો? ઉમ્મર કેટલી? કોનાં કોનાં કપડાં તે ધુવે છે? કેટલા દિવસથી એણે એ ધંધો કરવા માંડ્યો છે?

(૪) રૂમાલને ચારે છેડે ચાર ફુલ છે. ફુલની આકૃતિ *. કોણ કોણ શિલ્પી આ દેશમાં એવા પ્રકારનાં ફુલ તૈયાર કરે છે?

(૫) રૂમાલની ચારે કિનારી પર મ્હોટા મ્હોટા અક્ષરે ગુજરાતીમાં લખ્યું છે કે: “મ્હને સ્મરણમાં રાખજો. ભુલશો ના.” કયા કયા શિલ્પી આવું ભરતકામ કરી શકે છે?

(૬) રૂમાલને એક છેડે ગુજરાતીમાં લખેલો પત્ર છે; તેમાં બે કવિતા લખેલી છે. એક કવિતા કાળી શાહીથી અને બીજી લાલ શાહીથી.

(क) કાળી શાહીની કવિતાનો અનુવાદઃ—

બંધુ! વધારે હું શું કહું? આ ભવે અને પરભવે મ્હારા જીવનના તમેજ પ્રાણપ્રભુ થજો. તમારા ચરણમાં મ્હારા પ્રાણ–પ્રેમની આહુતિ અપાઈ ગઇ છે. તમને મ્હેં સર્વ અર્પણ કર્યું છે. તન, મન, જોબન. તમારી સાથે મ્હારો અભેદ સંબંધ થયો છે. હું સત્ય કહું છું કે હું તમારી ચરણરજ દાસી છું. આ ત્રણે ભુવનમાં, તમારા સિવાય અન્ય મ્હારૂં કોઇજ નથી. તમે મ્હારા કૃષ્ણ છો, તમારે બીજી કોઈ રાધા શોધવી પડશે નહિ. મ્હારી શુદ્ધ–સાનનો લોપ થયો છે. મ્હારે હવે કેમ કરી ઉભા રહેવું! ઉંચે, નીચે, સ્વર્ગે કે પા-

તાળમાં જ્યાં જ્યાં નજર નાંખું છું ત્યાં ત્યાં મ્હને મ્હારા કૃષ્ણનાંજ-તમારાંજ દર્શન થાય છે. હું તમારૂં શરણ માગું છું. તમારા ચરણમાં પડું છું. હવે મ્હને તરછોડશો નહિ. હું અબળાને તમારા સિવાય બીજું કોઈ નથી. વિચાર કરતાં પણ જણાય છે કે: તમ-પ્રાણનાથ સિવાય મ્હારી કોઈ ગતિ નથી. તમ સિવાય મ્હારો બીજો મોક્ષ નથી. ઓ પ્રાણ-ઓ પ્રાણ-".

(ख) લાલ શાહીની કવિતાનો અનુવાદઃ—

મ્હારી રાધે! તુંજ મ્હને ઉદ્ધારનાર છે. ત્હને જોઈ મ્હને બહુ પ્રેમ ઉત્પન્ન થયો છે અને ગોકુળમાં વસવાની ઇચ્છા થઈ છે. રાત્રે અને દિવસે સર્વ કાળ ત્હારો આલાપ સાંભળવા કરમાં મોરલી લઇ બેઠો છું. યમુનાને ઘાટે ત્હારો મેળાપ કરવા ક્યારની વાટ જોઈ બેઠો છું. ત્હારૂં રૂપ અને માધુર્ય દેખી કદમ્બ વૃક્ષ નીચે મ્હેં આશ્રય લીધો છે. ઓ પ્યારી રાધા! ત્હારી મધુરી મૂર્તિનાં દર્શનનીજ હું વાટ જોઉં છું. જાણે ચાતક પક્ષીજ! હજારો કલ્પનાઓ કરી ત્હારાંજ ગાન ગાઉં છું, અને ગાન ગાતાં ગાતાં ત્હારા પ્રેમમાં લીન થઈ જાઉં છું."

(૭) આ કવિતા કયા એ વ્યક્તિને હાથે લખાઇ તેની તપાસ કરવી. એનો અર્થ શું, ઉદ્દેશ શું? તે સમજવો. જો એ કવિતાનો લેખક સહેલાઇથી જાણી ન શકાય તો તેને લિથોગ્રાફમાં છપાવી દરેક પોલિસ-થાણે મોકલી આપવી.

રૂમાલનું વર્ણન બરાબર લેવાયા પછી પોલિસ સાહેબ હરિવદન ભટ્ટની જબાની લેવા ઉઠયા. હરિવદને કહ્યું: "હાલમાં મ્હારૂં શરીર અસ્વસ્થ છે. મ્હને હાથમાં તેમજ નાકમાં સખ્ત વેદના થાય છે. સઘળી વાત હાલમાં મ્હારાથી બરાબર લખાવી શકાશે નહિ. મ્હારામાં હમણાં બોલવાની શક્તિ પણ નથી." પોલિસ સાહેબે કહ્યું: "આચ્છા! અત્યારે થોડું ઘણું જે કાંઈ કહેવાય તેટલુંજ કહો, કારણ કે અત્યારથીજ અમારે એ બાબતની તપાસ શરૂ કરવી પડશે. મ્હારા પ્રિય બંધુ રામચંદ્રને ત્યાં ચોર આવ્યા અને આટલું નુકશાન કર્યું એથી એક ક્ષણ પણ હું વિલંબ કરી શકીશ નહિ. મ્હારે હમણાંને હમણાંજ એ બદમાશની તપાસ કરવા માટે માણસો મોકલવાં જોઇએ."

ધુટી રામચંદ્રે કહ્યુંઃ "હરિવદન મ્હારા પ્રિય બંધુ અને સદ્‌ગુણશીલ છે. ાજ સુપાત્ર અને સજ્જન છે." આટલી કથાવાર્તા થયા પછી હરિવદનની ોપમાં નીચે પ્રમાણે જબાની લેવામાં આવી.

"મ્હારૂં નામ હરિવદન કે. ભટ્ટ. જાતના વડનગરા નાગર બ્રાહ્મણ, ઉમ્મર ૨૪, નિવાસ અમદાવાદ. હું વિશ્વવિદ્યાલયમાં બી. એ. પાસ થયો છું. મુંબાઇમાં વકીલાતનો અભ્યાસ કરૂં છું. ઘરનો સુખી છું. બાપને એકનો ક છું."

"મ્હને માથાનો વ્યાધિ છે. ડૉકટરની સલાહથી અત્રે હવાફેર માટે ; માસથી આવેલો છું. રાત્રે ચંદ્રના શીતળ પ્રકાશમાં વાયુ-સેવન કરવો ી મ્હને મ્હારા ડૉક્ટરે સલાહ આપી છે. હું હમેશાં એ પ્રમાણે રાત્રે કરૂં અને દિવસે દવાનું સેવન કરૂં છું."

"આજે રાત્રે વાયુ સેવન કરતો નૌકામાં બેસી ફરતો હતો. ફરતાં ાં મ્હને પેશાબ કરવાની પ્રબળ ઇચ્છા થઇ. માછી લોકોને ડેપ્યુટી સાહે- ા બંગલા આગળ નૌકા થોભાવવા કહ્યું. હું ધીમે ધીમે કિનારા પર ઉતર્યો ે જોયું કેઃ ચોર લોકોની એક ટોળી તરવાર, બંદુક, ડાંગ અને છરા ાદિ પ્રાણનાશક હથિયારો લઇ ડૅપ્યુટી સાહેબના બંગલામાં ધાડ પાડવાના દાથી વેગભેર આવતા હતા. "કોણ છે! કોણ છે!" કહી મ્હેં મ્હોટી . પાડી પણ પોતાના કાર્યમાં એકાએક વિઘ્ન ઉપસ્થિત થયેલું જોઇ તેમના ારે મ્હારા પર આક્રમણ કર્યું-ખુબ માર્યો ત્યાર પછી મ્હોટો કોલાહલ થવાથી જાગી ઉઠયાં. મ્હને ગતિહીન જોઇ ચોર લોકો અહિંથી ન્હાસી ગયા.

"ચોર લોકોના મોંઢાં કાળા રંગે રંગી કૃષ્ણવર્ણાં કર્યાં હતાં. માથા મ્હોટા ફેંટા બાંધેલા હતા. દાઢી પર રૂમાલ બાંધ્યો હતો. જો એમને ી સમ્મુખ લાવવામાં આવે તો જરૂર હું તેમને ઓળખી શકું."

"મ્હને મારવાનો એમનો જરા પણ ઉદ્દેશ નહોતો. તેમનો વિચાર ાવેશ કરવાનોજ હતો. મ્હેં એમના કાર્યમાં અટકાવ કર્યો તેથીજ મ્હારા તેઓએ ક્રોધે ભરાઇ મ્હને પ્રહાર કર્યો."

હરિવદનભટ્ટની જુબાની લઇ પોલિસ-સાહેબ કાંઇક રિમાર્ક કરવા લાગ્યાઃ

"કાળા ચ્હેરા, માથા પર ફાળીયાં, બુકાની બાંધેલા એવા જે કોઇ માણસો જણાય તેમની અત્યારથીજ તપાસ કરવી. શક પડતા આસામીઓને અટકાવવા અને જરા ધમકાવવા પણ ખરા."

ત્યાર પછી વૃદ્ધાની જુબાની લેવાની જરૂર જણાઇ પણ તે તો ગડબડનો લાભ લઈ ક્યારની ગૃહિણી ચંદ્રપ્રભાના આશ્રય હેઠળ જઇને બેઠી હતી. વૃદ્ધા ક્હેવા લાગી: "મા! તમે મ્હને મારી નાખો તો હું ખુશીથી મરીશ, પણ હું સ્ત્રી જાતિ સાહેબની પાસે ઉભી રહી કાંઈ પણ વાત કહી શકીશ નહિ."

ચંદ્રપ્રભા: "વારૂ! તું અહિંજ ઉભી રહે. હું અગાડી જઇ તપાસ કરૂં છું, ત્યારપછી જે કાંઈ ઠીક લાગશે તે કરીશું."

વૃદ્ધા: (રોતે રોતે અવાજે) "હું એક ગરીબ દુઃખી સ્ત્રી છું, મહા મહેનતે મ્હારો નિર્વાહ કરૂં છું. મ્હેં કોઈ પણ પ્રકારનો ગુન્હો કર્યો નથી. હું લાજ મર્યાદાને દૂર મૂકી કેવી રીતે સાહેબ પાસે ઉભી રહીશ? મ્હારા અદ્રષ્ટમાં શું આવુંજ લખાયું હશે!"

વૃદ્ધાની આંખમાંથી ચોધારે અશ્રુ ચાલ્યાં જતાં હતાં. એક જાતનો ગંભીર ઘાંટો કાઢી તેણે રૂદન ચાલુજ રાખ્યું. એ સૂરમાં ના મળે કાંઈ તાલ, ના મળે કાંઈ લય, તેમ ના મળે કાંઇ રહસ્ય! ભરતી ઓટ પણ નહોતો! ભરતીજ ભરતી! બરાબર એક લાંબો રાગડો તાણ્યાજ કરતી!

ગૃહિણીના આદેશથી ડેપ્યુટી સાહેબ અંદર આવ્યા. ચંદ્રપ્રભાએ સર્વ કથા રામચંદ્રને કહી સંભળાવી. ડેપ્યુટી સાહેબે કહ્યું: "એમાં ભય રાખવાનું કારણ શું છે? હું સર્વ વાત બહાર જઈ સાહેબને નિવેદન કરૂં છું."

એટલું કહી રામચંદ્ર બહાર આવ્યા અને સાહેબને કહ્યું: "અમારી દાસી ઘણીજ લજ્જાશીલ છે. એ આપની સાથે સાક્ષાત કરવામાં ઘણોજ સંકોચ માને છે. જો આપને કોઇ જાતની હરકત ન હોય તો હું એની જુબાની મ્હારી જાતે લખી આવતી કાલે આપને મોકલી આપીશ."

પોલીસ–સાહેબ: "એમાં અમને કોઇ જાતની હરકત નથી. આપને યોગ્ય લાગે તેમ કરો. આપ અમારા કરતાં મ્હોટા ઓદ્દેદાર છો."

પોલીસ સાહેબ આ પ્રમાણે ચોર–વાર્તાનું પ્રથમ પર્વ પુરૂં કરી રાત્રિના લગભગ ચારને સુમારે પોતાની કાળી પલટણ સાથે વિદાય થયા. ઉદ્યાનમાં આ વખતે આશરે સો ઉપર માણસો એકઠાં થયાં હતાં. હરિવદન ભટ્ટનું ખુન થયું નહિ તેમજ ડેપ્યુટી સાહેબની ત્રિજોરી અખંડ રહી એ જોઇ કેટલાક દુઃખિત અંતઃકરણે ત્યાંથી સ્વગૃહે ચાલ્યા ગયા! આ ગડબડથી શહેરનાં ઘણાં મનુષ્યો જાગી ઉઠયાં હતાં. ફક્ત ન જાગી ડેપ્યુટી સાહેબની સુકોમળ કન્યા શ્રીમતિ સીતાદેવી ! સર્વ લોકો વિખરાઇ ગયા. સીતાદેવીના ખંડનું દ્વાર ઠોકતી ચંદ્રપ્રભા બોલી: "બ્હેન ! સીતા ! ઓ સીતા ! ઉઠ ! બેઠી થા." સીતા ધીમે ધીમે ઉઠી, સાંકળ ઉઘાડી પુછવા લાગી: "માતાજી ! શું થયું છે ? મ્હને શા માટે અત્યારે ઉઠાડી !"

ચંદ્રપ્રભા: "બ્હેન ! આજે ઘરમાં ચોર આવ્યા હતા. પણ સુભાગ્યે–"

સીતાદેવી: "માતાજી ! શું કહો છો ! તમે શું બોલો છો ! મ્હને કશી પણ ખબર કેમ ન પડી ?"

ચંદ્રપ્રભા: "બેન ! તું આખો દિવસ વાંચવા લખવામાં ગાળે છે, ત્હેના પરિશ્રમને લીધે ત્હને વધારે ઉંઘ આવી હશે."

સીતાદેવી: "બા ! ચોર કોણ ? હેં ચોર ? ચોર ?" આટલું બોલતાં બોલતાં તો ભયથી ગાભરી બનેલી સીતા જમીન પર ધબાક દઇને ઢળી પડી, એ જોઇ ચંદ્રપ્રભા એકાએક બુમ પાડી ઉઠી: "આવજો ! દોડો ! દો–ડો !"

---

## પ્રકરણ ૧૧ મું.

### ચોરની ચર્ચા !

શહેરમાં આજે મ્હોટી ચર્ચા થવા માંડી. ઘેરેઘેર લોકો ચોરોની વાતો કરતા સંભળાય છે. કોઇ કહે છે કે: પોલિસ–સાહેબને મારી ચોરો ન્હાસી ગયા છે. કોઇ અનુમાન બાંધી કહે છે કે: "ચોરની ડાંગ ચોદ હાથ લાંબી હતી! એની જબરી લાકડીના સપાટામાંથી કોણ બચી

શકે ? કોઈ નવોઢા હરિવદન ભટ્ટની સ્થીતિ પર દયા લાવી કહે છે કે: “ અહા ! પરાયુ માણુસ હોવા છતાં તેણે કેટલી મદદ કરી ! ચોર લોકો એને અધમુવા જેવો કરી દોડી ગયા ! ” વળી કોઇ પ્રવીણ કહેવા લાગ્યા: “ અરેરે ! રાત્રે ચોર લોકો ડેપ્યુટી સાહેબનું સર્વસ્વ લુંટી લઈ ગયા. વધારે તો શું પણ અંગપર પ્હેરવાને એક વસ્ત્ર સરખુંયે રહેવા દીધું નથી ! ખાવાનું અનાજ પણ બાંધીને લઇ ગયા, વાડીમાંનાં ફળ પણ ચોરી ગયા. ડીપોટી સાહેબ જેવા ભલામાણસને પરમાત્મા આટલું બધું કષ્ટ કેમ આપતો હશે ? ”

કેટલાક લોકો વળી એ તમાસો સાંભળી કેવળ હસાહસ કરવા લાગ્યા. એક શીઘ્ર કવિરાજ તાલીઓ વગાડતા ગાવા લાગ્યા કે: “ હે વિભાવરી ! હવે પ્રભાત થયું. વિદ્યાએ સહચરીને કહેવા માંડયું છે કે ધરા સુંદર દેખાય છે. વિદ્યા પૃથ્વી પર પથરાવા લાગી છે. પ્રાણેશ્વરી ! ઉઠ ! ઉઠ ! જાગૃત થા. ”

એ સૂરમાં સૂર મેળવી બીજા મિત્રે કહ્યું: “ કુલકલંકિનીનો પ્રણયી જન કાંઈ છુપાયો છે. તેથી મ્હારા પ્રાણ આકુળવ્યાકુળ થાય છે. આગળ પાછળનો વિચાર કર્યા વગર તમારા જેવા સજ્જન સાથે પ્રીતિ કરી તેથી શું આપ કુપિત થયા ! લોકમાં એ વાત બહાર આવી. કોર્ટે કેસ ગયો. આટલું આટલું કર્યું, ત્હેનું પરિણામ એવું કેમ સહન થાય ? કોઈ જાતિ કુળ પસંદ કરે છે. કોઇ ત્હેનીજ કિંમત આંકે છે. ભારતમાં ધન્યવાદને પાત્ર તો હરિવદન ભટ્ટજ છે કે જેણે પ્રેમને ખાતર આટલું સહન કર્યું. ”

એ સાંભળી વળી ત્રીજા મિત્રે કહ્યું: “ અરે ભાઇ ! ચાલ ચાલ. હવે ચોર પકડાયા છે. રમણીનું કષ્ટ હવે જરા દૂર થયું છે. એવાંને ભય કે લાજ ક્યાંથી હોય ? કારણ, એ લોકો ગમે તેવું નિંધ કાર્ય કરનારા હોય છે. એ લોકો ઘણાજ લંપટ અને કપટી હોય છે. દિવસે અને રાત્રે એવા નાના નાના ખેલો કરી વિના કારણે લોકોને દમે છે. ચોરી કરતી વખતે પણ બંસી બજાવે છે. લુચ્ચાઓ પહેરવાનાં વસ્ત્રો પણ ચોરી જાય છે. એમને તો પકડી સખ્ત શિક્ષાજ કરવી ઘટે છે, જે હાથમાં આવ્યું તે લઈ જવું એજ એ લોકો જાણે છે. હમેશાં વાંકા વાંકા થઇ ફરતા હશે, આજે બરાબર સીધા થશે. એવા રાત્રિના ચોરો પકડાવાથી ભારતમાં હવે કાંઇ આનંદ મંગળ થશે. ”

સુ. સી. ૯.

શેઠ સાહુકારોનાં ગૃહમાં, અતિથિ શાળામાં, કચેરીમાં, કૉલેજમાં, સ્કુલમાં, ચૌટે—ચકલે, ગૃહમાં, બ્હાર, જ્યાં જઇએ ત્યાં એ ચોરનીજ વાતો સાંભળવામાં આવતી. કોઇ વીરરસ, કોઇ હાસ્યરસ, કોઈ કરૂણરસ, ઇત્યાદિ હજારો પ્રકારના રસથી ચોરના ગુણ અવગુણનું વર્ણન થતું. ચોર માટે કોઇ મહા કાવ્ય ગાય છે, કોઇ ખંડકાવ્ય ગાય છે, અને કોઇ ગીતિકાવ્ય ગાય છે. જે કોઇ લોકનું બોલવું સાંભળવામાં આવતું તેમાં એમજ કહેવામાં આવતું કે આ વિષયમાં કાંઇક રામાયણ અને કાંઇકિ મહાભારતનું મિશ્રણ છે. કોઇ કહેતું કેઃ એમાં કાંઇ કાળિદાસ અને શૅક્સપિયરનું પ્રેમાલિંગન જણાય છે. હજારો મુખે હજારો વાતો સાંભળવામાં આવતી પણ એથી કાંઇજ લાભ જણાતો નથી. છેવટે એક રસિક પુરૂષે કહ્યું કેઃ " આ તો શ્રીમદ્ ભગવત્ગીતા છે, કારણ એથી ઘણાનાં મન અસ્વસ્થ થયાં લાગે છે. "

ચોરો સંબંધીની વાતોએ સ્કુલમાં મહા કુરૂક્ષેત્રમાં ઉભું કર્યું હોય એમ જણાય છે. આ વખતે સ્કુલના હેડમાસ્તર લક્ષ્મીશંકર પંડ્યા હતા. લક્ષ્મી-શંકર પંડ્યાનો પ્રતાપ બહુજ જબરો હતો. એમના દાંત બળદના દાંત જેવા મજબૂત જણાતા હતા. તેઓ લાંબા પહોળા હૃષ્ટપુષ્ટ, કૃષ્ણ વર્ણા હતા. એમની આવી ભયંકર મૂર્તિનાં દર્શન કરવાની કોઇ ઇચ્છા પણ કરે ખરૂં કે? એમના એક હૉકારાથી પાંચ દશ બાળકો મૂર્છા પામી જતાં ! જ્યારે તેઓ ધરણી ધ્રુજાવતા કોઈ કલાસમાં થઇને પસાર થતા ત્યારે બાપડાં બાળકો ની-ચુંજ જોઇ જતાં અને ભયથી ચક્ષુઓ બંધ પણ કરી દેતાં !

વિદ્યાર્થીઓને શિક્ષા કરવાની તેમની રીતો જુદી જુદી હતી. પહેલાં તો તેઓ દાંત ઓઠ જોરથી દબાવી આંખો કાઢતા. પછી ગંભીર બુમ પાડતા અને તે સાથેજ ઉભા થઈ જતા. તેઓ જે કલાસમાં જાય તે કલાસ આખો ચેતનહિન થયેલો જણાતો. તૃતીય શિક્ષા, કાન મરડવો, ચુંટી ખણવી, અને ચોથી શિક્ષા નેતરની સોટી, હાથના ધબ્બા કે પછી લાત મારતા! આ બધી એમની શિક્ષા કરવાની પ્રણાલિકા હતી !

હાથ એ કેવું હથિઆર છે તે કોઇ જાણે છે કે ? વિશ્નુનું સુદર્શન ચક્ર અને લક્ષ્મીશંકર માસ્તરનો હાથ એ બન્ને એક સરખાં કહીએ તો એમાં

અતિશયોક્તિ કહી શકાશે નહિ! સ્વયં વિશ્વકર્મા એ હાથના શિલ્પી હશે કે કેમ તે બરાબર સમજમાં આવતું નથી ! એમનું નિર્માણ કૌશલ મહા વિચિત્ર રૂપે પ્રસિદ્ધ હતું. દેખાવ કાંઇક સાધારણ ઠીક હતો. હાથ લોઢાના જેવો કઠણ લાગતો હોવાથી એને લોઢાનો હાથોજ-અરે ! એક પ્રકારની હથોડી-કહીને વિદ્યાર્થીઓ સંબોધન કરતા ! આખે શરીરે વાળનું મહા અરણ્ય જણાતું હતું. મંકોડા, કીડી, માંખ, ચાંચડ, માકડ ઇત્યાદિ જંતુઓને તેમાં રહેવાનું બહુજ ઉપયોગી થઈ પડતું હતું. ઉદર ગોળાકાર હતું. જાણે પાણીની પખાલ! હાથ-બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કદાચિત કોઇ વિદ્યાર્થી પર કરવામાં આવતો હતો. મ્હોટા અપરાધની મ્હોટી શીક્ષા ! ગમે તેવા તોફાની બાળકનો રોગ જો ઔષધથી દૂર ન થતો હોય તો તે તેમની સ્કુલમાં જતાં જલ્દીથી દૂર થઈ જતો ! છોકરાંનાં માબાપ માસ્તરને બહુ બહુ આશિર્વાદ આપતા ! સારે માઠે પ્રસંગે તેમને લાડવા જમાડી ખુશી કરતા ! એમનો શસ્ત્ર—અસ્ત્ર-પ્રયોગ અંગના કયા ભાગપર કરવામાં આવતો હશે ? જો કોઈને કોઇ દિવસ કાંઇ શિક્ષા કરવાની હોય તો તેટલો વખત કલાસનું લેસન બંધ કરવામાં આવતું, અને શિક્ષા માટે મુકરર કરેલા હૉલમાં સર્વ આસીસ્ટન્ટો તેમજ વિદ્યાર્થીઓને એકઠા કરવામાં આવતા, અને હેડમાસ્તર સાહેબ સૌના દેખતાં અપરાધીનો અપરાધ કહી સંભળાવી બધાના સમક્ષ હાથરૂપી સુદર્શનનો પ્રયોગ કરતા.

બે વાગ્યાનો સમય થયો હતો. બાળકો આજે આનંદમાં આવી કહેવા લાગ્યાં: “ આજે આપણા સાહેબ હસ્તપ્રયોગ કરી બતાવશે. ” એક કલાક પછી છુટી થશે એમ જાણી શિક્ષકોએ જલ્દીથી વિદ્યાર્થીઓના પાઠ લઇ લીધા. દ્વારવાન દ્વાર ઉઘાડી ત્યાં ઉભો રહ્યો. બ્રાહ્મણ પાણીની ઓરડીની કુંચી આપવા આવ્યો. આસિસ્ટન્ટ દુપટ્ટાથી કોટ પર પડેલો કચરો સાફ કરી માથા પર પાઘડી મૂકવા લાગ્યા. આ વખતે ઘડીઆળમાં ટન, ટન, ત્રણ વાગ્યા. લક્ષ્મીશંકર હેડમાસ્તર ઘંટ વગાડવા લાગ્યા. આરતિના ઘંટાની પેઠે હેડમાસ્તર સાહેબ પાસે હમેશાં એક ઘંટડી રહેતી. સ્કુલ છુટતી વેળા અને ઉઘડતી વેળા પોતે તેજ વગાડતા. આ વખતે ત્રણ વાગ્યા હતા. જોત જોતામાં પાંચસો વિદ્યાર્થી, નવ આસીસ્ટન્ટ માસ્તરો અને બે ઉર્દુ શિક્ષકો આ

હૉલમાં એકઠા થયા. આ વિરાટ દરબારનો દેખાવ ભવ્ય લાગતો હતો. યમ-રાજાની પેઠે લક્ષ્મીશંકર પંડ્યાએ એક ઉંચા આસન પર માંડેલી ખુરસી પર બેસી પોતાનો વજ્ર સમાન હસ્ત હાથા પર મુક્યો. એમની જમણી બાજુએ બે નવા શિક્ષકો હતા, અને ડાબી બાજુએ બે ઉર્દું માસ્તરો બીરાજમાન થયા હતા. બીજા શિક્ષકો એક પછી એક ખુરસી પર ગોઠવાઈ ગયા છે. સામી બાજુએ વિદ્યાર્થી વર્ગ અતિ શાંતિથી બેઠો છે. આજની સભાના સભાપતિ સ્વયં ગંભીર મૂર્ત્તિ લક્ષ્મીશંકર પંડ્યા હતા !

તુરતજ સર્વેની સમક્ષ અપરાધીને બોલાવવામાં આવ્યો. હુકમ પ્રમાણે અપરાધી અદબ વાળી માસ્તર સાહેબની સામા આવી ઉભો રહ્યો. તેનો ચ્હેરો પાતળો અને ગૌરવર્ણ હતો. ડબલ બ્રેસ્ટનું ખમીસ પહેર્યું હતું. સુવર્ણનાં બટનો હતાં. પગમાં ઈંગ્લીશ બુટ હતાં. સ્કુલમાં દાખલ થયા પછી આ વિદ્યાર્થી ઉપરા ઉપરી બે વર્ષ મેટ્રીકમાં નાપાસ થયો હતો. અત્યાર પહેલાં બીજી સ્કુલમાં તે ફી વગર ભણતો હતો છતાં કેટલીએ વખત ફેઇલ—નાપાસ—થયો હશે એ કહેવું અશક્ય છે ! એક બાળક આ વખતે મેટ્રીક પાસ કરી કૉલેજમાં અભ્યાસ કરતો હતો તેણે કહ્યું: “ હું જ્યારે એ. બી. સી. ડી. શીખતો હતો ત્યારે એ મેટ્રીકનો અભ્યાસ કરતો હતો ! હું એને એ વખતે ઘણુંજ માન આપતો હતો. ”

એ વાત ગમે તેમ હોય, તે સાથે આપણને કાંઇજ સંબંધ નથી. જે અપરાધીને ઉભો કરવામાં આવ્યો હતો તેનું નામ કૈલાસચંદ્ર હતું. એને જ્યારે બોલાવવામાં આવ્યો ત્યારે તે વીર પુરૂષની પેઠે છાતી કાઢતો નિર્ભય ચિત્તે હેડ માસ્તર સમ્મુખ આવી ઉભો રહ્યો .અને એકીટસે પોતાની જાતને જોવા લાગ્યો. એને મન કશીજ ચિંતા જણાતી નહોતી. આ સંસાર–સમુદ્રમાં કેવા પ્રકારનું ભયંકર તોફાન થતું હશે તેનું તેને ભાન નહતું !

અપરાધી તો નિર્ભય ચિત્તે ઉભો હતો. એની પ્રકૃતિ પર વિચાર કરનાર વિચારકે—હેડમાસ્તરે—એજ પ્રમાણે અથવા એથી પણ વધારે ભયંકર રીતે વિચિત્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. લક્ષ્મીશંકરની આંખો ક્રોધથી લાલચોળ.થયેલી જણાય છે. હાથ રૂપી અસ્ત્ર ધ્રુજી રહ્યું છે. જમણા પગનો જોડો જમીન પર

ઘર્ષણ કરી રહ્યા છે, અને તેમના મુખ પર ભંગી–ભૈરવ જેવું તેજ ઝળકી રહ્યું છે. લક્ષ્મીશંકર ઘોર ગર્જના કરતા કૈલાસચંદ્રને કહેવા લાગ્યા: “સાંભળ! કૈલાસ! તેં આજે ઘણોજ મ્હોટો અપરાધ કર્યો છે. ત્હને શિક્ષા કરવીજ જોઇએ.”

કૈલાસ નિર્ભય ચિત્તે ધીમે ધીમે કહેવા લાગ્યો: “મ્હારો કાંઇજ અપરાધ નથી. મ્હને વિના અપરાધે શિક્ષા કરવાનું કારણ શું?”

આટલું સાંભળતાં તો લક્ષ્મીશંકર અષાડ માસના મેઘ જેવી ગંભીર ગર્જના કરી ઉઠયા. તેમનો હાથ શ્રીકૃષ્ણના સુદર્શનચક્ર પેઠે કંપી ઉઠયો. હેડમાસ્તર સાહેબનું આખું અંગ થરથર કંપાયમાન થવા લાગ્યું. ચ્હેરામાં રતાશ આવતી જણાઇ. અતિ લાલ લોચને કૈલાસને ફરીથી કહેવા લાગ્યા: “જો કૈલાસ! આજે હું ત્હારાં હાડકાં પાંસળાં જૂદાં કર્યા વગર રહેવાનો નથી. ત્હારૂં મોઢું ફેરવી નાંખીશ. દાંત બત્રિશે પાડી નાંખીશ. નાકમાંથી રક્ત બહાર આણીશ.”

આ વખતે કૈલાસ હાથ જોડી શાંતિથી ધીમે ધીમે કહેવા લાગ્યો: “પણ સાહેબ! મ્હારો અપરાધ સાબિત કર્યા પછી ભલે મ્હને ફાંસીને માંચડે લટકાવો! તેની મ્હને જરા પણ ચિંતા નથી. જો ગુન્હો સાબિત થશે તો ગમે તે શિક્ષા ખમવા હું તૈયાર છું.”

લક્ષ્મીશંકર: “આજ ત્રણ માસ થયા મ્હેં સ્કુલમાં અમુક અમુક નિયમો બહાર પાડયા છે. તેમાં એક એવો નિયમ છે કે, ત્રણ કલાસના વિદ્યાર્થિઓએ સ્કુલમાં કોઇ પણ કારણસર (કલાસ માસ્તરની રજા વિના) નીચલા છ કલાસના વિદ્યાર્થિઓ સાથે મળવું અથવા વાતો કરવી અથવા બહાર જવું નહિ! એ નિયમનો ભંગ કરી તું રમણને મળવા કેમ ગયો? તેની સાથે વાતો કેમ કરી?”

કૈલાસ: (હાથ જોડી) “એ નિયમોમાંનું હું બિંદુ માત્ર જાણતો નથી. જો હું જાણતો હોઉં તો એનું ઉલ્લંઘન શા માટે કરૂં?”

લક્ષ્મીશંકર: “હેં! શું કહે છે? સ્કુલના બધા વિદ્યાર્થીઓ જાણે છે ને તું નથી જાણતો? પાખંડી! બદમાસ! લુચ્ચા! નાલાયક! એક માસ

થયા એ નિયમો પ્રસિદ્ધ થયા છે છતાં તું જાણતો નથી એમ કહે છે !”

કૈલાસઃ (હાથ જોડી) “આપ રજીષ્ટરમાં તપાસ કરાવો ! જે દિવસે એ નિયમો પ્રસિદ્ધ થયા તે દિવસે હું સ્કુલમાં હાજર નહોતો. જે કામ કરવા માટે મનાઇ કરવામાં આવી હોય તે હું કરૂંજ કેમ ?”

લક્ષ્મીશંકરે એક આસીસ્ટન્ટ માસ્તરને આંગળી કરી રજીષ્ટર લાવવાનો હુકમ કર્યો. રજીષ્ટર જોતાં માલુમ પડયું કે તે દિવસે કૈલાસ સ્કુલમાં હાજર નહોતો. એજ વખતે ત્યાં બેઠેલા શિક્ષકોમાંના એકે લક્ષ્મીશંકરના કાન આગળ આવી કહ્યું: “ખરી વાત છે. નિયમ પ્રસિદ્ધ થયા તે દિવસે કૈલાસ હાજર નહોતો.” આ વાત જો કે ધીમે ધીમે તેના કાનમાં કહેવામાં આવી હતી તથાપિ પણ લુચ્ચા કૈલાસે તે સાંભળી. તેથી તે બે હાથ જોડી રડતે અવાજે આંખમાં પાણી લાવી જરા જોસમાં કહેવા લાગ્યો: “આપ સાહેબ જરા વિચાર કરી જુઓ કે હું દોષિત છું કે કેમ ? મ્હને મારશો તો તે માટે હું કાંઈ કરી શકું એમ નથી, પણ આપ ધ્યાનપૂર્વક રજીષ્ટરમાં જુઓ કે તે દિવસે હું હાજર હતો કે નહિ ! જો એ દિવસે હું હાજર હોઉં તો મ્હને હમણાંજ, આજ ઘડીએ અને આજ હૉલમાં ફાંસી દો. મ્હેં કોઇ દિવસ કાંઈ અપરાધ કર્યો નથી. વિના કારણે દુષ્ટ લોક મ્હારૂં નામ બદનામ કરે છે.” એટલું કહી કૈલાસચંદ્ર મોં પર રૂમાલ ઢાંકી રડવા લાગ્યો.

લક્ષ્મીશંકર મનમાં તો ઘણાજ દાઝે ભરાયા. તેમ છતાં ગંભીરભાવે, નરમ અવાજે કહેવા લાગ્યા: “વારૂ, એ ગમે તેમ હોય પણ તેં આજે રમણને અપમાનસૂચક શબ્દો કહી ગાળો દીધી છે કે નહિ ? તેં ઘણુંજ ખરાબ આચરણ કર્યું છે. તને આજે ઘણીજ સખ્ત શિક્ષા કરીશ.”

કૈલાસચંદ્રે તુરતજ મુખ પરથી રૂમાલ વેગળો કર્યો. ત્હેના ઉજ્જવળ ચક્ષુમાંથી પ્રખર રશ્મિ બહાર આવી. તેજથી તેનું મુખ અત્યુજ્જ્વળ જણાવા લાગ્યું. ક્રોધથી મુખ રક્તવર્ણું થઇ ગયું. આસપાસની ગંજાવર સભા સામું એક વખત નજર નાંખી, ભીષણ નેત્રકટાક્ષથી સભ્ય મંડળીને ચકિત કરી તે એક ભાષણ કર્તાની પેઠે પહાડી સૂરથી કહેવા લાગ્યો: “સર્વે કોઇ બુદ્ધિપૂર્વક વિચાર કરી જોશો કે મ્હારો કશો પણ અપરાધ નથી. હું ઇશ્વરના

સોગન લઈને કહું છું કે: જે દિવસે એ નિયમ બહાર મૂકવામાં આવ્યા તે દિવસે હું સ્કુલમાં હાજર નહોતો. આ ક્ષણે મ્હારી નમ્ર પ્રાર્થના એ છે કે હેડમાસ્તર સાહેબ રજીષ્ટર જોઈ સર્વને કહે કે: હું એ દિવસે સ્કુલમાં હાજર નહોતો. તેઓ એ વાત કહેવાને ઇચ્છતા ના હોય તો હું જાણીશ કે મ્હારૂં દુર્ભાગ્ય છે, વગર વિચારે, વિના દોષે મ્હને દંડ કરવામાં આવે છે !"

આટલું સાંભળતાંમાંજ રક્ત ચક્ષુવાળા હેડમાસ્તર સાહેબ ભયંકર બુમ પાડી ઉઠયા. એકાએક વિના વર્ષાદે, વજ્રપાત સમાન વિકટ ધ્વનિથી સર્વ વિદ્યાર્થીઓ ચમકી ઉઠયા. બુમની સાથેજ લક્ષ્મીશંકર સાહેબે પોતાના હસ્ત ચક્રને જોરથી ટેબલ પર અફાળ્યું. નાસિકામાંથી સડસડ નિશ્વાસ બહાર નીકળવા લાગ્યો. ક્રોધથી, ક્ષોભથી, મોહથી તેમનું શરીર ફુલી ઉઠયું. હિરણ્યકશ્યપૂના વધ માટે જાણે સાક્ષાત નૃસિંહ અવતાર ધારણ થયો !

લક્ષ્મીશંકરના આવા અમાનુષિક ચિત્કારથી સર્વ સભા કંપી ઉઠી. તેઓ કહેવા લાગ્યા: " ચૂપ રહે ! બદમાશ ! પાજી ! ગધેડા ! કૂતરા ! બિલાડા ! ખચ્ચર ! ઉંટ ! પાડા ! આખલા ! જો હવેથી એવી વાત બોલશે તો આ હાથથી ત્હારૂં માથું ભાંગી નાખીશ."

એટલું કહી તેમણે ફરીથી ટેબલ પર જોરથી આઘાત કર્યો. ક્ષુરકતા ક્ષુરકતા ફરીથી એજ પ્રમાણે તેમણે ગંભીર આર્તનાદ કરતાં કહ્યું: " જો તું હવે એક પણ શબ્દ—અરે ! એક અક્ષર પણ બોલશે તો મૂળમાંથી ત્હારી જીભ ખેંચી કાઢીશ, અને કટકે કટકા કરી કાગડા કૂતરાંને નાંખીશ."

કૈલાસચંદ્ર નિરવ, શાંત, નિશ્ચળ થઈ અધોવદને હાથ જોડી ઉભો રહ્યો. તે બિચારો શું બોલે ?

બાજુમાં બેઠેલા વૃદ્ધ ઉર્દુ માસ્તર લક્ષ્મીશંકરના કાનમાં કાંઇક કહેવા લાગ્યા. એ ગુપ્ત વાર્તા પછી લક્ષ્મીશંકરે એક વાર જરા શાંત મૂર્ત્તિ ધારણ કરી નમ્ર અવાજે કહ્યું: "રમણ ! રમણ ! આમ આવ." અતિ જાડા અવાજનું અનુકરણ કરીએ, અને બમથી ગળું મચડી નાંખીએ તોપણ લક્ષ્મીશંકરના અવાજની તુલનામાં આપણો અવાજ આવે એમ નથી.

રમણચંદ્ર શરીરે હૃષ્ટપુષ્ટ હતો. શરીરે પણ સંગીન હતો. શુક્લપક્ષની

શશિકળા પેઠે તે વધતો જતો હતો. દશ અગીઆર વર્ષથી તેની વધારે ઉમ્મર નહોતી.

પ્રિય વાંચક! આ રમણ તે કોણ? કોઈ જાણો છો કે? સીતાદેવીનો ન્હાનો ભાઈ, એજ આપણો રમણ! ગૃહશિક્ષક નગેન્દ્રલાલ પાસે એકટ્રા લઇ આવેલો આ રમણ વાંચકોને યાદ આવે છે કે? તે વખતે રમણ મેટ્રીક ક્લાસમાં અભ્યાસ કરતો હતો. હાલ તો તે એક બાળક છે. આ વખત તે બ્રાંચ સ્કુલમાં ત્રીજા ધોરણનો અભ્યાસ કરે છે. હેડમાસ્તરના હુકમ પ્રમાણે રમણ સમ્મુખ આવી ઉભો રહ્યો. લક્ષ્મીશંકરે અતિ ધીમેથી પૂછ્યું: "રમણ! કૈલાસે ત્હને કયા કયા ખરાબ શબ્દો કહ્યા છે તે કહે." રમણ આ વખતે માત્ર બાળક હતો. વિરાટ સભાનો વિચિત્ર રંગ જોઇ તે ચમકી ઉઠયો. મોઢેથી શ્વાસ પણ લેઇ શકાતો નહિ. લક્ષ્મીશંકર, રમણની પીઠ પર હાથ ફેરવી બોલ્યા: "રમણ! તું જરાએ ભય રાખીશ નહિ. જે કાંઇ તું જાણતો હોય તે સ્પષ્ટ કહે."

વૃદ્ધ માસ્તર મહાશયે પણ રમણને ઉદ્દેશી કહ્યું: "ત્હારો કોઇ પણ અપરાધ નથી. તું સત્ય વાત કહે." રમણની આંખો અશ્રુથી ભરાઇ ગઈ. શરીર ભયથી કંપવા લાગ્યું. વાત કહું છું, કહું છું કહેતો પણ મોઢેથી બોલી શકાતું નથી. હમણા બોલું, હમણા બોલું એમ થવા લાગ્યું પણ મોઢુંજ ઉઘડતું નહિ.

લક્ષ્મીશંકર ધીમેથી પણ જરા કઠોરસ્વરે બોલ્યા: "રમણ! ત્હારે જે બોલવું હોય તે જલ્દીથી બોલ. હવે વિલંબ કરીશ નહિ."

રમણ ભાંગાતુટા સ્વરે, અર્ધી અર્ધી વાત, અચકાતો અચકાતો, ધીમે ધીમે કહેવા લાગ્યો: "એણે આજે મ્હને ઘણીજ ખરાબ વાત કહી છે. હું પાણીની ઓરડીમાં પાણી પીવા જતો હતો ત્યારે એ મ્હારી પાછળ પાછળ આવ્યો અને મ્હને કહેવા લાગ્યો કે: "અરે રમણ! ત્હારી મ્હોટી બ્હેનને કયા ચોરે પકડી હતી? હરિવદન ચોરે તો પકડી નહોતી? ત્યાર પછી અરે છી-છી-છી કહી હાથતાલી આપવા લાગ્યો." એટલું કહી રમણ રડવા લાગ્યો.

લક્ષ્મીશંકર: "તું રડ નહિ. છાનો રહે. જે કાંઇ એણે કહ્યું હોય તે બધું મ્હને આ વખતે કહે."

રમણ રડવા લાગ્યો. કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

લક્ષ્મીશંકરઃ "કૈલાસે ત્હારા પર એક પત્ર લખ્યો હતો તે ? એ પત્ર ક્યાં છે ?"

રમણઃ "એ પત્ર તો મ્હારા પિતા પાસે છે. આજે બપોરે બે વાગે જ્યારે હું છુટીમાં ઘેર ગયો ત્યારે એ પત્ર મેં મ્હારી બાને આપ્યો હતો. મ્હારી બાએ મ્હારા પિતાને કચેરીમાંથી બોલાવી પત્ર વંચાવ્યો હતો. મ્હારા પિતાએ તે પોતાની પાસે રહેવા દીધો છે. મ્હને પાછો આપ્યો નથી."

રમણ જે કલાસમાં અભ્યાસ કરતો હતો તે કલાસના માસ્તર રતિકાન્ત લક્ષ્મીશંકરને કહેવા લાગ્યાઃ "એ પત્ર વખતસર કામ આવશે એવું ધારી ડેપ્યુટી સાહેબ કનેથી તે પાછો મંગાવ્યો છે."

લક્ષ્મીશંકરઃ "ક્યાં છે તે પત્ર? મ્હને તે જલ્દી આપો." રતિકાન્તે પત્ર લક્ષ્મીશંકરને હાથોહાથ આપ્યો. લક્ષ્મીશંકરે બોલવાનો આરંભ કર્યોઃ "વિષય ઘણોજ ગંભીર છે. કૈલાસ અત્યંત દુરાચારી નિવડયો છે. કુલીન કુટુંબ પર કલંક લગાડવાનો એણે પ્રયાસ કર્યો છે. એને મહાન શિક્ષા થવી ઘટે છે. બાલક રમણચંદ્ર ઘણોજ સુશીલ તેમજ શાંત છે. ઘણોજ ન્હાનો હોવાથી તેમજ એનું મકાન પણ નજીક હોવાથી મ્હેં એને બે વાગે રજામાં ઘેર જઈ કાંઇક નાસ્તો કરી આવવાની છુટ આપી છે. તે પ્રમાણે આજે રમણ ઘેર ગયો હશે અને એની માતાને એ વાત કરી હશે. સ્ત્રીના તેડાવવાથી ડેપ્યુટી સાહેબ થોડીજ વારમાં ઘેર આવ્યા હશે. ઘેર આવ્યા પછી રમણે કહેલી વાત એમણે મ્હને પત્રમાં લખી જણાવી છે. સાંભળોઃ—

"પ્રિયબંધુ લક્ષ્મીશંકર.

અતિ અલ્પ દિવસમાંજ પરબ્રહ્મની કૃપાને લીધે આપની સાથે મ્હારો ગાઢ સંબંધ થયો છે. આપની દેખરેખ હેઠળ બાળક વૃન્દ સુનીતિ પરાયણ તેમજ સચ્ચરિત્રવાન થશે એવું હું દઢપણે માનું છું. રમણ આપના હાથ નીચે સચ્ચરિત્રવાન બનશે એમ આપના કહેવાથી તુરતજ એને બ્રાંચ સ્કુલમાં મુકવામાં આવ્યો, પણ ઘણીજ દુઃખદાયક વાત છે કે, ત્યાં કાંઇક ઉલટોજ અનુભવ થયો છે. કૈલાસચંદ્ર નામના કોઇ પહેલા વર્ષના બાલકે, સ્કુલમાં

ઘણીજ નઠારી ભાષામાં રમણુને ગાળો દીધી, તેને મારવાની ધમકી આપી અને વળી હાથતાલી આપી ! સર્વે કોઈ જાણે છે કે મ્હારી બાળકી કન્યા સીતાદેવી ખરેખર એક સરલ હૃદયની છે. તે નીતિવાન અને આનંદી સ્વભાવની તેમજ પાશ્ચાત્ય વિદ્યાથી વિભૂષિત થઈ છે. તે સભ્યતાનો તાદૃશ્ય નમુનો છે. સદ્‌ગુણુનો ભંડાર છે, સાક્ષાત્‌ સતીસીતા જેવી પતિવ્રતા અને સદ્‌ગુણી છે. એને સતીસીતા કહેવામાં જરા પણુ અડચણુ આવે એમ નથી. છતાં પણુ કાળની કેવી અજબગતિ છે, કે સીતાદેવીને માથે બદમાશ કૈલાસે કલંક મુકવાનું સાહસ કર્યું છે ! સીતાદેવી હમણા મધ્યાહ્ન–નિદ્રામાં છે. જો આ વાત એના સાંભળવામાં આવે તો હું ખાતરીથી કહું છું કે મ્હારી એ અતિપ્રિય પુત્રી પોતાના પર આવતું કલંક અટકાવવા વિષપાન કરી જરૂર પ્રાણુ ત્યાગ કરે ! એક વાત આપને અગાઉથી નિવેદન કરૂં છું. હરિવદન એક સાધુપુરૂષ, ચારિત્ર્યવાન તેમજ વિદ્વાન અને બ્રહ્મનિષ્ઠ યુવક છે. સીતાદેવી તેમજ હરિવદનને કદાચ જો હું એકજ શૈયામાં સુતેલાં જોઉં તો પણુ એમની પવિત્રતાને માટે મ્હને જરા પણુ શંકા આવે નહિ એ ચોક્કસ માનવું. કારણુ એ બેનો અન્યોઅન્ય સ્નેહ સંબંધ કેવો પવિત્ર છે તે હું સારી રીતે જાણું છું. બીજું કારણુ એ કે હરિવદન ગુરૂપદે છે જ્યારે મ્હારી સીતા તેની શિષ્યા છે. સુધારક પક્ષના ગુરૂશિષ્ય વચ્ચે કેવો સંબંધ હોય છે તેની આપ કલ્પના કરી શકશો. અસભ્ય જંગલી ગુરૂ કદાચ શિષ્યાની મશ્કરી પણુ કરે, પરંતુ અહિં તો પરસ્પર બંધુભાવની નજરે જોનારાં છે. ત્યાં પછી બીજી વાતજ શી ?

કૈલાસ સ્કુલમાં એક કલંક સમાન છે. તે ભવિષ્યમાં કેવી વર્તણુંક વર્તશે તે કહેવું અશક્યજ છે. એવા દુષ્ટ આચરણુવાળા છોકરાથી બીજાને બગડતા બચાવવા માટે કૈલાસને યોગ્ય દંડ કરવાની હું આપને પ્રાર્થના કરૂં છું.”

લી. આપનોજ,

**રામચંદ્ર.**

રામચંદ્રનો પત્ર પૂરો થયો. લક્ષ્મીશંકર કેટલોક વખત ચૂપ રહ્યા. પ્રેક્ષક વર્ગ પણુ શાંત રહ્યો. કૈલાસ હાલ્યા ચાલ્યા વિના થાંભલા જેવો ઉભોજ રહ્યો.

લક્ષ્મીશંકર, કૈલાસ સામું ક્રોધ ભરી દૃષ્ટિએ જોતો ગંભીર સ્વરે કહેવા

લાગ્યોઃ " કૈલાસ ! તું ખાનદાન કુટુંબનો પુત્ર ! ત્હારા પિતા ઉચ્ચ ખાનદાન, નીતિવાન તેમજ ચારિત્ર્યવાન મનુષ્ય તરીકે જગતમાં પ્રસિદ્ધ છે. એવાને પેટે ત્હારા જેવા કુલાંગારનો જન્મ ક્યાંથી ? તું મહાપાપિષ્ટ છે. તેવિશ ચોવિશ વર્ષની ઉમ્મર થવા છતાં હજી તું મેટ્રીકમાં પાસ થતો નથી. પાસ થવું તો દૂર રહ્યું પણ ઉલટો તું દુરાચારી થયો છે. રમણ ત્હારા કરતાં ઉમ્મરમાં ઘણોજ ન્હાનો છે. ત્હેનો લાભ લઇ ત્હેં એના વસ્ત્ર સાથે આ પત્ર બાંધ્યો કેમ ? તું એક મોટો બદ્‌માશ, દુરાચરણી અને અસભ્ય છોકરો છે. આવી નઠારી વાત ત્હેં પત્રમાં લખવાની કેવી રીતે હિંમત કરી ? ધિઃક્કાર છે ત્હને ! આટલી ઉંમરમાં આવી કવિતા લખતાં તું ક્યાંથી શીખ્યો ? "

લક્ષ્મીશંકર કવિતાનો અનુવાદ બધા સમક્ષ કહેવા લાગ્યાઃ " કમલવનમાં સીતાદેવી કમલ સાથે રમત રમી રહી છે. ત્યાં એકાએક હરિવદન જઇ મૃદુ હાસ્ય કરે છે. હસતાં હસતાં હરિવદન ત્યાં સીતાદેવીની પાસે બેઠા. સીતાદેવીએ ધીમેથી એકેક કમળ હરિવદનના શરીર પર ફેંકવા માંડ્યું. તેનાથી સંતોષ નહિ પામતાં સીતાદેવીએ એક કમળમાળા તૈયાર કરી. પ્રેમ કટાક્ષ કરતાં કરતાં હરિવદનના કંઠમાં પહેરાવી. હરિવદન કહેવા લાગ્યાઃ "અહો સતી સીતે ! આવા કમળના વિષમ આઘાતથી હવે હું જરૂર જીવી શકીશ નહિ. પછી રાત પડી. રાત્રે બન્ને પ્રેમ શય્યામાં. તે વખતે બે ચોરોએ બન્નેને ઘેરી લીધાં. હરિવદનના માથામાં પ્રહાર કર્યા. આકાશમાં તારાઓ છુપાઇ ગયા અને સીતા કમળવનમાં સંતાઇ ગઇ. આમ હસતાં રમતાં નાટકનો પડદો પડ્યો ! ચમત્કાર બંધ થયો ! "

કવિતાનો અનુવાદ સાંભળી કોઇ કોઇ શિક્ષક ગાલમાં હસવા લાગ્યા ! એક વૃદ્ધ શિક્ષકને તો ઘણુંજ હાસ્ય ઉત્પન્ન થયું. એ હાસ્યે ધીમે ધીમે બાળક વિદ્યાર્થી મંડળીમાં પ્રવેશ કર્યો. હવે તો કોઇથી હાસ્યને રોકી શકાયું નહિ. આટલા બધાના એક સામટા હાસ્ય ધ્વનિથી સભા મંડપ ગાજી ઉઠ્યો. કોઇ હા હા ધ્વનિ, કોઈ હો હો ધ્વનિ, કોઇ હી હી ધ્વનિ અને છેવટે હાથતાલીના ધ્વનિથી ચારે દિશાઓ ગાજી ઉઠી. એ જોઈ પ્રદીપ્ત હુતાશનીની પેઠે અતિ ક્રોધે ભરાઈ લક્ષ્મીશંકરે વિશ્વંભર મૂર્ત્તિ ધારણ કરી ખુરસી પરથી

ઉઠી ઉભા થયા. મ્હોટો પહાડી અવાજ કાઢી વિદ્યાર્થીઓને સંબોધન કરી કહેવા લાગ્યાઃ "ચુપ રહો. ફરીથી જો એવું કરવામાં આવશે તો સર્વને દશ દશ કેઇન ( સોટી )ની શિક્ષા થશે."

પાછું ન્યાય કાર્ય શરૂ થયું. સાક્ષીઓ લેવાયાની શરૂવાત થઇ. પ્રથમ સાક્ષી માલી. તેણે કહ્યુંઃ "હા ! મ્હેં કૈલાસચંદ્રની વાતથી રમણચંદ્રને રડતાં જોયો છે અને ડેપ્યુટી સાહેબના દ્વારવાન સાથે બપોરે બે વાગ્યાની રજામાં એને ગૃહ તરફ જતાં જોયો છે." બીજા સાક્ષી રતિકાન્ત. તેમણે કહ્યુંઃ "હું બીજું કાંઈ જાણતો નથી, માલીને મ્હોઢે સર્વ વાત સાંભળી છે." ત્રીજો સાક્ષી બીજા વર્ષનો વિદ્યાર્થી હરિકૃષ્ણ. તેણે કહ્યુંઃ "રમણ સાથે કૈલાસને મારામારી થઈ હતી. છેવટે કૈલાસે એ કવિતાવાળો પત્ર રમણને ધોતીયે બાંધતાં બાંધતાં મ્હેં જોયો હતો."

સાક્ષીઓની જબાની લેવાયા પછી લક્ષ્મીશંકર પંડયા કહેવા લાગ્યાઃ "કૈલાસ ! ત્હારો અપરાધ સંપૂર્ણરૂપે સાબિત થયો છે. ત્હારા પર મ્હોટો ગુન્હો સાબિત થવાથી ત્હને શિક્ષા પણ મ્હોટીજ થશે. આ સમયે જો ત્હારે હવે બચાવમાં કાંઈ કહેવું હોય તો તે જલ્દીથી કહે. હવે વૃથા સમય વિતાડી શકાશે નહિ."

કૈલાસચંદ્ર કાંઇ પણ બોલ્યો નહિ. તે પ્રથમની પેઠે નિરવ રહ્યો. લક્ષ્મીશંકરઃ "કૈલાસ ! હજી પણ વખત છે. ત્હારા બચાવ માટે કાંઇ પણ કહેવું હોય તો તને બોલવાનો હું સમય આપું છું."

કૈલાસચંદ્ર હજી પણ જાણે બ્હેરો હોય તેમ શાંતપણે ઉભો રહ્યો. લક્ષ્મીશંકરઃ "હવે હું વધુ વખત થોભી શકું એમ નથી તેમ તને કાંઈ પુછવાનો સમય પણ નથી. હવે દંડની આજ્ઞા હું જાહેર કરૂં છું—સાવધાન." એ સાંભળીને કૈલાસે નિશ્વાસ સરખો પણ મુકયો નહિ. તે કેવળ લક્ષ્મીશંકરના સામું મ્લાનવદને જોતો ઉભો રહ્યો અને અધરોષ્ટ તેમજ કપાળ પર હાથ મુકયો. ત્યાર પછી પાછું ફરીથી જમીન પર જોયું.

લક્ષ્મીશંકરે ક્રોધે ભરાઇ સિંહગર્જના કરી કહ્યુંઃ "કૈલાસ ! આ કંઇ રમત ગમતનો અખાડો નથી. ત્હારે ત્હારા બચાવ પુરતું કાંઈ બોલવાનું હોય

તો સ્પષ્ટ કહી દે. જ્યારે તું કાંઇ પણ ઉત્તર આપી શકતો નથી ત્યારે દઢ રીતે સાબિત થાય છે કે તું સંપૂર્ણ અપરાધી છે. હવે હું થોભી શકતો નથી. સાંભળ દંડઆજ્ઞા—"

કૈલાસ પહાડી પણ કરૂણ સ્વરે સર્વ સ્હામું જોઈ કહેવા લાગ્યોઃ "સર્વે કોઇ વિચાર કરી જોશો કે હું કેવી રીતે મ્હારી વાત કહી શકું ? વાત કહેવાનો અધિકાર પણ શો છે ? પહેલાંથીજ હેડમાસ્તર સાહેબે મ્હને હુકમ કર્યો છે કેઃ જો તું કાંઇ પણ બોલીશ તો મૂળમાંથી ત્હારી જીહ્વા બહાર ખેંચી કાઢીશ. હવે પાછા પોતેજ પોતાને મુખેથી કહે છે કેઃ કૈલાસ તું ત્હારા બચાવ માટે કહેવું હોય તે કહે. એથીજ મ્હેં કપાલે હાથ મુકી બતાવ્યું હતું કેઃ જેવું ભાવિ ! અને મ્હારા બન્ને અધરોષ્ટ પર હાથ મુકી જણાવ્યું હતું કેઃ મ્હારામાં અધરોષ્ટ ઉઘાડી વાત કરવાની શક્તિ નથી. જો તેમ કરૂં તો જીભ કપાઇ જાય પણ એ કાર્યમાં હેડમાસ્તર સાહેબે મ્હને કલંકિત કર્યો છે. અરે ભગવાન્ ! તું ક્યાં છે ? મ્હારા પર વિના કારણે જે વૃથા દોષારોપ આવે છે તેનો વિલક્ષણ સદ્ ઉત્તર છે, પણ તે કહેવામાં કાંઇ લાભ નથી. તેથીજ હું કાંઇ બોલતો નથી. આ ક્ષણે હું નિવેદન કરૂં છું કેઃ ગુરૂઆજ્ઞા ઉલ્લંઘન કરવાની મ્હારી જરા પણ ઇચ્છા નહોતી છતાં ગુરૂદેવની આજ્ઞાથીજ એમની આજ્ઞાનું મ્હારાથી ઉલ્લંઘન થઇ ગયું છે, માટે હવે ગુરૂદેવ ! મ્હારી જીહ્વા ખેંચી બહાર કાઢે એટલુંજ જોવાને હું રાજી છું. "

કૈલાસના લાંબા ભાષણથી વિદ્યાર્થી વર્ગમાં કેટલાકના મુખ પર હાસ્યની રેખા દેખાવા લાગી. કોઇ કોઇ શિક્ષકો મોઢે દુપટ્ટો કે રૂમાલ ઢાંકી મહા બળાત્કારે હસવું રોકી શક્યા. આવી ગંજાવર સભામાં ખુલ્લી રીતે હસવાની કોઈએ હિંમત બીડી નહિ !

ચારે દિશાએ હાસ્યનો ગણગણાટ જોઇ લક્ષ્મીશંકર પંડ્યા ઘણાજ લજ્જિત થયા. તેના મનમાં વિચાર થયો કેઃ ભયંકર હાસ્ય—પોતાનું રાક્ષસી વિકાળ મુખ ફાડી, લબકતી જીહ્વા બહાર કાઢી જાણે તેને ગળી જવા આવે છે. હવે તેમનું ધૈર્ય એકદમ ઘટી ગયું. વીરમૂર્તિ લક્ષ્મીશંકર વજ્રહસ્તનો ટેકો ખુરસી પર મુકી ઉભા થયા અને કહ્યુંઃ " દુષ્ટ બદમાશ કૈલાસ ! એકજ

હાથે ત્હારા માથાનો ચૂરો કરી નાંખીશ સમજ્યો." એટલું બોલતો બોલતો લક્ષ્મીશંકર ત્હેના સામું થોડેક ધસી ગયો.

સમય ઘણોજ ગંભીર હતો. ત્રાહિ મધુસૂદન ! ત્રાહિ મધુસૂદન ! વિદ્યાર્થીઓનું સ્તબ્ધ બનેલું ટોળું ભય—વિસ્મયે અર્ધ મીંચેલે નેત્રે, બનતો વિચિત્ર બનાવ અવલોકન કરતા હતા. ભીમ ગર્જના કરતા વીર લક્ષ્મીશંકર, વીરભદ્રવત દક્ષયજ્ઞના વિનાશાર્થે કૈલાસના તરફ ધસી ગયા !

તુરતજ વૃદ્ધ શિક્ષકે "શાંત થાઓ, શાંત થાઓ." કહી લક્ષ્મીશંકરનો હાથ પકડયો. શિક્ષકની ઉમ્મર ૭૯ વર્ષથી ઓછી નહોતી. દેખાવમાં તેઓ પાકી આમ્ર શાખા જેવા હતા. લક્ષ્મીશંકરના પિતા, સ્વયં લક્ષ્મીશંકર અને એમનો પુત્ર, એ ત્રણે પુરૂષો આ શિક્ષકના વિદ્યાર્થી હતા. વધારામાં લક્ષ્મીશંકરનો સ્વભાવજ એવો હતો કે: વૃદ્ધને જોઇ એને ભક્તિ ઉત્પન્ન થતી. વૃદ્ધ પર એને વિશ્વાસ પણ પૂરો બેસતો અને એથીજ આટલી વૃદ્ધાવસ્થા છતાં પણ તેઓ બ્રાંચ સ્કુલમાં વૃદ્ધ શિક્ષકને કામ કરવા દેતા હતા. બ્રાહ્મણે લક્ષ્મીશંકરનો હાથ ઝાલ્યો, અને ગુરૂએ તે માટે નિષેધ કર્યો. લક્ષ્મીશંકર પાછો હઠયો અને કાંઇક શાંત થઇ ખુરસી પર જઇ બેઠો.

પણ કૈલાસ શાંત થયો નહિ. તે બોલવા લાગ્યો: "મારનો તો મ્હને જરાયે ભય નથી. હું વસ્ત્રો કાઢી નાંખી આ શરીર ઉઘાડું કરવા તૈયાર છું. આપની ઇચ્છા થાય તેટલી સોટી, લાત, મુક્કી, થાપડ, પાટુ, મારો અગર પ્રહાર કરો. આપ અત્યારે આ જગ્યાના રાજા છો. સ્કુલના અદ્વિતીય અધિપતિ છો. આ સ્થળે આપની મદદે હજારો માણસો છે. દફતરી, દારવાન, માલી, શિક્ષકો, વિદ્યાર્થીઓ, સર્વ કોઇ આપને આધિન તેમજ આજ્ઞાકારી છે. સર્વે આપનાજ છે, અને હું આ સ્થળે એકલો તેમજ નિઃસહાય છું. તેથી આ સ્થળે મ્હને શિક્ષા કરવી એમાં વધારે આડંબરની જરૂર નથી. દારવાનને હુકમ આપો, તે મ્હને બાંધશે અને આપ મ્હારા શરીર ઉપર પ્રહાર કરવાનો આરંભ કરો. નેતર લઇ મ્હારા શરીર સાથે લકડી—પટા રમવાનું શરૂ કરો."

વૃદ્ધ શિક્ષકે ઉત્તરમાં કહ્યું: "તું યોગ્ય શબ્દોમાં વાત કર. ગાંડાની પેઠે ગમે તેમ બકબકાટ કરીશ નહિ. જરા ગંભીર થા. એકદમ ગુસ્સે થઇશ નહિ.

ત્હારે જે કાંઇ કહેવું હોય તે ધીમે ધીમે ઠંડે સ્વભાવે કહે.”

કૈલાસ: “માસ્તર સાહેબ! જો આપ મ્હારી સમસ્ત વાત સાંભળો અને તે પર ન્યાયપૂર્વક વિચાર કરો તોજ હું કાંઇક કહેવા રાજી છું. સાહેબ! આપને પગે પડી કહું છું કે: આપ મ્હારી સર્વ વાત બરાબર સાંભળો.”

માસ્તર: “હા, સાંભળીશ. તને વાત કહેવાનું કહ્યું છે. ઝટ કહે. હવે વિલંબ શા માટે જોઇએ! કહે! જે કહેવું હોય તે ભય વિના કહે.”

કૈલાસ: “હું સર્વ કાંઇ કહીશ. આપે એટલું ધ્યાનમાં રાખવું કે અધી વાત કહું અને કોઈ વચમાં વિધ્ન નાંખે નહિ.”

માસ્તર: “બાપુ બોલ! ત્હારે જે કાંઇ બોલવું હોય તે બોલ. કોઇ પણ વિધ્ન નાંખશે નહિ.”

કૈલાસ: “તમે સર્વે સાંભળો. હું જે કાંઈ કહીશ તેમાં એક શબ્દ પણ જુઠું બોલીશ નહિ. રમણે મ્હારા પર જે આળ મૂક્યું છે તે સત્ય છે. જરા આનંદ મેળવવા માટે હસતાં હસતાં રમણના ધોતીયાને છેડે કવિતાનો કાગળ બાંધી જરા માર માર્યો એ પણ સત્ય. પરંતુ એમાં મ્હારો દોષ શું? એમાં મ્હેં એટલો મ્હોટો ગુન્હો શો કર્યો? ચોરી, લૂંટ, પ્રપંચ, ફરેબ, એ સર્વ કરનારને પકડી પોલીસને સ્વાધીન કરવામાં આવે તો ત્યાં ઇનામ મળવાનો અને સમાજ પણ સુખી થવાનો સંભવ છે. ખરો સાહસિક પુરૂષજ સંસારના અમંગળકારક ગુપ્ત ભેદો પ્રકાશમાં આણી શકે છે. ડૅપ્યુટી સાહેબની કન્યા સતી સાવિત્રી હોય તો તેમાં મ્હને જરાએ વાંધો નથી. હરિવદનભાઇ પરમહંસ હોય તો તેથી મ્હને કોઇ જાતનું કષ્ટ નથી. પરંતુ આ સ્કુલનાજ આઠ દશ બાળકો ડૅપ્યુટી સાહેબને ત્યાં જઇ સંધ્યાથી માંડીને રાત્રીના આઠ વાગતા પર્યંત સીતાદેવીની સાથે બેસી હાસ્યવિનોદ કરે, ગાનતાન કરે એ શું? હેડમાસ્તર સાહેબને પણ હું પુછું છું કે: બે ત્રણ બાળકો દરરોજ બપોરે ડૅપ્યુટી સાહેબને ત્યાં જાય છે, ત્હેની તપાસ કોઈ રાખે છે ખરૂં કે? ડૅપ્યુટી સાહેબનું મકાન એ કોઇ દેવાલય છે કે શું? કે જેથી એ જગ્યાએ દિવસમાં એક પણ વખત નહિ જવાથી પુણ્યનો સંચય નહિ થાય? વધારે તો શું કહું પણ આજ સ્કુલના એક માસ્તર

સાહેબે એક મહિનાથી ત્યાં જવાનો આરંભ કર્યો છે. હું ન હોત તો ડેપ્યુટી સાહેબ અને તેમની કન્યાની આ વાત કોઈ બહાર લાવત નહિ એટલે એમની નજરમાં હું ઝેર જેવો દેખાઉં એ સ્વાભાવિક છે. આપને જે શિક્ષા યોગ્ય લાગે તે કરો, પણ આ આઠ દશ વિદ્યાર્થી કે જે હમેશાં સીતાદેવીને ત્યાં જઈ હાર્મોનિયમ વગાડે છે, ગાન ગાય છે અને આનંદ ઉડાવે છે તેમને માટે કાંઇ દંડ ખરો કે નહિ? અને પેલા માસ્તર કે જે કોણ જાણે શી ઇચ્છાથી હમેશાં ત્યાં જાય છે તેમનું માથું મુંડાવી ચુનો ચોપડાવવો ઉચિત નથી કે? હું આજે રમણને એટલુંજ પુછું છું કે: હું કયા ચોરની પેઠે પકડાયો છું? પાપ વાર્તા પ્રકાશમાં લાવવાથી સમાજનું મંગલ થાય છે એથીજ હું એ વાત બહાર લાવ્યો છું. એથી હું ચોર ઠરૂં છું કે? એમાં મ્હારો અપરાધ શો? સ્કુલમાં કેટલાક એ વાત જાણતા હશે કે કદાચ બોલતા પણ હશે તે સામું કોઇ જોતું નથી, અને મ્હારા જેવા સ્પષ્ટવક્તા પણ ગરીબ ઉપર આટલો બધો ક્રોધ? હું નથી સમજી શકતો કે એનું કારણ શું? મ્હેં કાલે રાત્રે ડેપ્યુટી સાહેબને બંગલે ચોર જોયા છે, લુંટ જોઇ છે, સ્ત્રી ચોર જોઇ છે, હરિવદનને પણ જોયા છે, પરંતુ અરે ભૂલ્યો! ખુલ્લું અને સત્ય કહેવું એ દોષ છે માટે હવે ચૂપ રહું છું. મરતું સારૂં પણ એવી વાત પ્રકાશમાં લાવવી એ અયોગ્ય!"

કૈલાસની તેજસ્વી વક્તૃતાએ અને વિદ્યુતિક શક્તિએ સભાસ્થ સમગ્ર પ્રાણીને મોહપાશમાં નાંખ્યા. કૈલાસને કોઇ રોકે એટલી હિંમત કોઇનામાં જણાતી નહોતી.

જોતજોતામાં ચતુર્થ શિક્ષક ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા. એ જોઈ કૈલાસ એકદમ બોલી ઉઠયો: "જુઓ, માસ્તર સાહેબ! ચતુર્થ શિક્ષક અહીંથી પલાયન કરી ગયા છે. આપજ કહો જોઇએ કે એ કોનાથી બ્હી જઇને અહીંથી પલાયન કરી ગયા? અરે વળી જુઓ? જુઓ! આ બીજા ચાર ઉચ્ચ કલાસના વિદ્યાર્થીઓ પણ ચાલ્યા જાય છે. કોને જોઇને તેઓ અહિંથી ચાલ્યા જાય છે તે કોઇ જાણે છે કે?" પ્રચંડ દેહધારી લક્ષ્મીશંકર ઝટ ઉભા થયા. આ વખતે પણ પ્રથમ જેવોજ મહિસાસુર જેવો ઘાંટો કાઢી કહ્યું: "કૈલાસ! હવે ત્હારે એથી કાંઈ વધારે કહેવાનું છે? જે કાંઇ હોય તે શિઘ્ર કહે—હવે સમય નથી."

કૈલાસ: "હું જે કાંઈ બોલીશ અગર કહીશ તેમાં ખાતરી રાખવી કેઃ હું નિર્દોષ છું એ સિવાય બીજું કાંઈજ નહિ હોય."

લક્ષ્મીશંકર: "મ્હારી પાસે હવે કોઇ બીજો ન્યાય કરવાનું નથી. ત્હેં આજે રમણને અસભ્ય વાત કહી છે કે નહિ એજ માત્ર જોવાનું છે? ત્હેં પોતેજ સ્પષ્ટ રીતે કહ્યું છે કેઃ "હા! મ્હેં એ વાત કહી છે."

કૈલાસ: "મ્હેં જે કાંઇ વાત કહી છે તે કોઇ પણ રીતે અસભ્ય નથી. માત્ર રમણના કલ્યાણ માટે, ડેપ્યુટી સાહેબની સુખ શાંતિ માટે અને આ સર્વ વિદ્યાર્થીઓના લાભ માટેજ એ વાત કહી છે. આપ સમજુ અને ન્યાયશીલ છો. જરા વિચાર કરી જુઓ કેઃ એ વાત સર્વ મનુષ્યોના મંગળ માટે છે કે નહિ? એને હું બિભત્સતાથી ભરેલી વાત ગણતોજ નથી. હું સદુદ્દેશથી સત્ય કથાજ બોલ્યો છું અને તેથીજ હું નિરપરાધી છું. આપ મ્હને દંડ કરશો તેથી મ્હને કોઇ જાતની વિપત્તિ નથી; પણ નિર્દોષીને દોષિત ઠરાવશો નહિ એટલીજ પ્રાર્થના છે. ડીપોટી સાહેબના તેજમાં તણાઈ જઈ એક ગરીબને દંડ દેશો નહિ. તમે શિક્ષક, અમારા પિતા, તમારે મનથી તો બધાંયે સરખાં. હા, આપના શરીરમાં બળ છે અને તેથી આપ મ્હને શિક્ષા પણ કરી શકશો. હું દુર્બળ છું, સઘળું સહન કરીશ. પરંતુ—"

લક્ષ્મીશંકર: "બસ કર ત્હારો લવારો. હવે વૃથા સમય ગુમાવવો ઠીક નથી. કૈલાસે સ્વયં પોતાનો ગુન્હો કબુલ કીધો છે. તેથી એને પચીશ નેતરની સોટી મારવામાં આવશે. દ્વારવાન! કૈલાસને ઝટ મ્હારી પાસે પકડી લાવ."

દ્વારવાને કૈલાસ કનેથી ઘણી ફેરા ઘણી ઘણી બક્ષિસો મેળવી હતી. વળી દર વર્ષે બેસતા વર્ષને દિવસે કૈલાસ દ્વારવાનને ધોતી, કોટ, ખમીસ વગેરે કાંઇ ને કાંઇ ઇનામ આપતો. બેસતું વરસ હવે નજીક આવ્યું હતું. દ્વારવાન સારી રીતે જાણતો હતો કેઃ કૈલાસ એક વીર પુરૂપ છે. કદાચ હું જો એના હાથ પકડીશ તો એ એક મુક્કી લગાવી દેશે એ પણ સત્ય. બિચારો દ્વારવાન શું કરે! એક બાજુ અન્નદાતા લક્ષ્મીશંકર અને બીજી બાજુએ બક્ષિસદાતા કૈલાસચંદ્ર. તે બ્હીતો બ્હીતો ધીમે ધીમે, પાછળ જોતો જોતો,

મ્લાનવદને કૈલાસ સામું જવા લાગ્યો. જતાં જતાં તેના પગ પાછા પડવા લાગ્યા. દેહ કંપવા લાગ્યો. કૈલાસ પણ પૂર્ણ વેગે દ્વારવાનના સામું જવા તૈયાર થયો; જાણે સ્વયં કૈલાસ લક્ષ્મીશંકર પંડ્યા સામું જવા તૈયાર થયો હોય તેમ જણાયું. પ્રથમ દ્વારવાનની સામે આવી ત્હેના ગાલ પર જોરથી તેણે એક થપ્પડ મારી કહ્યું: "કોણ બેટો એવો છે કે જે મ્હને વિના અપરાધે પકડી શકે ?" એટલું કહી મ્હોટો હૉંકારો કરતો ત્યાંથી બહાર દોડી ગયો. લક્ષ્મીશંકર ક્રોધે ભરાઇ બે ચાર હાથ એની પછવાડે પછવાડે દોડ્યા, પણ શું હવે કૈલાસ હાથમાં આવે ખરો કે ? કૈલાસચંદ્ર મ્હોટી ફલંગો મારી સ્કુલની બારી કુદી જઇ ક્ષણમાં કંપાઉન્ડની બહાર નીકળી ગયો. વિદ્યાર્થીઓએ હો–હો–શબ્દ કરી ચારે બાજુએ દોડાદોડ કરવા માંડી. કાયદા કાનુનો બધુંજ ભંગ થયું ! કોઈ હસવા લાગ્યા, કોઇ નાચવા લાગ્યા, કોઇ એક બીજાના હાથમાં તાલી દેવા લાગ્યા. કોઇ વિદ્યાર્થીએ થાંભલાને અઢેલી ઉભા ઉભા ગાન ગાવા માંડયું:

" આજ બંસીધારી, ક્યાં ગયા ?
રાધા પાસે જઈ વસ્યા. બંસી.
પ્રાણપ્રિયાને જઇ મળ્યા એ,
ભવનાં દુઃખડાં બધાં ટળ્યાં છે;
માસ્તરનાં ભાગ્ય ફર્યાં ! બંસી.

લક્ષ્મીશંકર પંડ્યા કર્ત્તવ્યવિમૂઢ થયા. બધો વિચિત્ર વ્યાપાર એકી ટસે જોઇ રહ્યા. જાણે તેમની બુદ્ધિ નાશ પામી હોય એમ તેમને લાગ્યું. જીવતા સુવા જેવો તેમને અનુભવ થવા લાગ્યો. વૃદ્ધ શિક્ષક લક્ષ્મીશંકરને કહેવા લાગ્યા: "હવે અહીં શા માટે બેસવું જોઇએ ? સંધ્યા થઇ ગઈ છે. ચાલો મ્હારે ઘેર ચાલો. કૈલાસ ઘણોજ નઠોર અને દુષ્ટ ઉઠયો છે. ચાલો એના પિતાને કહીશું અને એને યોગ્ય શિક્ષા કરાવીશું. ચિંતા શા માટે કરો છો ?"

લક્ષ્મીશંકરે કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ. વૃદ્ધ શિક્ષકના કહેવા પ્રમાણે એમની ચાલવાની ક્રિયા થતી હતી. સખ્ત લપડાકથી ગાલ પંપાળતો પંપાળતો પેલો દ્વારવાન પણ લક્ષ્મીશંકરની પાછળ પાછળ એમની પેટી ઉંચકી

આસ્તે આસ્તે આવતો હતો. બીજી બાજુએ શહેરની સ્કુલોના ઘણા ખરા વિદ્યાર્થીઓએ કાંઇક જુદીજ તૈયારીઓ કરવા માંડી. તેઓ બબ્બે ચચ્ચારની ટોળીમાં બંધાઈ સંધ્યાની સહેલ કરવા બહાર નીકળી પડ્યા. લક્ષ્મીશંકરે પાછળ ફરીને જોયું તો, ત્રિશેક હાથને છેટે વિદ્યાર્થીઓનું એક ટોળું મ્હોટો રાગ કાઢી બોલતું હતુંઃ "સુખને માટે હરિવદને સીતાદેવી સાથે સ્નેહ બાંધ્યો પણ પરિણામે બેહદ કષ્ટ સહન કરવું પડ્યું. કોણ અભાગિ એવું માને કે પ્રેમ કરવામાં દુઃખ છે ? ઘણા દિવસ અપૂર્વ સુખ ભોગવ્યા છતાં પરિણામે દુઃખ થશે એવું કોઈ સ્વપ્ને પણ ધારતું નહિ હોય."

થોડેક દુર ગયા પછી લક્ષ્મીશંકરે બીજે માળના ઝરૂખામાં નજર નાંખી જોયું તો ત્યાં પણ વિદ્યાર્થીઓ ઉભા ઉભા બોલતા હતા. "પુષ્પની માળા ગુંથી અંદર વિષનું મિશ્રણ કરી એ હાર અમને આપ્યો. આગથી શરીર બળવા લાગ્યું. વમન થવા લાગ્યું. માથું ઘુમવા લાગ્યું. હે સખી ! નથી સંભળાતું, નથી જોવાતું. હવે હું શું કરૂં ? આ ફુલ ઝેર સમાન લાગે છે. ફુલ ઉપર ચંદનનો લેપ લગાડેલો હોવાથી એ એનો સંયોગ ઘણોજ સારો લાગતો હતો. બે હૃદય એક થયાં અને પિંજરમાં ફસાઇ પડ્યાં. તે કોણ ? સીતા અને હરિવદન."

સાબરમતિના પુલ પરથી ફરીને આવતાં લક્ષ્મીશંકરે કેટલાક વિદ્યાર્થીઓને એક સ્થળે બેસી આનંદથી વાતો કરતા સાંભળ્યાઃ "બાઇ જે થયું તે સારૂં થયું. પ્રેમને બદલે પ્રેમજ તેમણે મેળવ્યો છે. તેઓ તો કહે છે કે પ્રાણ જતાં સુધી અમે અમારો પ્રેમ છોડીશું નહિ. પ્રેમમાં દુઃખ છે એ તો અમે જાણીએ છીએ. તેમ છતાં અમે બન્ને પ્રેમાગ્નિમાં બળી મરીશું. સીતા અને હરિવદનનો એવોજ નિશ્ચય છે. એને કોઇ અટકાવી શકે તેમ નથી."

લક્ષ્મીશંકર વિચાર કરવા લાગ્યોઃ "આ અમદાવાદ શહેર સ્મશાન જેવું કેમ લાગતું હશે ? વિદ્યાર્થીઓ આવી વાર્તાઓ રસભેર કેમ ચર્ચતા હશે ? અરે ! વળી કંઇક અવાજ આવે છે. કેટલાક છોકરાઓ જે સારા કહેવાતા હતા તે પણ બોલે છે કેઃ "સ્યામ, ત્હારી બંસીમાં ત્રુટ પડી. આમ કેમ થયું હશે ? આવા સુવર્ણમય સંસારમાં કીટ ક્યાંથી ભરાયો હશે ?" છોકરાઓ

સીતા–હરિવદનને ઉદ્દેશીનેજ વાતો કરી રહ્યા છે. હરિ ! હરિ ! વિદ્યાર્થીઓએ આવી વાતોમાં ચિત્ત પરોવવાની જરૂર શી ? જમાનો વંઠયો !"

અનેક વિચાર કરતા કરતા લક્ષ્મીશંકર સ્વગૃહે પહોંચ્યા. ઘરમાં પત્નિને કહ્યું કે: "આજે શરીર અસ્વસ્થ છે. ખાવાની બિલકુલ રૂચી નથી." આટલું કહી શયનખંડમાં જઇ બિછાના પર સૂઇ ગયા. ઉંઘમાં સ્વપ્ન આવ્યું. તેમાં જોયું કે વિદ્યાર્થી મંડળ પોતાની ચારે બાજુએ ગોળ કુંડાળું વળી એકએકનો હાથ ઝાલી ઉભા છે અને નાચતા નાચતા બોલે છે કે:—

"ઓ સજ્જન ! સીતાદેવીએ બાંધેલા પ્રેમ સરોવરના ઘાટ પર જળ લેવા આવવા કોણ તૈયાર છે ? ચાલો, જેને એના પ્રેમામૃતનું પાન કરવું હોય તે ચાલો. જેને એની સુંદરતાનાં દર્શન કરવાં હોય તે ચાલો. તેનાં દર્શનથી ગમે તેવો મનુષ્ય પણ પ્રેમના મંત્ર ભણી શકશે."

એ સાંભળી લક્ષ્મીશંકર ચમકી મ્હોટી બુમ પાડી ઉભા થઇ ગયા. તેમની નિદ્રા ભંગ થઇ. એવા બીભત્સ રસથી તેમનું હૃદય કમ્પાયમાન થયું. સ્ત્રીને તુરતજ જળ લાવવા કહ્યું. જળ પીતાં પીતાં એમણે કોઇ વિદ્યાર્થીના બોલવાનો અવાજ સાંભળ્યો: "પ્રેમવતિ સીતાને યમુનાના ઘાટે હરિવદન રૂપી હરિ હોવાનો ભાસ થાય છે. ગોપિકુળની બાળાઓ ક્યારની રાહ જોઇ રહી છે. સીતારામ ! સીતા હરિવદન ! રાધેશ્યામ ! સીતા હરિવદન !"

એ થઇ રહ્યા પછી લક્ષ્મીશંકરને જણાયું કે: "મ્હારી સ્હામે કેટલા વિદ્યાર્થીઓ કમળમાળા ગળામાં પહેરીને અને એક એક ખીલેલું કમળ હાથમાં લઇને તાલ પ્રમાણે બરાબર નૃત્ય કરતા અને બોલતા તીવ્ર વેગે સામુંથી આવે છે:—"રસ સાગરમાંથી પ્રીતિ–પ્રેમ–સ્નેહ" એમ બોલતું એક કમળ, પ્રેમ પરિમળ ફેંકી રહ્યું હતું. એમાં એક ગરીબ ભ્રમર લુબ્ધ થયો અને છેવટે પોતેજ પ્રીતિપાન કરવા જતાં ઘાયલ થયો."

લક્ષ્મીશંકર પંડ્યા જાગ્રત અવસ્થામાં હોવા છતાં આવું સ્વપ્ન જોઈ, કાંઈ કાંઈ અસંબંધ વાક્ય બોલતા બોલતા મૂર્છિત થઈ જમીન પર ઢળી પડ્યા !





# પ્રકરણ ૧૨ મું.

## હરિવદન કોણ?

રંકુ લમાં એ બનાવ બન્યા પછી બીજા દિવસથી પોલીસ સાહેબની વર્તણુકમાં કાંઈક પરિવર્તન થયું. સાહેબે ચોર લોકોની તપાસ બંધ કરવાની આજ્ઞા ફરમાવી. તેજ દિવસે પ્રાતઃકાળે સાહેબે, ડૅપ્યુટી સાહેબ સાથે કાંઈક ખાનગી મસલત કરી. મસલતને અંતે ચોરની તપાસ એકદમ બંધ પાડી. એ જાણી ઇન્સ્પેક્ટર, સબઇન્સ્પેક્ટર તેમજ કૉન્સ્ટેબલો ચકિત થયા. તેઓ વિચાર કરવા લાગ્યા કેઃ "ચોર–લૂંટારાઓની બરાબર તપાસ કરવા માટે આજ બે ત્રણ દિવસ રાત, આહાર નિદ્રા કાંઇ પણ જોયા વગર રખડયા. હવે વિના કારણે મ્હોટા સાહેબ એ તપાસ બંધ કરવાનું કેમ લખે છે?" પોલીસનાં માણસો આશ્ચર્ય ચકિત થયાં.

પ્રહારને બીજેજ દિવસથી હરિવદને રાત્રિ–ભ્રમણરૂપ શિરઃપીડાનું ઔષધ સેવન બંધ કર્યું. હવેથી એવું ઔષધ–સેવન દિવસેજ કરવા માંડયું.

હરિવદન એક ગુણવાન પુરૂષ તરીકે પ્રસિદ્ધ હતો. એણે વિશ્વ વિદ્યાલયમાં બી. એ. પાસ કરી સારૂં સમ્માન પ્રાપ્ત કર્યું હતું. કારણ એ હતું કેઃ તે સમયમાં વિશ પચ્ચિશથી વધારે બી. એ. ઉપાધિ ધારીએ જન્મગ્રહણ કર્યો નહોતો. આજની પેઠે હાટે ઘાટે, ગૃહમાં, બહાર, ચૌટે ચકલે જેમ બી. એ. પાસ થયેલા દૃષ્ટિએ પડે છે તેમ એ વખતે નહોતું. તે વખતે તો જે બી. એ. પાસ થતું તે રમણીય ઉદ્યાનમાં ગુલાબના પુષ્પ સમાન ગણાતું. બી. એ. થયેલો પણ જરા ફક્કડ વસ્ત્રો પહેરી, મૂછો મરડી, વાંકી ચાલ ચાલી અહંકારમાં ડોલતો ફરતો. જાણે સ્વર્ગનો દેવજ! એવા બી. એ. પાસ થયેલાને નિહાળવા માટે ચાલીશ પચાશ ગાઉથી મનુષ્યો જોવા આવતાં. પાડોસીની કન્યાઓ, સગાં વ્હાલાંની સ્ત્રીઓ તેમજ શહેરના કેટલાક ગૃહસ્થોની

સ્ત્રીઓ પણ એવા માણસને છુપી રીતે જોતી. હરિવદન ગર્ભશ્રીમંત હતો. બીજું: ડૅપ્યુટી સાહેબનો ખાસ અંગત સ્નેહી હતો, ત્રીજું: બી. એ. પાસ થયેલો હતો. એવાં ત્રણ બંધનોથી બંધાયલો હરિવદન અલ્પ સમયમાંજ જનસમાજનો આદર મેળવે એમાં તે સમયે કાંઈ નવાઈ નહોતી.

એ ત્રણ ગુણ ઉપરાંત એનામાં વળી એક દૈવી વિદ્યા જન્મ પામી હતી. બી. એ. પાસ થયા પછી એક અઠવાડિયામાં તે પોતાની મેળેજ મહાકવિ થઇ ઉઠયો. ખીલતું ગુલાબ જોઇને, આકાશમાં વાદળાં જોઇને, નદીના જળપ્રવાહ જોઇને, દીપક ઉપર પતંગીઉં ફરતાં જોઇને, કોઇ દમ્પત્તિને વાર્તાલાપ કરતાં જોઇને, તે તુરતજ કવિતાઓ લખતો. અનેક સ્થળે ન્હાનાં મ્હોટાં મંડળોમાં ઝટ ભાષણ કરવા ઉભો થઇ પોતાને મહાન વક્તા તરીકે ગણાવતો. ગુલાબના પુષ્પને જોતાંજ તેણે તુરતજ બે મિનિટમાં જે કવિતા લખી સર્વ વિદ્વાનોમાં નામના મેળવી હતી તે સાંભળોઃ—

"ઓ ગુલાબ ! એક વખત અર્ધુ ખિલેલું તું હતું !
તે સમયે અમારે મન આશાઓ બહુ ઉદય પામી'તી.
પ્રભાત થતાં જોવાશે ? સુકાયાં પત્ર ત્હારાં !
ખરી પડશે ભૂ પર, અંતે થશે માટી !"

વળી એક પ્રસંગે એક બકરાને જોઈ તેણે તુરતજ એક કવિતા રચી કાઢી હતી. સાંભળો.

ઈશ્વરની જીવ–સૃષ્ટિમાં બકરાં મેઢાં ગાય,
બે કાન, બે આંખો, પૂછડી જણાય;
મ્હોડું બડબડાટ કરે, કાન ફડફડાટ કરે,
ક્રોધ થતાં શિંગ હલાવે, ક્રોધ ભર્યું દોડે આવે;
શરીરે લોમ મખમલ, કુસુમ સમ કોમલ,
કવિની કલ્પનાનું બલ, ચાલે નહિં ભાર તલ;
મસ્ત હાથી જેવી ચાલ, ફાંકડી ચાલે છે ચાલ,
જોતાં અનેક કવિ પાયમાલ, લેખણી થાય બેહાલ.

એ કવિતા ગુર્જર–સાહિત્ય–પત્રિકામાં પ્રકટ થતાંજ હરિવદનનું નામ ગુર્જર સાહિત્યસમાજમાં પ્રસિદ્ધ થયું ! એને વખાણનાર એક મંડળ થયું.

જ્યાં કોઇ મેલાવડો કે સભા થતી ત્યાં હરિવદનને કવિતા કરવાનું સોંપતા ચારે દિશામાંથી “ કવિરાજ ! કવિરાજ ! ” ના શબ્દો સંભળાવા લાગ્યા. અનેક મિત્રો તેને કવિતાનો એક ગ્રંથ રચી પ્રકટ કરવાની પ્રાર્થના કરવા લાગ્યા. ઘણી વિનતિ, અને કાલાવાલા પછી તેણે તેમ કર્યું. તેના મિત્રો કહેવા લાગ્યા કેઃ વિદ્વાન કહેવાતા ઘણા માણસોએ અને મુખ્ય કરીને સ્કુલ વિભાગના નેતાઓએ અભિપ્રાય આપ્યો છે કેઃ પ્રત્યેક શાળામાં પ્રત્યેક વિદ્યાર્થીને એકેક પ્રત આપવામાં આવે તો બાળકોને ઘણુંજ જ્ઞાન થવાનો સંભવ છે ! ” સાચુ જુઠું પરમેશ્વર જાણે !

હરિવદન પાસે આવી કેટલાક ખુશામદિયા એવું એવું બોલી તેની પ્રશંસા કરતા. તેના ઉત્તરમાં તે કહેતો કેઃ “ જેઓ સ્વાભાવિક રીતેજ કવિ છે તેઓ પૈસાને માટે કવિતા રચતા નથી. ઉત્તમ કવિતા કાંઇ કોઇના કહેવાથી રચી શકાતી પણ નથી. કવિતાનો ફુવારો તો આપોઆપજ હૃદયમાંથી ફુટી નીકળે છે. ધારો કે મ્હેં એક વર્ષ સુધી એક પણ કવિતા લખી નહિ. કમળ–વાસિની કવિતા દેવીનો કોમળ કૃપાકટાક્ષ મ્હારાપર જરા પણ થયો નહિ તેમ છતાં એક દિવસ અકસ્માત બપોરના બે વાગે કવિતાનો ઝરો મ્હારા હૃદયમાં ફુટયો. હવે બેસી રહેવાયજ કેમ ? ત્રણ વાગ્યા નહિ હોય એટલામાં તો એક મ્હોટું મહાકાવ્ય રચી તૈયાર કરી શકાય ! કવિતા રચવાની એવી શક્તિ ખરેખર ચમત્કારિકજ કહેવાય.

બી. એ. પાસ થયેલા હરિવદનની એવી વાત સાંભળી તેના મિત્રો, મ્હોટા આશ્ચર્યમાં પડયા. તેઓ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યાઃ “અમે કાંઈ બી. એ. પાસ નથી. કવિતાનું મહાત્મ્ય અમે શી રીતે સમજીએ ? અમે દુર્ભાગી ! ”

એવા કવિતામય જીવનને લીધેજ હરિવદને ડૅપ્યુટી સાહેબનું મન હરી લીધું હતું. ડૅપ્યુટી સાહેબે પ્રથમ પોતાની કન્યા સીતાદેવીને કવિતા રચતાં શીખવવા હરિવદનને તેનો શિક્ષક નીમ્યો હતો. તેણે સીતાને એકાંતમાં કવિતા રચના શીખવવાનો આરંભ કર્યો હતો ! પણ રાત્રે ડૅપ્યુટી સાહેબને ત્યાં લુંટારાઓને હાથે માર પડવાથી તેમજ એક દિવસ કેટલાક વિદ્યાર્થીઓએ

રસ્તામાં ચાલતાં ધૂળનો તેનાપર વર્ષાદ વર્ષાવવાથી સીતાદેવીને ભણાવવું છોડી તે સ્વદેશ તરફ પ્રયાણ કરી ગયો હતો !

હરિવદનનો પિતા દર વર્ષે નવરાત્રિમાં માતા વાવી ઉત્સવ કરતા. એક અઠવાડીયા પહેલાં તેણે પિતાને લખ્યું હતું કે: " આ વખતે હું નવરાત્રિના ઉત્સવમાં અને દિવાળી ઉપર પણ આવી શકું એમ નથી. વકીલાતની પરીક્ષા આપવાની છે. અમદાવાદમાં ન રહું તો, જોઇતાં સાધનો મળી નહિ શકવાથી અભ્યાસ બરાબર થઇ શકે નહિ. " પણ સાત દિવસમાં ઓચિંતો તે એકદમ ઘેર ગયો અને પિતાને કહેવા લાગ્યો કે: " શરદ ઋતુમાં શહેરમાં રહેવા કરતાં ગામડામાં રહેવાથી શરીરની સુખાકારી વધે છે એમાં વિજ્ઞાન પણ સંમતિ આપે છે. શરીરની સુખાકારી જાળવવા આપણે ગામ આવી રહેવું વધારે યોગ્ય લાગ્યું. "

હવે બીજી બાજુએ ચંદ્રશંકરના પિતાએ રામચંદ્રને પત્ર લખ્યો તે એને આવી મળ્યો. પત્રમાં લખ્યું હતું કે: " મ્હારો અંતકાળ આવી પહોંચ્યો છે. હવે વધુ દિવસ બચું એવી આશા નથી. મ્હારા અંતિમ કાળે વધુને નિકટ જોવાથી મ્હારૂં મરણ શાંતિથી થશે. આપ કૃપા કરી આ સમયે જલ્દીથી સીતાદેવીને વિદાય કરજો. "

આ પત્રની વાત ગૃહમાં પ્રકટ થયાને એક કલાક થયા પછી સીતાદેવીએ કહ્યું; " આજ મ્હારે અહાર કરવો નથી. મ્હારી આંખમાં અગ્નિ બળે છે, શરીરમાં જ્વર શરૂ થયો છે. કમ્મર ફાટફાટ થાય છે. પેટમાં વાયુનો ગોળો ફરે છે ! " એટલું કહી ડૅપ્યુટી સાહેબની કુળોદ્ધારક કન્યા સીતાદેવી માથાપર એક સફેદ રૂમાલ બાંધી–દવા ચોપડી–શરીરપર એક શાલ ઓઢી કૉચ પર જઇ સુતી.

કન્યાને સાસરે વિદાય કરવાની ડૅપ્યુટી સાહેબની જરાપણ અનિચ્છા નહોતી. તેમ છતાં પણ તે સંબંધી કેટલાક વાંધા તેમજ કેટલીક આપત્તિઓ તેના મનમાં ઉભી થઇ. ૧ લી–કન્યા હજી ઘણી બાળક છે. આટલી અલ્પ વયમાં સ્વામીના સમાગમમાં મોકલવી એ પાશ્ચાત્ય નીતિ વિરૂદ્ધ છે. ૨ જું–સીતાદેવીનો અભ્યાસ હજી સંપૂર્ણ થયો નથી. સાહિત્ય, સંગીત તેમજ સ્રી-

સ્વાતંત્ર્ય સંબંધી જ્ઞાનમાં હજી તે પારદર્શિતા થઇ નથી. એ કારણથી આટલી અજ્ઞાન અવસ્થામાં કન્યાને એકાએક સ્વશુરાલયે મોકલવી એ કોઇ પણ રીતે ડહાપણ ભરેલું નથી. એ બધું ગમે તેમ હોય પણ સીતા હજી જ્વર વગેરે રોગથી મુક્ત થઇ નથી. જેથી સાસરે હાલ તો કદી પણ મોકલાયજ નહિ. રામચંદ્ર કેટલોક સમય વિચાર કરી પત્રનો પ્રત્યુત્તર લખવા બેઠોઃ " મ્હારી કન્યા હજી બાળક છે. હજી એ સંસારમાં સારૂં-માઠું કશું સમજતી નથી. ત્હેનું અંતઃકરણ ઘણુંજ સરળ છે. આપની ગંભીર માંદગીના સમયમાં સીતા-દેવીને ત્યાં મોકલવાની મ્હને જરાપણ હરકત નથી, પણ મ્હારા દુર્ભાગ્યે કન્યાને એકાએક જ્વર શરૂ થયો છે. શરીર બગડી ગયું છે. તેને સહજ આરામ થતાં મોકલવાનો બંદોબસ્ત કરીશ. ચિરંજીવી ચંદ્રશંકરને મ્હારી આશિષ કહેશો. "

આ સમયે ડેપ્યુટી સાહેબનું મન ઉદ્વેગમાં હતું. રાત્રિને સમયે એમના મકાનપર કે આંગણામાં એકાએક પથરા પડતા. એમણે બારણું સાચવવા બે દ્વારવાન રાખ્યા પણ પથરા પડવા કોઇ રીતે ઓછા થયા નહિ. છેવટે કંટાળીને શાંતિ જાળવવા બે પોલિસ કૉન્સટેબલને રાત્રે ઘર આગળ સુવાનો હુકમ કર્યોઃ આટલું છતાં પણ પત્થરો યથાનિયમે પડયાજ કરતા. કેવી રીતે અને ક્યાંથી પત્થરો ફેંકવામાં આવે છે તે કોઈ પણ રીતે તપાસ કરાવતાં જાણવામાં આવતું નહોતું.

શું એકલા પત્થરોજ હમેશાં પડતા હતા ? ના, ના. તેમ ન હતું. પત્થરોને બદલે કોઈ કોઈ દિવસ તો ફુલના દડા પણ પડતા ! એક વખત સંધ્યા સમયે મકાનને બીજે માળે ડેપ્યુટી સાહેબ અને તેમની પ્રિય કન્યા સીતાદેવી એક સોફાપર બેસી ઇશ્વર સંબંધી પ્રેમાલાપ કરતાં હતાં, તે સમયે એક સુગંધીદાર ગુલાબપુષ્પનો દડો સીતાદેવીના ખોળામાં આવી પડયો. એ ઉપરાંત પુષ્પની ગુંથેલી એક માળા કોઈ અદ્રશ્ય રીતે એના ગળામાં આવી પહેરાવી ગયું. એ કાર્ય બનતાંવારજ સીતાદેવી અતિ મૃદુ-મધુર શબ્દોમાં કાંઇક બોલતી સોફાપર મૂર્છિત થઇ ઢળી પડી. કોઇ કહેવા લાગ્યુંઃ " ભૂતનો આ ઉપદ્રવ હોવો જોઇએ. " કોઈ કહેવા લાગ્યુંઃ " બાગમાં કોઇની અસદ્‌ગતિ

થઈ છે ત્હેનું આ કામ હોવું જોઈએ." પણ રામચંદ્ર બ્રાહ્મ ધર્મમાં દિક્ષિત થયેલો પુરૂષ હતો. તેથી તે ભૂત, પિશાચ કે ડાકણ જેવાં કોઇ પ્રેતને માનતો નહોતો. તેણે કહ્યું: " ભૂત પિશાચ ગામમાં છેજ નહિ. એતો લોકોને ધૂતિખાવાના ઢોંગ અને અજ્ઞાન-બેવકુફ સ્ત્રી પુરૂષોએ ચલાવેલું ધતિંગજ છે. નિરાકાર ભૂત અહિં હોયજ ક્યાંથી ? અમે એવો વ્હેમ માનતા નથી. "

ડેપ્યુટી સાહેબ ભૂતને માને કે ન માને પણ એવો ઉપદ્રવ ચાલુજ રહ્યો હતો. એક દિવસ સવારમાં એવું માલુમ પડ્યું કે: સીતાદેવીના સફેદ ચંદનીજેવા પલંગ પર બીછાવેલા બીછાના પર કોઇ મલમૂત્ર કરી ગયું છે ! એ એ જોઈ સીતાદેવી તેજ ક્ષણે મૂર્છિત થઇ ગઇ. આ સમયથીજ સીતાદેવીને મૂર્છા રોગ શરૂ થયો.

ઘણા મિત્રોએ ડેપ્યુટી સાહેબને તે બંગલો બદલી બીજે રાખવાની સલાહ આપી, પણ ભૂત ભયના કુસંસ્કારથી સાહેબે મકાન બદલ્યું એવી લોકવાયકાથી બ્હી જઇ તેમણે મકાન બદલવું મુલત્વી રાખ્યું. વધારામાં જો કદાચ કલકત્તાવાળા ગુરૂજી કે મુંબઇવાળા સુધારક મિત્રના જાણવામાં આવે કે: ભૂતના ભયથી રામચંદ્રે મકાન બદલ્યું તો તત્ક્ષણાત સમાજમાંથી એમનું નામ કાઢી નાંખે ! એટલુંજ નહિં પણ ચારે તરફથી ઠપકાનો, નાલાયકીનો, બ્હીકણનો વર્ષાદજ વર્ષે ! અરે ! વખતે વર્તમાન પત્રોમાં પણ તેમને " બ્રાહ્મસમાજ " માટે નાલાયક ગણે ! એથી રામચંદ્ર મ્હોટી મુસ્કેલીમાં આવી પડ્યો. બંગલામાં ન સુખે રહી શકાય કે ન તે છોડી શકાય !

ઘરમાંજ આવા બનાવો બનતા હતા એવું કાંઈ નહોતું. સ્વયં રામચંદ્રે એક દિવસ રસ્તા પર ચાલતાં એક વિચિત્ર બનાવ જોયો હતો. તે સમયે અમદાવાદમાં આટલી બધી ઘોડાગાડી નહોતી. ડેપ્યુટી સાહેબ કચેરીમાં હમેશાં ગાડીમાં બેસી જતા આવતા. એક દિવસ સાયંકાળે ગાડીમાં બેસી રામચંદ્ર કચેરીમાંથી ગૃહ તરફ આવતા હતા. રસ્તામાં કોણ જાણે ક્યાંથી એક કમળ-માળા એકાએક તેમના ગળામાં પહેરાવી કોઇ ચાલ્યું ગયું. રામચંદ્ર ભયભીત થઇ ટગર ટગર તેના સામું જોઇ રહ્યા.

હવે તેમણે એ બંગલો બદલવાનો વિચાર કર્યો. દિવાળીના દિવસો

હોવાથી કચેરીઓમાં રજા હતી. એ દિવસોમાં રામચંદ્ર સપરિવારે સ્વગૃહે–ગામડે–જવા તૈયાર થયો. સીતાદેવીને મૂર્છાનો રોગ દીને દીને વધતો જતો હોવાથી સાથે મેડિકલ કૉલેજમાં પાસ થયેલા એક ડૉક્ટરને પણ લીધો.

બીજી બાજુએ થોડા દિવસમાંજ ચંદ્રશંકરના પિતાનું અવસાન થયું. એ બનાવ વિજયાદશમીના તહેવારને દિવસેજ બન્યો. આ પ્રસંગે ડૅપ્યુટી સાહેબ સ્વગૃહે રજાના દિવસો ગાળતા હતા. એમને મનમાં વિચાર ઉત્પન્ન થયો કેઃ "જલ્દીથી ઉપરી અધિકારીને મળી કોઇ બીજી જગ્યાએ બદલી માટે પ્રાર્થના કરૂં." એજ સમયે ચંદ્રશંકરના પિતાના અવસાન સંબંધીનો પત્ર આવ્યો. એ દુઃખદાયક સમાચાર સાંભળી ચંદ્રપ્રભા ઘણુંજ રડી. સીતાદેવીના ચક્ષુમાં પણ જરા (સુધરેલાં) ઝળઝળીયાં ભરાઇ આવ્યાં! વધારે રડે તો અસભ્ય ગણાય! ચંદ્રપ્રભાએ કહ્યું: "બ્હેન સીતા! હવે તને જરા આરામ થવા આવ્યો છે તેથી ત્હારે શ્વસુરાલયે જવું પડશે. નહિ જાય તો આપણે લોકનિંદાને પાત્ર થઇ પડીશું."

સીતાદેવીઃ "બા! ત્હારી આજ્ઞાનું હું કદીએ પણ ઉલ્લંઘન કરીશ નહિ. તું જે કરવાનું કહેશે તે હું કરીશ. મ્હારા શરીરથી જેટલું સહન થશે તેટલું તત્ક્ષણ સહન કરીશ. ડૉક્ટર સાહેબ મ્હારૂં શરીર તપાસી એવો મત આપે કેઃ સાસરે જવાથી શરીરને કોઇ જાતનો વાંધો નહિ આવે તો હું તુરતજ ત્યાં જઇશ. બા! મ્હારૂં શરીર જો આવું માંદું ન રહેતું હોત તો હું તહને કદી પણ એવું કહેત ખરી કે? મ્હને ઉભા રહેવાથી ચક્કર આવે છે. માથું ચક્કર ચક્કર ફરે છે. કમ્મર ફાટી જાય છે."

ચંદ્રપ્રભાઃ "જો તું આ વખતે ત્યાં નહિ જાય તો જમાઇને મનમાં બહુંજ ખોટું લાગશે. ગમે તે પ્રકારે પણ આ પ્રસંગે તો ત્હારે ત્યાં જવું ઘણુંજ જરૂરનું છે. બ્હેન! મ્હોટા શહેરમાં જેમ ફરીએ અને વર્તન કરીએ તેમ ચાલે પણ ગામડા ગામમાં અગર જ્યાં પાશ્ચાત્ય સુધારાથી જન–સમાજ તદ્દન અજ્ઞાતાવસ્થામાં છે ત્યાં જો આવું આચરણ કરવામાં આવે તો લોકો ઘણીજ નિંદા કરે, અને મ્હારાથી લોકોની એવી ખોટી નિંદા સાંખી બેસી રહેવાય નહિ."

સીતાદેવીઃ "વારૂ, બા ! હું લોકનાં મન દુઃખવવા ઇચ્છિતી નથી. મ્હેં જે ધાર્યું હશે તેજ થશે. બા ! હું ક્યારે ત્હારા કહેવા પ્રમાણે તી નથી ?"

બીજે દિવસે પ્રકૃતિ નરમ જણાવી સીતાદેવી પથારીવશજ હતી છતાં નીના આગ્રહથી તેણે થોડો આહાર કર્યો તો ખરો પણ જેવી ઉઠી જ તે આકુળવ્યાકુળ થવા લાગી, અને પિતા માતા તેમજ ડૉક્ટર ઓની સામુંજ ચક્કર ખાઇ જમીનપર પડી ગઇ. ત્યાં ઉભેલા બધાએ હાહા- કરી મૂક્યો. ડૉક્ટરે જળ મંગાવી તેના મોઢામાં રેડ્યું અને કહ્યુંઃ "શરી- . બેહદ નબળાઈ છે. વ્રતોપવાસ બળાત્કારે કરાવી તમેજ લોકોએ સીતા- નું શરીર દુર્બળ બનાવી મૂક્યું છે. એક મહા વિદ્વાન પંડિતે કહ્યું છે કેઃ : લોકોએ આવો ધર્મ ખાસ કરીને સ્ત્રીઓને શિર નાંખી રમણીઓના રને ઘણીજ હાનિ પહોંચાડી છે. વ્રતને બહાને ઉપવાસો કરવાથી શરીર ા બને છે અને તેની અસર ખાલી પડેલા મગજમાં જલ્દીથી થાય છે. યા રહેવાથી માથામાં ચક્કર આવે છે અને છેવટે જમીનપર પડી જવાય વ્રત ઉપવાસોથી પક્ષાઘાત રોગ થવાનો ઘણોજ સંભવ છે. મ્હને જણાય કેઃ સીતાદેવીને કદાચ પક્ષાઘાત થશે. હું એક ડૉક્ટર છું અને તેથીજ . વાત કહેવાની તમને હિંમત કરૂં છું. આ પ્રસંગે આપને જે કરવું યોગ્ય તે કરો. મ્હારાથી આવા પ્રસંગે કડુ પણ સત્ય વાત કહ્યા વગર રહી તું નથી. ધર્મ પહેલો કે શરીર પહેલું ? જો શરીર નિરોગી હશે તોજ કર્મ થશે એ શું તમે નથી જાણતાં ?"

ડૉક્ટર સાહેબના લાંબા ભાષણની ઝટ અસર થઈ. બીજે દિવસથી તાદેવીને સાસરે જવાનું બંધ કરવાનો ઠરાવ થયો. ડેપ્યુટી સાહેબ એક તે ખાનગીમાં કહેવા લાગ્યાઃ "સાંભળો ડૉક્ટર સાહેબ ! સીતાદેવીને વ્રત- ાસ ત્યાગ કરાવ્યું છે એ વાત ગુરૂજી કને કોઇ રીતે પ્રકાશીત ન થાય બાબતમાં કાળજી રાખજો. આ વાત બહુજ ગુપ્ત રાખજો." એ વાત તેમ હોય પણ આ બનાવ બન્યા પછી પંદર દિવસમાં તો સીતાદેવીનો ઘે ઘણોજ વધી ગયો. ધીમે ધીમે તે છેકજ બીછાના ગત થઈ. ડૉક્ટર

સાહેબ તન દઇ એક મન એક ધ્યાનથી સીતાદેવીની ચિકિત્સા કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે: "દિવસે દિવસે રોગ વૃદ્ધિ પામતો હોય એવાં ચિહ્ન જણાય છે. સીતાદેવીને પાછાં અમદાવાદ લઇ જઇ કોઈ બીજા કાબેલ ડૉકટરની સલાહ લેવી આવશ્યક છે."

ડેપ્યુટી સાહેબે આ પ્રમાણે પત્ર લખી દીધો: "મ્હારી કન્યા પથારીવશ છે. કઠિન રોગથી પીડાય છે. ઉઠીને બેઠા થવાની પણ શક્તિ એનામાં હવે રહી નથી. એને વિદાય કરવાને અમને કોઈ જાતની હરકત નહોતી, પણ શું કરૂં ? અન્ય કોઇ ઉપાય નથી. સઘળું મ્હારા હતભાગ્યનું પરિણામ છે. તમને ઘણાંએ અડચણ પડતી હશે પણ લાચાર છું. તબીયત સારી થતાંજ મોકલીશ." ચંદ્રશંકર કને જે માણસ પત્ર લઇ ગયો હતો તે કહેવા લાગ્યો કે: "આપની સ્ત્રી બચે એવી આશા રખાતી નથી. ડેપ્યુટી સાહેબે અમદાવાદથી યુરોપીયન ડૉકટરને બોલાવવા માણસ મોકલ્યું છે." એ સાંભળી બિચારા ચંદ્રશંકરને ઘણુંજ કષ્ટ થયું. એક તરફ પિતૃવિયોગ અને બીજી તરફ સ્ત્રીનું જીવન સંશયમય. તેમ છતાં પણ કાળજું કઠણ રાખી પિતા પાછળ મરણ વિધિ શાસ્ત્ર પ્રમાણે કરી. એવું સાંભળવામાં આવ્યું છે કે જમાઇના પિતાની શ્રાદ્ધાદિક ક્રિયા કરવા સારૂ રામચંદ્રે ચંદ્રશંકરને બસો રૂપિયાનો માલ મોકલ્યો હતો. ચંદ્રપ્રભાના દબાણથીજ રામચંદ્રે એ કાર્ય કર્યું હતું એવી લોક વાયકા છે. એમ સમજાય છે કે ચંદ્રપ્રભાને એમ કરવાનું કારણ ચંદ્રશંકરનું સાંત્વન કરવા માટેજ હતું.

શ્રાધાદિક ક્રિયા સંપૂર્ણ થયા પછી સીતાની દવા કરાવવા સારૂ એને લઇ બધાં અમદાવાદ પાછાં આવ્યાં. અહિં એક માસ બરાબર દવા કરી. ડૉકટર સાહેબે કહ્યું કે: "ઉત્તર પશ્ચિમ દિશાએ શુદ્ધવાયુનું સેવન કરવા સીતાદેવીને મોકલવાની જરૂર છે, જો એને હવાફેર સારૂ સારાં સારાં સ્થાનોમાં મોકલવામાં નહિ આવે તો સીતાદેવીનો રોગ સંપૂર્ણ રીતે દૂર થશે નહિ."

સીતાદેવીને પહેલી તારીખથી હવાફેર સારૂ મોકલવાનું નક્કી કરવામાં આવ્યું. તેની સાથે રમણ, ડૉકટર સાહેબ તેમજ કૃષ્ણદાસને મોકલવામાં

આવ્યા. રામચંદ્રની વૃદ્ધ માતા પણ ગૃહિણી રૂપે તેની સાથે જવાને તૈયાર થઇ. એ બધો સંઘ વંદ્રાવનમાં આવી પહોંચ્યો.

ડૉક્ટર સાહેબનું નામ મહેન્દ્રલાલ હતું. પ્રથમ ભાગમાં પરિચિત થયેલા એજ આપણા મહેન્દ્રલાલ. કૃષ્ણદાસ એ ખાસ ગુરૂજીના હાથ નીચે ઉછરેલો મનુષ્ય હતો. કૃષ્ણદાસની માતાનું મરણ થવાથી પાંચ વર્ષની ઉમ્મરે કૃષ્ણદાસ ગુરૂની દયાનો પાત્ર થયો. એ સમયે તે ગુરૂજી પાસે શીક્ષા—દીક્ષા ગૃહણ કરતો હતો. હમેશાં ગુરૂજીની સેવામાં હાજર રહેવાથી કૃષ્ણદાસે કલકત્તા સિવાય એકે ગામ કે શહેર જોયું નહોતું. રામચંદ્ર ગુરૂજીનું અતિ સ્નેહપાત્ર હોવાથી એમણે રામચંદ્રને કૃષ્ણદાસરૂપી રત્ન પ્રસાદીરૂપ આપ્યું ? સોબત અને ગુણકર્મે કરી કૃષ્ણદાસ સર્વ કામમાં પ્રવિણ બન્યો હતો. જ્યાં જુઓ ત્યા એ કુટુંબ સાથે કૃષ્ણદાસ હમેશાં માલુમ પડતો.

હવે વાત પાછી બદલાય છે. હવે ખરેખરો ગ્રંથારંભ અહીંથી શરૂ થાય છે. પ્રિય વાંચક ! એ કોણ કોણ વ્યક્તિઓ છે તે બધાંને તો બરાબર ઓળખ્યાં હશે ? હવે બીજું કાંઈ કહેવાનું બાકી નથી. પરમાનંદે તૃતીય ભાગ વાંચવો શરૂ કરો.

**દ્વિતીય ભાગ સમાપ્ત.**



## તૃતીય ભાગ.

### પ્રકરણ ૧ લું.

#### થર્ડ કલાસ કે હેડ કલાસ!



**મા**ઘ મહિનો ચાલતો હોવાથી સખ્ત ટાઢ ચઢતી. આજે આખો દિવસ વૃષ્ટિ પુષ્કળ થઇ હતી. સંધ્યાકાળ થતાં વૃષ્ટિ બંધ થઇ અને જળ પણ બંધ થયું. ફક્ત સતેજ, સુતીક્ષ્ણ અને સુરસ મંદમંદ વાયુ વાતો હતો. વૃદ્ધ તેમજ બાળકો અતિશય ઠંડી લાગવાથી હી હી શબ્દ કરી દાંત કકડાવી રહ્યાં હતાં! બાળકો આટલી ઠંડી હોવા છતાં પણ દિગંબર દેહે દોડાદોડી કર્યા કરે છે. યુવકોએ ગરમ ખમીસ, પગે ગરમ સ્ટોકીંગ અને કાન ઢાંકવા મોઢા પર એક ગરમ રૂમાલ ઇત્યાદિ બાંધી વિલાયતી પોષાકથી આખા અંગનું રક્ષણ કર્યું હતું. જ્યારે કેટલાક વૃદ્ધ અને યુવકોને ટકાઉ સ્વદેશી માલ વાપરવાની ટેવ પડેલી હોવાથી તેઓ ખાદીનાં ખમીસ અને જાડી ચાદરો ઓઢી બહાર ફરતા જણાતા હતા.

સંધ્યાકાળ પૂર્ણ થવા આવ્યો. ગૃહસ્થ ઘરોમાં દિવાબત્તીઓ થવાની તૈયારી ચાલી રહી છે. પણ અમદાવાદના રેલ્વે સ્ટેશને અત્યારપહેલાંજ દિવા પ્રકટાવીદેવામાં આવ્યા છે. જાણે પ્રફુલ્લ મલ્લિકા હસી રહી છે! લોકોનાં ટોળાં કલ્કલ્ શબ્દ કરી રહ્યાં છે. ચારે દિશાએથી ધન્ય ધન્યનો ધ્વનિ સાંભળવામાં આવે છે. નભોમંડળમાંથી એવી દૈવી વાણી થતી સંભળાય છે કેઃ "વાણિજ્યમાં લક્ષ્મીદેવીનો વાસો છે." મહાભારત વખતે બકરૂપી ધર્મ પ્રશ્ન કરે છે કે, "કિમાશ્ચર્યમ્" એના ઉત્તરમાં યુધિષ્ઠિર કહે છે કેઃ—

> **"अहन्यहनि भूतानि गच्छन्ति यममन्दिरम् ।**
> **शेषाः स्थिरत्व मिच्छन्ति किमाश्चर्य मतःपरम् ॥"**

પણ કલિકાળમાં—સામ્પ્રત સમયે તો એથી પણ અધિક આશ્ચર્ય લાગે અમે હાથમાં પૈસા લઇને દુઃખીત અંતઃકરણે કહીએ છીએ કે: "સા- ! લો. અમારા પૈસા લો-લો." તોપણ દુકાનદાર લેતા નથી ! સ્ટેશન ર ટીકીટ ઑફીસ આગળ ઘણીજ ભીડ હોવાથી ધક્કામુક્કી ચાલે છે. જો ચ આપણે કાંઈ બોલવા કે હાથ ઉપાડવા જઇએ તો કૉન્સટેબલના કાય- ાં આવવાથી શરીરનાં હાડકાં નરમ બનાવી નાંખવામાં આવે ! પાછા વાની પણ હવે તક નથી, તેમ છતાં પણ મુખેથી "પૈસા લો, પૈસા લો." જ શબ્દો બોલી શકાય છે. એથી વધારે આશ્ચર્યનો વિષય બીજો કયો ? ત્રીજા ક્લાસની ટીકીટની બારી આગળ બરાબર ઉપર પ્રમાણેજ ાલ થઇ રહે છે. તેના અનુભવથી હવે ભાગ્યેજ કોઈ ગૃહસ્થ અજાણ હશે. ી કર્મકથા તો જેણે એ સ્થિતિ અનુભવી હશે તેજ જાણી શકશે. કોઇ ઢેથી સમજાવે તો તે સમજી શકાય એમ નથી.

મહા મુશીબતે રેલ્વેની ટીકીટ ખરીદ કર્યા પછી પ્લેટફોર્મ પર જવાની ારી. મ્હોટા પ્લેટફોર્મ ઉપર જંગલી અજગરના કરતાં પણ ઘણી લાંબી ઉભી હોય છે. આમ તેમ સહજે નજર નાંખી શકાય તેમ નથી. લોક ખ્યા પણ અતિશય ! ગાડી મુંબઇ પર્યંત જાય છે. ટીકીટ કલેકટરો સફેદ ડ્રેસ રી હાથમાં એક કાતર જેવું લઇ હલાવતા જોવામાં આવે છે. ભોગજોગે સરસામાન જરા વધારે પડતો જણાયો તો જોઇ લો બાપડા મુસાફરની ત્તી ! ગાડી ક્યાંય ચાલી જાય અને મુસાફરને ત્યાંજ પડી રહેવાનો વખત વે, ત્હેની તેમને દરકારજ ઓછી ! રેલ્વેના એ વફાદાર સાહેબો પહેલાં મુસાફરને પોતાની સામે ઉભેલા પોલીસને હાથે ધક્કો મરાવી દૂર ઉભા ખવાનો હુકમ ફરમાવે પછી બીજી વાત. એ બલામાંથી ઝટ છુટા થવાનો ચાર હોય તો તો આપણા એ ટીકીટ કલેકટર સાહેબના હાથમાં જરા ગરતા, જરા વિનવતા કાંઈ રૂપાનાણું મુકો. ત્યાર વગર તમે એ સ્વર્ગસમ ૫ આપનારા અગ્નિ રથમાં બેસવાની હિંમત કરી શકશોજ નહિ ! ઘણા ાફરોને આવી ફરીઆદ કરતાં સાંભળીયે છીએ. ખરૂં ખોટું રામ જાણે !

ગાડી ઉપડવાને દશ મિનિટ બાકી હતી. અંદર દાખલ થવાના બારણાં

ઉઘડતાં લોકો ઉપરા ઉપરી જ્યાં જગ્યા જોઇ ત્યાં ચઢવા માંડે છે. ધક્કા મુક્કી, ગાળાગાળી વગેરે તો સદા ગાડીઓમાં ચઢતાં ઉતરતાં સ્ટેશન પર થતું હમેશાં જોવામાં આવે છેજ ! પેસેન્જરોએ બેસવાની સગવડ પોતેજ કરી લેવાની છે. એમાં રેલ્વે કંપની જાણે કાંઇ બંધાયલી ન હોય એવુંજ જણાય છે ! બંદોબસ્ત માટે પોલીસો રાખેલા હોય છે પણ તેઓ ઘણી ભીડમાં ઉતારૂઓને સગવડ કરી આપવા સારૂ હોય એવું ભાગ્યેજ જોવામાં આવે છે પણ ગડબડ કરતા કે મારામારી પર આવેલાઓને ધમકાવી કાઢવામાંજ હોંશીઆર જણાય છે ! બીજું કામ તો પછી ! ભીડ ગમે તેટલી હોય, એક ડબ્બામાં દશને બદલે વિશ ઉતારૂ હોય, અને તે બધા કપાઇ મરાઈ જતા હોય તો ત્યાં પોલીસો કેટલી ધાડ મારે છે અને રેલ્વેના નોકરો કેવું ઉકાળે છે તે કોઇથી અજાણ્યું નથી ! એટલા બધા લશ્કરમાં પરોપકારી રેલ્વે નોકર, ટીકીટ કલેક્ટર, ટીકીટ એક્ઝામીનર, ગાર્ડ કે પોલીસો ભાગ્યેજ જોવામાં આવે છે ! ઉતારૂઓને ઇન્સાફ આપવા કરતાં તેઓ રેલ્વે નોકરોનો પક્ષ લેવામાંજ હોંશીઆર જણાય છે ! ત્રીજા વર્ગમાં બેસવું અને માર, અપમાનના ભંડારમાં ભરાવું એ બન્ને બરાબર છે !

અતિશય ભીડમાં પણ કોઇના બે હાથમાં બે પોટલાં લટકે છે. કોઇની બગલમાં ટ્રંક–પાકીટ હોય છે. હાથમાં છોકરાં હોય છે. સ્ત્રીબાળકોને ભીડમાં ધકેલતા બિચારા આગળ જાય છે. ગમે તેટલું કહો પણ ઉતારૂઓના કાન તો બ્હેરાજ ! પાછળથી ધક્કા મારી ખસવાનું કહો પણ સાંભળે છે કોણ ? આવી સ્થીતિ વચ્ચે બીચારા ઉતારૂઓના પ્રાણ ટોલ્લેજ !

ગાડીના દરેક ત્રીજા કલાસના કમ્પાર્ટમેન્ટમાં મ્હોટા અક્ષરે લખેલું હોય છે કે: "દશ માણસ બેસે." દશ માણસ બેસવા દેવા એ રેલ્વેનો ખાસ નિયમજ હોવો જોઇએ. પણ એ નિયમનું પાલન કરવામાં આવે છે કે ક્યાં? તે તો સૌ પોતપોતાના મનમાં સારી રીતે સમજેજ છે. કેટલીક વખત ગાર્ડ કે પછી સ્ટેશન માસ્તર સાહેબ, જાણતા હોય કે એકમાં દશથી વધારે માણસો બેઠાં છે તો પણ પોતે જબરદસ્તીથી ગાડીના દ્વાર આગળ ઉભા રહેલા ઉતારૂઓને અંદર ધકેલી દે છે. ઉતારૂઓ ઘણાએ બબડાટ કરે છે, પણ તે સાંભ-

જાવા માટે કાન કોને છે ? જો કદાચ કોઇ ગૃહસ્થ દશથી વધારે ઉતારૂ નહિ બેસાડવાની માગણી કરે તો રેલ્વેના તુંડ મીજાજી અધિકારીઓ તેનીજ ખબર લેવા તૈયાર થાય છે !* કેટલાક બિચારા ગામડીઆ લોકો પહેલા કલાસમાં કે બીજા કલાસમાં ભૂલથી ચઢી જાય છે ત્યારે તેમાં બેઠેલા સજ્જનો તેમને ધક્કો મારી બહાર કાઢે છે ! બહાર આવતાં કોન્સટેબલ સાહેબ ઉભેલા નજરે પડે છે. ગામડીઆને તેમાં ચઢેલો જોઈ તેઓ વળી પડયા પર પાટુ મારવા

---

* બી બી સી. આઇ. રેલ્વે ટ્રેનોના થર્ડ કલાસમાં "દશ ઉતારૂઓ બેસે." એવી તખ્તીઓ ચોંઢી છે. રેલ્વે એકટની ૯ મી કલમ પ્રમાણે ૧૦ થી વધુ ઉતારૂ એસવા દઇ શકાય નહિ પણ જો કોઈ રેલ્વે નોકર કોઈ પણ એવા ડબ્બામાં ૧૦ થી વધુ ઉતારૂ બેસાડે તો તેવા રેલ્વે નોકરનો રોજના રૂ. ૨૦ ( વીશ ) પ્રમાણે દંડ થવો જોઇએ. અત્યાર સુધી કોઈ હિંમતવાન કાયદાબાજ મનુષ્યને રેલ્વેના કાયદાની ખબર નહિ હોવાથી બધા ઉતારૂઓ રેલ્વે કંપનીનો એ ત્રાસ સહન કરતા આવ્યા છે. પરંતુ તા. ૧૮-૩-૧૬ ને દિવસે બી. બી. સી. આઈ. રેલ્વે ટ્રેનમાં સોલીસીટરના કલાર્ક રા. ગીરજાશંકર દયાશંકર વૈધે પોતાના ખાનામાં દશથી વધારે મુસાફરો બેસાડવા માટે ગાર્ડ વગેરે રેલ્વે નોકરોને ના કહેવા છતાં તેઓએ રા. ગીરજાશંકરની દરકાર નહિ કરતાં વધુ માણસો બેસાડયાં હતાં. રા. ગીરજાશંકરે મુંબઈમાં મઝગામ પોલીસ કૉર્ટમાં મિ. આઠવલે મેજીસ્ટ્રેટની કૉર્ટમાં તે ગાર્ડ સ્હામે ફરીઆદ નોંધાવી હતી મેજીસ્ટ્રેટ સાહેબે તા. ૪-૫-૧૬ ને દિવસે તે ડ્રાયવરને એક ડબ્બામાં "દશથી વધુ માણસોને બેસાડવા માટે રૂ. ૩૦) ત્રીશનો દંડ કર્યો છે." અર્થાત્ એક ડબ્બામાં દશથી વધુ માણસો રેલ્વે કંપની બેસાડી શકે નહિ. તેજ પ્રમાણે ઘણી ગાડીઓમાં "યૂરોપિયન અને યુરેઝીયનો માટે "રિઝર્વડ" નાં લેબલો ચોંટાડેલાં હોય છે. તે પ્રમાણે પણ રેલ્વે કંપની કરી શકે નહિ. એવાં લેબલો ચોંટાડેલાં હોય તો પણ તેમાં બીજા કોઇ પણ મુસાફરો બેસી શકે છે, અને એવા ડબ્બામાં બેઠેલા ઉતારૂને કોઈ પણ રેલ્વે અમલદાર બળાત્કારે બહાર કાઢે તો તે રેલ્વે નોકર ઉપર કાયદા પ્રમાણે મેજી-સ્ટ્રેટ કૉર્ટમાં કામ ચલાવી શકાય છે. મથુરાંદાસ રામચંદ્ર વિરૂદ્ધ સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિયાના કેસનો નિકાલ આવ્યો છે તે ઉપરથી એ વાત સાબિત થાય છે. ( જુઓ સિંધ લૉ રિપૉર્ટ વોલ્યુમ ૫. પૃષ્ઠ ૧૪૦) અર્થાત્ તમે એવા "યૂરો-પિયન અને યુરેઝીયનો માટે "રિઝર્વડ" ના ડબ્બામાં બેસો છતાં તમને કોઇ રોકી શકે નહિ.

જેવું કરે છે, પણ એ બંદોબસ્ત માટે રાખેલા કૉન્સટેબલ ધીમેથી એટલું પણ કહેતા નથી કે: "આવા ડબ્બામાં બેસાય નહિ, અમુક ડબ્બામાં બેસવું." ગરીબ બિચારો ગામડીઓ આ છેડેથી પેલા છેડા સુધી દોડાદોડ કરે છે. જે જે ડબ્બામાં બેસવા જાય છે તેમાં બેઠેલા ઉતારૂઓ "આગળ જાઓ, આગળ જાઓ" કહે છે. છેવટે મહા બળાત્કારે ગાળો, ધબ્બા વગેરે ખાતો બિચારો મહા મુશીબતે કોઇ ડબ્બામાં ચઢી બેસે છે."

થર્ડકલાસ એ ભારતના ઇંગ્રેજવણિકોનો એક અપૂર્વ વ્યાપાર છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ કે જર્મનિના રેલ્વે કવિવરો એવી રચના–કલ્પના કરી શક્યાજ નહિ. બીજા કોઈ પણ દેશના રેલ્વે–મુસાફરોને એ કલાસના જેવી હાડમારી વેઠવી પડતી નહિ હોય. ભાડું પુરેપુરૂં આપવા છતાં અનેક પ્રકારની વિટંબણા ! બીચારા ઘણા અજ્ઞાન મુસાફરોને તો ગાળોએ દેતા સાંભળ્યા છે ! તેમ છતાં પેસેન્જરોને દરેક પ્રકારનું સુખ–સગવડ કરી આપવાનું રેલ્વે કંપનીના મ્હોટા અમલદારો લક્ષ્યમાં લેતા નથી, પછી ન્હાના અમલદારોને શું કહેવું ?

અમલદારોનો મિજાજ આકાશ પાતાળ હોય તેમાં નવાઇ નથી. કારણ, તેઓ રેલ્વેના માલિક સ્વરૂપ ! પરંતુ ઉતારૂઓમાં જેઓ જરાતરા ભણેલા કે ચાલાક–હોંશીઆર હોય છે તે પણ ગરીબ–અભણ–અજાણ્યા ઉતારૂઓને ત્રાસ આપે છે. હમણાં ટ્રેનના ત્રીજા કલાસમાં સાહેબના જેવો પહેરવેશ પહેરી હાથમાં ચિરૂટ લઇ એક યુવક બેઠો છે. તેના ડબ્બામાં જે કોઇ બેસવા જાય છે તેને રૅાફમાં ને રૅાફમાં "આગળ જાઓ." "આગળ જાઓ." કહે છે. તેનો રૅાફ જોઈ ભલભલા ગુજરાતીઓ આગળ જાય છે. કેટલાકને તેણે "આગળ જવાનું" કહ્યું છે. કેટલાકને આંખો કાઢી ગળું ઝાલી વેગળા ધકેલી મૂક્યા છે. કેટલાક ગામડીયાને એ મૂક્કી મારીને પણ કાઢ્યા છે !

ગાડી ઉપડવાને હવે પાંચ મીનીટ બાકી છે. પાંચ મીનીટનો ઘંટ વાગ્યો. તે સમયે એક તેજસ્વી બ્રહ્મચારીએ હાથમાં અર્ધમણનું પોટલું લઈ સાહેબ ઉભેલા તેજ ડબ્બો ઉઘાડવા માંડયો. સાહેબે ગુસ્સે થઈ બેચાર ગાળો દીધી. તેમ છતાં શાંત–ચિત્તના સાધુએ તેના સ્હામુ જોઇ તેજ ડબ્બો ઉઘાડવાજ માંડયો. સાહેબનો મિજાજ ગયો. તેણે ડબ્બામાંથીજ બ્રહ્મચારીનું ગળું ઝાલી ધક્કો

માર્યો તેમ છતાં શાંત સ્વભાવના બ્રહ્મચારીએ તેને નમ્ર શબ્દોમાં કહ્યું: "ભાઈ સાહેબ ! આટલી બધી જગ્યા છે તે છતાં અમને બેસવા નથી દેતા તેનું કારણ શું ? હું તો આ ગાડીમાંજ બેસીશ." એમ કહી જોર કરી તે ડબ્બામાં ચઢી બેઠો અને સાહેબના મુખ સ્હામુ એકી ટસે જોયા કર્યું. એ જોયાથી શું થયું ? થયું એ કે સાહેબ યુવક સ્તબ્ધ થઇ ગયો. ગાળો દેવા છતાં, ધક્કા મુક્કી મારવા છતાં, બ્રહ્મચારી શાંતચિત્તે ડબ્બામાં બેઠો છે તે જોઈ તેને બહુ આશ્ચર્ય થયું. બ્રહ્મચારી યુવકસાહેબના ચ્હેરા તરફજ જોવા લાગ્યા. તેઓ શું જોતા હતા તે તો હરિ જાણે !

એ સમયે એક વૃદ્ધા–ડોસી નવ વર્ષના યુવકનો હાથ ઝાલી દોડતી દોડતી તે ડબ્બા આગળ આવી બોલી: "ઓ ભાઈ ! બારણું ઉઘાડો. ગાડી ચુકી જઈશરે ! ભાઇ ! કોઇ ઉઘાડો !" પણ કોણ ઉઘાડે ? ડબ્બામાં જગ્યા તો ઘણીએ હોય છતાં કોણ બે માણસની ભીડ વેઠે ! બધાનેજ સુખ જોઈએ ત્યાં થોડું દુઃખ કોણ વેઠે ? અંતે તે બ્રહ્મચારીના ડબ્બા આગળ આવી. સાહેબે એક વખત તે વૃદ્ધાને ધક્કો મારી કાઢી મુકી હતી તેથી તે બિચારીએ અંદર બેઠેલા સાહેબને જોઇ ત્યાંથી નહાસવા માંડયું, પરંતુ બ્રહ્મચારીએ બારણું ઉઘાડી વૃદ્ધાને પુત્ર સહિત ડબ્બામાં ખેંચી લીધી. વૃદ્ધા વારંવાર સાહેબના મુખ સ્હામુ જોઇ બ્હીતી, સંકોચાતી. પરંતુ બ્રહ્મચારીએ આશ્વાસન આપ્યું તેથી શ્વાસ નીચો મુકી બેઠી. ગાડી ચાલવા માંડી, ત્યારે તેના જીવમાં જીવ આવ્યો. બ્રહ્મચારીને અનેક આશિર્વાદ દેવા લાગી. સાહેબને આશિર્વાદ દેવાની ઇચ્છા તો થઇ પણ વખતે તે આશિર્વાદ સ્વિકારે કે નહિ તેનો તેને ભય લાગ્યો !

ગાડીમાં બેઠેલા એક મનુષ્યે બ્રહ્મચારીને કહ્યું: "તમે આ સાહેબ વિરૂદ્ધ ફરીઆદ કરો. તેણે તમને ગાળો દીધી છે. ધક્કો માર્યો છે. હું તે જાણું છું. સાક્ષી પૂરીશ."

બ્રહ્મચારીએ કહ્યું: "તેમ કરવા કરતાં એને ક્ષમા આપવી એજ મ્હને યોગ્ય જણાય છે. ઈશ્વર જેવા ન્યાયાધીશ પાસે ફરીઆદ નોંધાવી દીધી છે. તે ઇન્સાફ કરશે. મનુષ્ય કરતાં તે બહુ ન્યાયી છે. તેનો ન્યાય ત્રૈલોક્યમાં પ્રસિદ્ધ થાય છે. કર્મનું ફળ ઈશ્વર આપશે. ત્રીજા વર્ગની ગાડીમાં ઉતારૂઓને

આટલી બધી હાડમારી વેઠવી પડે છે છતાં દેશમાં આગેવાન ગણાતા—શ્રીમંતો, વકીલો, બેરીસ્ટરો, મ્યુનિસિપાલીટીના મેમ્બરો અને ધારાસભાના સભાસદો કશું કરી શકતા નથી તો પછી મ્હારી એની એક ફરીઆદથી વિશેષ શું થશે? પ્રભુ એનો બદલો આપશે.”

બ્રહ્મચારી સ્થીરચિત્તે, સાહેબના મુખસ્હામુ જોવા લાગ્યો. તેનાથી પરખી શકાયું નહિ કે: સાહેબ અંગ્રેજ છે કે હિંદુ, પારસી છે કે મુસલમાન. કારણુ તેનો પહેરવેશ અંગ્રેજના જેવો હોવા છતાં ચામડી, આંખ, નખ અને માથાના વાળમાં ફેર હતો! તેથી તે શુદ્ધ અંગ્રેજ જણાતો નહોતો.

બ્રહ્મચારીનું તેજસ્વી મુખ, શાંત વ્યવહાર, ઉદાર વિચાર અને પરોપકારી બુદ્ધિ જોઇ યુવક—સાહેબ સ્તબ્ધ થઇ ગયો હતો. બ્રહ્મચારીના વર્તનથી તે દબાઇ ગયો હતો! જાણે ચારે દિશામાં અંધકાર છવાઈ ગયો હોય તેમ તે દિશા—શૂન્ય થયો હતો! તેનું માથું ફરવા લાગ્યું હતું. ડોકું નીચુ નમી ગયું હતું. વચમાં વચમાં તે માથું ઉંચુ કરી નેત્ર ઉઘાડી બ્રહ્મચારીના સ્હામુ જોઇ લેતો, પરંતુ તુરતજ ભય ચકિત થઈ તે માથું નીચું કરી દેતો! નેત્ર ફેરવી લેતો!

સાહેબ મનમાંજ બોલવા લાગ્યો: “અરેરે! હું કેવો પાપી! કેવો દુષ્ટ! કેવો દુરાચરણી! બ્રહ્મચારીનો કેવો શાંત સ્વભાવ, કેવી ઉદાર વૃત્તિ, કેવો પરોપકારી મહા પુરૂષ! હું કેવો પામર! કેવો બેવકુફ! આ પુરૂષ કેવો સરલ, કેવો અમાયિક, કેવો ઉત્તમ સાધુ! મ્હેં એને અનેક કડવાં વચનો કહ્યાં, અનેક ગાળો દીધી, ધક્કા માર્યા તદપિ તેને ગુસ્સો થયો નહિ. તે ભય પામ્યો નહિ. અરે! એ જરા દિલગીર પણ થયો નહિ. ઉલટો તે તો આનન્દી જણાયો. એ તો ઉલ્ટો મ્હને જાણે વાંદર વા પશુજ સમજે છે! ધન્ય છે એનાં માતા પિતાને!”

સાહેબ એવા વિચાર—સમુદ્રના ઉંડા જળમાં ડૂબકાં ખાતો જાણે મંત્ર-મુગ્ધ સર્પની પેઠે માથુ નીચું કરી શોકાંકિત થઇ ઉભો છે.

પાસે બેઠેલા ગૃહસ્થે બ્રહ્મચારીને કહ્યું: “મહારાજ! ક્યાં જવું છે?”

બ્રહ્મચારી અતિ નમ્રસ્વરે, બંધુભાવ પૂર્વક બોલ્યો: “ભાઇ! કાશી જવું છે.”

ગૃહસ્થ: " સારૂં, સારૂં. મહારાજ ! રાતનો સાથી મળી ગયો. રાતે ઉંઘ આવે નહિ. સાથે વાતો કરીશું. પાન તમાકુ ખાઇશું. "

બ્રહ્મચારી મધુર હાસ્ય કરતા શાંત રીતે બેસી રહ્યા.

ગૃહસ્થ: " પાન તમાકુ, બીડી, દિવાસલીની પેટી, બધુંજ તૈયાર છે. "

બ્રહ્મચારી હજી પણ કંઇ બોલ્યા નહિ.

ગૃહસ્થ: " પાન ખાવું છે મહારાજ ? તમાકુ બહુ ઉંચી છે. "

બ્રહ્મચારી હાસ્ય કરતાં કરતાં બોલ્યા: " જેવી ઇચ્છા. "

ગૃહસ્થ ઉત્સાહભેર પાનનો ડબ્બો ઉઘાડતાં બોલ્યો: " મ્હારા ધન્યભાગ્ય મહારાજ ! બહુ સારૂં. કાથો મસાલાવાળો છે, કસ્તુરી મિશ્રિત છે. ટાઢના દિવસોમાં ઝટ શરીર ગરમ થશે. ચલમ પીવી હોય તો પણ તૈયાર છે. બીડી પણ છે."

સદાનન્દ બ્રહ્મચારી મૃદુહાસ્ય કરતાં કરતાં બોલ્યા: " પાન ખાઉં છું ખરો પણ આગગાડીમાં નહિ. ચલમ કે બીડી તો મ્હારે નિરૂપયોગી. "

એ સાંભળી ગૃહસ્થ દિલગીર થઇ વિચારમાં પડ્યો: " બ્રાહ્મણને આખી રાત જગાડી પાન સોપારી અને ચલમ બીડીમાંજ રોકી રાખત પણ હવે એને શું કહેવું ? "

ગૃહસ્થને જરા ગુસ્સો પણ થયો. તેણે મનમાંજ કહ્યું: " મ્હારો ગોર તો કંઈ ઓછો બ્રાહ્મણ નથી. તે તો હું કહું છું તેમ કરે છે. વળી સોપારી તો શું પણ ચલમ, બીડી, ચિરૂટ, સિગરેટ અરે ! ગાંજો, ભાંગ, અફીણ અને દારૂ સુદ્ધાં ઉડાવે છે ! તે બધું તો ગયું જહાન્નમમાં પણ ગાડીમાં પાન ખાતાં આ બ્રાહ્મણને શું થતું હશે ? હા, કદાચ ટાઢમાં હાથ બહાર કાઢતાં બ્હીતો હશે ! બાકી ઘેર પાન સોપારી ખાય અને ગાડીમાં નહિ ખાવાનું કારણ ? ખોટા ચાળા ! ખોટું બ્હાનું ! આવા બ્રાહ્મણોએજ દેશનું સત્યાનાશ વાળ્યું છે ! " ગમે તેમ હો પણ દુ:ખ અને ક્રોધને મનમાંજ સમાવી દઇ ગૃહસ્થે પૂછ્યું: " એમ કેમ મહારાજ ? આટલી સખ્ત ટાઢમાં પાન સોપારી ખાવાની ના કહો છો તો પછી શરીરમાં ગરમી શી રીતે આવશે ? ઠરીને બરફ થઇ જશો મહારાજ ! દેવીનો પ્રસાદ બ્રસાદ લીધો છે કે શું ? "

બ્રાહ્મણ ઉચ્ચ સ્વરે હો-હો-જેવા શબ્દે હસી પડયો. ગૃહસ્થ જરા અચકાયો અને બોલ્યોઃ "ના, ના, મહારાજ! બીજો અર્થ લેશો નહિ. તંત્ર શાસ્ત્રાનુસાર દેવીની પ્રસાદી તરીકે મદ્યપાન કરવામાં ઘણા ભકતો દોષ જોતા નથી, માટે પૂછું છું."

ગૃહસ્થ નિષ્ફળ મનોરથ થઈ પોતાને હાથે પાન બનાવી તે ખાવા લાગ્યો. બ્રાહ્મણને તસ્દી આપવાનો વિચાર હતો પરંતુ તે કામ તો થયુંજ નહિ ! ગૃહસ્થને બીજી માદક વસ્તુઓનો અભ્યાસ ન હતો છતાં પણ મુસાફરીમાં જતાં તે પોતાની ટ્રંકમાં રાખતો. સંસાર-રસાનભિજ્ઞ સાંભળે તો આશ્ચર્ય પામે. તેની ટ્રંકમાંથી (૧) પાન, સોપારી, તંબાકુ. (૨) બીડીઓ, ચિરૂટ, (૩) સિગારેટને માટે તંબાકુ અને કાગળ તથા તેનો સંચો. (૪) ભાંગ. (૫) ગાંજો ( થોડો ), (૬) એક બાટલી બ્રાંડી.

ગૃહસ્થની ટેવ જોઇએ તો તે દારૂડીઆ નહોતા. ભંગી કે ગંજેરી પણ નહોતા. બહુજ સાદા અને જરૂર પુરતો ખર્ચ કરે તેવા હતા. બહુ શોખ થતો ત્યારે ક્વચિત્ પાન સોપારી ખાતા, વખતે બીડી-ચિરૂટ પીતા. તેઓ જરા શોખિન હતા ખરા. હમણાં સખ્ત ઠંડી, હૃદય થર્‌થર્ કરી રહ્યું છે. બહુ શરદિ પડે છે. તેથી થોડુંક લાલ પાણી પીધું અને મોઢું લુછી બે એલચી મોંમાં નાંખી. એકલા મુસાફરી કરવાની હોવાથી કેટલીક માદક વસ્તુઓ સાથે રાખી હતી. નહિ તો બીજો કાંઇ દોષ નહોતો. પ્રથમ તો તેઓ તેવીશ વર્ષ પર્યંત 'મદ્યપાન નિષેધ' સભાના પ્રમુખ હતા. ત્યાર પછી તેમણે સર્વેને જણાવ્યું કેઃ રાજકાર્યનો પરિશ્રમ વિશેષ હોવાને લીધે ચિરૂટ-બીડી પીધા વગર શરીરમાં સ્ફુર્ત્તિ આવે તેમ નથી ! તમાકુ પછી ભાંગ, પછી ગાંજો અને પછી બહુ પરિશ્રમ થતાં પરિશ્રમ ઉતારવા થોડું થોડું મદ્યપાન કરવા માંડયું હતું ! શું તમે થોડાં થોડાં માદક દ્રવ્યોને કુટેવ કહેશો ? તેમ કદી બને ખરૂં ? દવા પીયે છીએ તેમ એ માદક દ્રવ્યો લેવામાં અડચણ શી ? કશી નહિ ! તેમની એ સુટેવ-કુટેવ જે કહો તે-એ ચાર મિત્રો સિવાય વિશેષ કોઇ જાણતું નહિ !

ગૃહસ્થે પાન ખાધા પછી મ્હોંમાંથી ચિરૂટના ધુમાડા કાઢવા માંડયા.

દિવાસળી સળગતી નહોતી તે બ્રહ્મચારીજીએ સળગાવી આપી હતી. પણ બ્રહ્મચારીએ મ્હોઢે લુગડું દીધું હતું. ચિરૂટનો ધુમાડો નહિ લેવા માટે ગૃહસ્થને બ્રાહ્મણ ઉપર કંઇક દ્વેષ થયો. કંઇક ક્રોધ પણ થયો. "બીડીનો ધુમાડો સુદ્ધાં નાકમાં પેસતાં વટલાઇ જવાય છે? ઠીક છે." તેમણે વિચાર્યું: "બ્રાહ્મણ ચાલાક તો ખરો. શું એ પૂજારી હશે કે રસોઇઓ? મુંબઇના કોઇ મ્હોટા શેઠીઆને ત્યાં રસોઇઓ હોય એવું અનુમાન થાય છે. મ્હોટા માણસની પાસે રહીને બહુ ઘડાયો છે! પાકો થયો છે! સાહસી છે! રસ્તામાં ઉપયોગી છે! એકજ દોષ છે. જુઠું બહુ બોલે છે! સિદ્ધનો બેટો થવા જાય છે! બ્રાહ્મણ બીડી પીતો હશે નહિ તો દિવાસળી સળગાવવાની ચતુરાઈ ક્યાંથી આવે?"

બીજી બાજુએ યુવક સાહેબ સ્તબ્ધ થઇ ઉભાજ હતા. જાણે બેસવાનું ભૂલી ગયા હોય અથવા જાણે તે આ સંસારમાં છેજ નહિ! ભગવાન જાણે કે આજે તે શા વિચારમાં લીન થઈ ગયા છે?

આણંદના સ્ટેશને ગાડી થોભી બ્રહ્મચારી યુવક-સાહેબનું મુખ, નાક, કપાળ, હાથ, પગ વગેરેની પરીક્ષા કરવા લાગ્યા. સાહેબનો ચ્હેરો જોઇ બ્રાહ્મણને સંદેહ ઉપજ્યો કે: "તેને કંઈ રોગ થયેલો હોવો જોઇએ. નહિ તો આ પ્રમાણે સ્થિર થઇને ઉભો રહે કેમ?"

બ્રાહ્મણે ધીમે ધીમે સાહેબની પાસે જઇ તેને શરીરે હાથ અડકાડી પૂછ્યું: "ભાઇ! તમને શું થયું છે?"

ઓ બાપરે! આ શું? સાહેબ સાથે ગુજરાતી વાતચિત કેવી? સાહેબ ઉત્તર દે તે પહેલાંજ બ્રાહ્મણે કહ્યું: "ભાઇ! તમે આમ કેમ કરો છો? તમને શું થાય છે?"

વળી બેઅદબી કે? કેટલી નિષ્ઠુરતા? કેવી બેવકુફી? સાહેબને "ભાઇ" કહેવાય કે? કેવું અપમાન? એ અપમાનનો બદલો હશે ખરો કે? બદલો મુક્કી, અથવા બૂટ સાથે લાત! દાંત ઓઠ પીસીને થોડીક ગાળો!

પરંતુ સાહેબે એમાંનું કશું કર્યું નહિ! તેઓ તો ઉલટા બ્રાહ્મણના મુખ સ્હામું જોઈ કમ્પતા કમ્પતા બેસી પડયા! બ્રાહ્મણે હજી પણ તેમના શરીરે હાથ અડકાડી રાખ્યો હતો.



## પ્રકરણ ૩ જું.

### ધિક્ એ સાહેબીમાં !



ક્રૂર વાઘ બકરી બન્યો. રાક્ષસ મનુષ્ય થયો. પાપી જીવની બુદ્ધિ પવિત્ર થઈ.

સંસારમાં સત્સંગ એજ સ્વર્ગ છે. બળિરાજા પાપન્ડ લઇને સ્વર્ગમાં જવા કબુલ થયા નહતા. ચંડાળ ગુહક રામચંદ્રના સમાગમથી મોક્ષ ધામને પામ્યો હતો. દુષ્ટ જગાઇ માધાઇને શ્રી ચૈતન્યના ચરિત્રબળ વડે ચૈતન્ય પ્રાપ્ત થયું હતું.

તૃણહિન, વિશુદ્ધ અને તપેલી મરૂભૂમિમાં એકાએક શીતળ સ્વચ્છ જળનો ફુવારો ઉડયો ! પાષાણ પર પદ્મફુલ ખીલ્યાં ! અમાવાસ્યાને દિવસે ચંદ્રનો ઉદય થયો ! મૃતદેહમાં પ્રાણ આવ્યા ! નરક હસવા લાગ્યું !

સાહેબ-બહાદુરના શરીરને બ્રાહ્મણે બે હાથે પકડી પુનઃ પૂછ્યુંઃ "એમ કેમ કરો છો ? કહો જોઇએ ?"

સાહેબ નિરૂત્તર. ફક્ત આંગળીના ઇસારાથી સુવાની ઇચ્છા બતાવી. બ્રાહ્મણે તેના માથા પરની હૅટ-સાહેબના જેવી ટોપી-ખસેડી સાહેબને સુવાડયા. પોતાની જાંગ ઉપર સાહેબનું મસ્તક રાખ્યું. કપાળે હાથ મુકતાં જણાયું કેઃ આટલી સખ્ત ઠંડીમાં પણ સાહેબના કપાળ પર પુષ્કળ પરસેવો થયો છે. બ્રાહ્મણે તુરતજ સાહેબના વિલાયતી કોટનાં બટન ઉઘાડી નાંખ્યાં.

પેલા ગૃહસ્થ પરમાનંદ કરતા ચિરૂટ પીતા સર્વ બનાવનું અવલોકન કરવા લાગ્યા. ન મળે ઉદ્વેગ કે ન મળે ચિંતા. તેમને મનથી તો એક પ્રકારની ગમ્મતજ હતી. અને એ મઝા જોઇ તેઓ આનંદ પામતા હતા. વળી તેઓએ એમ પણ ધાર્યું કે "બ્રાહ્મણ જેવી ખુબીથી સાહેબની સેવા કરે છે તે ઉપરથી જરૂર તે કોઇ મ્હોટા અમીરનો પ્રિય નોકરજ હોવો જોઇએ."

બ્રાહ્મણે સાહેબને ધીમે રહીને કહ્યું: " આપ જરા જળ પીશો ? " સાહેબે પોતાના બંને હાથે, બ્રાહ્મણનો જમણો હાથ ઝાલો પોતાના મોઢા પર મુકી, ભાંગા તુટા શબ્દોમાં અતિ કરૂણ સ્વરે કહ્યું: " હું ઘણોજ પાપી છું. આપ મ્હને ક્ષમા કરશો ? "

સાહેબના શબ્દો શુદ્ધ ગુજરાતી ભાષામાં બોલાયલા જોઇ ચિરૂટનું પાન કરતા ગૃહસ્થ ચકિત થયા ! સાહેબના મુખમાંથી આવું શુદ્ધ ગુજરાતી વાક્ય નીકળશે એવો તે ગૃહસ્થને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ગૃહસ્થનું એવું ધારવું હતું કે: સાહેબ શુદ્ધ અંગ્રેજ નહિ હોય તો એક ઉચ્ચ કુટુંબમાં જન્મેલો ફિરંગી હશે, ફિરંગી લોકોમાં આવા શુદ્ધ ગુજરાતી ઉચ્ચાર કરવાનુ જ્ઞાન હોવું એ તેને અસંભવિત લાગતું હતું. ગૃહસ્થને ઘણીજ નવાઇ લાગી. હવે એ ગૃહસ્થ સ્વસ્થ બેસી શક્યા નહિ.

સાહેબને પૂછ્યું: " આપનું નામ શું ? ક્યાંના રહીશ ? આપ ગુજરાતી છો કે ? "

બ્રાહ્મણે આવા પ્રશ્નથી હસી દીધું અને ગૃહસ્થને કહ્યું: " આપ ચ્હેરો જોઇને પણ માણસ પારખી શકતા નથી ? તેઓ ગુજરાતી તો છેજ—"

સાહેબે આ વખતે બ્રાહ્મણને કહ્યું: " મ્હારા પાપનું કોઇ પ્રાયશ્ચિતજ નથી. આપના ખોળામાં મ્હારૂં મસ્તક મુકવા હું અયોગ્ય છું. "

બ્રાહ્મણ: ( હસતો હસતો ) " આપ એવી વાત કેમ કહો છો ? મ્હને તો આપે કાંઇ કર્યુંજ નથી ! આપનો દોષ શો ! "

ગૃહસ્થ આ વખતે ઉંડા વિચારસાગરમાં ડુબકાં ખાતો હતો. પગ જોડા વગરનો છે. એક ધાબળી માત્ર ઓઢેલી છે, અને જીર્ણ વસ્ત્ર પહેર્યું છે, એવો બ્રાહ્મણ મ્હને સમાન ગણી ઉત્તર આપે છે કે: " આપ મુખ જોઇને પણ માણસને પારખી શકતા નથી ? " બ્રાહ્મણ બડો અહંકારી દેખાય છે. એક રસોઇયા જેવો બ્રાહ્મણ શું મ્હારા કરતાં વિશેષ બુદ્ધિમાન ? હું લક્ષ્મીપતિ છું. લક્ષ્મીને પ્રતાપે મ્હને અનેક મનુષ્યો નમે છે. માન આપે છે અને આ બ્રાહ્મણ ? મ્હારા કરતાં વિશેષ બુદ્ધિમાન ? ધનવાન કરતાં બીજું કોઇ બુદ્ધિમાન જગતમાં છેજ નહિ ! બ્રાહ્મણબાઇમાં બુદ્ધિ કેટલી ? એનામાં વિશેષ બુદ્ધિ

હોય એમ બનેજ કેમ ? કદાચ એમ પણ હોય કે આવા સાહેબોના સંસર્ગમાં વધારે આવ્યો હોય તો બુદ્ધિ હોય ખરી. શું એ મુંબાઇ શહેરના ગોરાલોકોનો દલાલ તો નથી ! નિશ્ચય એમજ હશે. હમેશાં સાહેબોને હાથે ધક્કા, મુક્કી ખાવાનો તો એને અભ્યાસજ પડી ગયો હશે ! જો એમ ન હોય તો આટલી ગાળો દઇ ગળું પકડી બહાર ધક્કો મારનાર સાહેબને એ કંઇ કહે પણ નહિ ! હસીને વાત ઉડાવી કેમ નાંખે ? પ્રહાર કરનાર સાહેબનું મસ્તક પોતાના ખોળામાં રાખી સાહેબની ખુશામદ કરવાનું કારણ શું ! છી ! છી ! છી ! બ્રાહ્મણ કાયર તેમજ નરાધમ હોવો જોઇએ. આવા આવા ખુશામદી ગુણોને લીધેજ ગુજરાતી પ્રજાનું અધઃપતન થતું ગયું. ”

સાહેબ હવે વધુવાર સુઈ શકયા નહિ. એકદમ ઉઠી બેઠા થઈ, બ્રાહ્મણને પ્રણામ કરી હેના બંને ચરણો બે હાથે પકડી કહેવા લાગ્યા: “ આપ ગમે તે હો પણ મ્હને ક્ષમા આપો ! હું દુરાચારી દુષ્ટ છું. મ્હારા સ્પર્શથી આપનાં ચરણ અપવિત્ર થવાનો સંભવ છે, પણ હું આપનાં ચરણ છોડીશ નહિ. આપ મ્હને ક્ષમા કરો. ”

બ્રાહ્મણ ઘણુંજ કષ્ટ પામી કહેવા લાગ્યો: “ આપે કર્યું છે શું ? કર્યું છે શું ? ”

સાહેબ દુઃખીત સ્વરે, નયન જળથી વસ્ત્ર ભીંજવતા કહેવા લાગ્યા: “ આપ બોલો ! એકવાર બોલો કે, હું ક્ષમા કરૂં છું. ”

આનંદી બ્રાહ્મણે હસતા હસતા કહ્યું: “ મૂર્ખ ગાંડા ! વારૂં ! હું ક્ષમા કરૂં છું. તમે બેઠા થાઓ. પ્રભુ તમારૂં રક્ષણ કરો. ”

સાહેબ તત્ક્ષણ ઉઠી બેઠા થયા અને બ્રાહ્મણથી જરા દુર જઇ બેઠા. હવે હેમનું શરીર એકદમ નિરોગી અને સ્વસ્થ બન્યું.

એ જોઈ પેલા ગૃહસ્થને મન થયું કે જરૂર સાહેબને ફેફરાનો રોગ થયો છે. નહિ તો આમ હરિણની પેઠે કુદતો ઉઠેજ કેમ ? આ પ્રમાણે કંપી ઉઠે પણ કેમ ? સાહેબ કોણ જાત હશે ! શુદ્ધ યુરોપિયન કે પોર્ટુગીઝ કે પાદરી કે ખ્રીસ્તી ? કોણ જાત હશે એ કોઈ ગુજરાતી તો નહિ હોય ! આજે ઘણા ગુજરાતીઓને હૅટ, કોટ, પાટલુન, નેકટાઇ કૉલર પ્હેરી યુરોપિયન

બનવાનો સુધરેલો રોગ થયો છે ! કેટલાક તો વિલાયત જઈ આવ્યા પછી જાણે સાહેબ ન હોય તેમ તેવાં વસ્ત્રો પહેરી સર્વત્ર ફરે છે. એવી વાંદર નકલ કરવામાં તે લોકો મોજ માને છે પરંતુ ગોરા લોકોની ગોરી ચામડી તેઓ ઉછીની લઈ શકતા નથી એટલીજ દિલગીરી ! જો તે બિચારાઓનું ચાલતું હોત તો ચામડીની પણ નકલ કરી શકત ! ચામડીની નકલ કરવા મોઢે પાઉડરના લપેડા કરે છે પણ તે તો ઝટ પકડાઈ જાય છે. દેશી તે દેશીજ અને યુરોપિયન તે યુરોપિયનજ ! તેમની એવી નકલ કરવી તેના કરતાં તેમના સદ્દગુણની તેઓ નકલ કરે તો ભારત વર્ષનું કલ્યાણ ન થાય ? ઓ ગુજરાતીઓ ! એમ ભાડુતી યુરોપીયન બનવા કરતાં સ્વભાવે, વિદ્યામાં, હુન્નર કળામાં, ખંતમાં, નિયમિત્તપણામાં, પરોપકારમાં, સેવા ધર્મમાં યુરોપિયન બનો ! તોજ તમારૂં–ભારતવર્ષનું કલ્યાણ છે ! ”

આ પ્રમાણે નવા નવા વિચારો કરતો ગૃહસ્થ મનમાં ગણગણવા લાગ્યો.

જોત જોતામાં ગાડી...સ્ટેશને ઉભી રહી. બ્રાહ્મણે વૃદ્ધાને કહ્યું: “માજી, આ સ્ટેશને તમારે ઉતરી પડવાનું છે. ”

વૃદ્ધા, છોકરાનો હાથ ઝાલી ઉભી થઈ. બ્રાહ્મણ વૃદ્ધાની એક ન્હાની પોટલી લઈ પ્લૅટફૉર્મ પર મુકવા ગાડીમાંથી નીચે ઉતરવા તૈયાર થયો. એટલામાં સાહેબ એકદમ ઉઠી બ્રાહ્મણના હાથમાંથી પોટલી લઈ કહેવા લાગ્યા: “ લાવો, હું પોટલી નીચે મુકી આવું છું. આપને ઉતરવાની હવે જરૂર નથી”

પોટલીની ખેંચતાણ થતી જોઈ વૃદ્ધા બુમ પાડી ઉઠી: “ ભાઈ રે ! મ્હારૂં સર્વ નાશ થયું છે. સર્વ લુંટાઈ ગયું છે. હાય હાય ! બેટા ! પોટલીમાં ઠાકોરજીની મૂર્તિ છે. ઠાકોરજીનો પ્રસાદ છે. એ પ્રસાદમાં એવો દૈવી પ્રેમ છે કે હું એને જરી પણ વિસરી જતી નથી. સાહેબના સ્પર્શથી હવે એ મૂર્તિ અને પ્રસાદ અપવિત્ર થયું. અરેરે ! મ્હારૂં સર્વસ્વ નાશ થયું ! ” એમ કહેતી વૃદ્ધાની આંખ આંસુથી ભરાઈ ગઈ. રડતાં રડતાં ડુસકાં ભરવા લાગી.

સાહેબ તો ઘણાજ શરમાયા. શરમના માર્યા નીચું માથું નમાવી ઉભા રહ્યા. સાહેબ કદાચ મનમાં એમજ કહેતા હશે કે: “ માતા વસુંધરા ! તું ફાટી જા, કે જેથી હું ત્હારા ગર્ભમાં સમાઈ જાઉં. સાહેબ બનવામાં આટલું

બધું અપમાન ! પારકા જીવને આટલો બધો ત્રાસ ? એક આત્માનું આટલું બધું કલ્પાંત ! ”

બ્રાહ્મણ જ્યારે હૃદયના ઉંડાણમાંથી હસતો ત્યારે અવાજમાં એકદમ વૃદ્ધિ થઇ જતી. પૂર્ણ આનંદી બ્રાહ્મણ આ વખતે ઉચ્ચ કંઠે હો હો કરી હસવા લાગ્યો.

એથી સાહેબને બમણી શરમ લાગી અને એ શરમમાં ને શરમમાં મરવા જેવો થઇ ગયો. એક કલાક પહેલાં જે સાહેબ મર્કટની પેઠે આમ તેમ દોડા દોડ અને ધક્કા મુકી કરી સાદા અણુસમજુ ગામડીઆપર પોતાનો પ્રભાવ પાડતા હતા તેજ સાહેબ હમણાં એક સામાન્ય મનુષ્ય જેવો દેખાય છે. સરલ વાતમાં પણ બ્હીકણુ, ગરીબ ગાય જેવો દેખાય છે. પરોપકારમાં પણ આવી વિપદ્ સમાયલી છે, તે સાહેબ જાણુતા નહોતા કેઃ વૃદ્ધાના સુખ માટે, એને સહાય કરવા માટે, ઉપકાર કરવાની ઇચ્છાથી અગાડી થવા છતાં પણ વૃદ્ધાએ તે જરાએ માન્ય કર્યું નહિ. કૃતજ્ઞ થવાનું તો દુર રહ્યું પણ ઉલટી વૃદ્ધા નુકશાન માની રડવા લાગી ! બળ્યું આવું સાહેબ થવું ! ધિક્ પડો આવા સાહેબપણામાં ! દેશી થઇને સાહેબ થવું અર્થાત્ તિરસ્કાર વ્હોરી લેવા બરાબરજ છે.” આ વખતે સુપાત્ર બ્રહ્મદેવ હો–હો કરી હસી પડયા. તે પણ મનમાં બોલ્યાઃ “હિંદુ થઇને સાહેબ થવામાં શો લાડવો ખાધો ? ઉલટો તિરસ્કારજ ! બળી એ સાહેબી ! ”

વૃદ્ધા રડતી રડતી ગાડીમાંથી નીચે ઉતરી પડી. બ્રાહ્મણ હસતો હસતો વૃદ્ધાની સાથે સાથે પોટલી લઇ નીચે ઉતરી કહેવા લાગ્યોઃ “માજી, રડશો ના. એ સાહેબ નથી પણ આપણા ગુજરાતી હિંદુ છે.”

વૃદ્ધા મ્લાન મુખે સાહેબના સામું જોઇ રહી અને થોડીવાર પછી પુછ્યું; “ દીકરા ! ત્હારૂં નામ શું ? તું કયે ગામ રહે છે ? ”

વૃદ્ધાનો પ્રશ્ન સાંભળી, સાહેબે સખ્ત ઠંડી છતાં પણ, જલ્દીથી પહેરેલાં વસ્ત્રો કાઢી નાંખ્યાં, અને શરીરપર લટકતી જનોઇ જમણા હાથમાં લઇ, વૃદ્ધાને બતાવી કહેવા લાગ્યા; “ માજી ! હું સાહેબ નથી, પણ બ્રાહ્મણ છું. હું મહા પાપી છું. આ દુષ્ટ બુદ્ધિનું નામ કૈલાસચંદ્ર છે. હાલ નિવાસ

અમદાવાદમાં અને વતન પાસેના એક ગામડામાં. ”

ગાડીમાં બેઠેલા આપણા ગૃહસ્થ—ગુજરાતીરાજ આ મામલો જોઈ ચમકી ઉઠયાઃ “ ત્યારે શું એ સાહેબ નહિ પણ બ્રાહ્મણ છે ? મ્હારી આંખમાં શું અત્યાર સુધી ધુળ પડી હતી ? સાહેબી પોષાકમાં કોઇ ઉઠાઉગીર જણાય છે. મહા વિચાર કરવા યોગ્ય વસ્તુસ્થીતિ છે ? આવા કેટલાએ યુવકો સાહેબનાં કપડાં પહેરી ઢૅાગ કરી લોકોને ઠગતા હશે ? એવા લોકોથી બહુ સાવચેત રહેવું જોઇએ. ”

વૃદ્ધાએ સાહેબને ઉપવિત ધારણ કરેલો બ્રાહ્મણ જાણી, આનંદ પામતી પામતી, પોટલી ઉંચકી, છોકરાને આંગળીએ વળગાડી ત્યાંથી ચાલી ગઈ.

બ્રાહ્મણ ગાડીમાં બેસી ગયો અને ગાડી ઉપડી.

## પ્રકરણ ૪ થું.

### સાહેબનો રૉફ ઉતર્યો !

વાંચક ! સમજ્યા કે ? અમદાવાદમાં મેટ્રીક કલાસમાં અભ્યાસ કરતો વિદ્યાર્થી તેજ આપણો કૈલાસચંદ્ર સાહેબ બન્યો છે ! ક્યાં પવિત્ર બ્રાહ્મણ અને ક્યાં સાહેબ ! ભયંકર મૂર્તિ વિરેશ્વર હેડ માસ્તરના હાથરૂપિ સુદર્શન ચક્રની ઉપેક્ષા કરતો સ્કુલમાંથી બારીએથી કુદી ધીર ગંભીર ભાવે પલાયન થયો હતો તેજ આપણો આ કૈલાસ ! એ વાત ચારે બાજુએ જુદે જુદે રૂપે પ્રસરી ગઇ હતી. જ્યારે એ વાત પ્રકાશમાં આવી ત્યારે માલુમ પડયું કેઃ “ કૈલાસજ લુંટારાઓનો સરદાર હતો. કૈલાસની લાકડીથીજ હરિવદન ધરણીપર ઢળી પડયો હતો. સીતા દેવી સાથે કૈલાસને પ્રથમ સારો સંબંધ હતો. હરિવદનના વચમાં આવવાથી એ સંબંધમાં કાંઇક ટૂટ પડી હતી, સીતાદેવી પુરૂષવર્ગ સાથે મધ્યાહ્ન સમયે સાહિત્યચર્ચા તેમજ સંગીત આલાપ કરતી તેથી કૈલાસને તેની સાથે પ્રેમ વાર્તા કરવાની તક મળતી નહોતી. એટલુંજ નહિ પણ હરિવદન સાથે સીતાદેવીનો પ્રેમ સંબંધ થયા પછી તે કૈલાસ સાથે દિવસમાં એક વખત પણ વાત

કરતી નહિ. કૈલાસ ડૅપ્યુટી સાહેબને બંગલે ચાર પાંચ વખત આવી ગયો હતો, પણ એને નિરાશ હૃદયે પાછા ફરવું પડયું. ક્રમે ક્રમે કૈલાસના મનમાં સીતા પ્રત્યે વૈર ભાવના ઉત્પન્ન થઈ. કૈલાસે કેટલાંક માણુસની એક ટોળી બનાવી. ટોળી બાંધવાના પરિણામરૂપ હરિવદનને પ્રહાર થયો. ત્યાર પછી એ વિષયપર સ્કુલમાં વિવેચન થયું, અને છેવટે કૈલાસે ત્યાંથી પ્રયાણ કર્યું !

ધીમે ધીમે કૈલાસના એ દુરાચરણો એના પિતાની જાણમાં આવ્યાં. પિતાએ કૈલાસને એ બાબતમાં બહુજ ઠપકો દીધો. છેવટે અતિશય ક્રોધાયમાન થઇ કહ્યું: "આવા છોકરાનું હું મુખ જોવા ઇચ્છતો નથી."

કૈલાસ તેજસ્વી તેમજ ટેકીલો પુરૂષ હતો. પિતાના વાક્યબાણે તેનું મર્મસ્થાન વિંધી નાંખ્યું. તેણે ગૃહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, અને મુંબઇ આવી પહોંચ્યો. પિતા પાસેથી એક પૈસા માટે પણ વિનંતિ કરી નહિ. જુદી જુદી જગ્યાએથી પચાસ રૂપિયા એકઠા કર્યા. કૈલાસના દાદા સુરતમાં મુનસફ હતા. કૈલાસ પ્રથમ ત્યાં આવ્યો. ત્યાં જઈ દાદા પાસેથી કેટલાક રૂપિયાની મદદ લઇ બૅરીસ્ટર થવા સારૂ વિલાયત ગમન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

દાદા પાસેથી રૂપિયા લેવા છતાં પણ વિલાયત જવાની તેઓ રજા આપશે કે કેમ એ મ્હોટી શંકા હતી. બધું નક્કી કરી, પૈસા લઈ કૈલાસે પોતાનો વિચાર બહાર પાડવાનો સંકલ્પ કર્યો.

અમદાવાદ આવી કૈલાસચન્દ્રે વિલાયત ગમન કેવી રીતે કરવું ? ત્યાં પ્રથમ કયાં જવું એ બાબતની તપાસ કરવા લાગ્યો. વિલાયતથી પાછા ફરેલા મનુષ્યો પાસે જઇ એ બાબતમાં જોઇતી માહિતી મેળવવા લાગ્યો. પોષાકમાં બરાબર સાહેબ લોકનું અનુકરણ કર્યું. હાવભાવ, આચારવિચાર, આહાર, વિહાર, હલનચલન, કથાવાર્તા, અને પોષાક સર્વ કાંઇ સાહેબી પ્રથાનુસાર કરવા માંડયું. હવે દાદા પાસે જવામાં કાંઇજ આપત્તિ નથી એમ તેને મન લાગ્યું. ફક્ત હિંદુ તરીકેનાં ચિહ્ન સ્વરૂપ એક ઉપવિત, તે ન છુટકે ગળામાં રહેવા દીધું !

બધું બરાબર કર્યું અને તૈયાર થઇ સુરત આવવા ગાડીમાં બેઠો. રેલ-ગાડીમાં અંગ્રેજી પોષાકથી અધિક સમ્માન મળશે એવી ઇચ્છાથી તેણે

સાહેબી–પોષાક ધારણ કર્યો. પૂરા સાહેબી–પોષાકમાં, પૂરા સાહેબી–મીજાજમાં અને સંપૂર્ણ સાહેબી–ઢંગમાં અમદાવાદથી ઉપડ્યો. હાથમાં પૈસા થોડા હતા, પણ એવા પોષાકમાં ત્રીજા કલાસમાં બેસવું ઠીક નહિ લાગવા છતાં ન છુટકે થર્ડકલાસમાં બેસવાની ટીકીટ ખરીદી. કૈલાસચંદ્ર સાહેબ અને તે સાહેબની ગાડીમાં કોઇ ન આવે માટે પહેલાંથીજ તેણે બંદોબસ્ત કરવા માંડ્યો. ગાર્ડની સૂચના પ્રમાણે "ફક્ત યૂરોપિયનો અને યુરેઝીયનોને માટેજ," એવું લેબલ પોતાના ડબ્બાને લગાડવા સ્ટેશન માસ્તર પાસે જવા તૈયાર થયો હતો. પણ પાછળથી તે વિચાર માંડી વાળ્યો હતો. અર્થાત્ માસ્તર સાહેબ પાસે જવાની હિમ્મત થઇ નહોતી. રસીક વાંચકોને એ બધી વાત ધ્યાનમાં હશે.

સ્ટેશન માસ્તરને કહેવા જતાં તે કેમ પાછો ફર્યો ? કેમ કાંઇ કહી શક્યો નહિ ? પોતાનાજ હિતની વાત કેમ તે બોલી શક્યો નહિ હોય ? વૈધવ્ય પામેલી બાળ સ્ત્રીના યુગલ–પયોદર પ્રમાણે અથવા દરિદ્ર વ્યક્તિના ઉંચ હવાઇ મનોરથ પ્રમાણે ત્હેની એ ઉચ્ચ મનોભાવના જે હૃદયમાંથી ઉત્પન્ન થઇ હતી તેજ હૃદયમાં પુનઃ કેમ લય પામી ?

ચોરની દ્રષ્ટિમાં હમેશાં ભયજ જણાય છે. કાચા ચોર અને લુચ્ચાઇની જાળ પાથરનારને એથી પણ વધારે ભય જણાય છે. એક તૃણ કાપતાં તેનો હાથ કંપે છે. અંતર ધડક્યા કરે છે. "એ પકડાયો ! એ બંધાયો ! એ પકડવા આવ્યા, ! એ મ્હને જોયો !" એવા ભય–ત્રાસથી હમેશાં ચોર–લુચ્ચા–ખુની લોકો કંપ્યા કરે છે.

ગધેડો સિંહનું ચામડું ઓઢી અન્ય ગધેડાને કદાચ ભય બતાવી ન્હસાડી શકે છે પરંતુ સ્હામે ખરો સિંહ જોતાંજ તે પોતાની મેળેજ ભય ચકિત થઇ જાય છે.

બ્રાહ્મણ—સંતાન કૈલાસચંદ્ર સાહેબ બની અંગ્રેજી ભાવે તૈયાર થઇ આજે ચોર અથવા કપટજાળ બીછાવનારથી પણ અધમ બન્યો ! કૈલાસ સાહસી તેમજ તેજી પુરૂષ છતાં એક ચોર હતો. ચોરનું મન હમેશાં બ્હીકણુ હોય છે. ગાર્ડ પોરચ્યુગીઝ હતો, તેથી તેની સાથે મધુર કંઠે વાર્તાલાપ કરતાં આપણા કૈલાસચંદ્ર સાહેબ જરા પણ અચકાયા નહિ. તેમ 'હું અંગ્રેજ છું' એવું ગાર્ડને

મ્હોડે કહેતાં ગભરાયા પણ નહિ, પણ સ્ટેશન માસ્તર તો શુદ્ધ યુરોપિયન હતા. તેને પોતે ઇંગ્રેજ છે એમ કહેવા જતાં પકડાઇ જવાય. કદાચ, પોષાક ખોલી જોતાં ઉપવિત કંઠમાં દેખાઇ આવે, કદાચ વાતચિતમાં શુદ્ધ ભાષા નહિ હોવાથી ગુજરાતીનો અવાજ છે એવો વ્હેમ પડે, અથવા દૈવકોપે ત્હેના શરીરમાંથી ગુજરાતી, ગુજરાતી, એવી ગંધ ઉડે, અથવા કદાચ સ્ટેશન માસ્તર પોતાનું, પોતાના પિતાનું નામ, ઠામ, ઠેકાણું ઇત્યાદિ પરપુછ કરે તો તો બહુજ મ્હોટી મુસ્કેલીમાં આવી પડાય ! ખરૂં જોતાં કૈલાસચંદ્ર એવાજ ભયથી સ્ટેશન માસ્તર સામું ઉભેલા હોવા છતાં પણ વાત, "કહું, કહું," ધારવા છતાં પણ કહી શક્યો નહિ. ઉલટો એકાએક પાછો ફર્યો.

એવા વીર કૈલાસના હૃદયમાં પ્રથમ એ એક ધક્કો લાગ્યો. બ્રાહ્મણને ગળું પકડી મારવા છતાં તેણે હાસ્ય કર્યું એ બીજો ધક્કો લાગ્યો આ બીજો આઘાત તો બહુજ દારૂણ નિવડયો. ગર્વ, અભિમાન, તેજ, વીરતા, એ બધું આ બીજા આઘાતથી ચૂર્ણ થઇ ગયું. રસ સુકાઇ ગયો. શરીર અસ્વસ્થ થયું, અધુરામાં પુરૂં પડયા પર પાટું પ્રમાણે પોટલી લેતાં વૃદ્ધાનું એકાએક રૂદન ! આ બધા વિચારોએ તેના હૃદયને ચીરવા માંડયું.

ભરૂચથી ગાડી ઉપડી ગઇ. વૃદ્ધા પોટલી લઇ ચાલી ગઇ, પણ કૈલાસ-ચંદ્ર ગાડીમાંથી બ્હાર ડોકું કાઢી વૃદ્ધાને એકી નજરે જોવા લાગ્યો. જયાં-સુધી સ્ટેશન પર વૃદ્ધા જતી દેખાઇ ત્યાંસુધી કૈલાસે એજ બાજુ જોયા કર્યું. છેવટે વૃદ્ધાની છાયા અદ્રસ્ય થઇ, ત્યારે કૈલાસ એક ઉંડો નિઃશ્વાસ મૂકી ધીમેથી પાછો પોતાના આસન પર બેઠો.

કોટ ખમીસ ઉઘાડી તેણે વૃદ્ધાને પોતાનું ઉપવિત બતાવ્યું હતું, તે કોટ અને ખમીસ તેણે ફરીથી શરીર પર ધારણ કર્યાં નહિ. ધીમે ધીમે પાટલૂન, ટ્રાઉઝર, નેકટાઇ, કૉલર કાઢી નાંખ્યા. હૅટ સંતાડી દીધી. હૅન્ડ–બેગ-માંથી એક ઝીણું ધોતીયું બહાર કાઢી તે પહેર્યું. એક ગરમ ગંજીફરાક, તે પર એક સાદા અસ્તીવાળું ખમીસ પહેરી ગુજરાતી બની બેંચની એક બાજુએ બેઠો. કૈલાસચંદ્રે જોયું કે, પેલો જોડા વગરનો, સ્ટૉકિંગ વિનાનો, કોટ વગરનો, દાઢીજટાવાળો બ્રાહ્મણ બેંચ ઉપર દિવ્ય કંબલ–આસન પાથરી

ધ્યાનમગ્ન યોગીની પેઠે બેઠો છે. નયનયુગલ બંધ છે, લલાટ પહોળું, ભવ્ય અને ઉચ્ચ છે. નાસિકા લાંબું, દેહ સ્થિર અને ગંભીર જણાય છે. જમણા હાથમાં એક ન્હાનો ગ્રંથ છે.

કૈલાસચંદ્ર અનિમિષ નયને તે મૂર્તિ સામે જોવા લાગ્યો. જેમ જેમ વધારે વાર જોવા લાગ્યો તેમ તેમ તેને બ્રાહ્મણ ઉપર વિશેષ ભક્તિભાવ ઉત્પન્ન થવા લાગ્યો. તેને જોતાં જોતાં મનમાં વિચાર ઉત્પન્ન થયો કેઃ પૃથ્વીમાં કોઈ શુકદેવનો જન્મ થયો છે. તેને જણાયું કે આવું સુંદર તેજસ્વી રૂપ કોઈ જગ્યાએ જોવામાં આવ્યું નથી. એવું પણ દૃઢ થયું કેઃ સંસારમાં આ બ્રાહ્મણ જેવું દિવ્ય બીજું કોઈજ નથી. કૈલાસને મનથી તો બ્રાહ્મણ સ્વયં ઈશ્વર જેવોજ દેખાવા લાગ્યો.

કૈલાસનાં નેત્રોએ જાણે બ્રાહ્મણના મુખમંડળનો ગ્રાસ કર્યો ન હોય !

## પ્રકરણ ૫ મું.

### કૈલાસ–દિગ્મૂઢ !

બ્રાહ્મણના હાથમાં જે પુસ્તક હતું તે દેવનાગરી અક્ષરે લખાયલું હતું. બ્રાહ્મણે એક પાનું ઉઘાડી ગ્રંથ વાંચવાનો આરંભ કર્યો, પણ ઘણાં મનુષ્યો અને ગાડીનો ગડગડાટ હોવાથી પુસ્તક બરાબર વાંચી શકાયું નહિ. તેણે પુસ્તક બંધ કરી બાજુ પર મુક્યું.

ત્યાર પછી બ્રાહ્મણ વિણા જેવા સુમધૂર સ્વરે ધીમે ધીમે સંસ્કૃત ભાષામાં ગાવા લાગ્યોઃ—

" पश्यमे पार्थ रुपाणि शतशोहथ सहस्रशः
" नाना विधानि दिव्यानि नानावर्णाकृतिनि च ॥

* * * * *

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजय ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥

આ પ્રમાણે અનેક શ્લોકો ગવાવા માંડયા. ઘણી વારે ગાડી એક સ્ટેશન પર આવી ઉભી રહી. બ્રાહ્મણ જરાએ અટકતો નથી. તેણે ઇશ્વર–ધ્યાનમાં લીન થઈ રાગમાં ને રાગમાં સંસ્કૃત શ્લોકો બોલીને ચારે દિશા ગજાવી મૂકી.

**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेष संघान् ।**
**ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥**

જોડેના ડબ્બામાં બેઠેલાં બેચાર માણસોએ ડોકીયાં કરી કોણ ગાય છે તે જોવા માંડયું. પણ રાતને વખતે કોઇને ઓળખી શક્યા નહિ.

ગાડીએ સ્ટેશન છોડયું પણ બ્રાહ્મણે ગાન છોડયું નહિ ! બ્રાહ્મણને બાહ્યજ્ઞાનનો લોપ થયો હતો. સંજ્ઞાહીન મુગ્ધ બન્યો હતો. ફક્ત ગાવામાંજ તે પોતે તદાકારરૂપ બની ગયો હતો. ધીમે ધીમે તેનો કોમળ કંઠ વૃદ્ધિ પામવા લાગ્યો.

**कालोऽस्मि लोकक्षयकृत प्रवृद्धो लोकान् समाहर्तुमिह प्रवृत्तः ।**
**ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः॥**
**मत्कर्म कृन्मत् परमो मद्भक्तः संग वर्जितः ।**
**निर्वैरः सर्व भूतेषु यः स मामेति पाण्डव ॥**

ગાડીમાં બેઠેલા પેલા ગૃહસ્થ–ગુજરાતીરાજ–વખતો વખત બ્રાહ્મણના ગાવા સામું એકી નજરે જોયા કરતા હતા, અને વળી કંઇક વિચાર કરતા હતા. બ્રાહ્મણના મુખમાંથી સ્વર સાથે સંસ્કૃત શ્લોક ગવાતા જોઇ, ગૃહસ્થ મૃદુ હસતા, ભૃકુટી ચઢાવતા મનમાં ને મનમાં કહેતા હતા કેઃ " બ્રાહ્મણે પાછો જુનો જમાનો શરૂ કર્યો લાગે છે. એને સર્પના મંત્રો સારા ગાતાં આવડે છે ! જો હવે બોલશે તો બરાબર ધ્યાન આપીશ, કારણ ઘણુંજ અશુદ્ધ બોલે છે."

પણ કૈલાસની ભાવના ગૃહસ્થની ભાવનાથી તદ્દન ઉલટી હતી. બ્રાહ્મણનો નિવાસ ક્યાં? તે જાતે કોણ ? તેનું નામ શું ? એ જાણવાની જીજ્ઞાસા વધી પડી. તેના મુખ સામેથી દૃષ્ટિ દૂર કરવાની તો તેને જરા પણ ઇચ્છા થતી નહોતી. તેને જોઇ હવે કૈલાસના હૃદયમાં કોણ જાણે શાથી અવનવો આનંદ ઉદય પામવા લાગ્યો.

વધારે આશ્ચર્ય એ લાગે છે કે: કૈલાસ મ્હોડું ઉઘાડી બ્રાહ્મણને "આપ કોણ છો ?" એટલું પણ પૂછવાનું સાહસ કરી શકતો નથી. ભય કહો કે ભક્તિ કહો, અથવા એની માનસિક કે શારીરિક નિર્બળતા કહો, ગમે તે કહો પણ એટલું તો ચોક્કસ થયું કે: કૈલાસ એક પણ વાક્યોચ્ચાર કરી શક્યો નહિ. એવા દેવ–તુલ્ય બ્રાહ્મણને, "આપનું ગામ કયું ?" એટલું પૂછવા માટે એને મ્હોટી ચિંતા થવા લાગી. કૈલાસની આંખે તો બ્રાહ્મણ બાર સૂર્યના જેવો દેદિપ્યમાન અને તેજસ્વી જણાવા લાગ્યો. કૈલાસને એ પ્રેમ–રસ કાંઇ જૂદોજ જણાવા લાગ્યો.

થોડી વાર પછી પૂછવા માટે તેના અધરોષ્ટ જરા ખુલ્યા, પણ એ કે શબ્દ બ્હાર નીકળી શક્યો નહિ !

## પ્રકરણ ૬ ઠું.

### વિષય–અવિષય !

અનેક શ્લોકોનું ગાન કર્યા પછી છેવટે બ્રાહ્મણ શાંત થયો. થોડી વાર સુધી ત્યાં સંપૂર્ણ શાંતિ પ્રસરી ગઇ. નજીક બેઠેલા ગૃહસ્થે પાછા સુઇ જવાનો વિચાર કર્યો, પણ ઉંઘ આવી નહિ. ફેર બેસ કરી, જરા ધીમેથી કાંઇક ગાયન ગાયું, ચિરૂટ પર ચિરૂટ ચેતાવી છેવટે થાક્યો. બ્રાહ્મણના કંઠમાંથી નીકળેલા મધુર અવાજના ભણકારા હજી ને ગૃહસ્થના મગજમાં અથડાયા કરતા હતા.

ઉંઘ ઉડી ગઇ. ગૃહસ્થના મનમાં કાંઇક સંકલ્પ વિકલ્પોનો ઉદય થયો. "બ્રાહ્મણનો કંઠ તો સારો છે. જો એ યાત્રાળુના ટોળા સાથે હોય તો જરૂર એને વિશ પચીશેક રૂપિયાનો મહિનો પડે ! સ્વર તાલનું કાંઇક જ્ઞાન છે ખરૂં ? જો તે ન જાણતો હોય તો આવા રાગરાગણી ક્યાંથી ગાઇ શકે ? શું એણે કોઇ નાટકમાં એક્ટર તરીકે કામ કર્યું હશે કે કોઇ ઉસ્તાદ પાસે શીખ્યો હશે ? ના, ના, એમ હોય નહિ. કદાચ કોઇને ગાતાં સાંભળી શીખ્યો હશે. કંઠ ઘણોજ સુંદર છે. બ્રાહ્મણને આટલું બધું જ્ઞાન શેનું હોય ?" અનેક

વિચાર કરી ગૃહસ્થે બ્રાહ્મણને પૂછ્યું: "મહારાજ ! તમારો મિષ્ટ કંઠ સાંભળી હું બહુજ ખુશી થયો છું. તમને કાંઈ સારી કવ્વાલી કે ગઝલો ગાતાં આવડે છે કે ?"

બ્રાહ્મણે, તેના મુખ સામું જોઈ હસી દીધું. તેણે જોયું કે કવ્વાલી ગઝલનું નામ સાંભળી બ્રાહ્મણ બહુજ આનંદ પામતો દેખાય છે. તેણે આ વખતે બ્રાહ્મણને જરા વધારે ખીલવવા માટે તેના હાસ્યમાં પોતાનું હાસ્ય મેળવી કહ્યું: "મહારાજજી ! તમે ગાડીમાં તંબાકુ ખાતા નથી, ચાહ પીતા નથી, ચિરૂટ લેતા નથી, તેમ શરીર પર કામળી સિવાય અન્ય કાંઈ પહેરતા નથી ત્યારે આવી સખ્ત ઠંડી તમે કેવી રીતે સહન કરી શકો છો ? એક કોઈ સ્ત્રી જાતિને લગતી, પ્રેમરસ ભરેલી ફાંકડી ગઝલ ગાઓ કે જેથી શરીરમાં જરા ગરમી આવે !"

સદા આનંદી જણાતા બ્રાહ્મણે હસતાં હસતાં ગૃહસ્થના નેત્ર સામું તીક્ષ્ણ દષ્ટિ સ્થાપી ગંભીર ભાવે કહેવા લાગ્યા કે: "ભગવાન્ શંકરાચાર્ય મહારાજજીએ એક સ્થળે કહ્યું છે કે:-

**किमत्र हेयं ? कनकंच कान्ता**
**का शृंखला प्राणभृतां हि ? नारी ।**
**त्याज्यं सुखं किं ? रमणीप्रसंगः ।**
**सम्मोहयत्येव सुरेवका ?—स्त्री ॥**
**विज्ञान्महाविज्ञतमोऽस्तिको वा ?**
**नार्या पिशाच्या न च वंचितो यः ॥**

કેમ શેઠ ? કાંઈક સમજ્યા કે ? ધન તેમજ સ્ત્રી એ બન્ને મુક્તિ ઇચ્છનારા મનુષ્યોને ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓ છે. રમણીનું બંધન છેદન ન થઈ શકે એવું કઠણ છે. રમણીના સંબંધથી જે સુખ પ્રાપ્ત થાય છે તે સર્વદા ત્યાગ કરવા યોગ્યજ છે. નારી એ નરકનું દ્વાર છે. સ્ત્રી એ મદ્યની પેઠે મનુષ્યને ઉન્મત્ત બનાવે છે. પિશાચ રૂપી રમણીથી જે મનુષ્યો ઠગાતાં નથી તે જ્ઞાનીથી પણ મહાજ્ઞાની છે."

ગૃહસ્થ: (સ્વગત) "ઓ બાપ ! બ્રાહ્મણ તો પાછો મંતર તંતર બોલવા

લાગ્યો. નક્કી એ જરા Half-mad (અર્ધગાંડો) હોવો જોઇએ. એમ ન હોય તો વાત વાતમાં આવા જુના જમાનાના કર્ણકટુ શ્લોકો બોલેજ કેમ? વળી પાછી શાસ્ત્રનીજ વાતો! વારૂ! એક વાર બ્રાહ્મણને જરા બે શબ્દો કહીને પછી જતો કરવો."

પૂર્વ પ્રમાણે શ્લોકની સંક્ષિપ્ત વ્યાખ્યા કરી બ્રાહ્મણ મધુર વચને પુછવા લાગ્યો: "મહાશય! ભગવાન શંકરાચાર્યનાં વચનો સાંભળ્યાં કે?"

ગૃહસ્થે જરાક કોપ કરી ઉત્તર દીધો: "મહારાજ, તમે કઇ પાઠશાળામાં કક્કો શીખવા જતા હતા? ધન અને સ્ત્રી, એ બેજ વસ્તુઓ જગતમાં ત્યાગ કરવા યોગ્ય છે કે? વાહ! વાહ! ઘણીજ સારી વાત? એ વાત આપને શીખવી કોણે?"

બ્રાહ્મણ ઉંચ કંઠે હસીને બોલ્યો: "મહાશય, હું આપને ધન કે સ્ત્રી એમાંનું કાંઇ પણ ત્યાગ કરવા કહેતો નથી, ક્રોધ કરશો નહિ."

ગૃહસ્થ: "વારૂ! પણ રમણીનો સંબંધ રાખવાથી શું નુકશાન? કુમારી નાઇટીંગેલ, કુમારી કારપેન્ટર અથવા શ્રીમતી રોલેન્ડ જેવી જગવિખ્યાત દયાળુ અને પ્રેમી રમણીઓની સાથે વાર્તાલાપનો કે એનાથી મળતા આનંદ અને જ્ઞાનનો સ્ત્રીજાતિ જાણી ત્યાગ કરવો કે?"

એ સાંભળી બ્રાહ્મણ પેટ પકડી ખુબ જોરથી હસવા લાગ્યો. છેવટે હાથ જોડી કહ્યું: "હવે મ્હને ક્ષમા કરશો?"

ગૃહસ્થ મનમાં ને મનમાં મલકાવા લાગ્યો કે: "બ્રાહ્મણ હવે કાંઇ ઠેકાણે આવ્યો લાગે છે. શાસ્ત્રના મંત્ર તંત્ર આવડયા એટલે જાણે પોતે તરી પાર ઉતર્યા! ઉપરના દાખલા સાંભળી કેવો નરમ ઘેંશ થઇ ગયો?"

બ્રાહ્મણ તેમજ ગૃહસ્થ બંને શાંત થયા. ધીમે ધીમે રાત્રિ પસાર થવા લાગી. ઠંડી પણ વધવા લાગી. ગૃહસ્થને હજારો ચિંતાને લીધે ઉંઘ આવી નહિ. તેથી તેને જરા મદ્યપાન કરવાની ઇચ્છા થઈ. બ્રાહ્મણ પર તિરસ્કાર હોવા છતાં પણ તેના દેખતાં હેન્ડબેગમાંથી બૉટલ બહાર કાઢી પીવાનું સાહસ કરી શક્યો નહિ. ગૃહસ્થે વિચાર કર્યો કે: "બ્રાહ્મણ જરા ઉંધે તો શરીર રક્ષણ સારૂં મદ્યપાન કરૂં કે જેથી જરા નિદ્રા આવે."

બ્રાહ્મણ જરા સ્થિર થઈ બેઠો અને એકાગ્ર ચિત્તે કાંઇક વિચારવા લાગ્યો કે: " મનુષ્યોની મતિ છેક આવી કેમ થઇ ગઇ હશે ? કુદરતમાં આમ મ્હને વિરૂદ્ધાભાસ કેમ લાગતો હશે ? આ પ્રમાણે સુંદર ભરાવાદાર શરીરવાળા સદ્‌ગૃહસ્થ જેવા દેખાતા માણસમાં વિષય વાસના કેમ આટલી બધી ભરી હશે ? આવો ચૈતન્યવાળો માણસ આમ ચૈતન્યહિન કેમ દેખાય છે ? માણસ થઇને એ પશુ કેમ બનતો હશે ? એની વિષય લોલુપતા આટલી બધી પ્રબળ શાથી ? એનામાં સ્ત્રીભાવના આટલી બળવતી શાથી ? વૃથા આસુરિ મદમાં આટલો ઉન્મત કેમ બન્યો હશે ? એનાથી એને લાભ શો ? બાળક પ્રહ્લાદે કહ્યું છે કે,—

" यन्मैथूनादि गृहमेधिसुखं हि तुच्छं
कन्डूयनेन करयोरिव दु:ख दु:खं ।
तृप्यन्ति नेह कृपणा बहु दुःखभाजः
कन्डूति वमनसिजं विषहेत धीरः ॥ "

" સઘળું ક્ષણભંગુર છે ! સઘળી માયાની જાળ છે ! સઘળી જાદુગરની રમતજ છે ! ચર્મરોગ ઉત્પન્ન થવાથી ખંજવાળનાં પ્રથમ તો ઘણુંજ સુખ દેખાય છે, પણ પરિણામે અગ્નિ ઉત્પન્ન થાય છે. પરિણામ દુઃખમય આવે છે. સ્ત્રી સંભોગાદિ તુચ્છ સુખનું પરિણામ બહુજ દુઃખમય થાય છે ! લોકને વિષય એટલે શું તે જાણવાની જરા પણ બુદ્ધિ નથી. અવિષયને વિષય કહી લોકો સંબોધે છે. હરિ હરિ ! કેટલું કષ્ટ ? કેટલી વિટંબણા ? "

## પ્રકરણ ૭ મું.

### ઉપદેશની આકાંક્ષા.



ગૃહસ્થે બ્રાહ્મણ સાથે આટલો વખત વાત કરી, પરંતુ કૈલાસ એક પણ શબ્દ બોલ્યો નહિ. કૈલાસ નિરવ, નિશ્ચળ અને શાંત ભાવે બેસી રહ્યો. ત્હેને ફક્ત એકજ વિચાર આવવા લાગ્યો કે: " બ્રાહ્મણને મ્હેં હસ્ત પ્રહાર કર્યો છતાં તેણે જરાએ ક્રોધ કેમ ન કર્યો ?

બ્રાહ્મણ શું મનુષ્ય નથી? શું એ દેવતા છે?" કૈલાસનું મુખ આવા વિ-ચારોથી ઉતરી ગયું છે, આંખ ઉંડી ગઈ છે. નાક જાણે લાંબુ દેખાય છે. હાથ પગ અને ટુંકામાં આખું અંગ શિથિલ થઇ ગયું છે. ત્હેને ધારી ધારીને જોતાં જણાતું હતું કે: એ કોઇ દારૂણ આંતરિક પીડાથી દુઃખી થાય છે.

ગૃહસ્થ શાંત થયા પછી બ્રાહ્મણે ઘણી વાર સુધી અનેક પ્રકારના વિચારો કર્યા. છેવટે કૈલાસનો મુખભાવ જોઈ તે કહેવા લાગ્યો: "આપનું શરીર અસ્વસ્થ જણાય છે. આપ જરા આરામ લો, તો કાંઇક ફાયદો થશે."

કૈલાસ ઉભો થયો. હાથ જોડી કહેવા લાગ્યો: "ચિંતાગ્નિથી મ્હારૂં હૃદય દગ્ધ થાય છે, હું કેવી રીતે નિદ્રા લઇ શકું? ગૃહની ચારે બાજુએ આગ ઉઠી છે ત્યાં હું પલંગપર કેવી રીતે નેત્ર મીચી મીઠી નિદ્રા લઇ શકું? આપના ચરણ સ્પર્શ કરી પૂછું છું કે: આ અધમ પાપિષ્ટની એક વાતનો આપ કૃપા કરી ઉત્તર આપશો તો આ દુઃખી–બળતા આત્માને કાંઇક શાંતિ થશે." એટલું કહી કૈલાસ બ્રાહ્મણના પગે પડવા તૈયાર થયો.

બ્રાહ્મણ મુંઝાઈ ઉઠી ઉભો થયો અને કહ્યું: "આ શું કરો છો? મ્હારા જેવા એક ક્ષુદ્ર પ્રાણીને પગે પડવાથી લાભ શો?"

કૈલાસ: "આપજ મ્હારા ગુરૂ, શિક્ષક, પથપ્રદર્શક અને દિવ્ય ચક્ષુનું દાન કરનાર દાનેશ્વરી છો. હું આપના ચરણમાં પડી પ્રણામ કરવાનો અધિકારી છું."

બ્રાહ્મણે હસી દીધું. "કૈલાસનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડયો અને કહેવા લાગ્યો: "આપ આટલા બધા દુઃખી કેમ થાઓ છો? આપને થયું છે શું? આપનો પ્રશ્ન કહો."

કૈલાસ: "મ્હારો પ્રશ્ન અનંત છે. આજે ફક્ત મને એકજ પ્રશ્નનો ઉત્તર આપો. મ્હેં આપનું ઘણુંજ અપમાન કર્યું, આપની સાથે કઠોર વર્તન ચલાવ્યું, આપને ગાળો દઈ વિના કારણે ધક્કો માર્યો. એટલું કરવા છતાં પણ આપને જરાએ ક્રોધ કેમ ન ચઢયો?"

બ્રાહ્મણે હો–હો–કરી હસી દીધું. વાંચક! કોઇ ક્રોધ કરશો ના–ઉચ્ચ કંઠે હસવાનો બ્રાહ્મણને રોગજ હતો! એને માટે કાંઇ ઔષધજ નહોતું.

મુખ એકદમ હસી બ્રાહ્મણે કહ્યું: “આજ પ્રશ્ન? એવી સામાન્ય વાતપર આટલો બધો વિચાર શો? એ વાત જો મ્હને પહેલાંથીજ પુછવામાં આવી હોત તો ઝટ નિરાકરણ થઇ ગયું હોત.”

એટલું કહી વળી પાછો બ્રાહ્મણ હસી પડ્યો. બ્રાહ્મણ જેમ જેમ હાસ્ય કરતો તેમ તેમ કૈલાસનું હૃદય દગ્ધ થતું.

કૈલાસઃ “આપ જલ્દીથી કહો. મ્હારૂં રક્ષણ કરો.”

બ્રાહ્મણઃ “વાત ઘણીજ સરળ છે. મારવાથી શું કંઇ લાગી જાય છે? ન્હાના બાળકના એક બે દાંત ફુટે છે ત્યારે તે તેની માતાની આંગળીને બચકું ભરે છે. તે વેદનાથી માતા ઉહું ઉહું કરે છે ખરી પણ તેને એમ કદી પણ નથી થતું કે હું બાળકને સામું બચકું ભરી વેર લઉં કે મારૂં! માતા તો ઉલટી એમજ ચ્હાય છે કે બાળક વળી પણ બચકું ભરે તો સારૂં. કહો જોઇએ સામું મારવાથી લાભ શો? કદાચ આપ મારો તો તેમાં ક્રોધ શેનો? આપનાં આંગળાં કોમળ છે. હાથમાં બળ નથી. આપે જે ધક્કો મ્હને માર્યો હતો તે તો એક સામાન્ય છે. આપની મૂર્ત્તિ જોતાંજ પ્રથમથીજ મ્હેં જાણ્યું હતું કે આપ મ્હને પ્રહાર કરશોજ. આપના પ્રહારથી હું જરા પાછો ખસી ગયો તેનું કારણ કે આવતા ધક્કાનો પ્રતિરોધ કરવા તૈયાર નહોતો. મ્હને મ્હારા બળનો પૂરો વિશ્વાસં હતો. તેથી આપને સામે ગાળ ન દીધી કે ન ધક્કો માર્યો. આપને નિર્બળ જોઇ ઉલટો મ્હને આનંદજ થયો. હું જે સમયે પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરતો હતો તે સમને મ્હારા સ્વર્ગીય ગુરૂદેવ પ્રેમપૂર્વક કોઈ દિવસ મ્હારી પીઠપર થાપડ મારતા, એ થાપડથી આપને તો મૂર્છાજ આવી જાય. એ થાપડ-પ્રહારથી કોઈ દિવસ તો મ્હારૂં શરીરજ બેવડું વળી જતું. પણ એનાથી કેટલો અનિર્વચનીય આનંદ થતો તેનું વર્ણન કરવાને મ્હારૂં એક મુખ સમર્થ નથી. ઇચ્છા થયા કરતી કે હમેશાં ત્હેમની પાસે જઇ એક એક થાપડ ખાઈ આવું. તે વખતે તો જરાયે ક્રોધ ચઢતો નહતો. ઉલટું એ પ્રહારથી અતિ આનંદજ થતો.”

કૈલાસે કાંઈ પણ બોલ્યા વગર બ્રાહ્મણનાં વાક્યસુધાનું પાન કરી દીર્ઘ નિશ્વાસ મૂક્યો. છેવટે બોલ્યોઃ “ગુરૂદેવ! આપનો ઉપદેશ સાંભળી હું મુગ્ધ બન્યો છું? ગુરૂદેવ! મ્હને—”

બ્રાહ્મણઃ ( હસતો ) " મ્હને હર વખત તું ગુરૂદેવ કહી કેમ બોલાવે છે ? ગુરૂ શિષ્યનો સંબંધ તો બહુ કઠિન હોય છે. વૃથા બોલવાથી ફાયદો શો ?"

કૈલાસઃ " કેમ ? આપજ મ્હારા શિક્ષક અને આપજ મ્હારા ગુરૂ છો."

બ્રાહ્મણ હસીને કહેવા લાગ્યોઃ " હું કશુંજ જાણતો નથી. ઉપર ટપકે ગમે તેવું બોલું છું. જગતનિયંતા ઇશ્વરજ સર્વસ્વ છે. રેલગાડીમાં દોડાદોડ કરતાં કાંઈ ગુરૂ થઈ શકાય નહિ. ત્હેનું અનુષ્ઠાન કાંઇ જુદુંજ છે. ( મ્હોટો હાસ્ય ધ્વનિ કરતો ) 'ગુરૂપણું' કરવું એ કાંઇ બાળકનો ખેલ નથી એ તો ઘણુંજ કઠણ કામ છે."

કૈલાસને જરા કષ્ટ થયું. કહેવા લાગ્યોઃ " વારૂં ત્યારે હવે પછી હું આપને ગુરૂદેવ કહી બોલાવીશ નહિ, પણ આપને એક વિનંતિ છે કે આપ મ્હને " આપ, સાહેબ, મહાશય " ઇત્યાદિ સન્માનસૂચક શબ્દોથી સંબોધન કરશો નહિ. એવું કહો છો તેથી મ્હને ઘણીજ શરમ આવે છે અને મ્હારૂં હૃદય દુઃખાય છે. હું ખરેખરો નરાધમ છું, મ્હારા જેવા નરાધમ પિશાચને આટલું બધું સન્માન શા માટે ? " એટલું બોલતાં બોલતાં કૈલાસનો કંઠ રૂંધાઈ ગયો. બ્રાહ્મણ હસવા લાગ્યો. આનંદ પામીને આદરપૂર્વક કૈલાસની પીઠ થાબડવા લાગ્યો અને કહ્યુંઃ " આમ્રવૃક્ષ પર આમ્રફળ થાય અથવા ન થાય તો પણ એ વૃક્ષ તો આમ્રનુંજ કહેવાશે પણ કાંઇ કાંટાનું કહેવાશે નહિ. આપ બ્રાહ્મણ છો, હું પણ બ્રાહ્મણ છું. બન્નેના કુળ-શીલ અન્યોઅન્ય જાણતા નથી. હું આપનું ગૌરવ કે માન ઘટે એવું વાક્ય કેવી રીતે કહું ? ગમે તેમ હોય પણ બનતા સુધી કોઇનું માનભંગ કરવું નહિ. એમાંજ ઇશ્વર રાજી રહે છે."

કૈલાસઃ " ( હાથ જોડીને ) આપે જે ઉપદેશ આપ્યો તેજ પ્રમાણે હું ભવિષ્યમાં વર્તન કરીશ. આપ જેને પ્રિય ગણતા હશો ત્હેને જ હું મ્હારૂં પ્રિય ગણીશ અને તદનુસાર વર્તન ચલાવીશ. મ્હારે કહેવાનું કે પ્રશ્ન કરવાનો એજ છે કેઃ-સંતાન બચકું ભરે તો તેથી માતાને ક્રોધ ન ચઢે અને સુખ લાગે તે બનવા યોગ્ય છે. ગુરૂના પ્રહારથી શીષ્યને આનંદ લાગે એ પણ સત્ય, પણ ગમે ત્હેના કરડવાથી કે પ્રહારથી ગમે ત્હેને આનંદ ને સુખ લાગે

એ સંભવેજ કેમ ? આપ જરા વિચાર કરો કેઃ કોઈ ઉચ્છૃંખલ વ્યક્તિ આવી વિના કારણે મારે, તો મ્હને ક્રોધ થાય એ શું અસ્વાભાવિક છે ?"

બ્રાહ્મણઃ "સમગ્ર સંસાર એ આપણોજ આત્મા છે. આખા સંસારને જો ઇશ્વરરૂપે જુએ તો તો તેને ક્રોધજ ન ચઢે. એવા ક્રોધ કે પ્રહાર ઉપર પછી તે વિશ્વાસ રાખેજ નહિ. ત્રાહિત વ્યક્તિ ઉપર જેટલા રજોગુણ અને તમોગુણનું પ્રભુત્વ વધારે તેટલોજ ક્રોધ પણ પરિણામે પરિમિત હોય છે. જેનામાં જેટલો અહંકાર, મદ, ગર્વ અને મ્હોટાઇનો આડંબર વધારે તેટલુંજ ત્હેને કષ્ટ અને તેટલોજ વધારે ક્રોધ. આઘાત કે પ્રહાર ક્રોધનું અનુગમન કરતા નથી પણ સ્વયં ક્રોધજ આઘાતનું અનુગમન કરે છે."

કૈલાસઃ "સખ્ત પ્રહાર થયો હોય કે વિષમ આઘાત થયો હોય તો પણ શું કષ્ટ ન થાય ?"

બ્રાહ્મણઃ "(હસતાં હસતાં)" કદાચ આપણુનેજ પગમાં આંટી આવવાથી આપોઆપ પડી ગયા અને હાથ ભાગ્યો તો તે ક્રોધ કોના પર કરવો ?"

કૈલાસઃ "એ તો આપણી ભુલને લીધે આપણે પડી ગયાની વાત છે; પણ જો કોઈ ત્રાહિત માણસ લાકડી મારી આપણો હાથ ભાગે તો તેથી શું ક્રોધ ન ચઢે ?"

બ્રાહ્મણઃ "ના સાધુ પુરૂષને એમાં ક્રોધ કેમ ચઢે ? સ્વયં પડી જવાથી હાથ ભાગે કે બીજાની લાકડીના મારથી હાથ ભાગે તો પણ સાધુને મન તો એ બન્ને વાત એક સરખીજ છે. સાધુની દૃષ્ટિમાં આ સંસારમાં કાંઇજ ભેદભાવ જણાતો નથી. તે તો સર્વને પોતાના આત્મા જેવાજ ગણે છે તેથી તેમને કોઇના ઉપર ક્રોધ ચઢતો નથી."

કૈલાસઃ "એથી શું સાધુને કશું કષ્ટ થાય નહિ ?"

બ્રાહ્મણઃ "ના ! એ તો ઘણીજ કઠણ દાર્શનિક વાત છે. આપ એને સહેલાઇથી સમજી જવા ઇચ્છો છો કેમ ?"

કૈલાસઃ (હાથ જોડી) "હું તો એક અધમ પ્રાણી છું. મ્હારા પર કૃપા કરી એ ગુઢ રહસ્ય મ્હને સમજાવો. આપની બધી વાતો સમજવાને હું

અશક્ત છું; પણ મનમાં મ્હોટું કુતુહલ મચી રહ્યું છે. આપે પહેલાં જે ઉપદેશ આપ્યો તેમાંનું કાંઇક થોડું થોડું સમજવામાં આવ્યું છે પણ વધારે સારી રીતે હૃદયંગમ થયું નથી. આપને પગે પડી વિનવું છું કે: હું સમજું કે ન સમજું તો પણ આપ મ્હને એ ગુઢ વાતના મર્મો સમજાવો. આપના વાર્તામૃતથી મ્હારા કર્ણ પવિત્ર કરો—મ્હને પાવન કરો."

## પ્રકરણ ૮ મું.

### શરૂવાત.

જોતજોતામાં ગાડીએ કેટલાંક સ્ટેશનો છોડી દીધાં. બ્રાહ્મણે કૈલાસને પૂછ્યું: "આપનું નિવાસ સ્થાન અમદાવાદ છે કે? અભ્યાસ આપે ક્યાં કરેલો? અમદાવાદમાંજ કે બીજે કાંઇ?"

કૈલાસ: "હા."

બ્રાહ્મણ: "આજ કાલ અંગ્રેજી અભ્યાસ સાથે સંસ્કૃત શીખવવામાં આવે છે કે નહિ? આપ કોઇ સંસ્કૃત પુસ્તકો ભણ્યા છો કે?"

કૈલાસ: "હા! માર્ગોપદેશિકાના બે ભાગ, પંચતંત્ર ઇત્યાદિ થોડું ઘણું હું ભણેલો છું."

બ્રાહ્મણ: "એ સિવાય બીજો કોઇ સંસ્કૃત ગ્રંથ વાંચ્યો નથી?"

કૈલાસ: "ના."

બ્રાહ્મણ: "આપ ધર્મશાસ્ત્રનાં ગુઢ તત્વો જાણવા ઇચ્છો છો, પણ શાસ્ત્ર કથા સંબંધી તમને જરા પણ માહિતી નથી તેમ તમે એ સંબંધીનું એકે પુસ્તક વાંચ્યું નથી, તો પછી ધર્મનાં ગુઢ તત્વો શી રીતે સમજી શકશો? એ ગંભીર ઉપદેશ આપના હૃદયમાં કેવી રીતે ઠસી શકશે? શુષ્ક મરૂભૂમિમાં રોપેલાં બીજને અંકુર આવ્યાનું કદી સાંભળ્યું કે જોયું છે? કઠણ પથ્થરમાં કદી પદ્મ ઉગેલું દીઠું છે? આપને જ્યારે ઉત્કંઠા થઈ છે, જીજ્ઞાસા ઉદ્દભવી છે ત્યારેજ આપ શાસ્ત્રકથા સાંભળવા તૈયાર થયા છો, પણ એવી વ્યગ્રતા કેટલો કાળ ટકશે?

મ્હને લાગે છે કે જળમાં થતા પરપોટાની પેઠે તમારી જીજ્ઞાસા થોડી વાર માંજ લય પામશે. એવી ઉત્કંઠાવાળાને શાસ્ત્રનાં ગુઢ તત્વો એકદમ સમજાવવાં નહિ એવી શાસ્ત્રનીજ આજ્ઞા છે. ધર્મ સંબંધી વાત ગમે ત્યાં ગમે તેવી રીતે બોલવામાં જરાએ લાભ નથી. અધિકારીને એવી વાતો કહેવી જોઇએ, યોગ્ય જણાય તેનેજ એ વાત સમજાવવી જોઇએ. આજકાલ બ્રાહ્મણોની એટલી બધી દુર્દશા થઇ છે કે ન પૂછો વાત!

એક વખત એવો હતો કેઃ બ્રાહ્મણ માત્ર સંસ્કૃત ભાષામાં કુશળ હતા. તેમનું એક બાળક પણ સંસ્કૃત ભાષામાં વાત કરતું પરંતુ આજે? આજે તો એ ઉત્તમ ભાષાનો જાણે લોપજ થઈ ગયો છે. બ્રાહ્મણોએજ એ ભાષા ત્યજી દીધી છે ત્યાં બીજાની શી વાત? બ્રાહ્મણના બાળકોને જોઇશું તો તેનાં માતાપિતા તેમને અંગ્રેજ બનાવવા ઇચ્છતાં જોવામાં આવે છે! બ્રાહ્મણ પુત્રના શરીર ઉપર કોટ પાટલુન! પગમાં બૂટ! નેકટાઇ કૉલર! મ્હોંમાં ચિરૂટ સિગારેટ! હવે શું કહેવું? ક્યાં ફરીઆદ કરવી! બ્રાહ્મણો બગડ્યા એટલે સમસ્ત દેશ બગડ્યો? હરિ! હરિ!"

કૈલાસ કાંઇ પણ બોલ્યા વગર અધોવદન કરી ઉભો રહ્યો.

બ્રાહ્મણે કૈલાસનો મનોભાવ જોઈ કહ્યુંઃ "સાંભળો! શાસ્ત્રકથા માત્ર મોઢે બોલી જવાથી જો કાંઈ ફળ હોત તો હું જે કાંઇ જાણું છું તે હમણાંજ કહેત. પરંતુ ધર્મશાસ્ત્રમાં એમ સ્પષ્ટ રીતે લખ્યું છે કેઃ અનધિકારીને ધર્મ સંબંધી કાંઇ પણ વાત કહેવીજ નહિ અને મ્હારા જેવો ક્ષુદ્ર માનવી ધર્મશાસ્ત્ર જાણે શું અને કહે શું?"

કૈલાસ કાંઈ પણ નહિ બોલતાં ફક્ત રૂદન કરવા લાગ્યો. આંસુની જળધારા ગાલ પર થઇ તેના પહેરેલા પહેરણને ભીંજવવા લાગી. બ્રાહ્મણના વાક્યથી તેનું હૃદય શોક તાપથી દગ્ધ થવા લાગ્યું. તેને બહુ પશ્ચાત્તાપ થવા લાગ્યો.

પેલા ગૃહસ્થ કોઇ વખતે ચક્ષુ બંધ કરી નિદ્રા લેતા હતા. વળી કોઇ વખત એકી નજરે બ્રાહ્મણની સામે જોઇ તેમની મઝા જોતા હતા. છેવટે કૈલાસની આંખમાં અશ્રુ જોઇ વિચારવા લાગ્યાઃ "જરૂર બ્રાહ્મણ કોઇ મંત્ર–

તંત્ર કે પછી જાદુ વિદ્યા જાણતો હોવો જોઇએ. નહિ તો સારા માણસનો પુત્ર આમ એકાએક રડી ઉઠેજ કેમ ? લુચ્ચા બ્રાહ્મણે શું કૈલાસને ભોળવી નાંખ્યો કે શું? તેને ભુરકી નાંખી વશ કરી લીધો કે શું? ઘણા ભામટાઓ એવું કરે છે. ”

બ્રાહ્મણે ધીરભાવે કૈલાસને કહ્યું: “આપને બિંદુ માત્ર પણ શાસ્ત્રકથાનું જ્ઞાન નથી, આપ એકદમ થોડીજ વારમાં વેદાન્ત તેમજ માયાદિકની કથા કેવી રીતે સમજી શકશો? એ બાબતનો વિચાર કરી જુઓ! મ્હારી એક ન્હાની વાત પર જરા ધ્યાન આપો. કોઇ એક મૂર્ખ અજ્ઞાન ખેડુત કોઈ વૈજ્ઞાનિક પાસે જઇ પુછે કે: “મહાશય! આપને પગે પડું છું. આકાશના તારાઓ કેવી રીતે ચાલે છે તે મ્હને એકદમ શિખવવા કૃપા કરો. એવી રીતે કહેવાથી વિજ્ઞાન શાસ્ત્રી શું એકદમ તેને કાંઇ પણ સમજાવી શકશે ખરો કે?”

કૈલાસ આ વખતે રૂદન કરતો ભાંગ્યાતુટયા શબ્દોમાં હાથ જોડી અતિ-વિનિતભાવે કહેવા લાગ્યો: “હું સમજું કે ના સમજું પણ આપ દયા કરી મ્હને કહો. હું આપનાં ચરણ કદી પણ છોડીશ નહિ. આપને કહેવુંજ પડશે. મ્હને અજ્ઞાની અને અધમ જાણી આપ હવે કોઇ પણ રીતે મ્હારો ત્યાગ કરશો નહિ. હું આપને છોડવાનોજ નથી.”

બ્રાહ્મણ હો હો હાસ્ય કરી કહેવા લાગ્યો: “ગાંડો! મૂર્ખ! શું મ્હારી અનિચ્છા છે કે મ્હારે આપને ધર્મનો ઉપદેશ નહિ આપવો? મ્હને ઘણોજ સંતોષ થાય છે કે આપના જેવા બુદ્ધિમાન અને સ્વધર્મ પરાયણ બ્રાહ્મણ પુત્રની ઇચ્છા ધર્મશાસ્ત્રનું ગુઢ રહસ્ય જાણવાની થઈ છે. નિરૂપાયે મેં આપને પૂર્વોક્ત કથા કહી સંભળાવી છે. શાસ્ત્રકથા જે કોઈ સાંભળશે અને જે કોઇ સંભળાવશે તે બંનેનાં દેહ તેમજ મન પવિત્ર થશે. બંને બાહ્ય વિષયોથી પોતાના મનને બચાવી શકશે. (હસતો હસતો) આ રેલગાડીનો ખટર ખટર શબ્દ વેદાન્ત દર્શનનીજ વાત સુવિસ્તૃત રૂપે કહેશે એ કદી સંભવે છે? વધારે તો શું પણ આપને હજી સુધી વેદાન્તમાં ક ખ નો પણ પરિચય થયો નથી અને બીજી બાજુએ ઇંગ્રેજી શિક્ષાના પ્રભાવે આપની પ્રવૃત્તિ બહિર્મુખી થઈ

છે, એટલે જે વિષય જાણવાનો છે તેથી ઉલટી દિશામાં તમારી પ્રવૃત્તિ કામ કરી રહી છે. એવી અવસ્થામાં આપ એ રહસ્યો કેવી રીતે સમજી શકશો? હું જે કહીશ તે વૃથા જશે! આપનું સાંભળવું પણ વૃથા જશે."

કૈલાસઃ "આપ થોડી ઘણી પણ વાત સંક્ષિપ્ત રીતે સમજાવો. નહિ તો જરૂર મ્હારૂં મૃત્યુ થશે. આ શય્યા મ્હને કંટક રૂપ લાગે છે. દુષ્ટ મનુષ્યને હાથે અન્યાયપૂર્વક આઘાત થવા છતાં પણ, ક્રોધ કે અભિમાન થવું તો દુર રહ્યું પણ મનમાં જરાએ કષ્ટ કે ગ્લાનિ સરખી ન થાય, એ વાત તે કેવી હશે? એ અપૂર્વ રહસ્યથી ભરેલી પરમ સુખ અને કલ્યાણકારક વાત મ્હને કૃપા કરી–દયા કરી ટુંકામાં સમજાવો."

પેલા દુર બેઠેલા ગૃહસ્થરાજ હવે પોતાનું હાસ્ય છુપાવી શક્યા નહિ. વિલાયતી પ્રથાનુસાર મોઢા પર હાથ રાખી હી–હી–હી–શબ્દે તેઓ હસી ઉઠ્યા. મનમાં ને મનમાં કહેવા લાગ્યાઃ "આ ધુર્ત બ્રાહ્મણે જરૂર કૈલાસને જાદુના પ્રયોગથી ભોળવ્યો લાગે છે. તલવારનો ઘા લાગે તો પણ ક્રોધ થાય નહિ, દાઝ ચઢે નહિ, વેદના થાય નહિ, કષ્ટ જણાય નહિ. હી–હી–હી! બ્રાહ્મણ કોઈ ચુસ્ત જુની પ્રણાલીનો મનુષ્ય છે. મ્હેં આવો આશ્ચર્યકારક બનાવ કોઈ સ્થળે જોયો નહોતો. કૈલાસ ગાંડો તો થઇ ગયો નહિ હોય? શાસ્ત્રનાં રહસ્ય જાણવાને તે આટલો બધો અધિરો કેમ બન્યો છે? વાત કહેવી હોય તો બ્રાહ્મણ આટલી બધી રકઝક કેમ કરે? હી–હી–હી!

બ્રાહ્મણ મ્હોટા વિચારમાં પડ્યો. શું કરવું? કર્ત્તવ્ય શું? ઇત્યાદિ અનેક વિચારો કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં સદાનંદના હૃદયમાં હસવું આવવા લાગ્યું. તે એટલા જોરથી મુખદ્વારા બહાર આવ્યું કેઃ ચારે દિશાઓ ડોલવા લાગી! ધરા ધામ કંપી ઉઠ્યાં. ગૃહસ્થ ચમકી ઉઠ્યા. તે વિચાર કરવા લાગ્યોઃ "આ છે શું? કોઈ સ્થળે કાંઈ જણાતું નથી છતાં બ્રાહ્મણ આટલું બધું ભયંકર હાસ્ય કેમ કરે છે? એને થયું છે શું? આવું હસવું તો મ્હેં કોઇ જગ્યાએ જોયું નથી તેમ સાંભળ્યુંયે નથી. હસતાં અટકતો જ નથી! બ્રાહ્મણને કંટાળોયે આવતો નથી તો! શરમે આવતી નથી! એમજ હોવું જોઇએ. બ્રાહ્મણભાઇને શરમ કેવી? બ્રાહ્મણ કોઇ ભયાનક મનુષ્ય

જણાય છે. એને એમ લાગતું હશે કે કોઇ નૂતન ભક્ષ ફંદામાં ફસાયું છે. તેથી તો એને આવું હસવું નહિ આવતું હોય ?"

પરમાત્મા જાણે કે આ બ્રાહ્મણને આટલું બધું હાસ્ય શાથી આવતું હશે ! સર્વ વાતમાં હમેશાં હસ્યાજ કરવું એ બ્રાહ્મણનો સ્વભાવજ હતો. તે તો ઠીક પણ આ વખતનું હાસ્ય આટલું બધું શાથી વધ્યું હશે ? બાળક જેમ ચંદ્રને હાથમાં લઇ રમાડવાની હઠ કરી રડે છે તેમ, આ સાહેબની હઠ જોઇને એને આટલું હસવું આવતું હશે ? શું હશે ? કોને ખબર ?

ગમે તેમ હોય પણ બ્રાહ્મણ પેટ પકડી એકદમ ખડખડાટ હસી પડ્યા, કૈલાસનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડ્યો અને કહેવા લાગ્યાઃ "વારૂ કૈલાસ ! હું જે કાંઇ અલ્પ સ્વલ્પ જાણું છું તે તને ટુંકામાં સમજાવું છું. તું શાંત થા. મનને સ્થિર કર. ધૈર્ય ધર."

કૈલાસ બે હાથ જોડી બ્રાહ્મણની સામા બેસી એના મુખ સામે એકી દૃષ્ટિએ જોવા લાગ્યો, બ્રાહ્મણે ચક્ષુ બંધ કરી કહેવાનો આરંભ કર્યો.

---

## પ્રકરણ ૯ મું.

### સત્ય શું ?

બ્રાહ્મણઃ "વારૂ ! સરલ વાત કહું તે ઉપર જરા ધ્યાન આપજે. સ્થૂલ વિષયને મનમાં ઉતારજે ? સુખ એ વસ્તુ શી છે ? સુખ એ કોઇ ચોક્કસ વસ્તુદ્વારાજ મળે છે ? ના. સુખ એ બહારથી પણ અંતરમાં છે. જરા વિચાર કરી જો. ચાંડાળ કે ભંગીને દુર્ગંધમય મળમૂત્ર સાફ કરતાં કાંઈ કષ્ટ થાય છે ખરૂં કે ? ઉલટું એવું કર્મ કરવાનું ન મળે તો તેને કષ્ટ થાય છે. પણ કોઇ ગૃહસ્થને એવું કર્મ કરવાનું કહીશું તો તેને મરણ સમાન કષ્ટ થશે. એક ડૉકટરને હાડ, માંસ કે વિષ્ટા ચૂંથતાં સુગ આવતી નથી, પણ સાધારણ માણસોને માટે એ કામ ઘણુંજ દુર્ઘટ છે. કોઇ મરેલાં મડદાને કાપવું હોય તો ડૉકટર તૈયાર ! પણ સાધારણ માણસ તો

તેને જોતાંજ દોઢ ગાઉ દૂર! હજી સાંભળ. ભારવાહી મજુર ભાર ઉંચકવા-માંજ સુખ માને છે. વૈશાખના મધ્યાહ્નને સખ્ત તાપમાં લોકો જરા બહાર જતાં કંટાળી જાય છે તે વખતે પણ મજુરો પીઠપર ત્રણ ચાર મણની ગુણ નાંખી પૂર વેગે ચાલ્યા જાય છે. એવા સખ્ત તાપમાં પાલખી ઉંચકનારા મજુરો ખાંધપર પાલખી મુકી અંદર બેઠેલા ગૃહસ્થનું ભારે વજન લઇ ઉંચકી આનંદભેર ચાલ્યા જાય છે, પણ એજ માંસપિંડનો બનેલો પાલખીમાં બેઠેલો ગૃહસ્થ સૂર્યના તાપથી આકળવિકળ થાય છે. અરે! એક શેરનો ભાર ઉંચકતાં તેના બાર વાગી જાય છે. કદાચ અંદર બેઠેલા ગૃહસ્થને જરાવાર પાલખી ઉંચકવાનું કહો તો તુરતજ તે ત્રાહિ મધુસૂદન કહી પરમાત્માને સંભારશે. કામ તો એકજ છે, પણ જે કર્મથી એકને સુખ થાય છે, તેજ કર્મથી બીજાને કષ્ટ થાય છે. એનું કારણ શું હશે?"

કૈલાસઃ "એ તો બનવા યોગ્ય છે. જેને જે કર્મ કરવાનો અભ્યાસ નથી ત્હેને તે કરવા જતાં કષ્ટ થાયજ. એમાં આશ્ચર્ય શું?"

બ્રાહ્મણઃ "બહુજ સારી વાત. વારૂ એટલું તો સમજાયું કે અભ્યા-સજ સુખ દુઃખનું મૂળ કારણ છે. અભ્યાસથીજ આ સંસાર ચાલે છે. હવે એટલું તો સમજાયું હશે કે, સુખ દુઃખ એ વસ્તુગત છે. વિષયગત કે કાર્ય ગત નથી. જરા વિચાર કરો, શ્રાવણ માસમાં જળધારા એક ધારે વર્ષે છે; રસ્તો, ઘાટ સર્વ કાદવવાળું કિંવા જળમય થઇ જાય છે. ઘરમાંથી બહાર નીકળતાં આપણને કંટાળો આવે છે, પણ ખેડુતને એથી કેટલો આનંદ થાય છે? તે હળ-બળદ લઇ પૂર્ણ આનંદે પ્રફુલ્લ ચિત્તે પોતાના ખેતરમાં જાય છે. ઉપર નીચે જ્યાં જુઓ ત્યાં જળ જળ દ્રષ્ટિએ પડે છે. તેનું આખું શરીર જળ અને કાદવથી ખરડાઇ ગયું હોય છે તો પણ તે કાદવમાં ખર-ડાઇ ઉભો ઉભો સ્વચ્છંદે હળ ચલાવે જાય છે. એને મનથી આ વખતે સંસા-રમાં કશું બનતુંજ ન હોય એવી એકાગ્રતા હોય છે. જાણે જળ, મેઘ, વજ્ર-પાત જગતમાં છેજ નહિ. વાસ્તવિક રીતે જોતાં તે આજે સુખસાગરમાં આનં-દથી તરી રહેલો હોય છે. આનંદ સુખ કેમ ન થાય? આજે ખેતરમાં ધાન્ય રોપવાની સગવડ થઇ છે. તમે જો ખેડુતોની આ વખતની અવસ્થા જોઇ હોય તો મ્હારા કહેવાનો અર્થ તમે બરાબર સમજી શકશો."

કૈલાસઃ "હા, તમે જે કહ્યું તે સત્યજ છે."

બ્રાહ્મણઃ "જો એ સત્ય લાગતું હોય તો જરૂર તમારા હૃદયમાં એટલું તો સમજાયું હશે કે સુખ એ વસ્તુગત નથી. ધન, ધાન્ય, સુરમ્ય બગિચાઓ, મહેલ, ગજ, રથ, વગેરે વસ્તુઓમાં સુખ છે એમ માનવાનું કશુંજ કારણ નથી."

કૈલાસઃ "કેમ ! કેમ !"

બ્રાહ્મણઃ "આ સંસારમાંજ તમે એનાં દૃષ્ટાંત નજરે નથી જોતા? તમે એવાં મનુષ્યો જોયાં નથી કે જેઓ આજે ત્રણ માળના મહેલપર સુવર્ણ-ખાટમાં રૂપવતી યુવતી સાથે દાસદાસીઓથી સેવા પામવા છતાં તે મનુષ્યના અંતરમાં ભડભડાટ હોળી બળ્યા કરે છે? ચિંતાથી એનું શરીર દુર્બળ કેમ થતું જાય છે? એનો નિરોગી દેહ છતાં ઉકળતા તેલમાં નાંખેલા પાપડની પેઠે તે મનુષ્ય ફડફડાટ કેમ કરી રહ્યો છે? કદાચ સાંભળ્યું હશે કે ત્હેના ખેડુતો પાસેથી દાણ વસુલ નહિ થવાથી એની તિજોરી ખાલી પડી છે. પૈસા મળવાની આશા હતી પણ તે પ્રાપ્ત થયા નહિ, તેથી ત્હેના સુરમ્ય બંગલાનું કાલે લીલામ થશે. કદાચ સાંભળ્યું હશે કે ત્હેને એકી વખતે દશહજાર રૂપિયા મળવાની આશા હતી, પણ તે લાભ અચાનક ઉડી ગયો! કદાચ સાંભળ્યું હશે કે એના પુત્રનું અચાનક મરણ થયું છે. ધન, જન કે રત્ન, એમાંનું કાંઈ પણ એના પુત્રને મૃત્યુના પંજામાંથી છોડાવી શક્યું નથી. આ દૃષ્ટાંતથી ત્હમને સમજાશે કે ધનવાનને પણ સુખ નથી—ધન એ સુખનું કારણ નથી."

કૈલાસઃ "કેમ? દરિદ્ર વ્યક્તિને ધન મળવાથી સુખ નથી થતું કે? હું વિશ રૂપિયાનો મહિનો લાવું છું, મહા દુઃખે સંસારનિર્વાહ ચલાવું છું. એને બદલે જો મ્હને દોઢસો રૂપિયા પગાર મળે તો સંસારયાત્રા કેટલા સુખથી ચલાવી શકાય?"

બ્રાહ્મણઃ "તમે આ જગ્યાએ સુખનો અર્થ બીજી રીતે કર્યો લાગે છે. વારૂ, એ ગમે તેમ હોય પણ મ્હારૂં કહેવું એ છે કે પગાર વિશ રૂપિઆ હોય, દોઢસો હોય, દોઢ હજાર હોય, દોઢ લાખ કે પછી દોઢ કરોડ હોય તો

પણ મનુષ્યે પોતાની સંસારયાત્રા તો મળે તેટલામાંજ સંતોષ-સુખ માની લઇને પણ નિભાવ્યા સિવાય છુટકોજ નથી. જેને પંદર રૂપિયા મળે છે તેને વધારે નહિ મળતું હોવાથી કષ્ટ જણાય છે, તેજ પ્રમાણે દોઢસો કે પછી વધારે મળે તો પણ એથી વધારે રૂપિયા નહિ મળવાથી તેમને અતિ કષ્ટજ જણાય છે. દ્રષ્ટાંત તરીકે એક મુનસફને પ્રથમ સિરસ્તેદારની નોકરી કરવી પડે છે તે વખતે તેને પાંત્રીશ રૂપિયા મળે છે. તે વખતે તે એટલી આવકમાંજ પોતાનો કુટુંબ નિર્વાહ ચલાવે છે. પરંતુ તેને મુનસફની નોકરી મળ્યા પછી પગાર દોઢસો, અઢીસો, ચારસો અને છસો મળે છે તો પણ તેની તૃષ્ણાનો પાર રહેતો નથી! તેને એમજ થાય છે કે હિંદુસ્તાનના વાઇસરૉયના જેટલો પગાર મળે તો સારું! ભાગ્યબળે તે જો મળે તો પછી શહેનશાહ થવાનીજ ઇચ્છા! અર્થાત્ તૃષ્ણા કોઇની ઓછી થતી નથી. થોડું મળે ત્યારે થોડામાં ખર્ચ નિભે અને વધારે મળે ત્યારે ખર્ચ વધે! જો કે પાંત્રીશ રૂપિયા મેળવનાર સિરસ્તેદાર કામના કરે છે કેઃ જો દોઢસો બસો મળે તો પછી બસ. પછી લોભી નહિ બનું. પરંતુ તેમ થતું નથી. પ્રથમ જે ત્રણ રૂપિયાના ભાડાના મકાનમાં રહેતો તે મુનસફ થતાં દશ પંદર રૂપિયાના બંગલામાં રહે છે! અને વખતે ગાડીઘોડા પણ રાખે છે. વિશ રૂપિયા મળતા હોય તે પ્રસંગે તે એક જાડું ધોતીયું પહેરશે, અને જ્યારે દોઢસો મળશે ત્યારે ચાર માળના મકાનમાં રહી પાંચ પાંચ રૂપિયાનો ધોતી જોટો પહેરશે અને ઉત્તમ ખોરાક ખાશે પરંતુ તેથી કાંઇ તેની તૃષ્ણા પૂરી થશે ખરી કે? પહેલાં તે પગે ચાલીને ઓફીસમાં આવતો હશે તે હમણા ગાડીમાં બેસીને આવશે. પહેલાં તે સ્ત્રીને સુવર્ણના અલંકાર નહિ કરાવી શકતો હોય તે આજે મોતીની માળાઓ જ્યાં સુધી ન કરાવી શકાય ત્યાં સુધી જંપીને બેસશે નહિ. આતો સામાન્ય મનુષ્યની વાત થઇ પણ રાજા મહારાજાઓની પણ એવી ઇચ્છા હોય છે. થોડું રાજ મળતાં મહા સામ્રાજ્ય કેમ મળે તેને માટે તે તડફડિયાં મારતાજ હોય છે! સમસ્ત જીવન-મરૂ-ભૂમિમાં જ્યાં જોઇએ ત્યાં આ જળાશય, પેલું જળાશય એવું ખોટું ઝાંઝવા-જળ દેખાય છે, પણ નજદીક જતાં કાંઇ પણ હોતું નથી! મરૂભૂમિ ઝાંજવાના જળથી જળહળી રહી છે! અહા! કેવું આશ્ચર્ય! એટલું બધું છતાં ખરૂં સુખ ક્યાં?”

**निःस्वो वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपः।**
**लक्षेशः क्षितिपालतां क्षितिपतिः चक्रेश्वरत्वं पुनः ॥**
**चक्रेशः पुनरिन्द्रतां सुरपतिर्ब्रह्मास्पदं वांछति ।**
**ब्रह्मा विष्णुपदं पुनः पुनरहो आशावधिं को गतः॥**

શિહલને કહ્યું છે કેઃ "નિર્ધન માણુસ એકસો રૂપિયા મેળવવાની ઇચ્છા રાખે છે. સો રૂપિયા મળતાં એની ઇચ્છા હજાર મેળવવાની થાય છે. હજાર મળતાં લક્ષની ઇચ્છા રાખે છે. લક્ષપતિ હોય છે તે રાજા થવાની ઇચ્છા રાખે છે. રાજા થતાં સામ્રાજ્યના સમ્રાટ થવા ઇચ્છે છે. સમ્રાટ થતાં તે ઇંદ્રત્વ મેળવવાની અભિલાષા રાખે છે. ઇંદ્રત્વ પ્રાપ્ત થતાં બ્રહ્મપદ મેળવવાનો પ્રયાસ કરે છે. બ્રહ્મા થતાં એને વિષ્ણુ પદની પ્રાપ્તિની ઇચ્છા થાય છે. આ પ્રમાણે પુનઃ પુનઃ ચાલ્યુંજ જાય છે. અહો! તૃષ્ણાનો કંઇ પાર છે? તૃષ્ણા કોણે જીતી છે? જો તમે કદાચ આ વિષય ઉપર થોડોક વિચાર કરશો તો એનું તત્વ થોડામાંજ સમજી શકશો કે તૃષ્ણાને રોકવાથી જે સુખ પ્રાપ્ત થાય તેમાંજ સંતોષ માનવાથી સુખ મળે છે. તૃષ્ણા વધતાંજ સુખનો લોપ થઇ દુઃખનો અનુભવ થાય છે."

કૈલાસે કશોજ ઉત્તર આપ્યો નહિ. તેનું મન ગદ્‌ગદ્‌ થઇ ગયું હતું. બ્રાહ્મણે વળી બોલવાનો આરંભ કર્યોઃ "હવે તો તમને સમજાયું હશે કે સુખ એ વસ્તુ બહાર નથી પણ મનુષ્યના અંતરમાં છે. સુખ બીજી કોઇ વસ્તુમાં નથી પણ એ તો પ્રકૃતિગત છે, અભ્યાસમાં છે, મનના ગઠનમાં છે. આપણને જેમાં સુખ જણાય છે તેમાં બીજાને કષ્ટ જણાય છે. અન્યને જેમાં દુઃખ જણાય છે તે આપણને કષ્ટદાયક થઇ પડે છે. ધારો કે મ્હને સાત્વિક ખોરાક અતિ પ્રિય છે. હવે જો એજ ખોરાક તીખા તમતમતા—ખારાખાટા—સ્વાદિષ્ટ અન્ન જમનારને આપવામાં આવે તો જરૂર તે મનુષ્ય ભૂખ્યોજ રહેવાનો! કારણ તેનો અભ્યાસ મસાલેદાર જમણ જમવાનો છે, એટલે એને એવા નિરસ ભોજનપ્રતિ અભાવ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે."

કૈલાસઃ "આપને સાત્વિક ખોરાક ખાવાનો અભ્યાસ પડી ગયેલો હોવાથી તે આપને સ્વાદિષ્ટ લાગે. પણ બીજાને તે સારો લાગેજ કેમ? બહુ

ઉત્તમ પેંડા સર્વ મનુષ્યોને પસંદ પડેજ. કોઇને પણ એ ખાવામાં કષ્ટ થાય નહિ; કારણ એ ખાવાથી બધાંનેજ સ્વાદિષ્ટ લાગે છે. તેથી તેમને સુખ થાય છે.''

બ્રાહ્મણ: “ તે સ્વાદિષ્ટ કેમ ન લાગે ? વારૂ, પણ તેમાં મ્હને કાંઇ અડચણ નથી. પણ તે બધાંનેજ પ્રિય હોય છે કે ? કંદોઇને પેંડા સારા લાગે છે ખરા કે ? તે તો માત્ર તેને વેચવામાંજ આનંદ માને છે. નિત્ય પેંડા ખાનાર ધનવાન પુરૂષોને શું એ અત્યુત્તમ લાગતા હશે ? તેમને તો ઉલટી એથી અરૂચી થાય છે. તેઓ ઘી ચોપડેલી રોટલી ખાવામાં આનંદ માનશે પણ પેંડાને તેઓ સ્પર્શ પણ કરતા નથી. તમે નથી જાણતા કે રાજપુત્રો હમેશાં ઘોડાગાડીમાં બેસે છે તેથી તેમને પગે ચાલતા જવામાં સુખ થાય છે ? વળી વિચાર કરો કે શહેરમાં રહેનારાને ગ્રામ્ય હવા અને ગ્રામ્ય જીવનની અભિલાષા હોય છે ત્યારે ગ્રામ્યવાસી લોકો શહેરી બનવાને રાત દિવસ ઝંખ્યા કરે છે. સુખ કોઇ નિશ્ચિત સ્થળે બાંધ્યું રહેતું નથી. તમે પણ કબુલ કર્યું છે કે: જેને જે કામનો અભ્યાસ નહિ ત્હેને તે કાર્ય કરવું પડે તો કષ્ટ થાય. પેંડા ખાવાનો જેને અભ્યાસજ ન હોય ત્હેને તે સારા કેમ લાગે ? કોઇ ગામડીઆના હાથમાં થોડુંક પકવાન આપો. તે ખાઇને તુરતજ કહેશે કે: “ શું આ સૌથી ઉત્તમ ખાણું છે ? એમાં જોઇએ તેટલું ઘી તો જણાતુંજ નથી !'' એને તો ઘી ખાવાનું મળે તોજ અમૃત તુલ્ય સ્વાદિષ્ટ લાગે. કોઇએક મજુરને પાલખીમાં બેસાડી આખા શહેરમાં પરિભ્રમણ કરાવી લાવો અને પછી જુઓ કે તે મજુર કેટલો શ્રમિત થયેલો જણાય છે. પાલખી ઉંચકાયા પછી હજી કેટલું ફરવાનું હશે એવોજ તે વિચાર કરે છે. પાલખી રૂપી કેદખાનામાં બેઠા બેઠા એના પ્રાણ તડફડાટ કરી રહ્યા છે, અને તેના શરીરમાંથી પરસેવાના રેલેરેલા નીકળી રહે છે. વળી પણ એક વાત કહું તે સાંભળો. કોઇ એક જીલ્લાની સ્ત્રીઓ પોતાના ગામથી ચારેક માઇલ દૂર એક ગામની મોટી દુકાને મત્સ્ય વેચવાને ગઇ હતી. મત્સ્ય વેચ્યા પછી ઘર તરફ આવવા તૈયાર થઇ. શહેર છોડી એક બે માઇલ ખેતરોને રસ્તે આવતાં સંધ્યા સમય થયો. થોડીવારે રાત્રિ થઇ. અભ્યાસ પ્રમાણે ધીવર કન્યાઓને રસ્તામાંજ રાત્રી પડી પણ તેમને

જરાએ ભય લાગ્યો નહિ. થોડે વેગળે આવ્યાં ન આવ્યાં એટલામાં તો એકાએક વર્ષાદ વર્ષવા લાગ્યો. ઘોર અંધકારને લીધે ધીવર કન્યાઓને દિશાનું પણ વિસ્મરણ થયું. તેમને કઇ દિશામાં જવું તે સુઝયું નહિ. ભયથી તેમના પ્રાણ ચમકી ઉઠયા. છેવટે મહા કષ્ટે એક ગામના પાદરે પહોંચી. અહિ તેમણે એક બગિચો જોયો. તેમાં એક સુંદર બંગલો એમની દ્દષ્ટિએ પડયો. બહુ હિંમત રાખી આશ્રયહિન ધીવર કન્યાઓ બગિચામાં પ્રવેશ કર્યો. બાગ કોઈ ગૃહસ્થે આનંદ–વિહાર માટે બંધાવ્યો હતો. વર્ષાદ બંધ રહી ગયો. આકાશમાં ચંદ્રનો ઉદય થયો. મૃદુ મૃદુ પવન ફુંકાવા લાગ્યો. બગિચામાં વિવિધ જાતનાં પુષ્પો ખીલી રહ્યાં હતાં. જાઇ, જુઇ, ગુલાબ, ચંબેલી, મોગરો ઇત્યાદિ સુગંધીદાર પુષ્પોથી બગિચામાં સુગંધ પ્રસરી રહી હતી. વર્ષાદથી વધારે સુગંધ પ્રસરી. કારણ વર્ષાદથી પુષ્પમાં નવું જીવન આવ્યું અને તેઓ પ્રફુલ્લ થઇ વધારે પરિમલ ફેંકવા લાગ્યાં. બંગલાનો તેમજ બગિચાનો માલીક સજ્જન પુરૂષ હતો. ત્હેણે ધીવર કન્યાઓને આફતમાં ફસાયલી જોઇ આદરપૂર્વક બોલાવી બેસવાને આસન આપ્યું. એમના આહાર માટે તુરતજ વ્યવસ્થા કરી. આરસપહાણના પત્થરથી જડેલા આ બંગલાના બીજા માળના છજામાં નરમ રેશમી તળાઇઓ અને તે પર સફેદ ચંદની જેવી ધોળી ચાદરો પાથરી તે પર સુવાનું દરેક કન્યાને કહ્યું. શયનગૃહની ચારે દિશાએ ફુલનાં કુંડાં મુકવામાં આવ્યાં હતાં. પુષ્પની સુગંધથી આખો ખંડ મ્હેકી રહ્યો હતો. આઠે બાજુએથી શાખાઓ પ્રસારી રહેલું વળીઆરીનું વૃક્ષ, ખંડની એક બાજુએ આવી રહેલું હોવાથી ઘણીજ શોભા જણાતી હતી. ઝુમ્મરમાં દિવાઓ ઝગઝગ પ્રકાશી રહ્યા છે. આશ્રયદાતાની આજ્ઞાથી માછણો ત્યાં જઇ બિછાના પર સુતી; પરંતુ આશ્ચર્યની વાત એ છે કે આટલું સુખ છતાં તેમને નિદ્રા આવતી નથી. તેમના પ્રાણ આકળ–વિકળ થવા લાગ્યા. કોમળ સુખશય્યા તેમને કંટકમય લાગવા માંડી. પોતાનું છાણમાટીથી બાંધેલું ઘર મનમાં યાદ આવવા લાગ્યું. આ ઘર કરતાં માછણો પોતાનું તે ઘર સોથી ઉંચું સ્વર્ગ હોવાનું માનવા લાગી. અહો ! કેવો વિષમ દેખાવ ! તે બિચારીઓને પિડા તે કાંઇ એકજ છે ? મકાનની પિડા, પથારીની પિડા, વળી

બગિચાના પુષ્પની સુગંધ એમના નાકને કંટાળો આપવા લાગી ! આ પિડા તો તેમને મનથી બધી પિડા કરતાં વધી ! તેમના મનમાં તો એવુંજ થવા લાગ્યું કેઃ "બાપરે ! આવા નરકસ્થાનમાં ક્યાં આવી ચઢ્યાં? પુષ્પની સુગંધ–કે પછી દુર્ગંધથી એમને લાગ્યું કેઃ હમણાંજ આપણું મૃત્યુ થશે ! તે બધી ગાંડાની પેઠે ત્યાંથી ઉઠી શય્યા ત્યાગ કરી બગિચાની વચ્ચે આવી કોરી જમીન પર બેઠી, પણ પુષ્પ–ગંધે તેમનો પિછો છોડયો નહિ. તે તેમને વધારે હેરાન કરવા લાગી. જેમ જેમ સુગંધ આવે તેમ તેમ તે બિચારીઓ ગભરાઈ નાકે લુગડાં દેવા લાગી ! અને બગિચાના માલિકને ગાળો દેવા લાગી !" કૈલાસચંદ્ર ! તમે જાણતા તો હશો કે મત્સ્ય વેચવાના ટોપલામાં મત્સ્ય ઢાંકવાનું એકએક વસ્ત્ર રહે છે. એ વસ્ત્ર અતિશય દુર્ગંધથી ભરેલું હોય છે. જો આપણે તે સુંધીયે તો ક્ષણમાં આપણા પ્રાણ નીકળી જાય. પુષ્પગંધ નહિ સહન થવાથી માછણોએ પોતાના ટોપલામાંથી તે વસ્ત્ર કાઢી નાક આગળ દબાવી રાખ્યું અને જમીન પર પડી રહી, રાતે ઉજાગરો કરી મહા-કષ્ટે રાત વિતાડી–કહો કે પ્રાણ બચાવ્યા ! સજ્જન ગૃહ–સ્વામિની કૃપાથી તેઓ ઉપર ઉપકાર થયો હતો એ ખરૂં પરંતુ બીજે દિવસે પ્રાતઃકાળમાં તેને મળ્યા વગરજ માછલાનાં ટોપલા માથે લઈ બધી માછણો ન્હાસી છૂટી ! તેમણે કહ્યું : " ભગવાન ! તમને એક રીતે પ્રણામ કરીએ છીએ. આવી વિપદમાં પુનઃ નાંખશો નહિ ! ખેતરોના કાદવ કિચડમાં પડી રહેવું સારૂં પણ બગિચાને બીજે માળે ફુલની દુર્ગંધમાં સૂવું એતો પ્રાણ ગુમાવવા બરા-બરજ ! જો ટોપલામાંથી લુગડાંના કટકા ન મળ્યા હોત તો નક્કી જ્યારનાયે પ્રાણ ચાલ્યા ગયા હોત ! ભગવાન ! તમેજ રક્ષણ કર્યું છે. અમારા ઉપર હમેશાં કૃપા રાખજો." કૈલાસચંદ્ર ! આ વાતમાં અતિશયોક્તિ જણાશે પણ બનવા યોગ્યજ છે. એના મૂળમાં સત્ય અખંડ રીતે ભરાયલું છે."

કૈલાસઃ ( હાથ જોડી ) "આપ કૃપા કરી હજી પણ બોલો. આપના ઉપદેશામૃત સાંભળી હું મુગ્ધ થયો છું. મ્હને એ ઉપદેશ બહુ ગમે છે. મ્હારૂં જીવન સફળ થાય છે."

બ્રાહ્મણઃ "સાંભળ ! ઇચ્છા છે તો સંભળાવું છું. વિશુદ્ધ ઘૃત ઘણી

ઉપયોગી વસ્તુ છે. હવે તમે કોઇ એવો પણ ગૃહસ્થ જોયો હશે કે એ ઘીની ગંધ નાકમાં જતાંજ તેને સુગ લાગે છે અને વખતે ઉલટી પણ થઇ જાય છે. આ પ્રમાણે અનેક ઇતિર શ્રેણીના મનુષ્યો પણ ઘૃત મેળવેલી સામગ્રી ખાતાં મોઢું કટાણું કરે છે ! ઘી એ વસ્તુ સારી છે, છતાં એમ બનવાનું કારણ શું? અંતે એમજ કહેવું પડશે કે ઘી એ સારી અથવા માઠી એમાંથી કોઈ વસ્તુ નથી. સારૂં—નરસું એ સૌ હૃદયની ભાવનાઓ છે. એ સૌ અન્તરમાં છે. તમારી કઢી તીખી નથી, પેંડા મીઠાએ નથી. તમને જે વસ્તુ પ્રિય અને સ્વાદિષ્ટ લાગે તે બીજાને અપ્રિય અને ખરાબ લાગે છે. કેવળ માત્ર વ્યક્તિભેદવડે—ક્ષેત્રભેદવડે—વૃત્તિભેદવડે, કડવા—મીઠાનો ભેદ છે. સારી નઠારીનો ભેદ જણાય છે. કેમ કાંઇ સમજ પડે છે કે ? ”

કૈલાસ મૃદુસ્વરે કહેવા લાગ્યો: “ વિષય અક્ષરસઃ સમજવા શક્તિવાન નથી છતાં એટલો સાર જણાઇ આવે છે કે, એ બધું અભ્યાસનુંજ ફળ છે. અભ્યાસથીજ અસાધ્ય જણાતું સાધ્ય થાય છે. ”

બ્રાહ્મણ: “ વારૂ ! એજ કાયમ કરીએ. અભ્યાસને લીધે હોય અથવા અન્ય કોઈ કારણને લીધે હોય તો પણ પછીથી આ સંસારમાં મીઠું કડવું, સારૂં નઠારૂં, સુખ દુઃખ જેવું ભેદજ્ઞાન રહેતું નથી. વળી વિચાર કરો કેઃ તમે ઘણો યત્ન કરો, બહુજ શ્વાસ ઘુટો તો પણ પાણીમાં ત્રિશ સેંકડથી વધારે ડુબકી મારી શકોજ નહિ પણ એકાદ પાકો ડુબકી મારનાર બે મિનિટ સુધી ડુબકી મારી શકે છે. એક વટાણાપૂર અફીણ ખાવાથી તમારૂં મૃત્યુ થાય, પણ જેને અભ્યાસ છે તે હમેશાં અર્ધા રૂપિયાભાર કે તેથી પણ વધારે અફીણ ખાય તો તેટલું તેને હજમ થઇ શકે છે. ઉલટું જો તેને એટલું અફીણ મળે તો મરણજ પામે. કોઇ એક બાદશાહે તલભાર અફીણ ખાવાનો આરંભ કર્યો. એટલેથી ચઢતો ચઢતો તે સોપારી જેટલા અફીણ સુધી આવી પહોંચ્યો. એટલા અફીણની પ્રાણઘાતક જ્વાળાથી એને જરાએ કષ્ટ થતું નથી. જેને અભ્યાસ હોય છે, તે બે માળના ઘર પરથી પડતું મુકી શકે છે. છતાંયે તેના શરીરને જરા પણ ઇજા થતી નથી. પણ કોઇ માણસ કોઇની અડફટમાં આવી જતાં મૂર્છા ખાઇ પડે છે ! કોઇનાપર હજારો પ્રહાર પડવા છતાં તે તરફ તે જરાએ

ધ્યાન આપતો નથી અને કોઇને એકાદ કોમળ પુષ્પ વાગતાંજ ઉં–હું–ઉં–હું મુઓ–મુઓ–કરી પોક પાડે છે. આ સર્વે વાત સત્ય છે એમ તમને નથી લાગતું?"

કૈલાસઃ "સત્ય નહિ તો બીજું શું? એ કાંઇ મિથ્યા કલ્પના નથી. શબ્દે શબ્દ સત્ય છે."

બ્રાહ્મણઃ "ભાઇ! તમારો મૂળ પ્રશ્ન એ હતો કે; મ્હને પ્રહાર થવા છતાં પણ કષ્ટ કે તમારા ઉપર ક્રોધ કેમ ન થયો?" હવે સમજાયું હશે કે જેને અભ્યાસ છે ત્હેને ગમે તેટલા સખ્ત પ્રહાર કરવામાં આવે તો પણ તેને જરાએ કષ્ટ થતું નથી–એવા દારૂણ અને વિષમ આઘાત લક્ષ્યમાંજ રહેતા નથી. તમે જેને વિષમ આઘાત સમજો છો તેને બીજો માણસ ફૂલ-ચંદનરૂપ માને છે. સૂક્ષ્મ દૃષ્ટિએ જોવામાં આવે તો આઘાત જેવી કાંઇ વસ્તુજ નથી. પહેલાંજ આપણે જોયું છે કે કઢીમાં તીખાશ નથી, અને પેંડામાં મિષ્ટતા નથી. કેવળ લોકભેદવડે–વૃત્તિ ભેદવડે–તીખું કે મીઠું લાગે છે. પ્રહાર કરવો એ આઘાત નથી, તેમ પુષ્પ વૃષ્ટિ થાય એ આનંદ આપનાર નથી. આપણે કેવળ માત્ર મનથી માની લઇએ છીએ કે ફલાણું દુઃખદાયક છે અને ફલાણું આનંદદાયક છે. પણ જરા ઉંડા ઉતરી વિચાર કરશો તો શુદ્ધ તત્વ જરૂર તમારી સમજમાં આવશે."

કૈલાસઃ "એ વાતની સત્યતા થોડી થોડી સમજાય છે ખરી પણ પણ હજીએ મનનો સંશય દુર થતો નથી. જે કોઇ મલ, જવાન, લઠ્ઠ અથવા પટાબાજી ખેલનાર છે તેને તેવો અભ્યાસ છે. તેમનાં હાડકાં સખ્ત હોય છે, તેઓ હમેશાં મારામારીજ કરતા હોય છે. તેથીજ જો કદાચ લાત, મુક્કી, લાકડી કે લાતનો પ્રહાર કરવામાં આવે તો તેને કાંઇ કષ્ટ થતું નથી, પણ એવા માણસને જો હદ ઉપરાંત મારવામાં આવે તો ત્હેને શું કષ્ટ ન થાય?"

બ્રાહ્મણઃ—"જો એનાં હાડકાં સખ્ત હોય અને બહુજ અભ્યાસ હોય, તો ખુબ માર મારવાથી પણ એને કશુંજ લાગતું નથી. "વિશેષ" અભ્યાસના પ્રમાણમાં "વિશેષ" મારવામાં આવે તો ખાતરીથી કહું છું કે, તેને જરા પણ લાગશે નહિ. બન્ને "વિશેષત્વ" જો સમાન હશે તો તેને ક્રોધ કે કષ્ટ કશુંજ થવાનો સંભવ નથી."

કૈલાસઃ " વારૂ ! એ તો સમજાયું, પણ આપ તો કોઈ કુસ્તી ખેલનાર કે પટા રમનાર જુવાન નથી. ત્યારે પછી આપને મ્હેં ગળું પકડી સખ્ત ધક્કો માર્યો તો પણ આપ કેમ દિલગીર કેમ ન થયા ? "

બ્રાહ્મણે આ વખતે બન્ને ચક્ષુ ઉંચાં કરી કૈલાસના મુખ સામે જોઇ હસતાં હસતાં કહ્યું: " આ પ્રસંગે પાછી વાત ફેરવી ફેરવીને મ્હારા ઉપરજ લાવી મુકી ખરૂં ? હું અતિ ક્ષુદ્ર પ્રાણી છું. મ્હને બાદ કરીનેજ પ્રશ્ન કરવો. સારૂં, હું ધારૂં છું કે આપનો પ્રશ્ન આ પ્રમાણે છે. જે પુરૂષ વ્યાયામશીલ દૃઢ કાયાવાળો નથી એટલે જે કોમળ શરીરવાળો છે, ત્હેને કોઇ પ્રકારનો આઘાત લાગી શકે ? ઉત્તરમાં હું કહું છું કે: એવાને પણ ન લાગે. ગમે તેવું શરીર હોય તો પણ પ્રહાર લાગેજ એવું કાંઇ નથી. મ્હેં પહેલાંજ સૂક્ષ્મ તત્વમાં સમજાવ્યું છે કે: પ્રહાર જેવી કાંઇ વસ્તુજ નથી. જેવી પદ્ધતિનો—જેવા અભ્યાસનો મનુષ્ય તેવો પ્રહારનો આઘાત લાગે છે. જે પુરૂષમાં અભિમાન—દંભ નથી, જે જીવનમુક્ત છે, અને જે શરીરને આત્માથી પૃથક્ વસ્તુ જાણે છે, તેજ પરમ જ્ઞાનસંપન્ન મુનિ ઋષિઓ એવા હજારો પ્રહારોથી જરા પણ કષ્ટ પામતા નથી. તેમનું શારીરિક બળ ગમે તેવું હોય તો પણ તેમને પ્રહારની વેદના જણાતીજ નથી, એ વાત સત્ય છે. વસ્તુતઃ શરીર એ કોઈ વસ્તુ નથી એવો એનામાં દૃઢ વિશ્વાસ જન્મેલો હોય છે. બીજાના શરીરને લાકડીનો પ્રહાર કરતાં તે જેમ તમને વાગતી નથી, તેજ પ્રમાણે તેમનું શરીર તે કાંઇ તેમનું પોતાનું નથી, અને તેથીજ તે શરીર પર જો પ્રહાર કરવામાં આવે છે તો તેમને એ પ્રહાર લાગતોજ નથી. પછી લાકડી મારો કે તલવારનો ઘા કરો પણ એવા જીવનમુક્ત જ્ઞાનિને કશુંજ કષ્ટ થતું નથી, કારણ શરીરને તેઓ પોતાનું જાણતા નથી, પણ ફક્ત આત્મા એજ તેમની પોતાની વસ્તુ છે. આત્મા સાથે માંસ પિંડથી બનેલા જડ દેહનો કશો સંબંધ નથી."

કૈલાસઃ " ઘણોજ અપૂર્વ ઉપદેશ સાંભળ્યો. પરંતુ એ ગુઢ તત્વમાંનું કશું હૃદયગમ્ય થઇ શક્યું નથી."

બ્રાહ્મણઃ " એ મહાન દાર્શનિક વાત છે. એકદમ કેમ કરી સમજી

શકાય ? હવે થોડી સ્થૂલ સંબંધી વાત કહું તે પર ધ્યાન આપો. કોઈ બાજીગરને ઉંચે દોરડાં પર ચાલતાં તમે જોયો છો કે ? તરવારને જીભપર રાખી આમ તેમ હલન ચલન અને નૃત્ય કરતો કોઈ બાજીગરને દીઠો છે કે ? ઉંચે અદ્ધર ઉભો રહેલો કોઇને જોયો છે કે ? કહો જોઇએ, એ બધું કેવી રીતે થઇ શકે છે ? તમે કદાચ એવો ઉત્તર આપશો કે: એ તો તેના અભ્યાસનું તેમજ કસરતનું ફળ છે. વારૂ બીજી વાત પૂછું. કોઇ ઉર્ધ્વ બાહુ સાધુ—સન્યાસીને તમે જોયો છે કે ? કાશી ક્ષેત્રમાં પોષ માસની કડકડતી ટંડીમાં, કોઇ તપસ્વી સંન્યાસીને દશાશ્વમેધના ઘાટપર રાત્રી ગાળતાં જોયો છે કે ? પ્રચન્ડ ગ્રીષ્મ ઋતુમાં ચારે બાજુએ અગ્નિ પ્રકટાવી સૂર્ય સામે મુખ કરી બેઠેલા કોઈ મહાપુરૂષનાં તમે કદી દર્શન કર્યાં છે કે ?”

કૈલાસ: “કાંઇક જોયું છે, કાંઇક સાંભળ્યું છે.”

બ્રાહ્મણ: “જો ન જોયું હોય તો ચાલો મ્હારી સાથે. હું તમને પ્રત્યક્ષ બતાવીશ. ત્યાં આવી નજરે નજર જોતાં તુરતજ ખાતરી થશે કે એ બધું સંભવિત છે. જ્યારે આવી અલૌકિક વાતો સંભવિત છે ત્યારે એક લાકડીનો પ્રહાર વાગવાથી આઘાત ન થાય એ શું સંભવિત નથી ? શરીર જ્યારે અગ્નિ, શીત સહન કરી શકે છે ત્યારે એક શરીર લાકડીનો પ્રહાર શું સહન કરી ન શકે ? એક મહાત્માએ કહેલી શરીર સંબંધી બે પંક્તિઓ તમને યાદ નથી ? “શરીરનું નામ મહાશય છે. જેટલું એને સહન કરાવે એટલું એ સહન કરી શકે છે.” જેટલો એને અભ્યાસ કરાવીએ તેટલી તેને ટેવ પડે છે. શરીરને જેટલા પ્રમાણમાં વશ કરવામાં આવે છે તેટલા પ્રમાણમાં તે કામ આપે છે. શરીર સ્થૂલ, સૂક્ષ્મ, લઘુ, ગુરૂ જેવું કરવું હોય તેવું થઇ શકે છે. ઘણા ખેલોમાં જોયું છે કે: બાજીગર એક ન્હાના છિદ્રમાથી આખા શરીરને બહાર કાઢે છે. જેને વશ શરીર છે ત્હેને લાકડીનો એક પ્રહાર શું કરી શકે છે ? અહિં બળવાન કે દુર્બળની વાત નથી. દેહને જે મનુષ્યે જેટલા પ્રમાણમાં વશ કર્યો છે અર્થાત્ એ સંબંધી જે બળવાન છે તેને પ્રહારથી કોઇ પણ પ્રકારનું કષ્ટ થતું નથી.”

કૈલાસ: “દેહ એ આગમાં બળે નહિ અને જળમાં ડુબે નહિ એમ બને ખરૂં ?”

બ્રાહ્મણ: " ના ! જેને જેવી શિક્ષા, જેને જેટલો દેહ વશ. તેવા મનુષ્યનું શરીર અગ્નિથી દગ્ધ થતું નથી, અને પાણીમાં ડૂબતું નથી. તમારા દેહને કદાચ અગ્નિથી બાળી નાંખવામાં આવે તો પણ જેણે જ્ઞાન સંપાદન કર્યું છે તેને બળી ગયાનું ભાન થાયજ કયાંથી ! પહેલાંજ કહી ગયા છીએ કે હળાહળ–ઝેર–ખાવાથીયે મનુષ્યના શરીરમાં કશો ફેર પડતો નથી. દેહ નાશના સંબંધમાં આગ અને વિષ બન્ને એકજ છે. જ્યારે વિષપાન કરવાથી દેહનો નાશ થતો નથી તો પછી આગથી તે નાશ પામેજ કેમ ? "

કૈલાસઃ " હા–હા–સાંભળ્યું છે. સન્યાસીઓ શરીરે કોઈ એક વૃક્ષના મૂળનો રસ ચોપડી છાતીપર હોમ કરી શકે છે. છાતીપર પ્રચણ્ડ અગ્નિ બળે છે, છતાં તેને કશું દુઃખ થતું નથી. "

બ્રાહ્મણ: " બીજી વસ્તુને લીધે એવું કામ બનવાનો સંભવજ છે. લોહનું બખ્તર ધારણ કરીએ તો તરવારનો ઘા લાગતો નથી, પણ શરીરે એવી ઔષધી ચોપડયા સિવાય એ કામ બનવું અસંભવિત છે કે ? વિષ ભક્ષણથી માણસનું મરણ કેમ થતું નથી ? સોપારી જેટલું અફીણ ખાવાથી પણ મનુષ્ય કેમ મરતો નથી ? "

કૈલાસઃ " એ તો અભ્યાસ પરજ બધો આધાર છે. તલ તલ જેટલું અફીણ ખાતાં ખાતાં સોપારી–અરે ! તેથી પણ વધારે :એક લીંબુ જેટલું અફીણ લોકો ખાય છે, એ તો એવો અભ્યાસ પડી ગયેલો હોય છે. પરંતુ પાણી કે આગ વખતે એ દૃષ્ટાંત કેમ લાગુ પાડી શકાય ? નિત્ય થોડો થોડો વખત અભ્યાસ કરી છેવટે કોઇ એક કલાક સુધી પાણીમાં ડૂબકી મારી રહી શકે ખરો ? નિત્ય કોઈ થોડી થોડી અગ્નિજ્વાળા સહન કરતાં છેવટે દાવાનળમાં સ્વચ્છંદે બેસવાની હિંમત કરી શકે ખરો ? "

બ્રાહ્મણ: ( હસીને ) ' કૈલાસચંદ્ર ! શું એ કાંઈ બહુ વિકટ કામ જણાય છે ? સાક્ષાત્ સૂર્યના જેવા, તેજઃ પુંજ શરીરધારી, ઇશ્વરની પ્રતિકૃતિરૂપ યોગેશ્વર ઋષિઓને મનથી કોઇ પણ કામ અસમ્ભવિત નથી. સૂર્યદેવ કદી પણ અગ્નિથી ભસ્મીભૂત થશે ખરા કે ? વરૂણદેવ કદીએ જળમાં ડુબી શકે ખરા કે ! જે મહાપુરૂષનું તેજ અને શક્તિ સૂર્યના જેવી અથવા

સૂર્યથી પણ અધિક છે તે એક સામાન્ય દાવાનળથી દગ્ધ થશે ખરા કે? બાળકનો કોમળ હાથ એક સામાન્ય અગ્નિની ચિણગારીથી કષ્ટ પામે છે; પણ મ્હોટા માણસનો હાથ જાડા ચામડા જેવો કઠણ થઇ જવાથી, એક ધગધગતો અંગારો તે એક મિનિટ સુધી પોતાના હાથમાં રાખી શકે છે. જેનું તેજ અગ્નિથી પણ વધારે છે તે મનુષ્ય આગથી કેવી રીતે દગ્ધ થાય?"

કૈલાસ કાષ્ટના પુતળાની પેઠે સ્થિર થઇ ગયો. તે બ્રાહ્મણની અમૃત સમાન મિષ્ટ વાત ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. તેણે ધીમે ધીમે પુછ્યું: "જે મહાપુરૂષનો દેહ એવા દાવાનળથી દગ્ધ થાય નહિ તેમનું શરીર શું બહુજ ગરમ રહેતું હશે? અતિશય તપેલા લોખંડના જેવા તે દેહને સ્પર્શ કરતાં મ્હારે હાથે ફોલ્લા પડે ખરા કે?"

કૈલાસનું બોલવું સાંભળતાંજ બ્રાહ્મણ—હો—હો—કરી હસી પડયો; અને કહ્યું: "એમ કેમ બને? કાષ્ટને અગ્નિમાં મુકવાથી તે સહેલાઇથી બળી ભસ્મ થાય છે પણ સુવર્ણ સહજે ભસ્મ થાય છે ખરૂં કે? સુવર્ણમાં અંદરથી અતિશય અગ્નિ રહેલો હોવાથી તે સહેલાઇથી ભસ્મ થઇ શકતું નથી. બાકી સુવર્ણ સ્વાભાવિક રીતે કંઇ ગરમ નથી. યોગી મહાપુરૂષનું શરીર તેજ અને અગ્નિથી ભરેલું છે છતાં તેનાથી તેમનો દેહ દગ્ધ થતો નથી—એટલે ત્હેનો દેહ કાંઇ ગરમ થતો નથી—અને તે દેહના સ્પર્શથી બીજાના શરીરને ફોલ્લા પડતા નથી."

કૈલાસ: "બહુજ આશ્ચર્યની વાત."

બ્રાહ્મણ: "આશ્ચર્ય જેવું કાંઇજ નથી. આજે આપણો હિંદુ ધર્મ નષ્ટ પ્રાય થયો છે. હિંદુ જાતિ મરણ પ્રાય અવસ્થામાં પડી છે. જો અંતિમ કાળે ઇચ્છા થાય તો હજી પણ એવા બેચાર યોગિ મહાત્માઓના પ્રત્યક્ષ દર્શન કરી શકાય એમ છે. મને એવું લાગે છે કે: એવા મહાત્માઓ હવે સંસારમાં વિશેષ દિવસ રહેશે નહિ. દિવસો પૂરા થયા છે. હવે અંતર્ધાન થવાને વિલંબ નથી."

આટલું બોલતાં બોલતાં બ્રાહ્મણનો કંઠ રૂંધાઇ ગયો. આંખમાં જળ આવ્યું. શ્વાસોશ્વાસ ચાલવા માંડયો. શરીર કંપાયમાન થવા લાગ્યું. ભાંગ્યા

તુટયા શબ્દોમાં બ્રાહ્મણે પાછો બોલવાનો આરંભ કર્યો, "કૈલાસચંદ્ર ! હું તમને શાસ્ત્રની કથા શું સંભળાવું ? હું અબ્રાહ્મણ છું, અનધિકારી, ક્ષુદ્રથી પણ ક્ષુદ્ર છું. હું સંસારના સુખદુઃખને આધિન છું. મોહ–માયા પાશમાં બંધાયલો છું, તમને સમજાવવાની, જ્ઞાન આપવાની મ્હારામાં શક્તિ કેટલી ? હું જાતેજ અજ્ઞાની છું તોપછી તમને જ્ઞાનનો ઉપદેશ કેવી રીતે આપી શકું ? હું જાતેજ અંધ છું ત્યાં પછી અન્ય અંધ મનુષ્યને કેવી રીતે રસ્તો બતાવી શકું ? હું પોતેજ બોલવાની શક્તિ વિનાનો છું તોપછી બ્હેરાને સંગીત કેમ કરી સંભળાવી શકું ? આડુંઅવળું ગમે તેવું બોલી મ્હેં તમને મ્હારી સમજ પ્રમાણે મુખ્યવાત કહી છે. જે કાંઇ જાણું છું તે બધું કહેવાનો પ્રયત્ન કર્યો છે, પણ શાસ્ત્રનાં સિદ્ધાંતો લઇને તર્ક વિતર્ક કરવો નહિ."

કૈલાસઃ ( હાથ જોડીને ) "પ્રભુ ! આપના ઉપદેશથી મ્હને ઘણીજ શિખામણ મળી છે. મ્હારા પ્રશ્નનો મ્હને સદુત્તર મળ્યો છે. હું આપનો બહુજ ઉપકારી છું."

બ્રાહ્મણ ગંભીર સ્વરે કહેવા લાગ્યોઃ "કૈલાસચંદ્ર ! તમે હજી બાળક છો અને તેથીજ એવું બોલો છો. શ્રી હરિની કૃપા વિના,–એક ચિત્તે પરમાત્માનાં પવિત્ર ચરણયુગલમાં ધ્યાન રાખ્યા સિવાય–એ ગુઢ તત્વ સમજવાની કોઇનામાં શક્તિ નથી. આપ ઉચ્છૃંખલ, પાશ્ચાત્ય વિદ્યાવિભૂષિત બાળક છો. તમારાથી આપણા શાસ્ત્રનાં ગુઢ રહસ્યો કેવી રીતે સમજી શકાય ? કદાચ કહેવાની મ્હારામાં શક્તિ હોય તોપણ તમારા પાશ્ચાત્ય વિચારોને લીધે એટલું સમજવાની શક્તિનો તમારામાંથી લોપ થયો છે એટલે સમજાવવા છતાં પણ તમે કેવી રીતે સમજી શકશો ? બીજ ઉત્કૃષ્ટ હોવા છતાં પણ ખારી જમીનમાં ત્હેના અંકુર ફુટતા નથી. આ સ્થળે બીજ ઉત્કૃષ્ટ નથી તેમ ભૂમિ પણ સારી નથી એટલે અંકુર ન ફુટે એ ચોક્કસ છે. સત્ય કહું છું કેઃ તમે શાસ્ત્રનાં ગુઢ રહસ્યો સમજી શકશો નહિ. પ્રભુ સર્વેનું રક્ષણ કરો ! કહો ભાઇ ! એક વખત શ્રી હરિ કહો. જય હરિ ! જય પ્રભુ ! જય પ્રભુ !"

કૈલાસચંદ્રઃ "પ્રભુ મ્હને ક્ષમા કરો. મ્હેં અપરાધ કર્યો છે."

બ્રાહ્મણઃ "બાપુ ! અપરાધ તમારો નથી. યુગ ધર્મેજ વિચિત્ર થઇ

ગયો છે. હમણાનાં યુગ ધર્મથી માનવ જાતિ મોહિત થઈ છે! તેથી યુગધર્મનો અપરાધ છે. ચારે વર્ણની પ્રજાનો ધર્મ બદલાયો છે. તેમનાં કર્મ બદલાયાં છે. ત્યારે તેમને તેનાં ફળ ચાખવાં પડે છે! તેઓ દુઃખી દુઃખી થઈ રહ્યા છે!"

થોડી ક્ષણો બંન્નેજણ શાંત રહ્યા. થોડીવાર પછી ઉપકારના ભારથી દબાયલો કૈલાસ બે હાથ જોડી ભક્તિભાવથી કહેવા લાગ્યોઃ " હું ચપળ-સ્વભાવનો મૂઢ બાળક છું. મ્હારો અપરાધ આપ મનમાં લાવશો નહિ. મ્હારા પર જરા પણ ક્રોધ કરશો નહિ. મ્હારા મનનું ધૈર્ય હવે જતું રહ્યું છે. આપનાં વાક્યસુધાનું પાન કરી મ્હારૂં મન બહુજ વ્યાકુળ થયું છે. હું આપના ચરણનો હવે ત્યાગ કરી શકીશ નહિ. મ્હને અધમ જાણીને આપ મ્હારો ત્યાગ કરશો ના."

બ્રાહ્મણ હસી પડ્યો, અને કહેવા લાગ્યોઃ " શાસ્ત્રનું અધ્યયન કરવામાં તમે મન લગાડશો અને યોગ્ય બોધ કરનાર ગુરૂ શોધી કાઢશો તો ધીમે ધીમે તમે બધું સમજી શકશો. ઉપર ટપકેનું જ્ઞાન તમને કશું પણ ફળ કે લાભ આપશે નહિ. પ્રથમ અક્ષર જ્ઞાન, પછી ગ્રંથ પાઠ; પણ અક્ષર પરિચય વિના કદી ગ્રંથપાઠ થાય એવું સાંભળ્યું છે કે? ક, ખ, શિખ્યા વિના ગ્રંથો વંચાયજ નહિ."

કૈલાસનું મન બીજી દિશામાં હતું. તે વિચાર કરતો હતો કે, " જે મનુષ્ય યોગબળથી બળવાન છે, હેની પ્રકૃતિ શું શીત, ગ્રીષ્મ, અગ્નિ, જળ, ક્ષુધા કે તૃષામાં વિચલિત નહિ થતી હોય?" કૈલાસે પોતાની ગુંચ પોતેજ ઉકેલી. બ્રાહ્મણને ઉદ્દેશી કહેવા લાગ્યોઃ "સમજ્યો! સમજ્યો! અમારા એક ભાઈને ત્યાં એક વેળાએ સાંભળ્યું હતું કે એક ગૃહસ્થને ઘેર એક વખતે એક યોગી મહાત્મા પધાર્યા હતા. હેમને પરીક્ષા માટે પાંચ કલાક સુધી જળમાં ડુબાવી રાખ્યા હતા તો પણ તેમનું મરણ થયું નહોતું. પાણીમાં પ્રવેશ કરતી વખતે તેમની જેવી સ્થિતિ હતી તેવીજ બહાર નીકળ્યા પછી પણ હતી. તેમના મુખપર કોઈ જાતનો ફેરફાર જણાતો નહોતો. અંગારો ચાંપવામાં આવ્યો. શરીરપર જરા મેલું નાંખવામાં આવ્યું તો પણ એમણે એક શબ્દ પણ કહ્યો નહિ. તેમ તેમના મનમાં કષ્ટ થયું છે એવું પણ

જણાયું નહિ. આપની વાત સત્ય છે કે: "યોગી પુરૂષને કોઈ જાતનું કષ્ટ થતું નથી, પણ એ યોગ શું? એ સમાધિ શું? એ જાણવાની ઇચ્છા છે."

બ્રાહ્મણે કૈલાસને ગ્લાનિ પામતો જોઇ કહ્યું: "આપ સ્વસ્થ થાઓ! ધૈર્ય ધરો."

કૈલાસ: "પ્રભો! આપ મ્હને સ્પષ્ટ રીતે બધું સમજાવો તોજ મ્હારા પ્રાણ શીતળ થશે, નહિ તો મ્હારો આત્મા કષ્ટ પામશે. હું જીવી શકીશ નહિ."

બ્રાહ્મણ: "હું જેટલું સમજું છું તેટલું બધું મેં તમને ખુલ્લા દિલે કહ્યું છે—"

કૈલાસે વિચાર્યું કે: "ઉપર ટપકે જાણવામાં જ્યારે આટલું રહસ્ય જણાયું ત્યારે સૂક્ષ્મ તત્વમાં વળી કેટલુંએ આનંદદાયક પરમ સુખ આપનારૂં ગુઢ રહસ્ય હશે?" તેજ વખતે હિમ્મત બનેલો કૈલાસ બ્રાહ્મણને ચરણે પડી કહેવા લાગ્યો કે: "પ્રભુ! મ્હારો ત્યાગ કરશો ના. હવે મ્હારે ઉપર ટપકે જ્ઞાનની વાત સાંભળવી નથી. મહાન ગુઢ તત્વ શું છે તે આપ દયા કરી મ્હને સમજાવો, નહિ તો હું આપનાં ચરણ યુગલ છોડીશ નહિ.

સદાનંદ બ્રાહ્મણ હસતો હસતો કૈલાસનો હાથ ઝાલી ઉભો કરી કહેવા લાગ્યો: "આપ શાંત થાઓ. ચિત્તને વશ કરો. મનને વશમાં નહિ રાખો અને સ્થિર ભાવે એકાગ્ર ચિત્તે નહિ બેસો તો શાસ્ત્રની ઝીણી ઝીણી વાતો તમે કેવી રીતે સમજી શકશો? બેસો. સ્વસ્થ થઈ બેંચ પર બેસો."

કૈલાસ સ્વસ્થ ચિત્તે, પૂર્ણ શાંતિથી બેંચ પર જઇ બેઠો. રેલગાડી પૂર વેગમાં ચાલી જાય છે, એક પછી એક સ્ટેશનો ઝપાટાભેર મુકી લોહ—અશ્વ પુર વેગે દોડ્યો જાય છે. કૈલાસ વાત સાંભળવામાં મગ્ન હતો, ત્હેને ગાડીની ગતિનું જરાએ ભાન નહોતું. બ્રાહ્મણ હમેશાં વિચારમગ્ન રહેતો હતો તેથી ત્હેનો સમય જલ્દીથી પસાર થતો હતો, પણ સમય જો પસાર ન થતો હોય તો તે આપણા પેલા ગૃહસ્થ—ગુજરાતી રાજનો! ત્હેને મન હમણાં મ્હોટો દુ:સમય ઉપસ્થિત થયો હતો.

કૈલાસ અને બ્રાહ્મણની એકજ વિષયપર થતી વાતોથી ગૃહસ્થને બહુજ

કંટાળો છુટયો હતો. તે બેંચપર પડયો પડયો આમતેમ આળોટયા કરતો હતો અને મનમાં ને મનમાં બોલતો હતો કે: "આ બે માણસો કરે છે શું? બન્ને ગાંડા થયા છે કે શું? આંખમાં ઉંઘ કેમ આવતી નથી? જો આખી રાત્રિ આ પ્રમાણે બકબક કરશે તો પછી ઉપાય શો? બ્રાહ્મણને જરા થાક પણ લાગતો નથી તો? જો જરા થાકે અને ઉંઘે તો બેગમાંથી એક ઔંસ બ્રાન્ડિનો ડોઝ લઇ જરા સ્વસ્થ પણ થાઉં. શરદી બહુ પડે છે! પણ એ તો બડો બદમાશ લાગે છે. પાકો ઠગ અને લુચ્ચો જણાય છે. લાંબી મુસાફરીએ જવું છે તો પણ સુતો કે ઉંઘતો નથી. ઉલટો દાંત બહાર કાઢી હો–હો–હી–હી કરી હસ્યા કરે છે અને બકબક કર્યા કરે છે. કોણ જાણે ક્યાંથી જુનું પુરાણું પોથું કાઢી બબડયા કરે છે? કુલીન કુટુંબના બાળક કૈલાસનું સર્વનાશ કરવા બેઠો લાગે છે. ધુતારાએ બિચારાનું મગજ ખરાબ કરી નાંખવા માંડયું છે. કૈલાસ કને કાંઇ નગદ રૂપિયા હોવા જોઇએ. બદ-માસ જુગારી બ્રાહ્મણ ત્હેને પોતાના હાથમાં લઇ જાદુ મંત્રથી ફસાવીને કોઇ લાંબી મુસાફરીએ લઇ જશે. ત્યાં ધમકાવીને એનો બધો માલ લુંટી લેશે અને છેવટે જરૂર બિચારા કૈલાસને મારી નાંખશે! હવે કૈલાસને બચા-વવાનો ઉપાય શો?"

આપણા મહાબુદ્ધિશાળી ગૃહસ્થ આ પ્રમાણે ચિંતા–જ્વરથી દુર્બળ બનવા લાગ્યા અને બેંચ પર પડયા પડયા આમ તેમ આળોટવા લાગ્યા. તેમના જીવને જંપ નથી!

---

## પ્રકરણ ૧૦ મું.

### જ્ઞાનનો મહિમા.

દીપકની સ્થિર જ્યોતિની પેઠે બ્રાહ્મણ હમણાં નિશ્ચલ થઇને બેઠો છે. તે ધ્યાનમાં મગ્ન હોવાથી બાહ્ય જ્ઞાનનું તેને જરાએ ભાન નહોતું. તે અચલ, અટલ, સ્થિર, સ્તબ્ધ, હિમગિરિવત્ ગંભીર જણાતો હતો.

ક્ષણેક આ પ્રમાણે બેસી રહ્યા પછી ધીરે ધીરે, પોતાની મેળે કોઇ

ત્રાહિતને ઉદ્દેશી બ્રાહ્મણ બોલવા માંડયું: "ખરેખર એમ જ છે. સમસ્ત ઇંદ્રજાલિક વ્યાપાર છે. પૃથ્વી મિથ્યા, સર્વત્ર માયા-માયા-માયા! નથી, નથી, નથી! કૃષ્ણ તે એકજ સત્ય!"

આ પ્રમાણે કહેતાં કહેતાં ત્હેનું હૃદયદ્વાર ખુલી ગયું. ક્રમે ક્રમે આ પ્રમાણે અસંબંધ વાક્યો બોલવાનો આરંભ કર્યો. તે જરાયે અટકતો નથી. અન્યની નજરે બ્રાહ્મણ ગાંડો હોય એવું જ જણાવા લાગ્યું. તો પણ બ્રાહ્મણ કોઇ રીતે શાંત થયો નહિ. એણે ગુજરાતી વાત છોડી દઈ કાંઇક સંસ્કૃતમાં શ્લોકો ગાવા મંડયો. બ્રાહ્મણ બે હાથ જોડી પગે લાગી કહેવા લાગ્યો: નંદના નંદન શ્રીહરિ ભગવાને કહ્યું છે કે:—

**मात्रा स्पर्शास्तु कौन्तेय शीतोष्ण सुखदु:खदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥**
**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥**

કૈલાસચંદ્ર! સાંભળ! સુખદુઃખ એ કાંઈ આત્માને લાગતુંજ નથી. ખરૂં તત્વ જોઇએ તો જણાશે કે: સુખદુઃખ છે એવું જ્ઞાની પુરૂષો કદી પણ માનતાજ નથી. અહા! ભગવાને કહ્યું છે કે:—

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**

કૈલાસચંદ્ર! સાંભળો. એકાગ્ર ચિત્તે હું જે કાંઇ કહું તે ઉપર બરાબર ધ્યાન આપો. આત્માનો ધ્વંશ થતો નથી, ક્ષય થતો નથી, આત્મા અવિનાશી છે. આદિ અંત રહિત છે. આત્મા કદી વધતો નથી, તેમ ઘટતો નથી. તેમ કોઈ પણ વસ્તુમાં તે લુબ્ધ થતો નથી. મનુષ્યો જેમ જીર્ણ વસ્ત્રોનો ત્યાગ કરી નવાં વસ્ત્રો ધારણ કરે છે તેવી રીતે આત્મા પણ જીર્ણ દેહનો ત્યાગ કરી નવીન દેહ ધારણ કરે છે. એટલે એક દેહ છોડી બીજો દેહ ધારણ કરે છે. એને લોકો મૃત્યુના નામથી ઓળખે છે. જેમ જુનું વસ્ત્ર કાઢી નાંખી નવું પહેરતાં આપણા દેહને કશુંજ કષ્ટ થતું નથી, તેવીજ રીતે પૂર્વ દેહનો ત્યાગ કરી અન્ય જન્મમાં અન્યદેહ ગ્રહણ કરતી વખતે આત્મા કોઈ

રીતે બદલાઇ જતો નથી. કારણ આત્મા એજ એક માત્ર સત્ય પદાર્થ છે. આત્મા શસ્ત્રથી છેદાતો નથી, આગથી બળતો નથી, જળથી બુડતો કે પજતો નથી, અને વાયુથી શોષિત થતો નથી, આત્મા અછેદ્ય અદાહ્ય, અક્લેદ્ય તેમજ અશોષ્ય છે. દેહ, ઇંદ્રિય, મન ઇત્યાદિ જે કાંઇ છે તે સર્વે અનિત્ય—મિથ્યા છે—કેવળ એક માત્ર આત્મા સત્ય, નિત્ય અને સનાતન છે. ગિરિ, નદી, વૃક્ષ, વાડી, કૉચ, પલંગ, સોનું, રૂપુ, વસ્ત્ર, વૈભવ, વિષયભોગ, દ્રવ્ય, ગાડી, ઘોડા, એ સર્વમાંનું જે કાંઇ દેખાય છે એ બધું અમર નથી. વાસ્તવિક જોતાં સર્વે મિથ્યા છે. સમગ્ર સંસારમાં એ બધું માયાદ્વારા કલ્પિત છે.

**ब्रह्मादि तृणपर्यंतं मायाकल्पितं जगत् ।**
**सत्यमेकं परंब्रह्म विदित्वैवं सुखीभव ॥**

કૈલાસચંદ્ર ! સમજ્યો કે ?

કૈલાસે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ. બ્રાહ્મણના કથનમાં તે બિંદુ માત્ર સમજી શક્યો નહિ. કૈલાસને વિચાર થયો કે: “બ્રાહ્મણ એકાએક આવી ન સમજી શકાય એવી વાત કેમ કહેતા હશે ?” અજ્ઞાની મનુષ્યોને આવું જ્ઞાન કઠણ થઇ પડે છે. મનુષ્ય જે સમયે પોતાના પ્રિય વિષયનું ચિંતન કરે છે ત્યારે અન્ય વિષયો ભુલી જાય છે. કાવ્ય—નાટકમાં નાયકનાયિકાનાં વિરહ વર્ણન વાંચવાથી એનું ઉદાહરણ જણાઇ આવે છે. સખી, નાયિકાને સંબોધન કરે છે કે: “માધવીલતે ! વખત ઘણો થઇ ગયો છે. જમવાનું ક્યારનું તૈયાર થઇ ગયું છે. અનુમતિ હોય તો ભોજન—થાળ રસોયેણ અહિં લઇ આવે.” માધવીલતા પ્રેમીના વિરહમાં તલ્લીન થઇ હતી. ત્હેને બીજી ચિંતા નહતી. તેણે ઉત્તર આપ્યો: “હે સખી ! એ તે શું હશે વારૂ ? તે કુમુદિની કાંતને લાયક હું નથીજ ! એ મ્હને ગ્રહણ કરે કેમ ?” આ વખતે માધવીલતાનું હૃદય કુમુદિની કાન્તમય થઇ ગયું હતું. નાયક ત્હેને ગ્રહણ કરશે કે નહિ એ ચિન્તામાં તે લીન થઇ હતી. એજ કારણથી તે સખીના ભોજન સંબંધી શબ્દ સાંભળી શકી નહિ. એકાગ્ર ચિત્તે દર્શન સંબંધી પણ એવીજ ધારણા થઇ શકે છે. કૌરવ પાંડવની અસ્ત્ર વિદ્યાની પરીક્ષા કરવા, દ્રોણાચાર્યે કાષ્ટનું પક્ષી બનાવી વૃક્ષની એક શાખામાં ગોઠવ્યું. દ્રોણે પ્રથમ યુધિ-

ષ્ઠિરને પ્રશ્ન કર્યો: "બાણુવડે આ કાષ્ટનાં પક્ષીને વિંધી નાખ." યુધિષ્ઠિરે ધનુષ્યમાં શર ચઢાવ્યું. તે વખતે દ્રોણે પુછ્યું: "મ્હને કહે જોઉં કે આ વખતે તું કોને જોઇ શકે છે?" યુધિષ્ઠિરે કહ્યું: "વૃક્ષમાં પક્ષીને જોઉં છું, અને પૃથિવી પર આપને તેમજ મ્હારા સર્વ બંધુઓને જોઇ શકું છું." એ સાંભળી દ્રોણ ચીઢવાઈ ગયા અને ધનુષ્ય બાણ પાછાં લઈ વૃકોદર (ભીમસેન)ના હાથમાં આપ્યાં. બાણ ચઢાવતી વખતે દ્રોણે પાછો તેને તેજ પ્રશ્ન પુછ્યો. ઉત્તરમાં વૃકોદરે કહ્યું: "હું વૃક્ષના પાંદડાંને, શાખાઓને, આકાશમાં ઉડતાં પંખીઓને, ભાઇઓને તેમજ આપને સારી રીતે જોઇ શકું છું." એ સાંભળી દ્રોણ વધારે કોપાયમાન થઈ ગયા અને ભીમસેનના હાથમાંથી પણ ધનુષ્ય બાણ લઇ લીધાં અને એક પછી એક અન્ય શિષ્યોને આપી તેવોજ પ્રશ્ન કર્યો. બધાએ એકજ જવાબ આપ્યો. છેવટે દ્રોણે પોતાના અતિ પ્રિય શિષ્ય અર્જુનના હાથમાં ધનુષ્ય બાણ મુકી પુછ્યું: "તું શું જોઇ શકે છે?" અર્જુને કહ્યું: "વૃક્ષમાં બેસાડેલા કાષ્ટના પક્ષીનેજ હું જોઇ શકું છું. બીજું કંઇ પણ મ્હારી દૃષ્ટિએ જોવામાં આવતું નથી." દ્રોણે કહ્યું: "આ વખતે એ પક્ષીનું અંગ જોઇને કહે કે: તું શું દેખી શકે છે?" ઉત્તરમાં અર્જુને કહ્યું: "મહારાજ! હવે હું પુરૂં પક્ષી પણ જોઈ શકતો નથી. કેવળ માત્ર પક્ષીનું મસ્તક અને એની બે આંખોજ જોઇ શકું છું." દ્રોણે કહ્યું: "હજી બરાબર જો." અર્જુને કહ્યું: "હવે તો હું માત્ર પક્ષીનું ગળુંજ દેખી શકું છું." દ્રોણાચાર્યે તુર્તજ આનંદ પામી હુકમ આપ્યો કે: "હવે તું એ પક્ષીનું ગળું આ શરથી વિંધી નાખ." અર્જુને તત્ક્ષણાત્ પક્ષીનું ગળું વિંધી નાખ્યું. ઘણીજ આશ્ચર્યકારક શિક્ષા! અર્જુનના ચિત્તની એકાગ્રતા હોવાથીજ એ કાર્ય બન્યું. એનું નામજ એક ચિત્ત, એક મન અને એક પ્રાણ કહેવાય. ચિત્તની એકાગ્રતા સિવાય કોઇ પણ કાર્ય ઉત્તમરૂપે પરિપૂર્ણ થતું નથી."

બ્રાહ્મણ પણ એ પ્રમાણેજ એકાગ્ર ચિત્તે શાસ્ત્રકથા કહેતો હતો અને સંસારનું સારતત્વ વિચારતો હતો તેથીજ તેને બીજું કશું ભાન નહોતું. કૈલાસ મૂર્ખ શિરોમણી હતો તે વાત બ્રાહ્મણ ભૂલી ગયો હતો. તેથીજ બ્રાહ્મણ ઉપરા ઉપરી સંસ્કૃત શ્લોકો બોલી જતા હતા. તેને બિચારાને શી

ખબર કે: મ્હારા ઉપદેશનું શું પરિણામ આવશે ? બ્રાહ્મણના મનના વિચાર ભગવાન સિવાય અન્ય કોણ જાણી શકે ? પણ બનાવ તો એ પ્રમાણેજ બન્યો. કૈલાસને તત્ત્વજ્ઞાનનો પિપાસુ પરમપંડિત જાણી બ્રાહ્મણે ઉપદેશ કરવા માંડયો છે, પણ કૈલાસ તદ્દન સ્તબ્ધ હતો. તેના મુખમાંથી એક પણ વાક્ય નિકળી શક્તું નહોતું. તેમ બ્રાહ્મણને ઉત્તર ન આપવો એમ પણ બને તેવું નહોતું. છેવટે દુઃખી કૈલાસ બહુજ વિચાર કરી હાથ જોડી બ્હીતો બ્હીતો પુછવા લાગ્યો: "પ્રભુ ! મ્હારાથી કાંઈ સમજાયું નહિ. હું તદ્દન અજ્ઞાન છું. મ્હને બધું સરલ રીતે સમજાવો."

તેમ છતાં બ્રાહ્મણ તો પ્રથમની પેઠેંજ વિચારમાં–ધ્યાનમાં મગ્ન બન્યો હતો. તેમણે કહ્યું: "મહર્ષિ કપિલ દેવે કહ્યું છે કે:

**"अथ त्रिविध दुःखात्यन्त निवृत्तिरत्यन्त पुरुषार्थः"**

એટલે "ત્રિવિધ દુઃખથી તદ્દન નિવૃત્ત થઇએ તોજ મોક્ષ લાભ થાય છે." અધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક. એવાં ત્રણ પ્રકારનાં દુઃખોથી મનુષ્ય ગ્રસ્ત થયેલો હોય છે. અધ્યાત્મિક દુઃખ બે પ્રકારનું હોય છે. શારીરિક અને માનસિક. રોગાદિ કારણોએ લઇને જે દુઃખ થાય છે તેને શારીરિક દુઃખ કહેવામાં આવે છે, અને કામાદિ કારણોએ લઈ જે દુઃખ થાય છે એને માનસિક દુઃખ કહેવામાં આવે છે. વ્યાઘ્ર–ચોરાદિવડે જે દુઃખ થાય છે તેહને આધિભૌતિક કહેવામાં આવે છે, અને વાયુ, 'અગ્નિ,' વજ્રાઘાત, ભૂકંપ ઇત્યાદિદ્વારા જે દુઃખ ઉત્પન્ન થાય છે તેને આધિદૈવિક કહેવામાં આવે છે. એ ત્રણ દુઃખો ઉપરાંત મનુષ્યને બીજું એકે દુઃખ નથી. એ ત્રિવિધ દુઃખોથી જે પુરૂષ મુક્ત થયો છે તેજ મુક્તિ મેળવી શકે છે. એક રીતે કહી શકાય છે કે: ગાઢ નિદ્રાવસ્થામાં કશું દુઃખ થતું નથી, પરંતુ એ દુઃખની નિવૃત્તિ અનંતકાળ સુધી પહોંચતી નથી. પૂર્વે જે દુઃખ હતું તે નિદ્રા દુર થતાંજ પાછું ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે ગાઢ નિદ્રા વખતે જે દુઃખ દુર થયું હોય છે તે તદ્દન દુર થયેલું કહેવાય નહિ. દુઃખની નિવૃત્તિ તદ્દન શાથી થાય છે કહો જોઇએ ? શું ધનદ્વારા એ દુઃખ દુર થઇ શકે છે ખરૂં ? ના ! સાંભળ:

" अमृतत्वस्य नाशास्ति वित्तेनेत्यादि ॥ "

અર્થાતઃ ધનદ્વારા, ધનાદિ લૌકિક ઉપાયદ્વારા અમૃતત્વનો લાભ થાય એવી આશા રાખવી નહિ. બરાબર ચિત્ત દઇને સાંભળઃ—

હાથીના સ્નાનની પેઠે ધનાદિ એ દુઃખ નિવૃત્તિનું કારણ થઈ શકતું નથી. એક હાથીને સ્નાન કરાવો, તુરતજ તે પાછો ધુળથી પોતાના શરીરને મલિન કરે છે. એ સ્નાન હાથીના શરીરને સ્વચ્છ રાખવાના કારણરૂપ કદી થાયજ નહિ. એજ પ્રમાણે ધનાદિના ઉપાર્જનથી ચિરકાળ દુઃખની નિવૃત્તિ થતી નથી. વળી રોગ શોકાદિથી ઉત્પન્ન થતાં દુઃખોને દુર કરવાને માટે ધન ઉપયોગી થઇ પડતું નથી. હવે કદાચ એમ ધારો કેઃ ધનદ્વારા સર્વ પ્રકારનાં દુઃખો દૂર થઈ શકે છે તો એ ધન ઉપાર્જન કરવા માટે જેટલા વિશ્વાસઘાત અને જે જે કુકર્મો કરવાં પડે છે તે તો જરૂર દુઃખનાં કારણ થઇ પડશેજ. જે ધન ઉપાર્જન કરીને દુઃખ નિવૃત્તિ કરવાની ઇચ્છા રાખીએ છીએ તે ધનને ઉપાર્જન કરવામાંજ દુઃખ સહન કરવું પડે છે. અહો! મનુષ્યને કેવો ભ્રમ છે ! કૈલાસચંદ્ર ! કંઈ સમજ્યા કે ? "

કૈલાસ કાંઇજ બોલી શક્યો નહિ. કાષ્ટની કે પાષાણની મૂર્તિની પેઠ તે સ્થિર થઇ રહ્યો. સારૂં કે માઠું કશું તે સમજી શકયો નહિ, હિતકારક કે અહિતકારક પણ સમજી શકયો નહિ. કેવળ " હા " એટલું કહી બ્રાહ્મણની વાત શાંત ચિત્તે સાંભળતો હતો.

બ્રાહ્મણને નિવૃત્તિ નથી. તે તો સપાટાબંધ બોલ્યોજ જાય છે. "સૂક્ષ્મ દષ્ટિથી વિચાર કરતાં જણાશે કે, ધનાદિ તેમજ યાગાદિ એ બન્નેથી દુઃખની નિવૃત્તિ થતી નથી, તેવી રીતે કેવળ વૈદિક કર્મ યાગાદિ દ્વારા અત્યન્ત દુઃખની નિવૃત્તિ થઈ શકતી નથી. કેવળ એક માત્ર જ્ઞાનજ અત્યંત દુઃખની નિવૃત્તિ કરી શકે છે. અવિદ્યારૂપી દુઃખો દુર કરવા માટે જ્ઞાન એજ એક ઉત્તમ વસ્તુ છે. એવું પરમ જ્ઞાન પ્રાપ્ત થતાંજ ત્રિવિધ દુઃખો દુર થાય છે. સૂર્યોદય થતાં જેમ અંધકારનો નાશ થાય છે તેમ જ્ઞાનનો ઉદય થતાં માયા દુર થાય છે, અને માયાપાશનું છેદન થતાં અનન્ત સુખનો ઉદય થાય છે. ભગવાન મહાદેવે કહ્યું છે કેઃ—

" आत्मज्ञानमिदं देवि परं मोक्षैकसाधनं ॥ "

" હે દેવિ ! આત્મજ્ઞાન એજ માત્ર મોક્ષનું એક સાધન છે. " શંકરાચાર્યે કહ્યું છે કે:—

" बोधो हि को ? यस्तु विमुक्ति हेतुः "

" બોધ કયો ? જે મુક્તિના કારણરૂપ હોય તેજ બોધ. " શંકરાચાર્યે બીજો પણ કેવો સુંદર ઉપદેશ આપ્યો છે:—

आरुणनैव बोधेन पूर्वं तत्तिमिरे हते ।
तत आविर्भवेदात्मा स्वयं मेवांशु मानिव ॥

મનુ મહારાજે પણ કહ્યું છે કે: " તપસ્યા દ્વારા પાપાસક્તિ દુર થાય છે પણ એક માત્ર જ્ઞાનથીજ મુક્તિ લાભ થાય છે. સ્વયં ભગવાને અર્જુનને કહ્યું છે કે: " ઇશ્વરની ત્રિગુણી દૈવી માયા જીતવી એ અતિશય દુષ્કર કામ છે. પણ જેઓ કર્મ સન્યાસ ધારણ કરી કેવળ ઇશ્વરનેજ પ્રસન્ન કરે છે તેઓજ એ માયાથી ઉત્તીર્ણ થઇ શકે છે. ચાર પ્રકારનાં મનુષ્યો ઇશ્વરનું ભજન કરી શકે છે. (૧) ચોર, લુંટારા, વ્યાઘ્ર અને દરદથી પિડાતા મનુષ્યો. (૨) ધનની ઇચ્છાવાળો દરિદ્ર. (૩) તત્વજિજ્ઞાસુ. (૪) આત્મતત્વજ્ઞ. એ ચાર પ્રકારના ભક્તોમાં પણ આત્મતત્વજ્ઞ સૌથી મુખ્ય છે. જે પોતાના આત્માને ઇશ્વરના આત્મારૂપ ગણે છે તે ઇશ્વરનો પરમ પ્રિય ભક્ત છે. એજ વ્યક્તિ પરમ જ્ઞાની છે. કૈલાસચંદ્ર ! સાંભળ:

" वदन्तु शास्त्राणि यजन्तु देवान् कुर्वन्तु कर्माणि भजन्तु देवताः ।
आत्मैक बोधेन विनापि मुक्तिर्णसिध्यति ब्रह्मशतांतरेऽपि ॥ "

" સર્વે શાસ્ત્રની ઉત્તમરૂપે વ્યાખ્યાઓ કરો, દેવોને સારૂ યજ્ઞોના અનુષ્ઠાન કરો, કરવા યોગ કર્મો બધાંજ કરો, અથવા હમેશાં દેવોની ઉપાસના કરો તથાપિ જીવાત્મા અને પરમાત્માનું અભેદ જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય કદી પણ મુક્તિ પ્રાપ્ત થશે નહિ. " સાંભળો:

" आहार निद्रा भय मैथुनं च सामान्यमेतत् पशुभिर्नराणाम् ।
ज्ञानं नराणामधिकं विशेषो ज्ञानेनहिनाः पशुभिः समानाः ॥ "

" આહાર, નિદ્રા, ભય અને મૈથુન, એ મનુષ્ય અને પશુ સર્વે કોઇને

એક સરખું હોય છે, પણ જે દ્વારા મનુષ્યો સર્વ શ્રેષ્ઠ કહેવાય છે તે તો એક જ્ઞાનજ છે. અર્થાત્ મનુષ્યને જ્ઞાન હોવાથીજ તેઓ પશુ કરતાં શ્રેષ્ઠ કહેવાય છે. હરિ ! હરિ ! તેજ જ્ઞાન મેળવવા માટે તો આપણે કશો પ્રયત્ન કરતા નથી. આખું જગત્ ભ્રમરૂપ છે—મિથ્યા છે, અને એ ભ્રમ—એ મિથ્યાપણું દૂર કરવા માટેજ પરમ જ્ઞાનની જરૂર છે.

"यत्र विश्वमिदं भाति कल्पितं रज्जु सर्पवत् ।
आनंदः परमानंदः सबोधस्त्वं सुखीभव ॥"

"રજ્જુને સર્પ જાણી ભ્રમ થાય છે. વિશ્વ બ્રહ્માંડને આપણે સત્ય વસ્તુ જાણીએ છીએ, પણ વસ્તુગત જોતાં પૃથિવી એ મિથ્યા છે. તેનો એક દિવસ ધ્વંશ થવાનો છે. કૈલાસચંદ્ર ! જો તમને પરમ જ્ઞાનની પ્રાપ્તિ થશે તો તમને રોગ—શોકનું દુઃખ થશે નહિ. પૈસા વગરના હશો તો પણ કષ્ટ થશે નહિ. વાઘ, ચોર તમને કષ્ટ આપી શકશે નહિ, માથાપર વજ્ર પડવાથી તમને કષ્ટ થશે નહિ, તો પછી અસ્ત્રાઘાતથી કષ્ટ કેવી રીતે થશે ? કદી જો જીવનમુક્ત મનુષ્યના શરીરને શસ્ત્ર વડે કાપી બે કટકા કરી નાંખવામાં આવે તો પણ ત્હેને કોઈ પ્રકારનું કષ્ટ કે ક્રોધ થતો નથી. તે સ્થૂલ દેહનો ધ્વંશ થાય છે એ વાત ખરી પણ એ ધ્વંશથી એને કષ્ટ શું ? તે તો સુખ દુઃખ કે શોક હર્ષથી દૂર રહેલો પુરૂષ છે."

વળી થોડી વાર મૌન રહી બ્રાહ્મણ બોલવા લાગ્યોઃ "કૈલાસચંદ્ર ! પંચદશી કર્તાએ કહ્યું છે કેઃ—જે કાંઈ વસ્તુ આપણે દેખી શકીએ છીએ તે બધી નિદ્રામાં આવતા સ્વપ્ન પ્રમાણે ખોટી—અસત્ય છે. સ્વપ્ન સમયે જે દુર્ઘટ ઘટનાઓ આપણી દષ્ટિએ જણાય છે તે બધી જેમ ખોટી છે તેજ પ્રમાણે પરબ્રહ્મની આ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય પણ અવશ્ય મિથ્યા છે. સ્વપ્નમાં મનુષ્ય આકાશ માર્ગે ચાલ્યો જાય છે, પોતાનું મસ્તક છેદન થતાં જુવે છે, એક ક્ષણમાં સો વર્ષ પસાર થતાં અનુભવે છે અને સ્વપ્નમાં મૃત્યુ પામેલાં સ્ત્રી પુત્ર પરિવારને પુનઃ જીવતાં જોઈ શકે છે. સ્વપ્ન સમયના બનાવો વાસ્તવિક રીતે મિથ્યા હોવા છતાં પણ જોનાર સ્વપ્નના બનાવોને મિથ્યા જાણી શકતો નથી. તે તો સર્વને સત્યજ માને છે પણ નિદ્રાભંગ થયા

પછી જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે સ્વપ્ન એ મિથ્યા વસ્તુ હતી એવું તુરતજ ભાન થાય છે. માયાપાશથી બદ્ધ થયેલા મનુષ્યની એવીજ અવસ્થા હોય છે. જળ, વાયુ, મૃત્તિકા, મનુષ્ય, પશુ, પતંગ આદિ બધું મિથ્યા હોવા છતાં પણ માયાધિન સંસારી મનુષ્ય એ બધાંને સત્ય વસ્તુ તરીકે ઓળખે છે. કોઇને ધનવાન, કોઇને દરિદ્રી, કોઇને સાચો, કોઇને નઠારો એવો અનુભવ થાય છે. પરંતુ જ્યારે મનુષ્યની મોહ–નિદ્રા ભંગ થાય છે, માયાપાશથી તે મુક્ત થાય છે અને દિવ્ય જ્ઞાનની તેને પ્રાપ્તિ થાય છે ત્યારેજ તે જીવન મુક્ત મનુષ્ય, સમસ્ત સંસારને મિથ્યા જાણે છે અને ત્યાર પછીથી તેને કોઇ પણ સંસારિક કાર્યથી દુઃખ થતું નથી અને શોક કે દુઃખનો પછી તેને અનુભવ થતોજ નથી. કારણ સર્વ કાંઇ મિથ્યા છે એમ તે બરાબર સમજે છે. કૈલાસચંદ્ર! કલ્પના કર કે: સ્વપ્નમાં તું લુંટારાઓવડે ઘેરાઇ ગયો. અસ્ત્રાઘાતથી ત્હારૂં શરીર જર્જરિત થઇ ગયું. તમે સ્વપ્નાવસ્થામાં તમારો બચાવ કરવાને કેટલાયે પ્રયત્નો કર્યા. તમને કેટલુંયે કષ્ટ થયું; પરંતુ છેવટે જીવનમૃતવત્ થઇ ગયા, પરંતુ જ્યારે નિદ્રાનો ભંગ થયો ત્યારે તમને સ્વપ્નમાં જોયેલું સર્વ મિથ્યા હતું એમ સમજાયા વગર રહેશે નહિ. એ લૂંટારાની ટોળી મિથ્યા, તમને થયેલો શસ્ત્ર પ્રહાર મિથ્યા અને જે કષ્ટ થયું તે પણ મિથ્યા એવું તુરતજ ભાન થશે. માયા–કલ્પિત પૃથિવીમાં સંસારી જીવો હમેશાં જાગ્રત–સ્વપ્ન જુવે છે. તેથીજ તેમને રોગ–શોક, બંધન શસ્ત્રાઘાત ઇત્યાદિથી કષ્ટ થાય છે. પણ જેનો એવો જાગ્રત–સ્વપ્નરૂપી માયાનો મોહ છેદાયો છે, જેનામાંથી માયા અથવા અવિદ્યાનો નાશ થયો છે, જેને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા મનુષ્યને પછી કષ્ટ થાયજ ક્યાંથી? તીક્ષ્ણ હથિઆરદ્વારા ત્હેની છાતી ચીરી ત્યાં મીઠું છાંટવામાં આવે તોપણ તેને કશું કષ્ટજ થતું નથી. કૈલાસચંદ્ર! આ અસાર સંસારમાં સર્વ મિથ્યા છે. કેવળ તે એકજ સત્ય છે એમ ચોક્કસ માનવું; અને તે "એકજ સત્ય" જાણવા માટે માત્ર **જ્ઞાન, જ્ઞાન અને જ્ઞાનનીજ** જરૂર છે. એ ઘનશ્યામ, પદ્મ પલાસ લોચન, વનમાળા–વિભુષિત વ્રજવિહારી, શંખ, ચક્ર, ગદા પદ્મધારી યોગેશ્વર શ્રી કૃષ્ણ ભગવાનનાં ચરણ કમળનું ધ્યાન ધર્યા વિના, અધિકારી થઇ

ઉપાસના, અનુષ્ઠાન ઇત્યાદિક કર્મો કર્યા વિના આ સંસારમાં કેવળ જ્ઞાન લાભ થવાનો સંભવ છે કે? માત્ર તેજ એક સત્ય, નિત્ય, ઇશ્વરની અનન્ત–અપૂર્વ મૂર્તિને ખરા ભક્ત સિવાય કોઈ ઓળખી શકે એનો સંભવ છે ખરો કે? આ કલિકાળમાં એક માત્ર ભગવાનજ ભવસાગર તરી પાર ઉતરવા માટે નૌકારૂપ છે. કૈલાસચંદ્ર ! આપ ભાગવતનો અભ્યાસ કરો તો ઠીક, એમાં ઘણું અધ્યાત્મજ્ઞાન છે. બધું સમજવા યોગ્ય છે. કોઇ કોઇ વખત શ્રીમદ્ ભગવતગીતા વાંચો તો પણ સારૂં. ખરેખર એમાં જ્ઞાનનો ભંડાર છે. અહા ! એમાં કેવો અમૃતમય ઉપદેશ લખ્યો છે! ભાગવત અને ભગવદ્ગીતાનો અભ્યાસ કરવાથી મનુષ્ય જીવન મુક્ત થઇ શકે છે.”

જોત જોતામાં ગાડી આણંદ સ્ટેશને આવી પહોંચી. યાત્રાળુઓને આ સ્ટેશન પર ઘણી વાર ખોટી થવું પડે છે. અહિં ટીકીટો તપાસાય છે. કોઇ પાન બિડી ખરીદે છે, કોઇ મીઠાઈ લઈ ખાય છે, કોઇ ગાડીમાંથી પ્લેટફોર્મ પર ઉતરી આમ તેમ આંટા મારે છે, પણ બ્રાહ્મણ જરાએ વિશ્રામ લેતો જણાતો નથી. તે તો શ્રીમદ્ ભાગવતમાંથી વગર અટકે શ્રાવણની વારિધારા પ્રમાણે કેવળ સંસ્કૃત શ્લોક એક પછી એક ગાયાજ કરે છે. એટલામાં ટીકીટ કલેક્ટરે આવી કંપાર્ટમેન્ટનું બારણું ઉઘાડયું, તો પણ બ્રાહ્મણને ભાન રહ્યું નહિ, તેમ શ્લોક ભણવાના પણ બંધ કર્યા નહિ. મ્હોટા બાદશાહથી પણ અધિક રોફમાં આવેલા આપણા ટીકીટ કલેક્ટર સાહેબે ઇંગ્રેજીમાંજ કહેવા માંડયું: “ટીકીટ બતાવ.” એ અવાજ સાંભળતાંજ બ્રાહ્મણ ધ્યાન ભંગ થયો. ત્હેણે ઝટ દઇને ભાગવતના શ્લોક ગાવા બંધ કર્યા અને કૈલાસને પુછવા લાગ્યો કે: “હું ક્યા સ્ટેશને આવી પહોંચ્યો છું?”

કૈલાસ: “આણંદનું સ્ટેશન. આપણી ટીકીટ ક્યાં છે? ટીકીટ બતાવવી પડશે.”

પેલા દુર બેઠેલા ગૃહસ્થે પણ ધીમે રહીને પાકીટમાંથી ટીકીટ કાઢી બતાવી અને પોતાનો સરસામાન–બિછાનું–ટ્રંક–બેગ ઇત્યાદિ ઉત્તમ રૂપે બાંધવા લાગ્યો. સરસામાન પેક કર્યા પછી બારીમાંથી મસ્તક બહાર કાઢી: “મજુર મજુર” કરી બુમો પાડવા લાગ્યો.

બ્રાહ્મણ તેમજ કલાસની ટીકીટો ચૅક કરી ટીકીટ કલેક્ટર ત્યાંથી બીજે ડબ્બો ચેક કરવા ચાલ્યો ગયો. ગૃહસ્થે મજુર માટે વધારે બુમો પાડવા માંડી. એ જોઇ બ્રાહ્મણ ગૃહસ્થને પુછવા લાગ્યો, "આપ અહિંજ ઉતરવા ઇચ્છા રાખો છો ?"

ગૃહસ્થ: "હા, એમજ છે. આજે રાત્રે અમારા એક મીત્રને ત્યાં જઇશ અને જો મેળાપ નહિ થાય તો બીજી ગાડીમાં પાછો જઇશ."

બ્રાહ્મણ: "કેમ ? કેમ ? શું થયું ?"

ગૃહસ્થ: "બ્રહ્મદેવ ! આપ મ્હને ક્ષમા કરજો, પણ સત્ય કહ્યા વગર રહેવાતું નથી. ચોવીશે કલાક તમારા ધર્મની વાતો સાંભળી મ્હને ઘણોજ કંટાળો આવ્યો છે. મ્હારા કાન પણ હવે એ સાંભળવાની ના પાડે છે. જરા વાર વિશ્રામ લેવાનો પણ સમય નહિ. કેવળ માત્ર ધર્મ, ધર્મ અને ધર્મ ! મહારાજ ! માણસ આવી રીતે તો વગર મોતે મરી જાય. રિબાઇ રિબાઇને મરે !"

બ્રાહ્મણ સદાનંદ હસતા હસતા ઉઠી ઉભા થયા. તેઓ સમજી ગયા કે "ગૃહસ્થને મ્હારી શાસ્ત્ર કથા સાંભળી કંટાળો ચઢયો છે. ક્રોધે પણ ભરાયો છે." બ્રાહ્મણે ધીમે ધીમે તેની નજીક જઇ આદરપૂર્વક ગૃહસ્થનો હાથ ઝાલી કહ્યું: "મહાશય ! ક્રોધ કરશો નહિ. બેસો, બેસો, આ ક્ષુદ્ર બ્રાહ્મણ ઉપર ક્રોધ કરવાથી લાભ શો ?"

ગૃહસ્થ: "જ્યાં સુધી તમે ગુજરાતી ભાષામાં વાતો કરી ત્યાં સુધી તો જેમ તેમ સાંભળી સહન કર્યું પણ તમે જ્યારે ઉપરા ઉપરી સંસ્કૃત શ્લોકો બોલવા માંડયા. ત્યારે તે સાંભળી શકાય ખરા કે ? વારૂં મહારાજજી ! હું આજે અહિં ઉતરી પડીશ. આપ આજે જાઓ. હું કાલે આવીશ. જો મ્હને પહેલાંથી આવી ખબર હોત તો હું આપનો સંગાત કદીએ કરતજ નહિ ! રામ ! રામ ! હું તો ફસાયો."

બ્રાહ્મણ: (હસતો હસતો) "એવું કદી બને પણ ખરૂં કે ? આપ હવે મ્હને છોડીને જઈ શકો ખરા કે ? આપ જ્યાં જશો ત્યાં હું પણ તમારી પાછળ પાછળ જરૂર આવીશ."

એ સાંભળી કૈલાસ તેમજ ગૃહસ્થ બન્ને હસી પડયા. બ્રાહ્મણે આ વખતે ગૃહસ્થનો હાથ ઝાલી કહ્યું: "બેસો, બેસો, આવી અંધારી ઘોર રાત્રે જવાય ખરૂં કે ?"

ગૃહસ્થ: "મહારાજજી ! આપને સોગન છે, આપને પગે પડું છું. આપ મ્હારૂં રક્ષણ કરો. વારૂ ! તમારા કહેવાને માન આપી હું બેસી રહીશ, પણ તમને મહાદેવજીના સોગન છે જો હવે તમે સંસ્કૃતમાં કાંઈ પણ બોલો તો."

બ્રાહ્મણ જોરથી હા—હા—કરી હસી પડયો, હસતાં હસતાં બ્રાહ્મણે ગૃહસ્થનો હાથ ઝાલી કહ્યું: "વારૂ, વારૂ, ભાઈ તેમ કરીશ. પણ આપ નિશ્ચિંત થઇ બેસો."

આ સમયે એક બીજો બનાવ બન્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### નગેંદ્રની નોકરી !

સ્ટેશનપર મ્હોટો કોલાહોલ મચી રહ્યો હતો. વિશ ભોઇઓ પાંચ પાલખીઓ ઉંચકી ધીમે ધીમે ચાલતા હતા. તેમની સાથે દાસ-દાસી, સિપાઇ, બૉડીગાર્ડ પણ હતા, અને તેમની પાછળ મનુષ્યનું મ્હોટું ટોળું હતું. તુરતજ ત્રિશ હિંદુસ્થાની વૃદ્ધ, યુવક, બાલક સારાં સારાં આભુષણો સજી પ્લૅટફૉર્મપર આવતા દૃષ્ટિએ પડયા. છેવટે એક ત્રીજી મંડળી દેખાઇ. એ મંડળીની સન્મુખ હરિ નામની એક ધ્વજા ફરફરી રહી હતી. એટલામાં દર્શન કરતાં આનંદ થાય એવો એક ભવ્ય શરીરધારી પુરૂષ નજરે પડયો. ત્હેના બન્ને હાથ ઘુંટણ પર્યંત લાંબા, લોચન દીર્ઘ અને મનોહર હતાં. વદન ગંભીર પણ આનંદી હતું. બન્ને ભ્રમરો અપૂર્વ શોભા ધારણ કરી રહી હતી. ગળાનો બાંધો શંખ પ્રમાણે સુંદર દેખાતો હતો. છાતી ભરાવદાર પહોળી તેમજ મજબુત હતી. મુખ મંડળમાંથી ઉજ્વળ પ્રકાશ પ્રસરતો જણાતો હતો. માથાપર ફેંટો બાંધેલો હતો. પાટલુન પહેર્યું હતું. શરીરપર ચકચકિત સફેદ રેશમનો ક્ષત્રિયોને યોગ્ય એવો અંગરખો પહેર્યો હતો. એ ઉપરાંત સફેત કાશ્મીરી શાલ

ઓઢી હતી. પગમાં જરીથી ભરેલા જોડા હતા. ત્હેની આવી ગંભીર અને સૌમ્યમૂર્તિનું અવલોકન કરતાં મનમાં વિચાર થતો કે; "કોણ કહે છે કે ભારત આજે પણ નિઃક્ષત્રીય છે? કોણ કહે છે કેઃ ભારત આજે પણ વીરને જન્મ આપનાર નથી?" એ પરમ પુરૂષની પાછળ એક કોઇ ગુજરાતી હિંદુ નાગર ગૃહસ્થ હતો. નાગર ગૃહસ્થની ડાબી બાજુએ એક અંગ્રેજ હતો. તેજ સ્ટેશન માસ્તર. તેઓ નાગર ગૃહસ્થ સાથે મૃદુસ્વરે કાંઇક વાતો કરતા ચાલતા હતા. તેમની પાછળ બે બીજા વૃદ્ધ મનુષ્યો હતા. કંમરે લટકતી તલવાર અને હાથમાં તમંચો ઝાલી ચાર અંગરક્ષકો સાથે સાથે ચાલતા હતા. આ ત્રણ મંડળી માટે બે ખાનાં ફર્સ્ટ કલાસનાં, બે ખાનાં બીજી મંડળી સારૂ સેકંડ કલાસનાં અને ચાર ખાનાં ત્રીજી મંડળી સારૂ થર્ડ કલાસનાં રિઝર્વ્ડ કર્યાં હતાં. આ બધી મંડળીને આજે રાત્રિનીજ ગાડીમાં પશ્ચિમ દિશાએ રવાના થવાનું હતું.

એ બધાં કોણ હશે? ગાડીમાં બેઠેલાં હજારો મનુષ્યો હજારો પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યાં. કોઈ કહેઃ કાસ્મીરના રાજા છે. કોઇ કહેતું એ ન હોય. એ તો જયપુરાધિપતિ છે. કોઈ દ્વારા પડપુછ કરતાં ખબર પડી કેઃ કાસ્મીર કે જયપુર કોઇના નહિ પણ એ તો સિંધિયા સરકાર છે. કોઈ વળી કહેવા લાગ્યું કેઃ અરે! એ તો વડોદરાના સયાજીરાવ ગાયકવાડ મહારાજ છે. એમના સિવાય દેશી રાજ્યોમાં રાજા તરીકે સાદો પોષાક પહેરનાર બીજો કોણ છે? ઉચ્ચ હિમાલયના શીખરથી તે નીચેના પ્રદેશોમાં ઠેઠ શ્વેતબિંદુ રામેશ્વર પર્યંત, ડાબી બાજુએ સિંધુ નદીથી માંડીને પાર્વતિય ત્રિપુરા રાજ્ય પર્યંત ભારતના જેટલા રાજાઓ હતા તે બધાનાં ક્રમવાર એક પછી એક નામ બોલાયાં. જે રાજ્ય સંબંધી જે કાંઇ વાત જાણતા હોય તે એ સુંદર પુરૂષને ત્યાંનો રાજા ઠેરવી સિંહાસન પર પ્રતિષ્ઠિત કરતા! ભારતના સર્વ દેશી રાજાઓએ જરૂરથી ત્યાં તે રાત્રે ચક્કર ખાધેલું હોવું જોઇએ! ગમે તે હોય, પણ રાજા ધીમે ધીમે ગજેન્દ્ર ચાલે પ્લૅટફોર્મ ઉપર ચાલી રહ્યા છે. તેઓ એક સેકન્ડ કલાસના ડબ્બા આગળ જઇ ઉભા રહ્યા એ સમયે બ્રાહ્મણે હો–હો કરી હસી દીધું. ગૃહસ્થનો હાથ ઝાલીઃ "બેસો, બેસો," કહેવા લાગ્યો. આ

દ્રશ્ય જોઈ રાજા ઘણાજ આશ્ચર્ય પામ્યા અને વ્યગ્રભાવે કહેવા લાગ્યાઃ "શાસ્ત્રીજી ! આપ અહિં ક્યાંથી ? ક્યાં પધારો છો ?"

બ્રાહ્મણે તીવ્ર દૃષ્ટિથી રાજાના સામું જોયું. એક ક્ષણમાંજ રાજાએ જાતે ગાડીનું બારણું ઉઘાડ્યું, બ્રાહ્મણને હાથ જોડી પ્રણામ કર્યા અને બ્રાહ્મણના ચરણને સ્પર્શ કરી તે હાથ આંખે અડકાડ્યો. બ્રાહ્મણે રાજાને આશીર્વાદ આપ્યો અને કુશળ સમાચાર પુછ્યા. આ વ્યાપાર બધા ઉતારૂઓ એકી નજરે જોઈ રહ્યા. કોઈ વિસ્મય પામ્યું, કોઈ સ્તબ્ધ થયું અને કોઈ ઉંડા વિચારમાં પડી ગયું.

પણ સર્વેથી વધારે વિસ્મિત, વધારે સ્તંભિત અને વધારે બુદ્ધિહીન જો કોઈ થયું હોય તો તે આપણા પેલા ગૃહસ્થરાજ હતા !

ગૃહસ્થરાજ તે બીજા કોઈ નહિ પણ આપણા પૂર્વપરિચિત નગેન્દ્રલાલ, સીતાદેવીના ભાવિ ગૃહશિક્ષક, પ્રિય વાંચક ! એ વાત સ્મરણમાં છે કે ? ડેપ્યુટી રામચંદ્રની જ્યારે અમદાવાદ જીલ્લામાં બદલી થઈ ત્યારે નગેન્દ્ર સાથે તેમને પ્રથમ પરિચય થયો. ડેપ્યુટી રામચંદ્રને બાળપણથીજ નગેન્દ્રના પિતા સાથે મૈત્રી–બંધુભાવ હતો. રામચંદ્ર અમદાવાદ આવ્યા છે એ વાત સાંભળી કે તુરતજ નગેન્દ્રના પિતાએ તેને ડેપ્યુટી સાહેબ સાથે ઓળખાણ કરાવવા એક પત્ર લખ્યો હતો. આ વખતે નગેન્દ્ર અમદાવાદ કૉલેજમાં સીનીયર બી. એ. કલાસમાં અભ્યાસ કરતો હતો. વાતચિતમાં નગેન્દ્રનો સ્વભાવ ડેપ્યુટી સાહેબને ગમી ગયો હતો અને તે વખતથીજ નગેન્દ્ર માટે તેમના હૃદયમાં પ્રેમાંકુર ફુટ્યા હતા. આ વખતે રામચંદ્રના પિતા જીવતા હતા, તેથી સીતાદેવી તેમજ ચંદ્રપ્રભા હજી સુધી અમદાવાદ આવી રહ્યાં નહોતાં.

નગેન્દ્ર બી. એ. પાસ થયો. ત્યારે નગેન્દ્રના પિતાએ પુત્રને કોઈ સારી જગ્યાએ નોકરી અપાવવા માટે પોતાના સ્નેહી રામચંદ્રને એક લાંબો પત્ર લખ્યો હતો.

જે દેશમાં નૃપતિ રહેતા હતા તે દેશમાં રામચંદ્ર પૂર્વે છ માસ પર્યંત ડેપ્યુટીગિરિ કરવા ગયા હતા. જંગલ–પ્રદેશમાં ડેપ્યુટી સાહેબ સર્વ જન પુજિત દેવ સમાનજ ગણાતા ! તેથી રામચંદ્રપર રાજાનો વિશેષ પ્રેમ હતો.

રાજા પ્રતિ વર્ષે ગ્રીષ્મકાળમાં પોતાના ન્હાના મ્હોટા ઑફીસરો સાથે

મુંબાઇ આવી રહેતા હતા. એમ કરવાનો એમનો હેતુ એ હતો કે: ગવર્નમેન્ટ રાજ્ય–નીતિની કેટલીક પદ્ધતિ પોતાના ઓશીસરો શીખે અને પોતાના રાજ્યમાં સુધારો કરે. રામચંદ્ર પણ રાજાની મિત્રતા ચાલુ રાખવા મુંબઇ જતા. તેમ કરવાથી પોતાના સુધારક વડિલ બન્ધુદ્વારા કેટલોક ગુરૂપદેશ લેવાનું પણ ઠીક પડતું. ગુજરાતમાં સુધારક પંથ ચલાવવા કોઇ કોઇ વખત કલકત્તેથી ગુરૂદેવ પણ પધારતા. તેમના દર્શનનો પણ તેને લાભ થતો. એક પંથમાં બે કામ કરનાર રામચન્દ્ર ડેપ્યુટીના આનંદનો પાર નહોતો.

એક પ્રસંગે રાજાનો રામચંદ્ર સાથે એકાએક મુંબઇમાં મેળાપ થયો. રાજાએ કેટલીક વાતો કરી આદરમાન આપી કહ્યું: "મ્હારા દિવાન સારૂં અંગ્રેજી જાણતા નથી; રાજ્ય કચેરીમાં કોઈ ઉત્તમ અંગ્રેજી જાણનાર માણસ નથી. આજ કાલ સરકાર સાથે અમારે બધોજ પત્રવ્યવહાર અંગ્રેજીમાં કરવો પડે છે. કોઈ કોઈ વખત તો તારમાં ખબરો આપવી પડે છે. આપની ધ્યાનમાં કોઈ સારૂં ઇંગ્રેજી જાણનાર માણસ છે ?"

રામચંદ્ર: "ઘણુંજ સારૂં ઇંગ્રેજી જાણનાર એક માણસને હું ઓળખું છું. જેવો તે ઇંગ્રેજી વિદ્યામાં પારંગત છે તેવોજ તે સદ્‌વર્તનશીલ છે. જો પગાર વધારે આપવામાં ન આવે તો નોકરી કરવા કબૂલ થશે નહિ."

રાજા: "માત્ર તેને ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કરાવવા માટેજ તેને રાખવો છે એમ નથી, પણ મ્હારા પુત્રોને ઇંગ્રેજી અભ્યાસ કરાવવો છે. આજે હું વૉઇસરાય સાહેબ સાથે મુલાકાત લેવા ગયો હતો. સાહેબ બરાબર હિન્દી કે ગુજરાતી જાણતા નથી. તેથી ત્યાં એક દુભાષી સાહેબે આવી મ્હારી કહેવાની મતલબ વૉઇસરાયને સમજાવી અને સાહેબની મ્હને સમજાવી. છેવટે જ્યારે વૉઇસરાય સાહેબ પાસેથી ઉઠી જવાની રજા માગી ત્યારે સાહેબે હસતાં હસતાં કહ્યું કે: "આપના પુત્રોને રાજભાષા શીખવવાનો આરંભ કરો કે જેથી ઉભય પક્ષને વાર્તાલાપ કરતાં આટલું કષ્ટ પડે નહિ." તેથી કોઇ સારા ઇંગ્રેજી જાણનાર માટે હું આપને પુછું છું."

રામચંદ્ર: "માણસ બહુજ પાત્ર છે. પગાર શું આપશો ?"

રાજા: "રાજ્યની ઉપજ પ્રમાણે પગાર થોડોજ આપી શકાશે. માસિક

એકસો રૂપીયા આપીશું અને ખાવાપીવાની તેમજ રહેવાની વ્યવસ્થા રાજ્ય તરફથી કરી આપવામાં આવશે."

રામચંદ્રની વગથી નગેન્દ્રલાલને તો દેશી રાજ્યમાં નોકરી મળી. નોકરી મળી તેની પહેલાં એક માસ રામચંદ્રના પિતા નરહરી મૃત્યુ પામ્યા. પિતાનું અવસાન થવા છતાં રામચંદ્રની આંખમાંથી એક ટીપું પણ અશ્રુ પડ્યું નહિ. નગેન્દ્રે આ અવસરનો લાભ લઈ એક શ્લોક બનાવી કહ્યો હતો.

" विकारहेतौ सतिविक्रियन्ते येषां न चेतांसितएवधीराः ॥"

સુજ્ઞ વાંચકો એ વાત ભૂલ્યા નહિ હોય. નગેન્દ્રલાલની જન્મભૂમિ પાટણ હતી. પાંચ છ મહિનાને અંતરે નગેન્દ્રલાલ નોકરી પરથી થોડા દિવસની રજા લઇ ઘેર જતાં. અમદાવાદ ઉતરી ડેપ્યુટી સાહેબને ત્યાં પરભાર્યો જતો અને ત્યાં ફક્ત એક રાત્રિ વિશ્રામ કરી બીજે દિવસે સવારે પાટણ જતો. આ પ્રમાણે તે હરવખત આવ જા કરતો. ધીમે ધીમે સીતાદેવીનો વિદ્યાભ્યાસ આગળ વધ્યો ત્યારે એક વખત રામચંદ્રે પોતાની કન્યાની નગેન્દ્ર સાથે ઓળખાણ કરાવી. તેમણે નગેન્દ્ર સામું જોઇ કહ્યું: "નગેન્દ્રલાલ ! તમે મ્હારી સીતા સાથે કાંઈ વાર્તાલાપ કરો અને એને તપાસી જુઓ કે એનું જ્ઞાન કેટલું વધ્યું છે ?" નગેન્દ્રે ઉત્તરમાં: "વારૂ સાહેબ, તપાસીશ" એમ કહ્યું: સાંભળ્યું છે કે તે દિવસે નગેન્દ્ર પહેલીજ રાત્રિ રામચંદ્રના ગૃહમાં રહ્યો. એ સંબંધ વધવા પછી નગેન્દ્ર નોકરીપરથી ઘણી વખત અમદાવાદ આવ-જા કરવા લાગ્યો. ધીમે ધીમે એમ પણ થવા લાગ્યું કે: નગેન્દ્ર ઘેર જવાની રજા લઇ, સીતાદેવીના જ્ઞાનમાં કેટલી વૃદ્ધિ થઈ છે તે તપાસવાને બહાને પરભાર્યો રામચંદ્રને ત્યાંજ સાત આઠ દિવસ સુધી પડી રહેતો ! આવી રીતે હર વખતે રજા લઈ નગેન્દ્ર જતો હોવાથી રાજા તેનાપર જરા ક્રોધે ભરાયા તો પણ તેઓ એના ઇંગ્રેજી કામકાજથી સંતુષ્ટ હોવાથી એને કાંઈ કહેતા નહિ.

રાજા કોણ હતા તે કહી શકાય એમ નથી. કહેવાની જરૂર પણ નથી. હજી પણ એ રાજા જીવે છે. નામ લખવાથી વિના કારણે એવા સાધુ વૃત્તિ-વાળા રાજાનું હૃદય દુઃખાવાનો સંભવ છે. એ કારણથી રાજાના નામનો કે ત્હેના ગામનો ઉલ્લેખ કરવો અમને યોગ્ય લાગતું નથી. બનાવ સાચો છે.

અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ, વાંસદા, ધરમપુર, આટલાં નામ સંભળાવવાં ઉચિત જણાય છે.

રાજા પરમ હિંદુ હરિભક્ત છે. કાશી અને વૃંદાવનમાં એમનાં બંધાવેલાં દેવળ અને ધર્મશાળા તેની સાક્ષી પૂરે છે. વૃંદાવનના દેવળની બાજુમાં એક મ્હોટી અતિથિશાળા છે. સદાવ્રત માટે પણ એમણે ઘણાં તીર્થ ક્ષેત્રોમાં વ્યવસ્થા કરી છે. તેમની રાજધાની કાંઈ જંગલમય નથી. તોપણ રામચંદ્ર એ રાજ્યને હમેશાં જંગલી–રાજ્ય કહીનેજ સંબોધન કરે છે! કારણ એ છે કેઃ એ રાજ્યમાં ઇંગ્રેજી જાણનાર કોઇજ નથી. સો વર્ષ ઉપરની વાત! ગોટપીટ, સોટપીટ જે દેશમાં–જે રાજ્યમાં ન હોય ત્હેને આપણા ડેપ્યુટી સાહેબ ભયંકર જંગલી દેશ કહી સંબોધે છે!

રાજા સપરિવારે કારતક માસમાં કાશી ક્ષેત્રમાં તીર્થ ભ્રમણ કરવા ગયા હતા. મોડામાં મોડા પોષ માસમાં રાજ્યમાં પાછા ફરવાનું સર્વેને કહેતા ગયા હતા. પોતાના એક મિત્ર દેશી રાજા સાથે એમને ગાઢ સંબંધ હતો. પ્રત્યાગમન સમયે મિત્ર રાજા તરફથી નિમંત્રણ થયેલું હોવાથી બે દિવસ મ્હોટા માન સાથે ત્યાં ઉતર્યા હતા. આજ રાત્રે તેઓ પોતાના રાજ્યમાં પાછા ફરવાના હતા.

માતા, સ્ત્રી, પુત્ર, અને અન્ય મુખ્ય અમલદારો સાથે રાજા તીર્થ જવા નિકળ્યા, ત્યારે નગેન્દ્રને કહ્યું હતું કેઃ "મ્હારા પાછા આવતા સુધી તમારે રાજ્ય છોડી અન્યત્ર જવું નહિ. કોઇ પણ ઇંગ્રેજ અધિકારીનો પત્ર આવે તો તમને યોગ્ય લાગે તે પ્રમાણે ઉત્તર આપજો. જો મ્હને પુછવા જેવું હોય તો મ્હારા પર તે પત્ર મોકલવો ને હું તેને પરબાર્યો જવાબ આપીશ. કોઈ પણ જાતનો પત્રવહેવાર પડી રહે નહિ એ ખુબ ધ્યાનમાં રાખજો. તમે ચોવિશે કલાક રાજ્યમાંજ રહેજો અને બધી સુવ્યવસ્થા રાખજો."

આવી રાજાજ્ઞા હોવા છતાં પણ નગેન્દ્ર છુપી રીતે અમદાવાદ ગયો હતો. નગેન્દ્રે એવો વિચાર કર્યો હતો કેઃ "માત્ર બે દિવસમાં પાછો ફરીશ. તેમાં રાજા શું જાણશે?" તે વખતના રાજ્યના કામચલાઉ "પ્રધાન મંત્રી" ને ઉંધુંચત્તું સમજાવી નગેન્દ્ર શનીવારે ઘર તરફ જવા ગાડીમાં બેઠો, પણ

પાછા ફરતી વખતે એને બે દિવસને બદલે દશ દિવસ થયા !

એમ થવાનું કારણ શું ? બે માસ વીતવા છતાં પણ નગેન્દ્ર પર સીતાદેવીનો કાંઇજ પત્ર આવ્યો નહતો. કાર્તિક માસ પહેલાં એને સીતાદેવીનો કેવળ થોડાંજ વાક્ય લખેલો પત્ર મળ્યો હતો, તેમાં નીચે પ્રમાણે લખ્યું હતુંઃ

"આપના વિયોગે સીતાનું શરીર ઘણુંજ શુષ્ક બન્યું છે અને વિચાર કરતાં એમ લાગે છે કેઃ હવે આ શરીર વધુ વાર ટકે એવી આશા નથી ! આ અંતિમ કાળ વખતે પણ આપનાં દર્શન થશે કે કેમ એનો સંશયજ છે. મ્હારા ભાગ્યમાં છેલ્લી ઘડીએ આપનાં દર્શન કરવાનું લખાયલું નહિ હોય ! જીવનયાત્રા ટુંકી થઈ અને હૃદયની હજારો વાતો હૃદયમાંજ રહી ગઇ !"

સીતાદેવીના પત્રમાં સન, સંવત કે તારીખનું ઠેકાણું નહોતું. કઈ પોષ્ટ ઑફીસમાંથી પત્ર રવાના કરવામાં આવ્યો છે, તે જાણવા નગેન્દ્રે પાકીટ પરની છાપ જોઈ પણ પોસ્ટમેને અસ્પષ્ટ રીતે છાપેલું હોવાથી ગામ કે જીલ્લો કાંઈજ વાંચી શકાયું નહિ. છેવટે દુરબીન લાવી તે વડે બારીકાઇથી જોવા માંડયું પણ એમાંનો એક અક્ષર પણ ઉકેલી શક્યો નહિ. નગેન્દ્ર ઉંડા વિચાર-સાગરમાં પડી ગયો ! તે રાત્રે તેણે આહાર લીધો નહિ તેમ નિદ્રા પણ લીધી નહિ. પથારીમાં પડયા પડયા આખી રાત પાકીટની છાપ સામું જોયા કર્યું. બીજે દિવસે "શરીરને ઠીક નથી" એમ કહી રાજદરબારમાં ગયો નહિ. ખુરસી પર બેસી, મસ્તકને ટેબલ પર મુકી સુંમ જેવો ઘણી વાર પડી રહ્યો. ચૌદ પંદર વર્ષની સુંદર બાલિકા સીતાદેવીના પરવાળા સમાન અધરોષ્ટનું ધ્યાન ધરી તે પર વિચાર કરતો નગેન્દ્ર દીર્ઘ નિશ્વાસ નાંખવા લાગ્યો. સીતાદેવીની મનોહર મુખ-કાન્તિ હૃદયમાં લાવી આંખમાંથી અશ્રુ પાડવા લાગ્યો. વળી તેના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કેઃ જાણે મ્લાન મુખી, સૂરસુંદરી સીતા ત્હેની સ્હામે બે હાથ જોડી ઉભી રહી દીનભાવે કહે છે કેઃ "પ્રિય નગેન્દ્રનાથ ! આપ મ્હારા રામ છો. રામના વિયોગેજ સીતાની આ દશા થઈ છે."

એમાં નગેન્દ્રનો કાંઈ અપરાધ નથી. અવસ્ય સીતાદેવીમાં કાંઇ દૈવી શક્તિ તો છે. ત્હેના નયનમાં કોઈ અજબ પ્રકારનો જાદુ હતો. તેનામાં કોઇ

એવી અજબ શક્તિ હતી કે એના સમાગમમાં એકજ વાર આવનાર મનુષ્ય એને કદીએ ભૂલતું નહિ. અરે! તેનાથી દૂર થયા પછી પણ તે મનુષ્ય જાણે એનીજ સામે ઉભા રહી વાત કરતો હોય એવા ભણકારા વાગતા! જેણે એકજ વાર મૃદુ હસતી સીતાદેવીની વાતચિત સાંભળી હોય છે, ત્હેના સમજવામાં તુરતજ આવે છે કેઃ દીપકના પ્રકાશથી પતંગ કેમ ભસ્મ થાય છે? કમળમાં ભ્રમર કેમ પ્રાણ ગુમાવે છે?

શરદ્દના ચંદ્રનો નિર્મળ પ્રકાશ જોતાં પ્રત્યેકના મનમાં એવા વિચાર થાય છે કેઃ એ પ્રકાશ આપણી પોતાનીજ મિલ્કત છે, પણ ચંદ્ર કોઇનોજ નથી. તે યથા નિયમે આકાશપટમાં દર્શન આપે છે અને આખા જગતને સમભાવે પોતાનો પ્રકાશ આપે છે. એ આનંદનો ઉપભોગ સૌ પોતપોતાના કર્મ પ્રમાણે વધારે-ઓછો કરે છે.

નગેન્દ્ર હો કે દેવેન્દ્ર, મહેન્દ્ર હો કે ગુલેન્દ્ર હો અથવા રામ, શ્યામ, નવીન, પ્રવીણ ગમે તે ગૃહસ્થ હો પણ સ્વર્ગની દેવી સીતા કોઇનીજ નથી, તેમ છતાં દરેક ગૃહસ્થ સીતાદેવીને પોતાનીજ સંપત્તિ ધારતા! જાણે સરકારમાં તેને પ્રત્યેકે રજીસ્ટર કેમ કરાવી ન હોય! દરેકના મનમાં એવો દૃઢ વિશ્વાસ થયો છે કેઃ "પોતાના વિયોગે સીતાદેવી આ સંસારમાં વધારે જીવી શકશે નહિ!" આ બધી ઇંદ્રજાલિક વિદ્યા હતી! બાજીગરની નજરબંધી હતી! સીતાની "દૈવીમાયા દૂરત્યય પેઠે" હતું. વધારે તો શું પણ અપમાનિત, લાંછિત થવા છતાં પણ કૈલાસચંદ્રના મનમાં સીતાદેવી નિરપરાધિની ઠરી હતી. બધા દુષ્ટ લોક એકઠા થઇ ત્હેની પ્રાણ પ્રિય સીતાને તેઓ છીનવી લેવાનો પ્રયાસ કરે છે!

પરંતુ સીતા હજીએ તેનીજ છે. ઉષા સદાકાળ અનિરૂદ્ધની છે. કુમુદિની ચિર દીન કુમુદ બાંધવનીજ છે; તેમ સીતા પણ સદાએ નગેંદ્રનીજ છે. બાજીગરની બાજી હદ ઉપરાંત છે!

એ ગમે તેમ હોય પણ નગેન્દ્રલાલે તેજ દિવસે, છંદ ચોપાઇમાં એક **રજીસ્ટર** પત્ર કાદંદરીની પેઠે અલંકારિક ભાષામાં "**હા હતોઽસ્મિ! હા દગ્ધોઽસ્મિ!**" ઇત્યાદિ લખી ત્હેનાપર એના ઘરનું સરનામું કરી પોષ્ટમાં

નખાવ્યો. પત્ર રખડતો રખડતો ડેપ્યુટી સાહેબના હાથમાં અથડાઇ પાછો મુંબાઈ આવ્યો. અત્યારપહેલાંજ સીતાદેવી કેટલાક વખતથી શારીરિક ચિકિત્સા માટે મુંબાઇ આવી હતી, પણ કર્મયોગે પત્ર પહોંચતા પહેલાંજ તે મુંબાઈ છોડી હવા ફેર કરવા બીજા શહેર તરફ રવાના થઇ હતી. તેથી પત્ર રખડતો રઝળતો છેવટે પાછો મોકલનાર નગેન્દ્રને હાથ આવી ચઢ્યો !

કન્યાના નામનો પત્ર ફોડી વાંચવામાં પાશ્ચાત્ય નીતિ વિરૂદ્ધ ગણાતું હોવાથી, સીતાના નામનો પત્ર રામચંદ્રના હાથમાં આવ્યા છતાં તેણે તેને ફોડયા વગરજ મુંબઇ પાછો મોકલ્યો હતો ! પોતાની પ્રિય રમણીનો પત્ર રખડતો રખડતો પોતાનેજ પાછો મળ્યો એ જોઇ નગેન્દ્રને મન આકાશ તુટી પડવા જેટલું કષ્ટ થયું ! પ્રથમ વિચાર કર્યો કેઃ સીતા આ સંસારમાંથી સદાને માટે ચાલી ગઇ ? એ પ્રેમમયીએ વિચાર કર્યો હશે કેઃ "સંસાર—અરણ્યમાં હૃદય પૂર્વક પ્રેમ કરનાર કોઇજ નથી અને એજ વિચારથી એ સ્વર્ગીય સુંદરી પાછી સ્વર્ગમાં ચાલી ગઇ હશે." વળી ધૈર્ય ધારણ કરી એક ચિત્ત પત્રોપરની છાપો વાંચવા લાગ્યો. એક જગ્યાએ ડેપ્યુટી સાહેબે સ્વહસ્તે કાંઇ લખ્યું હતું તે વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે, "Redirect to Napean Sea Road. Malabar Hill. No—Bombay." આ લખાણ ધારી ધારીને વાંચવા લાગ્યો. તે છેવટે એવા નિર્ણયપર આવ્યો કેઃ "આ લખાણ ચોક્સ ડેપ્યુટી સાહેબના હસ્તે લખેલું છે, નહિ તો બીજું કોણ આવા સારા સુંદર અક્ષર અંગ્રેજીમાં લખી શકે ?" વળી વિચાર થયો કેઃ "જો સીતાએ સંસારનો ત્યાગ કર્યો હોય તો ખુદ ડેપ્યુટી સાહેબ આ પત્રને મુંબઇ Redirect કરેજ કેમ ?" છેવટે એવા નિશ્ચયપર આવ્યો કેઃ "સીતા મુંબઇમાં જરૂર હોવીજ જોઇએ. કદાચ જગ્યા ફેર બદલ કરી હશે."

આવા વિચાર કરી નગેન્દ્રે મુંબઇ પોતાના એક મિત્રપર પત્ર લખ્યોઃ "......નંબરના બંગલામાં રહેતા માણસો ક્યાં અને કેટલાક દિવસથી ગયા છે તે તપાસ કરી લખી જણાવશો તો જીંદગી સુધી આપનો ઉપકાર ભુલીશ નહિ." મિત્ર મુંબઇમાં પરીક્ષા આપવા આવ્યો હતો. તે મુંબઇથી તદ્દન અજાણ હતો. વધારામાં એનું લક્ષ્ય વાંચવામાં વધારે હતું. પરીક્ષાના સમ-

યમાં અભ્યાસ છોડી નંબર શોધવા જવું એ કેમ બને ? "આજે તપાસ કરીશ, કાલે જઇશ." એવા વિચારમાં ને વિચારમાં ચાર પાંચ દિવસ ચાલ્યા ગયા. એટલામાં નગેન્દ્ર તરફથી પ્રથમ પત્રના Reminder રૂપે બીજો પત્ર આવ્યો. તેમાં ઘણીજ ઉતાવળથી તપાસ કરવાનું લખ્યું હતું. મિત્રે અકળાઇ તપાસ શરૂ કરી. મુંબઈ જેવા વિશાળ શહેરમાં પહેલે દિવસે તો કોઇ ઠેકાણે પત્તોજ લાગ્યો નહિ. તેમ છતાં તેણે નગેન્દ્રને લખ્યું કે: "નંબરનું કાંઇક ઠેકાણું પડયું છે. બધી હકીકત બરાબર ચોક્કસ રીતે મેળવી પછી આપને સવિસ્તર લખી જણાવીશ." એક અઠવાડીયું પુરૂ થયું. એટલામાં નગેન્દ્રનો ત્રીજો તગાદો આવ્યો. આ વખતે મિત્રની પરીક્ષા ચાલતી હતી. ત્રીજા પત્રની ચાર દિવસ રાહ જોઇ પણ ઉત્તર નહિ મળવાથી નગેંદ્રે મિત્ર પર ટેલેગ્રામ કર્યો. ચોથે દિવસે પરિક્ષા પૂરી થતાંજ નગેન્દ્રનો મિત્ર સવારમાંજ નંબરવાળા ઘરની તપાસ કરવા બહાર નીકળી પડયો. ભુલમાં તે એક હોજલ પડદો પાળનાર મુસલમાન ગૃહસ્થના બંગલામાં ઘુસી ગયો. ત્યાં સિપાહીઓને હાથે કેટલોક માર ખાઈ, કેટલાક અપશબ્દો સાંભળી પાછો ફર્યો ! નગેન્દ્રને કાંઈ પણ ઉત્તર નહિ આપતાં તે મુંબઇ છોડી ઘર તરફ પાછો ફર્યો.

નગેન્દ્રને ઘણીજ ચટપટ થવા લાગી. રાજા રાજ્યમાં હાજર નહોતા. તેઓ પોતે તીર્થ ભ્રમણ કરવા બહાર ગામ ગયા હતા. હવે રાજ્યને સુનું મુકી જવાય પણ કેમ ? વધારામાં વળી રાજાએ જતી વખતે રાજ્ય છોડી બીજે કયાંય પણ નહિ જવાનો સખ્ત મનાઇ હુકમ કર્યો હતો. એ બધી બાબતોનો એક સામટો વિચાર કરી નગેન્દ્રને ઘણુંજ કષ્ટ થવા માંડયું. તે જ્ઞાનશૂન્ય થઈ એકદમ "મુખ્ય મંત્રી" પાસે ગયો અને કેટલીક છુપી વાતચિત કરી રાજાના મનાઇ હુકમ છતાં ઘેર જવા નીકળ્યો. વિચાર એવો હતો કે: બેજ દિવસ મુંબઇમાં રહી તપાસ કરી પાછો ફરીશ, પણ ઇશ્વરનો સંકેત જુદોજ હતો. તે એ બિચારો ક્યાંથી સમજી શકે ?

નગેન્દ્ર મુંબઇ શહેરમાં બધેજ ફરી વળ્યો, પણ કોઇ સ્થળે સીતાદેવીનો મેળાપ થયો નહિ તેમ એ ક્યાં છે એની કોઇએ ખબર પણ આપી નહિ ! "આજે જડશે, કાલે જડશે," એવી આશામાં ને આશામાં તપાસ કરતાં

કરતાં એક અઠવાડીયું પુરૂં થયું. છેવટે તે ડેપ્યુટી સાહેબને ત્યાં આવવા નીકળ્યો. અહિ એને ખબર પડી કેઃ "**સીતાદેવીનું** શરીર ઘણુંજ બગડી ગયું છે. તેથી મુંબઇમાં કેટલોક વખત હવા કરાવવા રહી પછી ત્યાંથી હવા ફેર માટે ઉત્તર-પશ્ચિમ યાત્રા કરવા ગઇ છે." એ સાંભળી નગેન્દ્રનાં ચક્ષુ ઠરી ગયાં. મુખમાંથી એક પણ શબ્દ બોલી શક્યો નહિ. ફક્ત નાકમાંથી દીર્ઘ નિશ્વાસ ધ્વનિ થવા લાગ્યો. આટલા પ્રયત્નને અંતે પણ રત્ન હાથ લાગ્યું નહિ તેથી હતાશ થઇ નગેન્દ્ર પાછો ફર્યો. સુરત સ્ટેશને સંધ્યાકાળે ગાડી થોભી. નગેન્દ્રનો ઉદ્દેશ નોકરીપર હાજર થવાનો હતો.

ખાસ જાણવા યોગ્ય તો એ છે કેઃ નગેન્દ્ર તેમજ કૈલાસ એક મહાવ્રતના ઉપાસક હતા—બન્ને સીતાદેવીના પ્રાણપ્રિય રામચંદ્ર બન્યા હતા—છતાં અન્યોઅન્ય કોઇને ઓળખતા નહોતા! ડેપ્યુટી સાહેબના ઘરમાં જૂદા જૂદા પ્રકારનાં ઘણાં માણસોની આવ જા થતી હતી. રાતા, કાળા, પીળા, એવા જૂદા જૂદા રંગ પ્રમાણે ન્હાના, મ્હોટા, મધ્યમ કદના—ઉંચા નીચા—સર્વ પ્રકારના બુદ્ધિહિન, બુદ્ધિશાળી, સ્વાર્થી, નિઃસ્વાર્થી, ઘણાં માણસોનો જમાવ થતો હતો. તેમની ગણત્રી શી રીતે થઇ શકે? સર્વ પોતપોતાના કાર્યમાં મસ્ત રહેતા એટલે કોણ કોને ઓળખે? તેમાં કૈલાસચંદ્રનો સમાગમ નવીન હતો. ચતુર આસક્ત નગેન્દ્રલાલ, કૈલાસ સામું જુવે શા માટે? વાત એ છે કે, કૈલાસે નવીન વ્રત ધારણ કર્યું હતું. તેમાં ઉદયની સાથે સાથેજ અસ્તનો આરંભ થયો. અંકુર ઉગતાંજ નષ્ટ થવા માંડ્યાં. એ અઠવાડીયાં નહિ થયાં હોય. ખીલ્યાં અને કરમાયાં. આ સમયે નગેન્દ્રલાલે નોકરી પરથી સ્વદેશ તરફ જવાનો આરંભ કર્યો નહિ હોય. તેથીજ તેમનો બન્નેનો પરસ્પર મેળાપ ક્યાંથી થાય? કૈલાસચંદ્ર એટલો બધો અપરિચિત હતો કેઃ પ્રથમથીજ નગેન્દ્ર એને સાહેબ ધારવા લાગ્યો. નગેન્દ્ર કૈલાસનો હજી અન્યોઅન્ય પરિચય થયો નથી, તેમ છતાં વાંચકોને તો બન્નેનો પરિચય થયેલોજ છે.



# પ્રકરણ ૧૩ મું.

## નગેન્દ્રની મૂર્છા !



એકાએક સ્હામું કદી વજ્ર પડયું હોત તોપણ નગેન્દ્ર આટલે ભયચકિત થાત નહિ. કદી આકાશ તૂટીને ભૂમંડળ પર પડયુ હોત અગર હિમાલય ઉડી જતો જોવામાં આવતો હોત તે પણ નગેન્દ્ર ભય પામત નહિ તેમજ તેનું શરીર કમ્પાયમાન થાત નહિ પરં રાજાને એકાએક પોતાની સ્હામે ઉભેલા જોઈ નગેન્દ્ર એકદમ થરથરવા લાગ્યે તે તદ્દન જીવનમૃત જેવો થઇ ગયો. તેના શરીરમાં પ્રસ્વેદ થઇ ગયો. મસ્ત કમાં તમ્મર આવવા લાગ્યાં, જીહ્વામાંથી રસ ઉડી ગયો. કંઠમાંથી બોલવાન શકિત હણાઈ ગઇ. મોઢેથી કશુંજ બોલી શકાયું નહિ. ફક્ત મનમાં ને મનમ કાંઇક ગણગણવા લાગ્યો. કોઇ સ્થળે સંતાવાની જગ્યા પણ નજરે પડ નહિ. રેલગાડી ! તું જરા થોભી જા કે નગેન્દ્ર ત્હેમાં કચડાઇ આત્મહત્ય કરે ! અથવા તો કાંઇ છુપાઇ જાય. ગાડી ! તું આઉટ–રેલ થઇ ઉંધી પડ જા, અથવા તું ભાંગીને ચૂરેચૂરા થઇ જા કે જેથી નગેન્દ્રને શાંતિ થાય કાળમુખી આગગાડી ! તું હમણાં ક્યાંથી આવી પહોંચી !

એમ. એ. પાસ કરવા છતાં પણ નગેન્દ્ર હજી બાળકજ હતો. એક રૂપિયાનો પગાર છતાં નગેન્દ્ર હજી અજ્ઞાન છોકરો ! ઈંગ્રેજીમાં કાર્ય કરવાન શક્તિ પ્રાપ્ત કરવા છતાં પણ નગેન્દ્ર પ્રત્યેક કાર્યોથી અજ્ઞાન ! ગભરાતાં ગભ રાતાં તેણે વિચાર કર્યો કેઃ–" વિલાયતી બન્નુસથી મ્હોં ઢાંકી દઉં કે જેથ રાજા મ્હને ઓળખી શકે નહિ." વળી વિચાર્યુંઃ " તેમ તો બનેજ નહિ ગાડીની બીજી બાજુએ જઇ બારીમાંથી ડોકું બહાર કાઢી રાખું તો રા મ્હને જોઇ શકશે નહિ."

મુખ ગાડીમાંથી બહાર કાઢયા પછી વળી નગેન્દ્ર મ્હોટી વિપદ આવી પડયો. ત્હેને મનમાં વિચાર થયોઃ " હાય ! જો મ્હને આ મોઢુ

ઇશ્વિરે ન આપ્યું હોત તો આજે કેટલો આનંદ થાત. મ્હારાં નાક કાન કાપી, માથું મુડાવી ઉપર વિભૂતિ કે બીજું એવુંજ કાંઇ કોઇ ચોપડી દે તો કેટલો આરામ અને આનંદ થાય? તેમ થવાથી તો રાજા મ્હને કદી પણ ઓળખી શકશે નહિ. અરે! વસુંધરામાં એવો કોઈ વિર સાહસિક યોદ્ધો આજે નથી કે જે મ્હારૂં એટલું કામ કરવા તૈયાર થાય?"

નગેન્દ્રલાલ આવા વિચારોથી દુઃખી થતો અસ્થિર ચિત્તે બેઠો હતો. અત્યાર સુધીમાં રાજાનું જરાએ લક્ષ્ય નગેન્દ્ર સામું નહોતું. તે તો એક ચિત્તે ભક્તિપૂર્વક પેલા બ્રાહ્મણ સાથે વાર્તાલાપ કર્યા કરતા હતા.

રાજાએ કહ્યું: "આજે મ્હારે મન મંગળમય પ્રભાત થયું. નહિ તો આપના જેવા સાધુ પુરૂષનાં દર્શન ક્યાંથી?"

બ્રાહ્મણે હસતાં હસતાં કહ્યું: "મંગળમય પ્રભાત આપનું નહિ પણ મ્હારૂં. બહુ દિવસથી સાત્વિક ભાવવાળું કોઈ મનુષ્ય જોયું નહોતું, આજે આપનામાં તે ભાવનાં પરિપૂર્ણ લક્ષણ જોયાં. આપ તીર્થયાત્રા કરી દેવાધિદેવ વિશ્વેશ્વર મહારાજના પાદપદ્મમાં પ્રણામ કરી સ્વગૃહે પાછા ફરો છો. આપનાં દર્શનથી મ્હને પુણ્ય પ્રાપ્ત થયું છે.

રાજાઃ (વિસ્મય થઇ) "હું એ સ્થળેજ ગયો હતો એ ખબર આપે શી રીતે જાણી?"

બ્રાહ્મણ: (હસતા હસતા) "ઉત્તમ પુરૂષો ક્યાં ક્યાં જાય છે અને શું શું કરે છે ત્હેની હું બરાબર તપાસ રાખું છું. તો પણ આપ આ સમયે પાછા ફરશો તે હું જાણતો નહોતો. સાંભળ્યું છે કેઃ કાશીક્ષેત્રમાં એક માસ રહ્યા પછી આપ શ્રી અંબાજી માતાનાં દર્શને જવાના છો."

રાજાઃ "ભાગ્યમાં જો લખાયું ન હોય તો તીર્થ-દર્શનનો વિચાર કરવા છતાં પણ તેમ થતુંજ નથી. શ્રી અંબાજી જવા સારૂ બધી તૈયારીઓ કરી હતી, પણ એકાએક એવી ખબર સાંભળી છે કેઃ વૉઇસરાય સાહેબ માઘ માસમાં મ્હારા રાજ્યમાં શિકારાર્થે આવવાના છે. શિકારમાં તેમની સાથે સાથે મ્હારે પણ જવું પડશે. હાથી, ઘોડા, ઉંટ, તંબુ ઇત્યાદિ સર્વ જરૂરી વસ્તુઓ સાથે લઇ જવાનો બંદોબસ્ત કરવો પડશે. એ વ્યવસ્થા કરવા માટે

મ્હારે એકાએક રાજધાની તરફ પાછાં ફરવું પડયું છે. આપના સસરાએ પેલા અંગ્રેજી જાણનાર ગૃહસ્થની મ્હને સુપ્રત કરી હતી અને જેને મ્હેં મ્હારા રાજ્યમાં માસીક સોના પગારથી રાખ્યા હતા તે આજ આઠ દશ દિવસથી રાજ્યમાંથી કાંઇક બહારગામ ગયાની આજેજ ખબર મળી. ક્યાં ગયા છે તે કોઈ પણ જાણતું નથી. નગેન્દ્રને હું સુશીલ અને શાંત ધારતો હતો પણ હવે ખબર પડી કેઃ એ ખરેખરો વિશ્વાસઘાતક છે. મૂર્ખ છે, અજ્ઞાન છે, છીછરો છે. રાજ્યમાંથી પ્રયાણ કરતી વખતે મ્હેં એને ખાસ રાજ્ય છોડી કોઇ પણ ગામ—મ્હારા પાછા ફરતાં સુધી—નહિ જવાનું કહ્યું હતું છતાં એણે તે હુકમની અવગણના કરી ! વગર રજાએ કોણ જાણે ક્યાં ગયો છે ? પંડિતજી ! સંસાર તરવો એ મહા વિકટ કામ છે. આજકાલ વૉઇસરોય સાહેબ તરફથી કેટલા પત્રો, કેટલા તાર આવે છે, પણ એ બધાના બરાબર પ્રત્યુત્તર કોઇથી આપી શકાતા નથી. આપ જાણો છો કેઃ હું કોઇ સારા ગુજરાતીની તપાસમાં હતો, તેવો મળ્યો પણ ખરો, પણ આપના શ્વસુરે શોધી શોધીને મ્હને એવો અસત્ય અને વિશ્વાસઘાતી માણસ કેમ આપ્યો ? ”

એ સાંભળી નગેન્દ્રલાલ “ ત્રાહિ મધુસૂદન ” કહી મનમાંજ બળવા લાગ્યો. હાય હાય ! શું થયું ? શું થયું ? આ વખતે જાણે એક સહસ્ત્ર વિંછીએ સામટા ડંખ માર્યા હોય એવી તેને વેદના થવા લાગી. “ઓ જોયો ! ઓ પકડયો ! અરે મુવો ! ” એવા ભણકારા તેના કાનમાં વાગવા લાગ્યા. નગેન્દ્રલાલના મનમાં આવ્યું કેઃ “ રાજા ભયંકર મૂર્તિ ધારણ કરી હુંકારો કરતો ડોળા ઘુરકાવતો પોતાને પકડવા આવે છે. એ જેટલે દુર ગયો છે તેટલે દૂર રાજા સિંહની પેઠે છલંગ મારી પાછળ આવી પહોંચ્યો છે.” જે બાજુએ પોતાનાં ચક્ષુ ફેરવે છે તે બાજુએ રાજાની ભીષણ સિંહ મૂર્તિ તેને દેખાવા લાગી ! નગેન્દ્રની ચારે બાજુઓ તેને મનથી જાણે સિંહમય થઇ ઉઠી. ભયથી નગેન્દ્રે પોતાનાં બન્ને ચક્ષુ બંધ કર્યાં. તો પણ રાજા રૂપી સિંહની રાક્ષસી મૂર્ત્તિ દૂર ગઇ નહિ. બંધ આંખોએ પણ તે ભયંકર મૂર્ત્તિનાં દર્શન કરવા લાગ્યો ! તેનું હૃદય બોલતું કેઃ “ઓ ખાધો, ઓ લીધો ! ઓ માર્યો ! ઓ પકડયો ! હાય ! બાપ !”

રાજાએ બ્રાહ્મણને કહ્યું : "આપના સસરા તરફથી ઘણા સમયથી કાંઈ સમાચાર નથી. રામચંદ્રભાઈ હજી પણ અમદાવાદમાં ડેપ્યુટીગિરિ પરજ છે કે ?"

કૈલાસ લાકડાના જડ પુતળાની પેઠે શાંતપણે રાજા અને બ્રાહ્મણનો વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. રાજાની વાત પરથી કૈલાસને એમ સમજાયું કે: "સીતાદેવીના પિતા રામચંદ્ર ડેપ્યુટી તે આ બ્રાહ્મણના સસરા થાય." એવું જાણતાં ટગર ટગર બ્રાહ્મણના સામું જોવા લાગ્યો. કૈલાસ જરા ખું-ખારો ખાઇ રાજા અને બ્રાહ્મણની વાતો સાંભળવા લાગ્યો. બ્રાહ્મણે રાજાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં કહ્યું: "ના, હાલમાં ઘણું કરી તેઓ અમદાવાદમાં નથી. સાંભળ્યું છે કે, તેમણે હાલમાં રજા લીધી છે. દિવસો ઘણા થયા છે એટલે કદાચ રજા પરથી આવી પણ ગયા હોય."

કૈલાસના કપાળ પર પ્રસ્વેદનાં બિંદુઓ દેખાવા લાગ્યાં. હજારો તર્ક-વિતર્ક થવા લાગ્યા. શરીરની શક્તિ હણાઇ ગઇ હોય એમ એને લાગવા માંડયું. બીજી બાજુએ નગેન્દ્રલાલ પોતાનાજ વિચારોની બનાવેલી જાળમાં પોતેજ પછડાવા લાગ્યો—ફસાયો ! રાજા અને બ્રાહ્મણની પહેલી વાતચિતમાં રામચંદ્ર ડેપ્યુટીના નામ તરફ પ્રથમ ત્હેનું લક્ષ્ય નહોતું. ધીમે ધીમે એ શબ્દે તેના હૃદયમાં ઘર કર્યું. ડેપ્યુટી રામચંદ્ર તેજ એ બ્રાહ્મણના સસરા, એ સાં-ભળી તેના મસ્તક પર એકાએક વિજળી પડી હોય તેવો ઝાટકો લાગ્યો, અને એ વિધુતના પ્રભાવ વડેજ નગેન્દ્રનું આખું શરીર કંપી ઉઠયું ! વિકારી રોગીની નાડી જેમ છિન્ન ભિન્ન થઇને ગમે તેમ ચાલે તેમ નગેન્દ્રની નાડીમાં થવા લાગ્યું ! અત્યાર પહેલાં નગેન્દ્ર રાજાને સિંહ રૂપે દેખતો હતો, હવે બ્રાહ્મણને પણ વાઘ જેવો દેખવા લાગ્યો. સામેથી એકીવખતે સિંહ અને વાઘને પોતાના પર આક્રમણ કરતા જોઇ, નગેન્દ્ર એકદમ ઉચ્ચ સ્વરે વારં-વાર "બાપરે ! બાપરે ! બાપરે !" કહેતો મૂર્છા ખાઇ બેંચ પરથી નીચે ગબડી પડયો !

મ્હોટો શબ્દ સાંભળી બધાંજ ચમકી ઉઠયાં. બ્રાહ્મણે એકાએક પોતાના આસન પરથી ઉઠી નગેન્દ્રને પોતાના ખોળામાં લીધો અને ઉંચકીને બેંચ પર

પાથરેલા બિછાના પર સુવાડ્યો. તુરતજ રાજાના સામું જોઈ થોડું જળ મંગાવવાનું કહ્યું. રાજાએ એકવાર "જળ લાવો." કહેતામાં આઠ દશ માણસો "જળ જળ" કરી ઉઠયાં. સ્વયં સ્ટેશન માસ્તરે "પાણી, પાણી" કહી મ્હોટી બુમ પાડી. દોડાદોડ કરતાં આઠ દશ માણસો જુદા જુદા પાત્રમાં જળ લાવી હાજર થયાં. બ્રાહ્મણે જળ લઇ થોડું થોડું નગેન્દ્રના માથા પર, કપાળ પર, આંખો પર અને મ્હોં પર છાંટવા માંડયું. બ્રાહ્મણની સહાય માટે રાજા પણ બ્રાહ્મણ પાસે આવી ઉભો રહ્યો. પ્લૅટ ફૉર્મ પર દોડતા સ્ટેશન માસ્તર હાથ લુછવા સારૂ એક સફેદ ટુવાલ સાથે રાજા પાસે આવી ઉભો રહ્યો. થોડી વારમાં નગેન્દ્રને કાંઈ ચેતન આવવા લાગ્યું.

રાજા એકાએક વિસ્મય પામી બ્રાહ્મણને ઉદ્દેશી કહેવા લાગ્યાઃ "આપ જેને જુઓ છો તેજ આ નગેન્દ્રલાલ છે. આપના શ્વસુરે આ ઇંગ્રેજી ભણેલો ગૃહસ્થ મ્હને સોંપ્યો છે !"

બ્રાહ્મણ રોગીને જોઇ ચિકિત્સા કરવાના વિચારમાં હતા. તેથી બીજા શું બોલે છે તે તરફ તેનું જરા પણ ધ્યાન નહોતું; તે તો કેવળ એકચિત્તે જળના છંટકાવજ કર્યે જતા હતા.

રાજાએ પુછ્યુંઃ "નગેન્દ્રલાલ ! આપને આવો મૂર્છા રોગ ક્યારથી લાગુ પડયો છે ?"

બ્રાહ્મણે રાજાને પૂછતો અટકાવી ધીમે ધીમે કહ્યુંઃ "બંધ રાખો, હમણાં આપની એ વાત જરા બંધ રાખો."

બ્રાહ્મણની સેવાથી નગેન્દ્રમાં કાંઇક ચેતન આવ્યું. આંખ ઉઘાડી જોયું તો સામુંજ રાજાને ઉભેલા દીઠા. તે મનમાં વિચારવા લાગ્યો, "હું શું કારાગારમાં કેદી થયો છું ? પિંજરમાં પુરાયલા પંખી જેવી મ્હારી દશા થઇ છે ?" છેવટે નિશ્ચય કર્યો કેઃ "હવે આંખો ઉઘાડવીજ નથી. આંખો બંધ રાખી અચેતનની પેઠે પડી રહીશું. જે બનવાનું હોય તે ભલે બને !"

કર્ત્તવ્ય વિમૂઢ બની નગેન્દ્રલાલ વિપદ–સાગરમાં પડ્યો. બન્ને નયનો બંધ કરી મૂર્છાવસ્થામાં પડી રહ્યો. બ્રાહ્મણે સોએક વખત જળ છાંટયું પણ એણે ચક્ષુ ઉઘાડયાંજ નહિ ! નિદ્રાધિન મનુષ્યને જલદીથી ઉઠાડી શકાય છે પણ

જે પુરૂષ જાગ્રતાવસ્થામાં હોવા છતાં નિદ્રામાં હોવાનો ઢોંગ કરે છે ત્હેને સો કે હજાર બુમો પાડો પણ તે ઉઠતો નથી. નગેન્દ્ર જો આંખો ઉઘાડે તો તો પછી થઇજ રહ્યું. સ્હામે એક વાઘ, બીજો સિંહ ઉભેલોજ !"

સુરતના સ્ટેશન પર ગાડી ઘણી વાર ઉભી રહે છે. તે સમય પણ પુરો થવા આવ્યો. તેમ છતાં નગેન્દ્રની મૂર્છા છુટી નહિ. સ્ટેશન માસ્તરે કહ્યું: "મહારાજ ! આવા રોગીને ગાડીમાં રહેવા દેવાનો કંપનીનો કાયદો નથી. આપ જો કહો તો એને સ્ટેશન પર ઉતારીએ અને રેલ્વે ડૉક્ટરને અથવા કોઇ સિવિલ સર્જનને બોલાવી એની દવા કરાવીએ."

રાજાએ કહ્યું: "આ ગૃહસ્થ મ્હારાજ રાજ્યનો નોકર છે. સુરતમાં મ્હારો થોડા વર્ષ પહેલાંનો એક દિવાન રહે છે. તેમ મ્હારો પણ બંગલો છે. ત્યાં નગેન્દ્રને લઇ જાઓ. ત્યાં એની બરાબર વ્યવસ્થા કરવાનો હું બંદોબસ્ત કરૂં છું."

રાજા સાથે તેજ શહેરનો એક મુખ્ય નોકર હતો. ત્હેણે હાથ જોડી અતિ નમ્રતાથી રાજાને કહ્યું: "મહારાજ ! જો આજ્ઞા હોય તો હું એને આપના બંગલામાં લઇ જઇ શહેરના પ્રખ્યાત વૈદ્ય ડૉક્ટરની પાસે દવા કરાવું."

રાજા: "ઠીક, જો તમારી એવીજ ઇચ્છા હોય તો ભલે, રોગીને લઇને જાઓ."

તુરતજ એક સારી આરામચેર મંગાવી નગેન્દ્રને તે પર સુવાડી મજુરો ખુરસી ઉંચકી ચાલવા લાગ્યા, તો પણ નગેન્દ્રે પોતાની આંખો ઉઘાડી નહિ જાણે જડવતજ !

ગાડી ઉપડવાની તૈયારી થઇ. રાજાએ કહ્યું: "પંડિતજી ! ચાલો ! મ્હારી સાથે ફર્સ્ટ ક્લાસમાં બેસજો. આપના મુખથી ધર્મ-વાર્તા સાંભળતાં સુખમાં રાત્રી ગાળીશું."

બ્રાહ્મણ: (હસતો હસતો) "આજે બની શકશે નહિ. હું એક માસ પછી આપના રાજ્યમાં આવીશ. થર્ડ ક્લાસ છોડી આપની સાથે આવવામાં મ્હારે કેટલોક વાંધો છે."

રાજા: "કેમ ? કેમ ?"

બ્રાહ્મણ: " કૈલાસચંદ્ર નામનો આ માણસ મ્હારી સાથે બેઠો છે. ત્હેની સાથે ધર્મ સંબંધી વાતચિત ચાલે છે."

રાજા: " જો એમ હોય તો કૈલાસચંદ્ર પણ ફર્સ્ટ—કલાસમાં કેમ આવતા નથી ? તે પણ મ્હારી સાથેજ બેસશે. "

બ્રાહ્મણ: " બીજાં પણ કેટલાંક કારણો છે. "

રાજા: " તે શું વળી ? "

આ વખતે બ્રાહ્મણની આંખમાંથી પાણી ટપકવા લાગ્યું ! કંઠમાંથી શબ્દોચ્ચાર થઈ શક્યો નહિ !

એ જોઇ રાજાનું મન વ્યગ્ર થયું. તે પુછવા લાગ્યા: " કેમ ? કેમ ? શાસ્ત્રીજી ! શું થયું છે તે મ્હને જલ્દી કહો. "

બ્રાહ્મણ જરા ઉદાસ ચ્હેરે કહેવા લાગ્યો: " મ્હારા પિતાશ્રી સ્વર્ગે સીધાવ્યા છે. એક વર્ષમાં હજી કેટલાક દિવસ બાકી છે. હું ફક્ત એક કામળપર સુઈ રહું છું. ફર્સ્ટ ક્લાસના નરમ બિછાનાપર હું કેવી રીતે બેસી શકું ? મ્હને આજે આપ ક્ષમા કરો. એક માસ પૂર્ણ થયા પછી હું આપના દર્શને આવીશ. "

રાજા: " શાસ્ત્રીજી ! આપ કહો છો શું ? આપના પિતાનો સ્વર્ગવાસ થયો છે તેની ખબર આપે મ્હને અત્યાર સુધી કેમ આપી નહિ ? રામ ! રામ ! એ તો એક પરમ સાધુ પુરૂષ હતા. અહા ! તેમની સાથે મ્હારે કાશી-ક્ષેત્રમાં એક વખત સાક્ષાત્કાર થયો હતો. મહારાજ ! ત્હેમના અવસાન સમયે મ્હને સમાચાર મોકલવાની જરૂર હતી. "

બ્રાહ્મણ: " એ શોક પરિપૂર્ણ વાતને હવે આટલેથીજ બંધ રાખો. આજે આજ ક્લાસમાં હું કામળપર બેશી સમય ગાળીશ. કાલે સવારમાં કાશી પણ સ્ટેશને આપની સાથે મેળાપ કરીશ. "

રાજા: " તેમ બનેજ નહિ. "

બ્રાહ્મણ મૌન્ય મુખે હસવા લાગ્યો.

રાજા હવે વધારે ભાર દઇ કહેવા લાગ્યો: " એમ કદી પણ બનશેજ નહિ. હું આપનો સમાગમ છોડીશ નહિ. અમૃતનો પ્રવાહ એણે જવા દે એવો

કોણ અજ્ઞાન હોય ! શાસ્ત્રીજી ! હું આપની સાથેજ થર્ડ ક્લાસમાં બેસીશ."

બ્રાહ્મણ: "અહિં બેસવાથી આપને કષ્ટ થવાનો સંભવ છે."

રાજા: "જે વ્યક્તિને ક્ષીર–સમુદ્રમાં શયન કરવાનું હોય તેને સામાન્ય જળ ન મળે તો પણ કષ્ટ થાય ખરૂં કે ? સ્હામું અમૃત છે, પછી કદળી ફળ નહિ મળે તો પણ દુઃખ શું ? અહિં બેસવાથી આપના કથામૃતથી મ્હારો આત્મા ઘણોજ સંતુષ્ટ થશે. મનને જો સંતોષ હોય તો કાષ્ટાસન મળતાં પણ દેહને કષ્ટ શું ? હું આજે આપની સાથેજ બેસીશ. મ્હારે મનથી થર્ડ ક્લાસ અને ફર્સ્ટ ક્લાસ બધુંયે સરખુંજ છે."

બ્રાહ્મણ: "વારૂ ત્યારે બેસો."

તુરતજ રાજાએ ફર્સ્ટ ક્લાસમાં દાસ દાસી, સિપાહી, મંત્રી વિગેરે સાથે બેસવાનું છોડી બ્રાહ્મણ સાથે લાકડાના પાટીયાપર બેસી આનંદ પામ્યો. નોકરો પાથરવાનું બિછાનું લઇ આવ્યા પણ રાજાએ તે લીધું નહિ–પાથર્યું નહિ.

ભારતવર્ષ આજે ઘોર નિદ્રામાં પડ્યું છે ખરૂં છતાં પણ તેનું અસ્તિત્વ લોપ થયું નથી. ઉંડા સમુદ્રમાં ભારત ડૂબેલું છે ખરૂં પરંતુ હજી તે સંજ્ઞાહિન થયું નથી. ભારત કંગાલ હાલતમાં છે એ ખરૂં પરંતુ હજી એનો પ્રાણ વાયુ બહાર નિકળી ગયો નથી. હજી ધર્મ રક્ષક રાજાઓ છે અને સ્વધર્મ પરાયણ બ્રાહ્મણો પણ છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### સુધરેલો પશુ !

ધર્મામૃત પિપાસુ રાજા એક બેંચપર એકલાજ બેઠા. તેની સામેની બેંચપર કૈલાસ અને બ્રાહ્મણ બેઠા. ગાડીને રિઝવર્ડ કરાવવામાં આવી. ડબ્બામાં બીજું કોઇ આવી બેસે નહિ એટલા માટે એને એક લેબલ લગાડવામાં આવ્યું. બધી વ્યવસ્થા બરાબર થઇ ગઇ. (ગાડી) લોહ–અશ્વ સુસ્સુસ્ અવાજ કરતો ચાલવા મંડ્યો.

કૈલાસ મ્હોંમાંથી એક પણ શબ્દ બોલતો નથી. તે વિચાર કરવા લાગ્યો કે: "આ સૌમ્યમૂર્ત્તિ સ્વરૂપ સાધુ સીતાદેવીનો સ્વામી છે એ વાત શું સત્ય ? આવા તીક્ષ્ણ બુદ્ધિ, તેજસ્વી શરીરના કઠોર વ્રત પાલન કરનાર, વિશુદ્ધાચરણધારી બ્રાહ્મણની સ્હામે એ દુષ્ટ પાશ્ચાત્ય વિદ્યાથી અંધ બનેલી કુલટા સીતાદેવી એક ક્ષણ પણ કેવી રીતે ઉભી રહી શકશે ? બ્રાહ્મણના નિષ્પાપ, નિર્મળ હસ્ત કમળ, દુરાચરણી કુલટા સીતાદેવીના કરને કેવી રીતે સ્પર્શ કરી શકશે ? જેના મુખ સામું જોવાથી—અરે ! જેની છાયામાં ઉભા રહેવાથી પાપ લાગવાનો સંભવ છે, ત્હેની સાથે આ બ્રાહ્મણ–કુળ–તિલકરૂપ મહારાજ કેવી રીતે એકત્ર સહવાસ કરી શકશે ? અમૃતમાં હળાહળ ઝેર કેવી રીતે ભળી શકશે ? પુણ્યાત્મા દેવતા નરક કુંડમાં કેવી રીતે ડૂબકી મારશે ? અરેરે ! શું વિધાતાની એવી વિચિત્ર રમતજ હશે ?"

જે સીતાદેવી પાછળ કૈલાસ ગાંડો બની પાછળ પાછળ ભટકતો હતો, જેને ખાતર પિતાજીનો ત્યાગ કર્યો, જનની અને જન્મભૂમિને છોડી ગમે તેવું સાહસ કર્મ કરવા તૈયાર થયો હતો તેજ કૈલાસની આજે આવી સુમતિ શાથી થઇ ? જે સીતાનું નામ કોટી કોટીવાર બોલતાં કંટાળતો નહોતો અને જેનું સંગીત કે જેનો વાર્તાલાપ સાંભળવાથી મન જરાએ તૃપ્ત થતું નહોતું: જે કૈલાસ સીતાને પોતાની ધ્યાન, ધારણા, જપ, તપ સમજતો હતો અને જે મહિમામય નામમાં તે રવિ, શશી, તારા, ગિરિ, નદી, સરોવર, અનિલ, શલિલ, સ્વર્ગ, મૃત્યુ, પાતાળ અને આ સમસ્ત વિશ્વ બ્રહ્માંડને જોતો હતો તે નામ સાંભળતાંજ આજે તેને ક્રોધ શાથી ઉત્પન્ન થયો ? તેને તિરસ્કાર કેમ ઉપજ્યો ? કેમ ઉપજ્યો તે અમે કેવી રીતે કહી શકીએ ? વાસ્તવિક રીતે જોતાં જણાતું હતું કે કૈલાસ સીતાને એક પિશાચિણીથી પણ અધમ જોતો હતો ! તેનું નામ સાંભળતાંજ આજે કૈલાસને વમન થતું હતું !

કૈલાસ બાળક હતો. હજી યુવાનીનો આરંભ હતો. કૈલાસ બુદ્ધિમાન હતો પણ એનામાં જ્ઞાન કે દીર્ઘ દૃષ્ટિ નહોતાં. સ્કુલમાં કે ઘરમાં, કૈલાસે બીજું શિક્ષણ મેળવ્યું નહોતું. અશિક્ષિત અને અજ્ઞાન પુરૂષમાં અને પશુમાં જરાયે ફરક નથી. એવાનું ચિત્ત ચંચળ, મન ભટકતું, દેહ ગમે તેવા વિકા-

રને વશ થઈ કાર્ય કરે છે. કૈલાસના અપક્વ કલ્પના–ક્ષેત્રમાં એક અપૂર્વ કલ્પતરૂ ક્વચિત્ દેખાવ દેતું, છતાં પરિપક્વ શિક્ષણ નહોતું, તેથી તે પશુ સમાનજ હતો. કેવળ અનુભવ વિનાના ચોથાંથી પાસ થઈ ડીગ્રી મેળવેલો સુશિક્ષિત–પશુ હતો ! એનામાં ક્ષોભ વૃત્તિને અટકાવવાનું બળજ નહોતું.

કૈલાસનું મન માખણથી ઘડાયલું હતું. મીણના સાંચામાં ઢળાયું હતું. ગમે તે દિશામાં વળી જાય એવું હતું. સારો નઠારો માર્ગ સમજી શકતો નહતો. કેવળ એ બાબતમાં અંધ–અજ્ઞાન હતો. એવું સમજવાનું જ્ઞાન પણ નહોતું. વિદ્યુતવત્ ચંચળ બુદ્ધિ હતી. જ્યાં આવ્યું ત્યાં ચાલ્યો જતો. કાંટા-કુંટી, વાંધા–વિપત્તિ કાંઇજ સમજી શકતો નહોતો.

કૈલાસ હજી કેવળ પશુ સમાન હતો. હજી તે પરિપક્વ થયો નહોતો. સારૂં નરસું સમજવાની એનામાં જરાયે શક્તિ નહોતી. સુખ દુઃખનાં વાવા-ઝોડાં હજી એના પર વાયાં નહોતાં. પાશ્ચાત્ય અપૂર્ણ કેળવણીએ, પૂર્વના અ-નંત સુખદાયક જ્ઞાનથી એને કેવળ અજાણ રાખ્યો હતો ! પાશ્ચાત્ય બહારના દેખીતા ભપકા રૂપી અંજનથી એ અંજાયો હતો ! એટલે પૂર્વનું રહસ્ય શું છે એ જોવા જાણવાનો એને અવકાશજ નહોતો ! જે ભપકાએ દેશને ગરી-બાઇમાં નાંખ્યો, જે અપૂર્ણ કેળવણીએ એકત્ર પ્રેમથી વસતાં કુટુંબોને વિભક્ત કરાવ્યાં, અને માતાપિતા, ભાઇબ્હેન કે સગાંઓ પ્રત્યેના સ્નેહને ફક્ત સ્રીના ભપકાભર્યા પોષાકમાં પરિણમવા દીધો તે વિચિત્ર–ફેશનેબલ કેળવણીમાંજ તે દુનિયાનું સ્વર્ગ અનુભવતો હતો ! પૂર્વના ઋષિ મુનિએ કયા સિદ્ધાંત પર હિંદુ ધર્મનો પાયો રચ્યો છે તે જાણવાનો એને વિચાર સરખો પણ આવ્યો નહોતો ! તેણે આર્યશાસ્રોને જોયાંજ નહોતાં. તેણે પૂર્વની જે કેળવણી ન્હાની વયમાં આર્ય સંસારનું, કુટુંબનું અને ગૃહસ્થાશ્રમનું સર્વ ઉત્તમ રહસ્ય સમ-જાવે છે તે અર્ધી ઉમ્મરે પહોંચવા છતાં, હજારો રૂપિયાનો વ્યય કરવા છતાં, પણ પાશ્ચાત્ય વિચિત્ર કેળવણી આપતી નથી છતાં એજ જ્ઞાનના અંજનથી આખો દેશ જ્યાં અંધ થયો હોય ત્યાં બાપડા એકલા કૈલાસનો વાંક કેમ કાઢી શકાય ? ”

કૈલાસે પોતાની મેળેજ પોતાની જાતને અનંત નરકમાં નાંખી હતી.

પૂર્વજન્મનું થોડું ઘણું પુણ્ય હતું તેથીજ તેને કંઇક રસ્તો દેખાયો. ક્રાંઇ સુકૃતિ હતી તેથીજ તેને સ્વર્ગની નિસરણી જેવું કાંઇક દેખાયું.

કૈલાસ રૂપ નૌકા, સંસાર–સાગરમાં વાવાઝોડાં ખાતી આમ તેમ ડામાડોળ થઈ, ગમે ત્યાં અથડાઇ, અને વમળમાં પડયા પછી પણ પાછી ફરી.

બ્રાહ્મણ સાથે કૈલાસને પહેલો સમાગમ અને વાર્ત્તાલાપ થયો તે સમયે સીતાદેવી તેના હૃદયમંદિરમાં નિવાસ કરી રહી હતી. ધીમે ધીમે બ્રાહ્મણની ધર્મ–વાર્ત્તા તેના હૃદયમાં ઉતરતી ગઈ તેમ તેમ તેના હૃદયમાં સીતાનો ભાર ઝીલી રાખવાનું અશક્ય થયું. તેના પર તિરસ્કાર ઉપજ્યો, તેમ છતાં વળી થોડી વારે સીતાનો મુખચન્દ્ર તેના હૃદયમાં પ્રકાશી રહેતો. તે વિચારતોઃ “ અહા! સીતા મ્હારી સાથે એકજ વખત વાર્તાલાપ કરે તો? બસ, બેડો પાર. વિરહાગ્નિ શાંત પડે.” પરંતુ હમણાં તો કોણ જાણે કયા દૈવી બળ વડે, ધીમે ધીમે કૈલાસના હૃદય ક્ષેત્રમાં ઉગેલું સીતાદેવીરૂપી કલ્પતરૂ સુકાવા લાગ્યું! જોતજોતામાં પુષ્પ ખરી પડયું. પાંદડાં ચીમળાઇ ગયાં. ડાળી ભાંગી ગઇ. વૃક્ષ અતિ ક્ષીણ, અતિશુષ્ક થવા લાગ્યું !

અન્તે કૈલાસે સાંભળ્યું કેઃ સીતાદેવી એ ત્હેની ગુરૂપત્ની અને બ્રાહ્મણની સહધર્મિણી થાય છે. તેજ વખતે તેના હૃદયમાંથી સીતાદેવીના વિચારો મૂળથી ઉખડી છિન્ન ભિન્ન થઇ ગયા માત્ર એટલુંજ. પણ કૈલાસના હૃદયક્ષેત્રને છાણ-માટીથી લીપી પવિત્ર કરવાનીજ જરૂર રહી. કૈલાસ વિચારવા લાગ્યોઃ “ છટ્! છટ્! છટ્! મહા પાપ! મહા પાપ! શું એનું કંઈ પ્રાયશ્ચિત નહિ હોય? શું કરૂં? ક્યાં જાઉં?” કૈલાસ આ વખતે દિવ્ય ચક્ષુએ જોવા લાગ્યો કેઃ “સીતાદેવી એ એક પ્રેત છે! અરે–પ્રેતથી પણ વધારે તાડકા રાક્ષસી છે! સીતાદેવીના દંતની પંક્તિઓ દાડમની કળી જેવી નથી. રેશમ જેવો સુંદર કેશ કલાપ નથી. મૃગ જેવાં નયન નથી, કેસરી જેવી કમ્મર નથી, ચાલમાં હસ્તિણી નથી, હાથ જોઇને કમળો અને કંઠ જોઇને કોકિલો લજ્જા પામે તેવા નથી!” આ સમયે કૈલાસ જોઈ શકયો કેઃ “સીતાદેવીનાં રાતાં નેત્રો જાણે અગ્નિ વર્ષાવી રહ્યાં છે! અગ્નિ પાસે કોણ જાય? તેના ભયંકર મુખમાંથી નીકળતી ભયંકર જીહ્વા જાણે બ્રાહ્મણને ગળી જવા બહાર લબકે છે! અર્ધી

હાથ લાંબા મ્હોટા મ્હોટા દાંત જાણે પર્વતને ચાવી જવા તૈયાર થઇ રહ્યા હોય એવા જણાય છે. કાળા હબસી જેવા ફુલેલા જાડા હોઠ ઉપર સફેદ કિડાઓ રમી રહ્યા છે. જેનું સર્વ અંગ એક વખત સુંદર જણાતું તે આજે તેની નજરે સડી ગયેલું, મ્હોટા મ્હોટા ફોલ્લાવાળું જણાય છે. ફોલ્લામાંથી લોહી પરૂ ઇત્યાદિ ચોવીશ કલાક વહ્યાં કરે છે! શરીર પર અને તેની આસપાસ હજારો માંખો, હજારો મચ્છરો બણબણ કરતાં જણાય છે. તે જ્યાં બેઠી છે ત્યાં આસપાસ પચાશ સાઠ ડગલાંના અંતર સુધી દુર્ગંધ ઉડી રહી છે! આ દ્રષ્ય જોતાંજ કૈલાસને ઉલટી થવા લાગી.

**સત્સંગ એજ સ્વર્ગ છે.**

---

## પ્રકરણ ૧૫ મું.

---

### દેહ એ શું? માટીજ માટી !

રાજાએ બ્રાહ્મણને કહ્યું: "શાસ્ત્રીજી મહારાજ! નગેન્દ્રનાથ સાથે આપને આટલી બધી ઓળખાણ ક્યારે થઇ? એનો હાથ ઝાલી આટલી બધી વાતો અને હાસ્ય કેમ કરતા હતા?"

બ્રાહ્મણ મૃદુ–મંદ હાસ્ય કરતા બોલ્યા: "વાર્તાલાપનો આરંભ અને અંત આ ગાડીમાંજ. જવા દો એ વાત. (કૈલાસને આંગળીથી બતાવી) એમની સાથે શાસ્ત્રચર્ચા ચાલે છે. માયા સંબંધી વાત કહેવાય છે."

રાજા: "બહુજ ઉત્તમ વાત."

બ્રાહ્મણ: "વાત તો ઘણીજ ઉત્તમ છે, પણ સમજવી ઘણીજ કઠણ છે. ખરા શાસ્ત્રી અને ખરા અનુભવશીલ મનુષ્ય સિવાય એવી ગુઢ વાતો કોઇ સમજી શકતું નથી."

રાજા: "આપનું કહેવું સત્ય છે."

બ્રાહ્મણ: "હું પણ હજી વિદ્યાર્થી છું; તો પછી કૈલાસચંદ્રને શી રીતે સંપૂર્ણ સમજાવી શકું? વળી શાસ્ત્ર સંબંધી વાતો ગાડીમાં બેસીને થઇ શકે નહિ. કદાચ વચમાં કાંઇક અપ્રાસંગિક વાત થઇ જવાનો સંભવ છે."

રાજા: "શાસ્ત્રીજી ! બહુ સારૂ. હું તો તદ્દન અજાણ્યુ છું, તેથી એવી શાસ્ત્ર સંબંધી જ્ઞાનની વાતો સાંભળવાને મન બહુજ વ્યાકુળ થઈ રહ્યું છે. કાશી ક્ષેત્રમાં આપનેજ મુખે એક વખત શાસ્ત્રોપદેશ સાંભળ્યો હતો, ત્યાર પછી એ સંબંધી કશું સાંભળ્યું નથી. મહારાજ ! યાદ છે કે એક વખત રાજ સભામાં સાત દિવસ પર્યંત વેદાંત દર્શનની વાત પર ચર્ચા ચલાવી હતી ? તેમાં આપનો જય થયો હતો."

બ્રાહ્મણ: (હસતો હસતો) "આજે પણ એજ વેદાંત દર્શન સંબંધી વાતો ચાલે છે. આજે પણ સુખદુઃખના વિચાર પરથી માયાની વાત ચાલે છે."

રાજા: "પૃથ્વી અનિત્ય છે, સઘળી માત્ર કલ્પના છે, જેમાં કોઇનું અસ્તિત્વ રહેશે નહિ, તે વાત હું કેવી રીતે સમજી શકીશ ?"

બ્રાહ્મણ: "કેમ ? એ સમજવું તો બહુ સહેલું છે. શાસ્ત્ર પર વિશ્વાસ રાખવાથી બધું સમજી શકાશે. શ્રુતિ, સ્મૃતિ, દર્શન પુરાણ, એ બધાં શાસ્ત્રોએ જગતનું મિથ્યાત્વ એકે અવાજે સ્વીકાર્યું છે, એથી વધારે બીજું ઉત્તમ પ્રમાણ કયું જોઇએ છીએ ?"

રાજા: "શાસ્ત્રપર મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે. સાંભળ્યું છે કે ફક્ત એકજ સત્ય સિવાય બધુંજ મિથ્યા છે, પણ આચારમાં—વ્યવહારમાં એથી ભિન્ન દર્શન થાય છે, એજ એક પરમ દુઃખ લાગે છે, વૃક્ષ, નદી પર્વત, ઘર એ બધું હમેશાં જોવામાં આવે છે, હમેશાં એને સ્પર્શ કરીએ છીએ તો પછી એને મિથ્યા-અસ્તિત્વહીન કેમ કહી શકાય ?"

બ્રાહ્મણ: "જ્યારે જ્ઞાનનો ઉદય થશે ત્યારે પ્રત્યક્ષ જોઇ શકશો અને અનુભવ કરી શકશો કે સંસાર શૂન્યકાર છે. હમણાં તો આપ અજ્ઞાની—અંધ છો. શી રીતે જોઇ શકો ? શી રીતે જાણી શકો ? ગાંડો માણસ પોતાના મનમાં ને મનમાંજ વિચાર કરે કે: "હું રાજા છું, હું વીર યોદ્ધા છું, હું એટલો ઉંચો છું કે: હાથ લાંબો કરતાં સ્વર્ગને પહોંચી શકું છું, પણ જ્યાં સુધી એને ગાંડપણનો રોગ છે ત્યાં સુધી ત્હેની સમજમાં નથી આવતું કે: હું રાજા નથી, યોદ્ધા નથી કે ઉંચોએ નથી." અમારા ગામનો એક દરિદ્ર ક્ષત્રિયનો પુત્ર ગાંડો થયો હતો. ત્હેના મનમાં એવો દૃઢ વિશ્વાસ થયો કે:

મહારાણી વિકટોરીઆએ તેને હિંદના વૉઇસરાયનો હોદ્દો આપ્યો છે! તે હમેશાં સવારમાં કાગળ પત્રો અને ચોપડા લઇને બેસતો! હિસાબો લખતો! કોઇ પત્રમાં લખતો કેઃ "સૈન્યાધ્યક્ષ! તમને હુકમ ફરમાવું છું કેઃ તમે આજે દશ હજાર માણસનું સૈન્ય લઇને કાબુલપર ચઢાઇ લઇ જાઓ." કોઇ વખત લખતો કેઃ "હે રાજકોન્ટ્રાક્ટરો! સીમલા પર્વતપર એક કરોડ રૂપિયા ખર્ચીને મ્હારે માટે દિલખુશ બાગ બનાવો." કોઈ વખત ગામના કોઇ માણસને પત્ર લખતો કેઃ "આજે તમને અમદાવાદના જડજ બનાવ્યા છે." કોઇને બોલાવીને કહેતો કેઃ "તમને ફોજદારની જગ્યાપર નિમ્યા છે. તમે આજેજ ભરૂચ રવાના થજો." આવા વિચારોમાં ગાંડો પોતાના દિવસો આનંદથી નિર્ગમન કરતો હતો. સેવા-સુશ્રૂષાથી જ્યારે એનો રોગ દૂર થયો ત્યારે તેણે જોયું કેઃ એક ન્હાનું ઝુંપડું અને નહિ જેવો સરસામાન ત્યાં પડેલો છે. જ્ઞાન થતાંજ તેનું વૉઇસરાયપણું લય પામ્યું અને એ સઘળું તેને મિથ્યા જણાયું. પરમ જ્ઞાન થતાં આપને પણ આ બધું એજ પ્રમાણે જણાશે. સર્વ કાંઇ મિથ્યા છે—દેખાતું સઘળું મિથ્યા છે—આભાસ માત્ર છે. વિશ્વાસ રાખવા યોગ્ય એક માત્ર નંદનો નંદન શ્રીહરિ કૃષ્ણ પરમાત્મા છે. આપણે એક સ્થૂલ વાત લઇએ. નાટકમાં કોઈ રાજા, કોઈ પ્રજા બને છે, કોઇ મંત્રી અને કોઇ વાંદર બને છે. કોઇ મુનિ, કોઇ ગોસાંઈ, કોઈ ઢેડ ભંગી બને છે. સૌ પોતપોતાને કરવા યોગ્ય કાર્યો કરે છે. કોઈ રંગ-ભંગ કરે છે. નાટક બંધ થતાં એક્ટરો લુગડાં બદલી નાંખે છે. તે વખતે જોઇએ છીએ કે નાટક વખતે રાજા બનેલો તે રાજા નથી, મંત્રી તે મંત્રી નથી, વાંદર નથી, તેમ ઢેડ ભંગીએ નથી. સર્વ મિથ્યા છે—મોહ છે! બધી જાદુગરની લીલા છે. પ્રભુ સર્વનું રક્ષણ કરે. કહો ભાઇ! એકવાર શ્રી હરિ કહો—શ્રી હરિ!"

રાજાઃ "જ્ઞાનોદય થતાં સત્ય વસ્તુજ જણાય છે. બીજું બધું મિથ્યા સમજાય છે. ત્યારે આ જણાય છે તે શું? રાજ્ય, ઘર, પહાડ, પર્વત, એમાંનું કાંઇજ જણાતું નથી?"

બ્રાહ્મણઃ "રાજ્ય, ઘર, પહાડ, પર્વત એ વસ્તુતઃ કાંઇજ નથી. તે તો હમણાંજ સમજાવ્યું છે, પણ રાજ્ય, ઘર, દાર, સંસાર એ બધું સત્ય નથી

એમ જાણી–બરાબર મનમાં ઠસાવી–તે પ્રમાણે વર્તવા માટે તો દિવ્યજ્ઞાન પ્રાપ્ત થવું જોઇએ. તે સિવાય કંઇ પણ બનશે નહિ. ”

રાજાઃ “ હું જુનાગઢ ગયો ત્યારે ગિરનાર પર્વતપર ચઢયો હતો. ત્યાં જોવા લાયક સ્થળો જોયાં હતાં. બધું રમણીય જોઇ મ્હને અત્યંત આનંદ પણ મળ્યો હતો છતાંએ તે પર્વતાદિ અસત્ય છે, એ કેવી રીતે માની શકાય એ મ્હને કૃપા કરી સમજાવો. ”

બ્રાહ્મણઃ “ પ્રલય સમયે પૃથ્વી જળમય થઇ જાય છે. એ જળ અગ્નિમાં, અગ્નિ વાયુમાં, વાયુ આકાશમાં, આકાશ મનમાં, મન બુદ્ધિમાં, બુદ્ધિ અહંકારમાં, અહંકાર મહત્તત્વમાં, મહત્તત્વ માયામાં અને માયા પરમાત્મામાં લય પામે છે. હવે સૃષ્ટિની ઉત્પત્તિ વખતે પણ એમજ થાય છે. પરમાત્મામાંથી માયા, માયાથી મહત્તત્વ, મહત્તત્વથી અહંકાર, અહંકારથી બુદ્ધિ, બુદ્ધિથી મન, મનથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, અને જળથી પૃથ્વી પાછી ઉત્પન્ન થાય છે. પ્રલયકાળે એ સઘળું સંકુચિત થઇ જઇ સુક્ષ્મભાવે–કારણરૂપે પરમાત્મામાં લીન થાય છે અને સૃષ્ટિ ઉત્પન્ન થવાને સમયે એ બધાંનો વિકાસ થઇ વિસ્તારરૂપે દૃષ્ટિયે પડે છે. ”

રાજાઃ “ સમજવું બહુ કઠિણ. મન શું ? બુદ્ધિ શું ? અહંકાર શું ? આત્મા અને પરમાત્મા શું ? એ બધું જાણ્યા સિવાય હું સૃષ્ટિ પ્રકરણ કેવી રીતે સમજી શકું ? ”

બ્રાહ્મણઃ “ એ વિષય સમજાવવાનો હાલ સમય નથી તેમ આપને એ તત્ત્વ સમજવાનો આ સમય પણ નથી. જ્યારે એ સમજાવવાનો રાત્રિથી આરંભ કરીશું ત્યારે સવાર પડી જશે. વળી આપ કહો છો તેમ સાત દિવસમાં એ પુરૂં થાય કે કેમ ? એ માટે પણ મ્હને મ્હોટી શંકા છે. આપનો જે કોઇ ગુરૂ હોય ત્હેને બોલાવી ત્હેની પાસે એ તત્ત્વ સમજવાનો પ્રયાસ કરજો. તે આપને વધુંજ સમજાવશે. ગુરૂને શરણે જવાથી અવસ્ય તે બધું રહસ્ય આપને સમજાવશે. ”

રાજાઃ “ વારૂં તેમ કરીશ. ”

બ્રાહ્મણઃ “ એ સૃષ્ટિતત્ત્વ ઉત્તમ રીતે જ્યારે આપ સમજી શકશો ત્યારે

આપ જરૂર સ્વીકારશો કે આ સંસારનું સર્વે મિથ્યા છે. કેવળ એક માત્ર પરબ્રહ્મ સત્ય છે એમ તમને તે વખતે ભાન થશે."

રાજાઃ "સૃષ્ટિતત્ત્વ શું એજ જ્યાં સમજાતું નથી ત્યાં પછી કેવળ માત્ર પરબ્રહ્મ સત્ય અને બીજું બધું મિથ્યા એ કેવી રીતે સમજવામાં આવી શકે ?"

બ્રાહ્મણઃ (હસીને) "વારૂ, એ બધું રહેવા દઇ માત્ર થોડી ઉપર ઉપરથી જે વાત કહું તે પર ધ્યાન આપો. જે જે પદાર્થો વિકારની ગણત્રીમાં ગણાય છે, તે બધાં વાસ્તવિક રીતે જોતાં મિથ્યા પદાર્થ છે—એટલે કાંઇજ નથી. મ્હેં જે વસ્ત્રો, કામળ ઇત્યાદિ શરીર પર પહેર્યું, છે એ શું સત્ય પદાર્થ છે ? કદી નહિ. કાપડ વસ્તુતઃ કાંઇજ નથી—કેવળ માત્ર એકઠા કરેલા સુતરના તાંતણા છે. એ સુતર પણ કાંઇજ નથી. રૂનો વિકાર માત્ર છે. હવે જરા ધ્યાન આપો. રૂની ઉત્પત્તિ કપાસમાંથી થઇ છે. તેથી રૂના કારણ રૂપ કપાસ છે એ સત્ય પદાર્થ છે. પરંતુ કપાસ એ પણ કાંઇજ નથી. એ કેવળ મૃત્તિકાના વિકારરૂપ છે. એ ઉપરથી આપ કાંઇક સમજી શકશો કેઃ વાસ્તવિક જોતાં કોઇનું પણ અસ્તિત્વ નથી. કાંઇજ સત્ય નથી. કેવળ મૃત્તિકા એક સત્ય વસ્તુ છે. હજી પણ જો જરા ઉંડો વિચાર કરી જોશો તો સમજવામાં આવશે કેઃ મૃત્તિકા પણ મિથ્યા છે. મૃત્તિકામાં પણ વાસ્તવિક સત્વ નથી, ઘણા પરમાણુઓ એકઠા થઇ ત્હેની મૃત્તિકા બની છે. હવે જો પરમાણુઓ એ ઉત્પન્ન કર્ત્તા પદાર્થ હોય તો તે એક દ્રવ્ય વસ્તુ થઇ, પણ વાસ્તવિક જોતાં તે પણ કોઇ પદાર્થજ નથી. જે વસ્તુઓમાં થઇને પરમાણુઓનો વિકાશ થાય છે ત્હેનું ફક્ત નામાંતર માત્ર પરમાણુ છે. ઘડા તરીકે જે વસ્તુ વપરાય છે તે જાણે મૃત્તિકાથી એક ભિન્ન વસ્તુ છે, એવી અનેકની ધારણા અને માનવું છે, પણ ધ્યાનપૂર્વક તપાસવામાં આવે તો ઘડો મૃત્તિકાથી ભિન્ન પદાર્થ છે એવો નિર્ણય થઇ શકે ખરો કે ? કદી નહિ. એ પણ મૃત્તિકાજ છે. એક એક ઇંટ ગોઠવવાથી એક દિવાલ બને છે અને તેના પર છો ચુનો લગાડી મજબૂત કરવામાં આવે છે, પણ એજ ઇંટ, ચુનો, તેમજ છો, એ ત્રણે પદાર્થો મૃત્તિકાના વિકાર સિવાય બીજું કાંઇજ નથી. મહારાજ ! આ સંસારમાં બસ, જ્યાં જોશો ત્યાં સર્વે માટીજ માટી છે."

રાજા: "શાસ્ત્રીજી ! બહુજ ઉંડા જ્ઞાનની વાતો છે."

બ્રાહ્મણ: "જો જરા ઉંડો વિચાર કરશો તો આપની સમજમાં આવશે કે: આ જડ દેહ પણ માટી છે. મસ્તકમાં ગુચ્છા ન રાખવાથી સુખ થાય નહિ, આંગળીમાં હીરાની વીંટી ન પહેરીએ તો દેહ ખરાબ દેખાય, સફેદ ચાંદની જેવી શય્યામાં શયન ન કરીએ તો દેહ દુઃખી થાય ! મહારાજ ! દેહાભિમાનીનો એ દેહ શું છે ? તે બીજું કાંઇજ નથી, પણ કેવળ માટી, કાદવ અને કીચડ છે ! દેહ એ શી વસ્તુ છે ? અસ્થિ, માંસ, મજ્જા, મેદ, નાડી ઇત્યાદિ બરાબર સુવ્યવસ્થિત કરી ગોઠવેલો એક પ્રકારની માટીનો જ સંચો છે. જરા સૂક્ષ્મ તત્ત્વ શોધીએ તો જણાશે કે: એ સંચા—યંત્રમાં અન્ન, પાણી, દહિં, દુધ, ઘી ઇત્યાદિ જેટલા પ્રકારનાં દ્રવ્યો મુકવામાં આવે છે તેનું માત્ર રૂપાંતરજ છે. મનુષ્યો જે સઘળા સારા—માઠા પદાર્થોનો આહાર કરે છે તે સઘળા પદાર્થો કૌશળ અને ક્રિયાએ કરીને રૂપાન્તર પામે છે એટલે કે એમાંથીજ માંસ, અસ્થિ ઇત્યાદિ તૈયાર થાય છે. એ જોતાં એમ જણાશે કે: એ અન્ન જળ દેહ માટે સત્ય પદાર્થ છે. જ્યારે દેહમાંનાં અસ્થિ માંસ વગેરે સર્વ મિથ્યા છે ત્યારે એ પરથી એમ સમજાય છેઃ કે એ અન્ન જળ ઇત્યાદિના રૂપાંતરથી જે વસ્તુ બને છે ત્હેને વ્યવહારમાં ઓળખવા માટે "દેહ"ને નામે ઓળખવામાં આવે છે. વાસ્તવિક જોતાં એ દેહ પણ દાળ, ભાત, શાક, રોટલી સિવાય બીજું કાંઇજ નથી."

રાજા: "મહારાજ ! આપના મુખથી આવું પરમતત્ત્વ સાંભળી મ્હને એટલો બધો આનંદ થયો છે કે ત્હેનું એક મુખે વર્ણન કરવા હું અસમર્થ છું."

બ્રાહ્મણ: "વળી જુઓ ! એ દાળ ભાત, શાક, રોટલી વગેરે પણ મિથ્યા છે. કારણ, એ સર્વ માટીના વિકાર માત્ર છે. ખેતરમાં થતું ધાન્ય, શાક ઇત્યાદિ માટીમાંથી ઉત્પન્ન થાય છે માટે માટીનુંજ પરીણામ છે, અને દેહ એ વસ્તુઓ વડેજ ટકી રહે છે. જેમ અન્ન શાક વિગેરે જળ માટીના કાદવમાંથી જન્મે છે અર્થાત્ તે જેમ માટી છે તેમ માટીથી પોષાતો આ દેહ પણ કાદવ, કીચડ—માટીજ છે. તે સિવાય બીજું કશું નથી. જે શરીરનું તમે આટલું બધું અભિમાન રાખો છો એ પણ અન્ન ઇત્યાદિક ખોરાકનો

વિકાર માત્ર સમજવો. હાય ! માટીનું બનેલું મનુષ્ય માટી ખાઇ જીવે છે છતાં આટલું બધું અભિમાન ! આટલો બધો તોર ! આટલી બધી શેખાઇ અને આટલું બધું હુંપદ શા ઉપર રાખતું હશે ? કોઇ કલ્પના પ્રિય કવિરાજ નાયિકા યુવતીના વર્ણન વખતે કહે છે કે: " પદ્મિનીના મુખ–પદ્મની સુગંધથી અલિકુલ ( ભ્રમર ) આસક્ત થઇ ત્હેની આગળ પાછળ ગુંજારવ કર્યા કરે છે; સુંદરીના અધર પલ્લવમાંથી મૃદુહાસ્ય કરતાં સુધા ( અમૃત ) ઝરે છે. વિશાલાક્ષિનાં હરણુ જેવાં ચપળ નયનોથી કોટી કામ મોહિત થાય છે. પ્રસન્નમયીના ઉન્નત પયોધર ભારથી કટી લચી પડી છે. " આ બધી વાતનો અર્થ શો ? એ સર્વે મિથ્યા. રજ્જુમાં કેવળ સર્પની કલ્પના ! માયાવડે મૂર્ખનું મનજ ભુલાવામાં પડે. ખરો વિદ્વાન છે, જે તત્વજ્ઞાની છે તે તો મહામાયાનું વિસ્તીર્ણ રાજ્ય જોઇ કેવળ હાસ્યજ કરે છે ! "

રાજા ગદ્દગદ ચિત્તે બ્રાહ્મણના ઉપદેશામૃતનું કર્ણદ્વારા પાન કરવા લાગ્યા. બ્રાહ્મણ સ્ફૂર્તિ સહિત કહેવા લાગ્યો: " મહારાજ ! સાંભળો. સાંભળો. કેટલાયે કામી પુરૂષોએ સુંદરીના કઠણુ કુચદ્વયથી મોહિત થઇ પ્રાણુ વિસર્જન કર્યા છે. તેમણે અધર પાનની દુષ્ટ લાલસાએ ગાંડા પ્રમાણે કેટલું ભ્રમણુ કર્યું છે. એક વાર ફક્ત તેનાં દર્શનને માટેજ કેટલા ધક્કામુક્કી અને માન હાનિ સહન કર્યાં છે ! એવા મુઢ મનુષ્યો જરાયે સમજતા નથી ! એવો પશુ જેવો શ્રમ કરી શા માટે અમૂલ્ય મનુષ્ય અવતાર ગુમાવતા હશે ? ક્ષણિક સુખને માટે શા માટે પ્રાણુ વિસર્જન કરતા હશે ! વિષય એ શું છે ? કોને માટે પ્રાણુનું બલિદાન ? સામાન્ય–ક્ષણભંગુર–માંસ, હાડના શરીર માટે ? માટીના પિંડ માટે ? તેને માટેજ આટલી બધી અશાંતિ ? આટલું બધું કષ્ટ ? આટલો બધો પરિશ્રમ ? છટ્ ! છટ્ ! છટ્ ! બન્ને કઠીણુ પયોધરની પથ્થર સાથે–અરે ! હિમગિરી સાથે તુલના કરી કલ્પનાના બળવડે મનમાં ને મનમાં એક મહાન છબી ચીતરી શકાય ! કેમ બાપુ ! જો એ પહાડ પ્રાપ્ત થવાથી સુખ પ્રાપ્ત થતું હોય તો પછી હિમાલયના એકાદ શૃંગપર જઇને શા માટે નિવાસ કરતા નથી ? મુખ, નાક, કાન, એ શું છે ? એ સર્વે કેવળ માત્ર માંસના લોચા છે. અને માંસ એ માત્ર દાળ, ભાત, શાકના વિકારથી બન્યું છે. તે બધું કાદવ, મા-

ટીવડે તૈયાર થયું છે. કહો વારૂ! એ દુર્ગંધમય કાદવ–માટીના પરિણામરૂપ દેહ સારૂ આટલી બધી અધીરાઇ કેમ? એ વિષયનો શૂક્ષ્મ વિચાર કરવાથી–ગુરૂ પાસે એ બાબતનું જ્ઞાન મેળવવાથી તમે સર્વ સમજી શકશો ત્યારેજ સંસારની જ્વાળા અને સર્વ કષ્ટ પોતાની મેળેજ શાંત થઇ જશે. ત્યારેજ સમજી શકશો કેઃ એ અધર પલ્લવ કાંઇજ નથી, કઠણ પયોધર પણ કંઇજ નથી, હરિણ સમાન ચપળ નયન પણ કંઇજ નથી, એ ચંદ્રમુખ પણ કંઇજ નથી–પણ એ જે કાંઇ છે તે માત્ર રક્તમાંસનો કુંભ છે. વળી વધારે વિચારતાં જણાશે કેઃ "એ રક્તમાંસ પણ છેવટે કંઇજ નથી પણ માત્ર માટી–કાદવજ છે. એ કાદવ કે માટી પણ કંઇજ નથી, કેવળ પરમાણુઓજ છે. જો તમારામાં વિચાર કરવાની શક્તિ હશે, તમારી બુદ્ધિ પહોંચતી હશે, તમારી અવિદ્યા નાશ થઇ હશે તો છેવટ તમને જણાશે કેઃ સંસારમાં કાંઇજ નથી. રવિ, શશી, તારા પણ નથી. મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, પતંગ પણ નથી. નદી, સરોવર કે સાગર પણ નથી. ગિરિ, ગુહા, વન, ઉપવન કાંઇ પણ નથી. જો કાંઇ હોય તો તે એક માત્ર શંખ, ચક્ર, ગદા, પદ્મધારી શ્રી નંદનો નંદન શ્રી હરિ સત્ય છે.! પરમબ્રહ્મ પરમાત્માજ સત્ય છે. મહારાજ! ઉત્પત્તિ તેમજ ક્ષય થાય એવા પદાર્થનું વાસ્તવિક અસ્તિત્વ કિંવા વિદ્યમાનતા હોતીજ નથી, પણ મહામાયામાં મુગ્ધ થઇનેજ આપણે તેવી વસ્તુઓના અસ્તિત્વની કલ્પના કરી લઇએ છીએ. મૃગ–તૃષ્ણાનું જળ ભ્રાંતિ–દ્રષ્ટિથી જોતાં જેમ અસત્ય છે, અંધારી રાતે, વૃક્ષ વગેરેમાં જેમ ભૂત પિશાચ હોવાનું અસત્ય ભાન થાય છે, તેજ પ્રમાણે ઘર–વાડી, દ્વાર, સ્વજન, સંસાર, સ્ત્રી, પુત્ર, પરિવાર એ સઘળાં મિથ્યા પદાર્થ છે! કંઇજ નથી, કંઇજ નથી! એક વાર આપ શ્રી હરિ બોલો! પ્રભુનો જય બોલો!"

બ્રાહ્મણ, રાજા અને કૈલાસ; ત્રણે એક સામટા ઉચ્ચકંઠે બોલી ઉઠયાઃ "શ્રીહરિ! શ્રીહરિ! શ્રીહરિ!"



# પ્રકરણ ૧૬ મું.

## કૈલાસનું ગાંડપણ!

કૈલાસચંદ્રમાં કંઇ પણ વાત કરવાનું સામર્થ્ય રહ્યું નહોતું. એને આટલી બધી ગ્લાનિ શાથી થાય છે? કેમ એને કોઇ પણ દિશા સુઝતી નથી? હેના મનમાં "છું, નથી, હોઇશ, જઇશ." એવા એવા વિચારો શાથી આવ્યા કરે છે?

પરંતુ જ્યારે બ્રાહ્મણે એકવાર હરિ નામોચ્ચાર કરવાનું કહ્યું ત્યારે કૈલાસથી શાંત બેસી રહેવાયું નહિ. જાણે કોઇ દૈવી શક્તિએ તેને ઉત્તેજિત કરી એની જડતાને દૂર કરી, તેથીજ કૈલાસ ઉચ્ચકંઠે પ્રભુ નામોચ્ચાર કરી શક્યો.

શરીરની ચામડી બળે છે કે હાડકાં ભાંગવા લાગ્યાં છે કે પ્રાણ શરીરમાંથી બહાર નીકળવાની તૈયારી કરે છે? શરીરમાં શું થાય છે તે કૈલાસ સમજી શક્યો નહિ. કૈલાસ વિચારવા લાગ્યો કેઃ "હું શું અગ્નિ કુંડમાં ભડભડ બળું છું? અગ્નિકુંડમાં આટલું બધું કષ્ટ થતું હશે? એમ કદી હોયજ નહિ. સો અગ્નિકુંડમાં પણ આવું મર્મભેદક દુઃખ થયું હશે કે કેમ તેનો સંદેહજ છે. તીક્ષ્ણ ધારવાળી છરીથી મ્હારાં દરેક અંગ ચીરી અંદર જાણે કોઇ દાબી દાબીને મીઠું ભરતું કેમ ન હોય અને તે પર મરચાંની ભુકી છાંટતું કેમ ન હોય? તેનાથી પણ શું આટલી બધી જ્વાળા થતી હશે? ત્યારે શું કોઇ મ્હારી છાતી ચીરી તેમાંથી હૃદયને બળપૂર્વક મૂળમાંથી ખેંચી કાઢવાનો પ્રયત્ન કરે છે?"

"પણ આ શું? અન્ય કોઈ મ્હને કશી ઈજા કરતું તો જણાતું નથી. શું ત્યારે હું સ્વપ્ન જોઉં છું? હું શું ઘોર નિદ્રામાં પડી દારુણ કષ્ટ સહન કરૂં છું! હું શું ભુલા પડેલા મુસાફરની પેઠે દિશા ભૂલ્યો છું? હું શું અત્યારે અહિં બેઠેલો નથી? ત્યારે શું આ રેલગાડી મિથ્યા? રાજા મિથ્યા? બ્રાહ્મણ મિથ્યા? આ બધી શાસ્ત્ર–કથા મિથ્યા? બધુંજ મિથ્યા?"

"જો આ સ્વપ્નજ હોય તો હું એકે વાર જાગ્રત કેમ થતો નથી ? નિદ્રા ઉડી જતાં બધું અદ્રશ્ય થવું જોઇએ. નિદ્રામાંથી ઉઠી બ્રાહ્મણના શરીરને હાથ અડકાડી શા માટે જોઇ શકતો નથી કે બ્રાહ્મણ એ જગ્યાએ છે કે નહિ ?"

"પરંતુ જાગ્રત થાઉં કેવી રીતે ? હું તો જાગતોજ છું ને ? આ ચક્ષુઓ બધું જોઇ શકે છે; આ ગાડી, રાજા, બ્રાહ્મણ બધાને સ્પષ્ટ રીતે જોઇ શકું છું. બધાનું અસ્તિત્વ છે એમ હૃદય કબુલ કરે છે. બધાં અહિંજ બેઠાં છે. ત્યારે પછી આ સ્વપ્ન કેવી રીતે કહી શકાય ?"

"ના, સ્વપ્નજ હોવું જોઇએ. મનુષ્ય સ્વપ્નમાં જાગે છે, સ્વપ્નમાં ખાય છે, દેખે છે, સાંભળે છે અને સ્વપ્નમાં વાતો પણ કરે છે. મ્હને લાગે છે કે હું એવાજ સ્વપ્નમાં પડયો છું. સ્વપ્નમાં કોઇ કોઇ વખત ભૂત આવી છાતીપર પગ મુકી મોઢું પકડી દબાવી રાખે છે. શું આજે મ્હને એ પ્રમાણે થયું છે ? તેથીજ જાણે મ્હારા પ્રાણ જવાની તૈયારી થઇ છે કે શું ?"

"વારૂ, ત્યારે મ્હેં અમદાવાદ સ્ટેશને ટીકીટ ખરીદ કરી તે ખોટું ? બ્રાહ્મણને ધક્કો માર્યો, વૃદ્ધાને ગાળો દઇ હાંકી કાઢી, પોષાક ઉતારી જનોઇ બતાવી એ બધું મિથ્યા ? એ બધું સ્વપ્નની અંદરજ થાય છે કે શું ? એવા સ્વપ્નનો આરંભ ક્યાંથી ? આરંભ અમદાવાદના સ્ટેશનથી ? કે ઘર બહાર નીકળ્યા પછી ?"

"અમદાવાદમાં મીસ્ટર દિક્ષિતને ત્યાં સાહેબી પોષાકમાં સાહેબ બન્યો, મુખપર પાઉડર ચોપડયો, વળી ગુજરાતીમાં બોલતાં પકડાઈ જવાય એ ભયથી મી. દિક્ષિત પાસે અંગ્રેજી–સૂર શીખ્યો, ઇંગ્રેજી ઢબે વાંકાચુકા ચાલવાનું શીખ્યો, ઇંગ્રેજી–રીત પ્રમાણે દાંત બહાર કાઢી, ધમકી આપી, કાળા ગુજરાતીને દમ કસી હાંકી કાઢવાની કળા શીખ્યો ! ત્યાંથી મ્હારા સ્વપ્નનો આરંભ થયો હશે ? ના, ત્યારે આ સ્વપ્નની મૂળ શરૂવાત શું અમદાવાદથી થઇ હશે ? પિતાએ મ્હને ઘરમાંથી હાંકી કાઢી મોઢું નહિ બતાવવા કહ્યું છે તે પણ શું મિથ્યા ? હરિવદનને પ્રહાર કર્યો, માસ્તર સાહેબે ન્યાય આપ્યો. બ્રાંચ સ્કુલમાં સહાધ્યાયીઓ સાથે અનાચાર કર્યો. આ સર્વ

કાર્ય વ્યવહાર શું એ મહા સ્વપ્નમાંજ સમાઇ જાય છે કે ? પણ એ કસ્તાંગે પેલા ડેપ્યુટી સાહેબની કન્યા સીતાદેવી સાથે મ્હારો મેળાપ, તેની સાથેનો પ્રેમ, તેનો પરિત્યાગ, શું એ બધું સ્વપ્ન ? પેલી પાપીણી, પ્રેતિણી, દુષ્ટા, કુલટા સીતાદેવીના મુખનું સ્મરણ થતાં મને એકદમ ઉલટી થઇ આવી, અન્નપાચન વખતે એનું સ્મરણ થવાથી અન્નપર અભાવ થયો, એ બધું શું સ્વપ્નજ ? ત્યારે શું હું ખરેખર સ્વપ્ન સાગરમાં ડુબી ગયો છું ? હવે શું હું ફરીથી ઉઠી શકીશ નહિ ? જાગીશ નહિ ? ચક્ષુ ખોલી જોઇ શકીશ નહિ ? હવે બચી નહિ શકું, તેમ ચક્ષુ ખોલી જોઇ પણ નહિ શકું ? પ્રાણ હમણા જશે, હમણા જશે, એમ કેમ થયા કરે છે. જાણે એજ ઘોર સ્વપ્ન તરંગમાં ડુબુ ડુબુ થઇ રહ્યો છું, શ્વાસ પણ લઇ શકાતો નથી. જરૂર હવે પ્રાણ વિયોગ થશેજ. ”

“ ના, સ્વપ્ન કેમ ? એજ રાજા અને એજ બ્રાહ્મણ હજી ઉભા રહ્યા છે. એ બન્ને પરમાનંદ કથાવાર્તા કરી રહ્યા છે. ત્યારે હવે હું એક વાર ઉઠી ઉભો થઉં, બ્રાહ્મણની પાસે જાઉં, અરે ! બ્રાહ્મણના ચરણમાં પડી ત્હેમના પગને સ્પર્શ કરી પાવન થાઉં. હાથમાં એમના ચર્ણ આવતાં ખાતરી થશે કે: આ સ્વપ્ન નથી પણ સત્ય છે. ”

“ ત્યારે આ ઉઠયો ! આ ચાલ્યો, ચરણ સ્પર્શ કરતાં અંગુઠો ઝાલીશ, પણ અરે ! જો પાછું બધું સ્વપ્ન જણાયું તો હું શું કરીશ ? ત્યારે તો પછી ત્યાં જવામાં લાભ શો ? ”

“ ત્યારે હું શું ગાંડો થઇ ગયો છું ? હું કોણ ? ”

---

## પ્રકરણ ૧૭ મું.

### કર્મ અને જ્ઞાનની શ્રેષ્ઠતા.




રાજા પણ સંશયાવસ્થામાં પડયા હતા. “ જો સઘળું મિથ્યા હોય તો પછી વૃથા રાજ્ય ભોગ ભોગવવાથી ફાયદો શું ? આટલું કષ્ટ, આટલી પીડા શા માટે સહન કરવી ? ત્યારે પછી તીર્થયાત્રા કોને માટે ?

શાસ્ત્ર પાઠ, ઉપદેશ–શ્રવણ, નામ–કીર્તન, પૂજા, સેવા, આરાધના, વગેરે કડાકુટ શાને માટે ? એ સર્વનો ત્યાગ કરી, ગહનગિરિ ગુફામાં જઇ, આઠે પહોર ઇશ્વરના નામ જપમાં શા માટે સમય ગાળવો નહિ ? ”

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં રાજા છેવટે બ્રાહ્મણને પુછવા લાગ્યાઃ “ શાસ્ત્રીજી ! જો સર્વે મિથ્યા છે તો હું જે દેખાઉં છું તે પણ મિથ્યા ? ”

રાજાનો પ્રશ્ન સાંભળી બ્રાહ્મણ હસવા લાગ્યો, અને કહ્યું: “આજ કારણથી ઋષિ મુનિઓએ અને શાસ્ત્રકારોએ, ખરા અધિકારી જીવ સિવાય, ગમે ત્હેને શાસ્ત્રની વાત નહિ કહેવાની આજ્ઞા ફરમાવી છે. આપના મનમાં ઘણાજ સંશયો ઉત્પન્ન થયા હોય એવું જણાય છે. આપ મનમાં એવો વિચાર કરતા હશો કે જ્યારે સર્વ મિથ્યા છે ત્યારે ક્રિયા–કર્મ અને ધ્યાન–ધર્મ કરવાનું પ્રયોજન શું ? આપને એવો વિચાર આવ્યો છે કેઃ જ્યારે સર્વે મિથ્યા છે ત્યારે હું પણ મિથ્યાજ છું ? અને જ્યાં હું મિથ્યા છું ત્યાં પછી મ્હારી બધી ક્રિયાઓ મિથ્યા હોય એમાં નવાઇ શી ? એમ આપને આ વખતે વિચાર ઉત્પન્ન થતા હોવા જોઇએ. ”

રાજાઃ “ શાસ્ત્રીજી ! આપનું ધારવું સત્ય છે. મ્હને એવાજ વિચાર આવે છે. ”

બ્રાહ્મણઃ “ મહારાજ ! સાંભળો, આપ તેમજ આપનો દેહ એ બન્ને સ્વતંત્ર પદાર્થ છે. દેહ વાસ્તવિક જોતાં કાંઇજ નથી, તે મિથ્યાજ છે. પણ આપ એટલે કે આપનો આત્મા એ સત્ય વસ્તુ છે. આપનો પ્રશ્ન એવો છે કેઃ ત્યારે “ હું પણ શું મિથ્યા ? ” આપ, હું તેમજ સંસારનાં બધાંજ પ્રાણી સત્ય, નિત્ય અને અક્ષય છે. આ દેહની ઉત્પત્તિ પહેલાં પણ હું હતો, ભવિષ્યમાં પણ રહીશ અને વર્તમાનમાં પણ છું. કારણ આત્મા અમર છે, આત્માને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, કશાનો સ્પર્શ થઇ શકતો નથી. મૃત્યુથી દેહ પરિવર્તન થાય છે, પણ આત્માનું થતું નથી. દેહ તો આપણા પગરખાં–બુટના જેવો છે. જોડો જુનો થતાં જેમ બીજો નવો ધારણ કરીએ છીએ તેમ દેહ જીર્ણ થતાં આત્મા તે દેહને બદલી બીજો ધારણ કરે છે. મહારાજ ! કાંઇ સમજાય છે કે ? એ દેહને માટે, એ જુના થઇ ગયેલા જોડાને માટે આપણે કાંઇ કરવું ન જોઇએ કે ? ”

રાજા: “ શાસ્ત્રીજી ! બોલો, બોલો, આપના મુખે શાસ્ત્રતત્વ સાંભળવું બહુજ મિષ્ટ લાગે છે. ”

બ્રાહ્મણ: “ મહારાજ ! વેદમાં વિવિધ કર્મ–કાંડની વાતો કહેવામાં આવી છે. એક જ્ઞાનકાંડ, બીજું કર્મકાંડ. તેમાં બ્રહ્મનિષ્ઠા કે જ્ઞાનનિષ્ઠા એ સર્વેથી શ્રેષ્ઠ છે. જે મનુષ્ય વિવેક જ્ઞાન સંપન્ન છે, જે સર્વ કામનાનો પરિત્યાગ કરવા તૈયાર થયો છે, જે પરમહંસ પરિવ્રાજક છે, જે એક માત્ર આત્મારામ છે, ત્હેને માટે જ્ઞાન–કાંડ શ્રેષ્ઠ છે, અને મ્હારા તમારા જેવા માટે કર્મ–કાંડ શ્રેષ્ઠ ગણવામાં આવે છે. કારણ, નિષ્કામભાવે વિહિત કર્મોનાં અનુષ્ઠાન કરવામાં આવે તો મનુષ્ય કદી જ્ઞાન–કાંડનો અધિકારી થઈ શકતો નથી. પહેલું કર્મ અને પછી જ્ઞાન. જેને તત્ત્વજ્ઞાનનો સમય પરિપક્વ થયો નથી તે પોતાને કરવાનાં કર્મોનો કદી પણ ત્યાગ કરી શકશે નહિ. જે બળપૂર્વક કર્મોનો ત્યાગ કરે છે ત્હેને કદી પણ ઇચ્છિત લાભ પ્રાપ્ત થતો નથી. ધર્મ દ્વારાજ જ્ઞાન લાભ થાય છે. નિષ્કામ ભાવે કર્મો કરતાં કરતાં બુદ્ધિ વિશુદ્ધ થાય છે, તત્ત્વજ્ઞાન ગ્રહણ કરવાને કાંઇક લાયક બને છે, અને ત્યાર પછીજ તે મનુષ્ય જ્ઞાન–કાંડનો અધિકારી થાય છે. આપ કે હું, કદી એ નિયમનું ઉલ્લંઘન કરી, સંન્યાસી બની પર્વત પર નિવાસ કરીએ તો એમજ જાણવું કે આપણું એ કર્મ ગાંડાના કર્મ જેવું છે. અને એવી ગાંડાના જેવી સાધનાથી કદી પણ સિદ્ધિ લાભ થતો નથી. જરા વિચાર કરી જોશો તો જરૂર સમજી શકશો કે, જ્યાં સુધી તત્ત્વજ્ઞાનનો જન્મ ન થયો હોય ત્યાં સુધીમાં કોઈ પણ જાતનું કર્મ ત્યાગ કરવું એ યોગ્ય નથી. જ્યાં સુધી આપનો આત્મા, મનથી બધી કામનાનો પરિત્યાગ કરી શકયો નથી, ત્યાં સુધી એક ક્ષણ માત્ર પણ કર્મ કર્યાં સિવાય ચાલતું નથી. આપ કદાચ બહારથી બહુ કષ્ટે હસ્ત–પદાદિની ક્રિયા બંધ કરી શકશો પણ અંતરમાં–હૃદયમાં આપનું કોઇ ને કોઈ કર્મ ચાલુજ રહેવાનું. મહારાજ ! આવી અવસ્થામાં સન્યાસી બનવું એ શું લાભપ્રદ છે ? શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કેવી સુંદર અપૂર્વ વાત કહી છે:

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥**

" જે મનુષ્ય ઉપર ઉપરથીજ કેવળ લોક દેખાડો કરવાને પરમહંસ બને છે, અને માથામાં એક હાથ લાંબી શિખા રાખી, નાકથી કે કપાળની ટોચ સુધી ઉભું લાંબુ ટીલું તાણે, સ્વચ્છ જનોઇ ધારણ કરે, શરીર પર હરિનામના જાપ લખેલાં ચક્રાંકિત વસ્ત્રો પરિધાન કરે, બ્રાહ્મણ–પંડિત હોય તો પણ એ પુરૂષ જરૂર કપટાચરણી જાણવો. તેથી ભગવાન કહે છે કે, જેવી રીતે કોઇ પુરૂષ હાથ, પગ, કર્મેંદ્રિય અને જ્ઞાનેંદ્રિય સર્વેનો બહારથી સંયમ કરે પણ મનમાં ને મનમાં ઇંદ્રિયોનું વિષય સેવન કરે છે તેવીજ રીતે વિમૂઢાત્મા વ્યક્તિનાં કર્મો કપટ અને દંભથી ભરેલાં હોય છે. પણ જે મનુષ્ય કામના જીતવા સારૂ, મનમાં ઇંદ્રિયોનું સંયમ કરી બ્હારથી અનાસક્તભાવે કેવળ કર્મેન્દ્રિયદ્વારા વિહિત કર્મો કર્યા કરે છે, હે અર્જુન! તેજ શ્રેષ્ઠપુરૂષ છે. એ પ્રમાણે તમે પણ ફળ–કામનાથી મુક્ત થઇ તમારે માટે જે કર્મ વિહિત છે, અને જે સત્ય નૈમિત્તિક કર્મો છે અર્થાત્ કામના શૂન્ય છે, તે સઘળાં કર્મો અનાસક્તભાવે કર્યાં જાઓ. તમારા જેવા અધિકારીને માટે તો કર્મ–પરિત્યાગ કરવા કરતાં કર્મો કરવાં એજ અતિ શ્રેષ્ઠ છે. વધારામાં જો આપ કહી હાથ પગ વગેરે સમસ્ત બાહ્યેન્દ્રિયની ક્રિયાનો એકાએક ત્યાગ કરશો તો પછી આપની શરીર યાત્રા કેવી રીતે ચાલી શકશે ? ઉપર પ્રમાણે કર્માનુષ્ઠાન કરવાથી તેનાં કર્મફળ–સ્વરૂપ સંસાર બંધન કરતા નથી, ( કારણ કે: નિષ્કામ ભાવે કેવળ માત્ર ઇશ્વિર–પ્રિત્યર્થે જે કર્મ કરવામાં આવે છે તેજ કર્મો બંધન મુક્ત કરી શકે છે પરંતુ ફળ પ્રાપ્તિની ઇચ્છાથી જે કર્મો કરવામાં આવે છે તેજ મનુષ્યોને સંસાર બંધન કરતા થઇ પડે છે. ) તેથી હે કૌન્તેય! તું પણ સઘળી કામનાઓ તેમજ આસક્તિનો ત્યાગ કરીને કેવળ ઇશ્વિર પ્રિત્યર્થે વિહિત કર્મો કરજે, પણ યાદ રાખજે કે ઇશ્વિરની પ્રીતિ પ્રાપ્ત કરવામાં પણ ત્હારી વૃત્તિ રહે નહિ; તેમ કરશે તોપણ તેં સકામ કર્મ કર્યાં ગણાશે. તેથી માત્ર ઇશ્વિર–પ્રેરણા હોવાથીજ આ કર્મ કરૂં છું. એવુંજ ત્હારે મનમાં યાદ રાખી કર્મો કરવાનાં છે. મહારાજ ! " ભગવાન સંબંધી આ પરમજ્ઞાનની વાત સાંભળી કે ? મહારાજ ! કર્મ એજ હિંદુનો ધર્મ છે. કર્મ વિના જ્ઞાન પ્રાપ્ત કરવાની જરા પણ આશા રાખવી નહિ અને જ્ઞાન વગર મુક્તિ નથી. "

રાજા: "મ્હેં એવા પણ કેટલાક ઋષિ–મુનિની વાતો સાંભળી છે કે જેઓએ જીવનમાં કાંઇ પણ કર્મો નહિ કરતાં પહેલેથીજ જ્ઞાન માર્ગમાં જીવન વ્યતીત કર્યું છે. જીવનમાં તેઓએ સ્વેચ્છાથી—આસક્તિ રાખીને કંઇ પણ કર્મ કર્યું હોય એવું મ્હેં જોયું કે સાંભળ્યું નથી."

બ્રાહ્મણ: "જેને પૂર્વજન્મના કર્માનુસાર જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેવાને માટે આ જન્મમાં કાંઇ કર્મ કરવાનાં નથી. મહા મુનિ શુકદેવ માતૃ ગર્ભમાંથીજ તત્વજ્ઞાની જન્મ્યા હતા. પૂર્વ જન્મના કર્મોને લીધેજ તેમણે દિવ્ય જ્ઞાન મેળવ્યું હતું. તેથી જમીન પર જન્મ ધારણ કરતાંજ તેઓ માયા જાળથી મુક્ત થયા હતા. તેઓ પરમહંસ, આત્મારામ અને દિગંબર પુરૂષ હતા ! શુકદેવનાં પૂર્વ સંચિત શુભ કર્મો હતાં તેથી એમને આ જન્મમાં કાંઇ પણ કર્મો કરવાની આવશ્યકતા નહોતી."

રાજા: "સમજાયું, પરંતુ કર્મ કોને કહેવું ? કર્મનો અર્થ શું ? તે બરાબર સમજમાં આવતું નથી."

બ્રાહ્મણ: "વિહિત કર્મો કયાં અને નિષિદ્ધ કર્મો કયાં ? તે હવે તમને સમજાવવાની જરૂર નથી. શાસ્ત્રકારો—તત્ત્વજ્ઞાની ઋષિઓ, એ બધી વિધિ લખી ગયા છે. યોગ્ય ગુરૂની પાસેથી ધર્મશાસ્ત્રનું અધ્યયન કરવું, ઋષિ વાક્યમાં ભક્તિપૂર્વક શ્રદ્ધા રાખવી અને તે પ્રમાણે વર્તન કરવું. તો જરૂર હું કહું છું કે આપ સુખથી સંસાર યાત્રા પૂર્ણ કરશો. આત્મોન્નતિ પણ થશે, અને છેવટે આ જન્મે નહિ તો બીજે જન્મે અને બીજે નહિ તો ત્રીજે જન્મે આપ બ્રહ્મજ્ઞાનના અધિકારી થશો, અને છેવટે જીવનમુક્ત થઇ મોક્ષ પ્રાપ્ત કરશો. જન્મ મરણનાં અનંત દુઃખમાંથી મુક્ત થશો મહારાજ ! જન્મ મરણનાં દુઃખ કાંઇ જેવાં તેવાં છે? એજ દુઃખોમાંથી મુક્ત થવાનું નામ પુરૂષાર્થ !"

રાજા એક ચિત્તે ગંભીર વિચાર કરવા લાગ્યો. બ્રાહ્મણ પણ બંધ નેત્ર ધ્યાન મગ્ન યોગીની પેઠે આસનવાળી શાંત રીતે બેસી રહ્યા. પરંતુ કૈલાસ વિકાર ગ્રસ્ત રોગીની પેઠે અર્ધા હાથપર સુતો સુતો તડફડાટ કરવા લાગ્યો.

જોતજોતામાં ગાડી......સ્ટેશને આવી અટકી. આ જગ્યાએ પણ ગાડી વિશ મિનિટ થોભે છે. પ્લૅટફોર્મ સામે આવેલી હૉટલમાં ફીરંગી લોકો અને

સાહેબો ગાડીમાંથી ઉતરી ચ્હા પીવા દોડયા—રાજા ગાડીમાંથી ઉતરી જ્યાં સ્ત્રી, પુત્ર, અમાત્ય વિગેરે બેઠા હતા ત્યાં ગયો. કૈલાસ ધીમે ધીમે બ્હીતો બ્હીતો ગાડીમાંથી નીચે ઉતર્યો. કૈલાસને નીચે ઉતરતો જોઈ બ્રાહ્મણે પ્રશ્ન કર્યો: "ક્યાં જાઓ છો?" કૈલાસચંદ્રે કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ.

રાજા કેટલીક ક્ષણ પછી, અમાત્ય તેમજ અન્ય બંધુ બાંધવ અને અમલદારો સાથે પાછો ફર્યો. અમલદારોને ખભે અને હાથમાં ઉત્તમ કારીગરીની અતિ કિંમતિ શાલો હતી. રાજાએ એક શાલ અને કામળ લઈ કહ્યું: "શાસ્ત્રીજી! ટાઢ સખ્ત છે. સ્ટેશન છોડયા પછી ટાઢથી શરીર થરથર ધ્રુજી ઉઠે છે. બેંચ પર આ કામળ પાથરી આ શાલ ઓઢીને બેસો."

બ્રાહ્મણે હસતાં હસતાં કહ્યું: "આવી અતિ ઉત્તમ અને કિંમતી શાલ મ્હારા જેવાને આપી દઇ વિના કારણે શા માટે નષ્ટ કરો છો? હું શાલની કિંમત કે મહાત્મ્ય જાણુતો નથી. મ્હારી આ બનાતથી ટાઢમાં મ્હારૂં રક્ષણ થઈ શકે છે. આપ સાત્વિક ભાવે જ્યારે શાલનું દાન કરો છો ત્યારે હું એ ગ્રહણ કરૂં છું, પણ હું ખાતરીથી કહું છું કે: આપ અપાત્રને દાન કરો છો. હું એ દાનને પાત્ર નથી. કોઇ ગરીબ દુઃખીને અથવા ટાઢથી કષ્ટ પામતા કોઈ મનુષ્યને આ શાલ આપી હોત તો ઠીક થાત. આ કામળની તો મ્હને જરાયે જરૂર નથી. એવા પાંચ પંદર બોજા સાથે સાથે લઈને હું ક્યાં વિંઢાળતો ફરૂં?"

રાજા હસવા લાગ્યો. ઇસારત થતાંજ નોકરોએ એક બેંચપર ચાર આંગળ જાડી કાશ્મીરી કામળ પાથરી ચાર બિછાનાં તૈયાર કર્યાં.

રાજા સ્વહસ્તે શાલ લઇ, ગડી ઉકેલી, બ્રાહ્મણ સામે ઉભા રહી કહેવા લાગ્યા: "આપ સ્વયં જ્યારે એને ઓઢતા નથી ત્યારે હું મ્હારી જાતે આપને શરીરે શાલ ઓઢાડી દઉં છું."

બ્રાહ્મણ હસતો હસતો, પોતાની જરાજીર્ણ છીન્નભીન્ન બનાતને દુર કરતો, શાલ લઇ શરીરપર ઓઢવા લાગ્યો. તેને મનથી શાલની કિંમત નહોતી. તેને મનથી શાલ અને આઠ આનાની ધાબળી એ બન્ને સરખાંજ હતાં!

રાજા: "શાસ્ત્રીજી! હવે આપની ટાઢ દૂર થશે. બહુજ આરામ થતો હશે."

બ્રાહ્મણ: (હસીને) "ના, શીત કાળમાં ચિર–સંગિની આ મ્હારી

બનાત માટે મ્હારા મનમાં કેવા વિચાર આવતા હશે ? મહારાજ ! હું બનાત ઓઢીને આનંદ પામું છું. આપની આ શાલ ઓઢયાથી જાણે મ્હને અતડું અતડું લાગે છે. ”

રાજા: “ શાસ્ત્રીજી ! મ્હને ક્ષમા કરજો. મ્હારે એક પ્રશ્ન પુછવો છે. પ્રશ્ન જો કે સામાન્ય છે, તો પણ મ્હારો સંશય દૂર કરવા માટેજ આપને પુછું છું.”

બ્રાહ્મણ: ( હસતો હસતો ) “ મહારાજ ! નિશંક ચિત્તે જે વાત પૂછવી હોય તે કહો. મ્હને જરાએ ગુસ્સો ઉત્પન્ન થશે નહિ. ”

રાજા: “ શાસ્ત્રીજી ! આવી ચિંથરેહાલ જણાતી આપની ફાટેલી તુટેલી બનાત શું આપને અતિ પ્રિય લાગે છે? અને આ કિંમતિ ગરમ શાલ સારી લાગતી નથી ? વારૂ ! એ તો ઠીક, પણ આપે ટીકીટ સેકન્ડ કલાસની લીધી છે છતાં થર્ડ કલાસમાં બેસવાનું કેમ ઉચિત લાગ્યું ? જો આપને મન શાલ અને બનાત સમાનજ છે ! ( અરે ! સમાન ક્યાંથી ? ચિંથરેહાલ બનાતનેજ શ્રેષ્ઠ માનો છો,) તો પછી આપે સેકન્ડ કલાસનેજ ઉચિત કેમ ના ગણ્યો ?”

બ્રાહ્મણ હો—હો—કરી ઉચ્ચ સ્વરે હસવા લાગ્યો. હસવાથી જરા નિવૃત્ત થતાં ધીમે સ્વરે કહેવા લાગ્યો; “ મહારાજ ! આ ક્ષુદ્રથી પણ અતિ ક્ષુદ્રને પ્રશ્ન પુછવા આટલો બધો આડંબર ! આ તો ઘણીજ સામાન્ય વાત છે. એટલી બધી સામાન્ય છે કે એનો ઉત્તરજ હોઇ શકે નહિ—અથવા ઉત્તર આપવો નિસ્પ્રયોજન છે. ”

રાજા: “ શાસ્ત્રીજી ! હું હાથ જોડીને વિનંતિ કરૂં છું કે: મ્હને એ સંબંધી મ્હોટો સંદેહ થયો છે, કૃપા કરી તે દૂર કરો. ”

બ્રાહ્મણ વિશેષ હસવા લાગ્યો. રાજાએ ફરીથી નમ્રભાવે કહ્યું: “શાસ્ત્રીજી! મ્હારો અપરાધ મનમાં લાવશો નહિ. હું આપની મશ્કરી કરવા માટે કે આપના જ્ઞાનની પરીક્ષા માટે આવો પ્રશ્ન કરતો નથી. મ્હારા મનમાં મુઝવણ થઈ છે તેથી હું આપને પુછું છું. ”

બ્રાહ્મણ: “ મહારાજ ! હું ઘર સંસારી છું, એટલે આચાર, અનુષ્ઠાન, નિષ્ઠા, વ્રત, એ સર્વ મ્હારે પાળવું પડે છે. તેમાં વળી કલિકાલમાં, યુગધર્મને લીધે, મ્લેચ્છ—સ્પર્શથી અમે તદ્દન અબ્રાહ્મણ થઇ પડયા છીએ. તેથી

ગમે તેટલો યત્ન કરવા છતાં પણ સર્વે સમયે સ્વધર્મનું પાલન કરી શકતા નથી. મહારાજ ! મ્હારી સાથે એક મ્હોટું પોટલું છે. તેમાં પરમ પવિત્ર ગ્રંથ બાંધેલા છે. વજનમાં પાકું અર્ધમણ હોવાથી એક હિંદુ મજુરને માથે મુકી ગામમાંથી સ્ટેશન સુધી લાવ્યો છું. મજુર પોટલું નાંખી ચાલી ગયો. જરાવાર ઉભો રહ્યો નહિ. મજુરો બહુ વિચિત્ર થઇ ગયા છે ! ટીકીટ ઑફીસ સહામે જોતાં જણાયું કે: મુસાફરોની મેદનીમાં તોફાન ચાલી રહ્યું છે. ત્યાં તો ઉભા રહેવાનીયે જગ્યા નથી. હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, ઢેડ, ભંગી, ચમાર વગેરે દરેક વર્ણ એકાકાર થઇ ધક્કામુક્કી કરી રહ્યા છે. શી ધક્કા મુક્કી ! રામ ! રામ ! પોટલું માથે લઈ છત્રિશ જાતિપૂર્ણ મ્લેચ્છ—મહોત્સવમાં ભેળાઈ ત્રીજા કલાસની ટીકીટ લેવાનું મ્હને ઠીક લાગ્યું નહિ. વળી પોટલામાં અર્ધમણનું વજન. જો ત્રીજા કલાસની ટીકીટ ખરીદું તો માત્ર પંદર શેર ભાર વિના મૂલ્યે એક ટીકીટમાં લઇ જઇ શકાય, અને તેથી પાંચ શેર વધારે ભાર થાય તો મ્હારે બીજા પૈસા આપવા પડે. વળી ભોગ જોગે કોઈ ઢેડ—ભંગી નજીક આવી બેસે તો પોટલું ઉંચકીને બીજે સ્થળે ન્હાસવું પડે ! ક્વચિત કોઈ ઢેડ—ભંગી કે નીચ જાતિનો રેલ્વે નોકર આવી પોટલું તોળાવે તો બ્રેકવાનમાં પણ નંખાવે ! આવો વિચાર કરી મ્હેં ત્રીજા કલાસની ટીકીટ લીધી નહિ. સેકન્ડ કલાસની ટીકીટ ખરીદનાર થોડાં હોય છે. તેથી સ્વયં પોટલું બગલમાં લઇ તેની ટીકીટ ખરીદ કરી. મહારાજ ! બાકી બ્રાહ્મણને સેકન્ડ કલાસ શું અને ત્રીજો કલાસ શું ? અમારે મન તો બધુંજ સરખું છે. માત્ર ઢેડ ભંગીનો ડર ! મહારાજ ! રેલગાડીમાં બધુંજ દુઃખ ! ”

વાતચિત કરતાં જોતજોતામાં વિશ મિનિટ પુરી થઈ. પહેલો ચેતવણીનો ઘંટ વાગ્યો. બીજા ઘંટ સાથે ગાડીયે એકદમ સીસોટી વગાડી.

રાજા તુરતજ ગાડીમાં બેસી ગયો. સ્વયં સ્ટેશનમાસ્તર સ્વહસ્તે ગાડીને ચાવી દેવા આવ્યો અને રાજાને અતિ નમ્રભાવે પુછવા લાગ્યો: “આપને કોઇ જાતની હરકત તો નથીને ? સર્વ વ્યવસ્થા બરાબર થઇ છે કે ? ”

રાજા: “ હા. ”

બ્રાહ્મણ: “ મહારાજ ! મ્હોટો અનર્થ થયો જણાય છે. કૈલાસચંદ્ર

હજી સુધી પાછો ફર્યો નહિ. તે કાંઇ સંકટમાં તો નહિ આવી પડયો હોય ! એ ક્યાં ગયો છે ? ”

બ્રાહ્મણ: “ હું એની તપાસ કરીશ. હું અહિં ઉતરી પડીશ. ” આ ડબ્બાને સ્ટેશન માસ્તર ચાવી મારી ચાલ્યા જતા હતા. રાજાએ ત્હેને બુમ પાડી કહ્યું: “ આ ડબ્બામાંથી એક માણસ નીચે ઉતર્યું છે, પણ હજી સુધી તે પાછું ફર્યું નથી. ત્હેની પોટલી બેગ બધુંજ અહિં છે. ક્યાં ગયા છે ત્હેની જલ્દી તપાસ કરો. ”

સ્ટેશન માસ્તર જરા ગભરાઇને બોલ્યો: “ ઘણીજ દિલગીરીની વાત છે. હવે સમય બીલકુલ નથી. વારૂ, હું એની તપાસ કરૂં છું. એ ઉતરેલા માણસનું નામ શું છે ? ”

રાજા: “ કૈલાસચંદ્ર. ”

તુરતજ “ કૈલાસ ! કૈલાસ. ” નામના શબ્દથી આખું પ્લેટફોર્મ ગાજી ઉઠયું. સ્ટેશનપર ત્રણ ચાર સાહેબ, પોલિસ અને બીજા કેટલાક માણસોથી પ્લૅટફોર્મ પર હોહાકાર થઇ રહ્યો, પણ કૈલાસ હાથ આવ્યો નહિ. ગાડી ઉપડવાને ચાર મિનિટ બાકી હતી.

બ્રાહ્મણ તેજ સ્ટેશનપર પોતાનું અર્ધમણનું પોટલું લઇ ગાડીમાંથી ઝટપટ નીચે ઉતરી પડયો. નીચે ઉતરી રાજાને કહ્યું: “ કૈલાસપર કંઇ સંકટ આવ્યું હોય અગર એનું અનિષ્ટ થયું હોય એમ હું ધારૂં છું ” રાજા, બ્રાહ્મણથી વિખુટો પડયો, કર્ત્તવ્ય વિમુઢ બન્યો, કાંઇજ ઉત્તર આપી શક્યો નહિ અને તેજ ડબ્બામાં બેસી રહ્યો. તુરતજ ગાડી ઉપડી.

---

## પ્રકરણ ૧૮ મું.

### નગેન્દ્ર ગુમ !

નગેન્દ્રના પિતાને ઘણા વખતથી નગેન્દ્રના કાંઇ સમાચાર મળ્યા નહોતા. છેલ્લે તે દિવાળીની રજાના દિવસોમાં ઘેર ગયો હતો, ત્યાર પછી ત્યાં બીલકુલ ગયો નહોતો, તેમ એનો પત્ર પણ નહોતો. સામે

ધીમે માગસર ગયો, પોષ ગયો અને મહામાસ બેઠો, તોપણ પુત્રનો એક પત્ર સરખોયે મળ્યો નહિ. પિતાએ ઉપરા ઉપરી પાંચપત્રો લખ્યા પણ ત્હેનો ઉત્તર સુદ્ધાં મળ્યો નહિ !

નગેન્દ્રના પિતાને પત્ર લખવાનો અભ્યાસ ઘણોજ થોડો હતો. પિતા પુત્રને દર અઠવાડીએ એક પત્ર લખવાની પ્રાર્થના કરતો, ત્યારે પુત્ર મહાપ-રાણે મહિનામાં એક પત્ર લખવા કબુલ થતો ! કારણ પૂછતાં તે કહેતો કે સરકારી કામનો બોજો એટલો બધો છે કે પત્ર લખવાની જરાએ ફુરસદ મળતી નથી. વાસ્તવિક વાત એ હતી કે: નગેન્દ્રને સમય ઘણોજ થોડો મળતો. સવારમાં ઉઠી ચા ચિરૂટ પિતાં પિતામાં તો એક કલાક થઈ જતો. તે પછી ટૂવાલ વતી હાથ મ્હોં લુછતાં આઠ વાગી જતા, પછી પોતે અંગ્રેજી પેપરો માટે લેખ લખવા બેસતો. એક બ્લુ-બ્લેક બુક, હાથી દાંતની સ્ટીલ-પેન, એક ચળકતો સાફ કરેલો ખડીયો, અને ચળકતા જાડા ચીકણા કાગળ, એ બધો લેખનો સામાન જોયો ? વિશેષ્ય, વિશેષણ, સંધિ, સમાસ, ભાવ, સૂર-તાલ ઇત્યાદિ રચતાં બે કલાકથી વધારે સમય જતો ! લેખ તે કાંઇ જેમ તેમ લખાતા હશે ! તેમાં તો બધુંયે તપાસવું જોઇએ. એ પછી સ્નાનાહાર કરી રાજ કચેરીમાં ગમન કરતો. અહિંથી સંધ્યા પહેલાં પાછો ફરતો. વળી પાછો ન્યુસપેપરો માટે લેખ લખવા બેસતો. વળી કેટલાંક માસિક પત્રોમાં ન છૂટકે લેખો લખવાજ પડતા ! આટલાં બધાં કામ કરવા પછી સમય લાવવોએ ક્યાંથી ? એજ કારણથી પિતાના ભાગ્યમાં પખવાડીયે પણ એક લીટીનો પત્ર વાંચવા સરજાયલું નહતું !

પિતા આજ ત્રણ માસ થયાં પુત્રના પત્રથી વંચિત હતા. પિતાએ માગસર માસમાં વિચાર કર્યો કે: રાજ્યકાજના ભારે કામને લીધે પુત્ર પત્ર લખી શકતો નહિ હોય. "આજે આવશે, કાલે આવશે." એવી આશામાં ને આશામાં પોષ માસ આવી પહોંચ્યો, અને પૂરો પણ થયો. માઘ માસમાં પિતાનું મન આકુળ વ્યાકુળ થવા માંડ્યું. જ્યારે તેને પાંચ પાંચ પત્રનો એક પણ પ્રત્યુત્તર મળ્યો નહિ ત્યારે તેણે ત્યાંના રાજાને એક રજીષ્ટર પત્ર લખ્યો, પણ જે દિવસે એ પત્ર રવાના કર્યો તેજ દિવસે રાજ્યમાંથી એક

સિલ સીક્કા સાથે પત્ર નગેન્દ્રના પિતાને આવીને મળ્યો. પિતા અતિ આતુર નેત્રે પત્ર ફોડી વાંચવા લાગ્યા. પત્રનો સાર આ પ્રમાણે હતો:—

"અત્યાર પહેલાં નગેન્દ્રના નામના ત્રણ પત્રો આપે લખ્યા છે તે મ્હેં ફોડી વાંચી જોયા છે. આજે ત્રણ અઠવાડીયાંથી નગેન્દ્ર ક્યાં ગયા છે ત્હેની અમને ખબર નથી, નગેન્દ્ર જો ઘર તરફ આવે તો અમને તુરત ખબર આપજો. આપ વધારે ચિંતાતુર થશો નહિ, તેમ વધુ ઉદ્વેગ પણ કરશો નહિ, હું મ્હારાં માણુસોદ્વારા એની ખબર કઢાવું છું. જ્યારે હું કાશીજીએ યાત્રા ગયો હતો, ત્યારે નગેન્દ્રને રાજ્ય છોડી કાંઈ પણ નહિ જવાની આજ્ઞા કરી હતી. પણ એ હુકમનો અનાદર કરીને તે કોઈ સ્થળે ચાલ્યો ગયો છે. કોઈ એકાએક કારણ આવી પડવાથી મ્હારે યાત્રાએથી જલ્દી પાછું ફરવું પડ્યું છે. સુરતના સ્ટેશન પર મ્હેં નગેન્દ્રને જોયો. તે થર્ડક્લાસમાં બેઠો હતો. તેને ત્યાં એકાએક મુર્છા આવી હતી. સ્ટેશન માસ્તર સાથે કેટલોક બંદોબસ્ત કરી મ્હારા માણસ સાથે એને શહેરમાં ચિકિત્સા સારૂ મોકલી આપ્યો હતો. ત્યાં એને આરામ પણ થઇ ગયો હતો. ફરીથી મૂર્છા આવવાનું ચિહ્ન જણાતું નહોતું. પણ પરમ દિવસે પ્રાતઃકાળે કોઇને કાંઈ પણ કહ્યા વગર એ તે કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો છે, ત્હેની કોઇને ખબર નથી. કેટલાકો એવું અનુમાન કરે છે કે: "નગેન્દ્ર મ્હારા ભયથી ક્યાંય જતો રહ્યો છે." ખરૂં કહું તો આજ્ઞા ઉલંઘન કરવાથી નગેન્દ્ર પર મ્હને ઘણોજ ક્રોધ ચઢ્યો હતો, પણ તેથી એને કોઈ જાતનો ભય રાખવાનું કશુંજ કારણ નથી. મ્હારો ક્રોધ તો તેને મૂર્છા આવી તેજ સમયે સમા ગયો હતો. જો નગેન્દ્ર ઘેર આવ્યો હોય તો જલ્દીથી એને અહિં વિદાય કરજો. કોઇને એવું પણ બોલતાં સાંભળવાંમાં આવ્યાં છે કે: નગેન્દ્રે તેજ દિવસે પ્રાતઃકાળમાં ભગવું વસ્ત્ર પહેરી કોઈ સ્થળે પ્રયાણ કર્યું છે, સન્યાસી બની ઉત્તર દિશા તરફ યાત્રા કરવા ગયો છે. હું આમાંનું કશુંજ સત્ય માનતો નથી. પુત્રને માટે આવું વાંચવાથી ખેદ થશે, એ કારણથી અત્યાર સુધી મ્હેં આપને કાંઇ પણ લખ્યું નહોતું. એની તપાસમાં મ્હારાં માણુસો ગામેગામ મોકલ્યાં છે. આશા છે કે એ ઝટ જડી આવશે. મળી આવતાં તુરતજ આપને ખબર

આપીશ. વધારામાં વળી હું રેલગાડીમાં બેસી રાજ્યમાં પ્રત્યાગમન કરતો હતો, તે દિવસે રાણીના ડબ્બામાં ચોરી થઇ છે. અતિ મૂલ્યવાન વસ્તુઓ ચોરાઇ ગઇ છે. ચોરની તપાસ સારૂ હાલમાં માણસો મોકલ્યાં છે. આવાં કેટલાંક સાંસારિક કારણોને લઇને તમારા પુત્ર બાબતની હકીગત ઝટ આપી શકયો નથી, પણ આપ એ વાત મનમાં લાવશો નહિ. હું તપાસ કરાવવામાં જરાએ કચાશ રાખીશ નહિ."

પત્ર પૂરો વાંચી રહેતાંજ પિતાને મન આકાશ તુટી પડયા જેટલું કષ્ટ થયું. આંખમાંથી ચોધારે આંસુ ચાલવા લાગ્યાં. વૃદ્ધને બીજા પણ પુત્રો હતા, પણ એક નગેન્દ્રજ કાંઇક માણસની વર્ણમાં આવી શકયો હતો. એટલે એકલો નગેન્દ્રજ બધા બાંડુમાં ઇંગ્રેજી વિદ્યામાં પારંગત થઇ સો રૂપિયાનો માસિક પગાર મેળવતો હતો. વૃદ્ધની હજારો આશાઓ એ એકજ પુત્રમાં હતી, પણ આજે એ પુત્ર કયાં રઝળે છે તે કોઇ જાણતું નથી! એ આશા–દોરી એકાએક કેમ કપાઇ ગઇ તે કોઇ કળી શકતું નથી. નગેન્દ્રના પિતાને હજારો સંકલ્પ–વિકલ્પ થવા લાગ્યા. નયનમાંથી વારી ધારાનો અભિષેક થવા માંડયો.

તેના પિતાને ઘેરથી બે પુરૂષો નગેન્દ્રની તપાસ કરવા નીકળ્યા. તેમને નગેન્દ્રના પિતાએ ખાસ કરીને કહ્યું કેઃ "શ્રી વંદ્રાવનમાં તપાસ કરજો."

## પ્રકરણ ૧૯ મું.

### સીતા અને સન્યાસી.



કલિકાળની કુળોદ્ધારક, સુધારાને શિખરે ચઢેલી સીતાદેવી ક્યાં છે? સર્વ ગુજરાતી મહિલાઓમાં આગળ પડતી, દેવ, દૈત્ય, માનવ દળની દિગંબરી, ત્રિતાપ દૂરક રનારી, ત્રિનયની તારા આજે કયાં છે? સદા યુદ્ધ–સમર–રંગિણી, અનંત રૂપવતી મહામાયા ઉન્માદિની ક્યાં છે? શિક્ષિત પુરૂષોના પ્રાણ હરનારી, સંસારમાં બંધુમય જીવન ગાળનારી, એ આદર્શ રમણી સુધરેલી સીતા આજે ક્યાં છે?

સીતાદેવી આજે શ્રી વૃંદાવનમાં બિરાજે છે. જ્યાં શ્રી કૃષ્ણ ભગવાને

ગોપિકાઓ સાથે રાસ વિહાર કર્યો હતો ત્યાં બિરાજે છે!

અહો! આજે સીતાદેવી સાથે શ્રી વૃંદાવનનું સુખમય નામ લઈ આપણે ભાગ્યશાળી થયા છીએ.

નરકમાં વિહાર કરનાર નૌકા, અમૃતના ઊંડા સાગરમાં ચાલવા માંડી છે! દેવોનું નૈવેદ્ય, નરક–સુખવાળા શ્વાન આરોગે છે! અહો! કેવું હતભાગ્ય! વિધિની કેવી વિચિત્ર લીલા! બધો યુગધર્મનો પ્રભાવ છે!

જે વૃંદાવનમાં ભગવાન્ શ્રી કૃષ્ણ પરમાત્માએ લીલા કરી જે ભૂમિ પાવન કરી છે તે ભૂમિમાં અમે પાપિણીની પાપ કહાણી કેવી રીતે વર્ણવી શકીએ? ભક્તિભર્યા હૃદયથી એક વાર શ્રી વૃંદાવનને જોઈએ છીએ ત્યારે હૃદયમાં કોઈ અનિર્વચનીય ભાવ ઉત્પન્ન થાય છે. એવો પણ પ્રત્યક્ષ ભાસ થાય છે કે: "સખાઓ સાથે, યદુનંદન યમુનાને તીરે આમતેમ ફરે છે. એમની સાથે પ્રિયદામ, શ્રીદામ, સુબળ, મહાબળ, ગોપ–ગોવાળ અને બળવીર જેવા સખા બંધુઓ જ્યારે જોઈએ ત્યારે દેખાય છે. મધુરી વેણુનો નાદ હૃદયને પરમ આનંદ આપી રહ્યો છે. હો–હો શબ્દ કરતા ગોવાળો આનંદથી ધેનુ ચરાવી રહ્યા છે."

જુઓ, જુઓ, પણે જુઓ! એ સ્થળેજ યોગેશ્વર શ્રીકૃષ્ણ વસંત ઋતુમાં ગોપિગણ સહિત વિહાર કરી રહ્યા છે. વળી બીજું કૌતુક જુઓ. શ્રીકૃષ્ણ, શ્રી રાધિકાનું માનભંગ કેવી રીતે કરી રહ્યા છે! અહા! કોઈ જગ્યાએ ભગવાને વ્રજવનિતાઓનાં વસ્ત્ર હરણ કરી કદંબ વૃક્ષ પર ચઢી જઈ હાસ્ય–પરિહાસ્ય કર્યું છે. પ્રેમ વિહ્વળ, વસ્ત્રહિન થવાથી લજ્જા પામતી ગોપીઓ, કાલિન્દીનાં શીતળ જળમાં અતિ શીતથી થરથરતી અતિ કરૂણ-ભાવે કહે છે કે: "હે શ્રી કૃષ્ણ! હે શ્યામ સુંદર! અન્યાય કરશો ના! હે નંદલાલા! અમે તમારૂં કલ્યાણ ઈચ્છીએ છીએ. અમે તમને આખા વ્રજમાં સર્વેથી શ્રેષ્ઠ ગણીએ છીએ. હે મદનમોહન! અમારાં વસ્ત્રો અમને પાછાં આપો. હે અનાથ બંધુ! અમે બધી ગોપીઓ ટાઢે થરથરીએ છીએ. અમે તો આપની દાસી છીએ. આપ આજ્ઞા કરશો તેજ પ્રમાણે કરીશું. હે કપટી કહાન! વસ્ત્ર પાછાં આપો, નહિ તો વાત રાજાને જાહેર કરીશું."

ઉત્તરમાં શ્રીકૃષ્ણ કહે છે કે: "હે ચારૂશિલે! વ્રજસુંદરીઓ! જો તમે મ્હારી દાસી હો તો મ્હારી આજ્ઞાનું તમારે પ્રતિપાલન કરવું પડશે. હું એવી આજ્ઞા કરૂં છું કે તમે આ કદંબ વૃક્ષ પાસે આવી, વૃક્ષની ડાળ પર લટકાવેલાં તમારાં વસ્ત્રો ઓળખી ઓળખીને લઇ જાઓ. એમ જો નહિ કરો તો હું કાંઇ તમને વસ્ત્રો પાછાં આપવા આવવાનો નથી. રાજા ક્રોધે ભરાઇ મ્હને શું કરશે?"

વળી જુઓ, ગોપીઓનો ગર્વ ઉતારવા અને શાંતિ આપવા ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા મધુવનમાંથી અંતર્ધ્યાન થાય છે. ભગવાનને અંતર્ધ્યાન થયેલા જોઇ વિરહથી વ્યાકુળ બનેલી ગોપિકાઓ કેવો વિલાપ કરે છે! અહા! કેટલી વિરહ વ્યથા! તેમને શરીરનું કે મનનું પણ ભાન નથી. વિરહથી તેઓ ગાંડી થઇ હોય તે પ્રમાણે વનવૃક્ષો, પહાડ, પર્વત તરૂ લત્તા સાથે વાર્તાલાપ કરે છે. કોઇ પીપળાના વૃક્ષને પુછે છે કે: "હે પિપળા! ત્હેં વનમાળા વિભૂષિત શ્રી કૃષ્ણને જોયા છે? શ્રી નંદનો નંદન હાસ્ય-વિલાસ કટાક્ષદ્વારા અમારૂં હૃદય ચોરી કાંઇ પલાયન કરી ગયા છે, ત્હેં એને અહિંથી જતાં જોયા છે?" કોઇ કહેવા લાગ્યું કે: "હે કદંબવૃક્ષ! ઓ વૃક્ષને વિંટલાયેલી લતાઓ! હે અશોક! જેના હાસ્યથી અમો અબળા જાતિનું હૃદય મુગ્ધ થયું છે, એ હૃદયચોર શું આ જગ્યાએ થઇને ગયા છે! હે કલ્યાણી તુલસી! હે ગોવિંદ-ચરણપ્રિયા! ત્હારો અતિ પ્રિય માધવ, અલિકુલ સહ ત્હને ધારણ કરે છે ત્હેને તેં જોયો છે? અમે એના વિરહથી વ્યાકુળ બનેલી વ્રજરમણીઓ છીએ, અનાથ છીએ. હૃદયશૂન્ય અને દિશાશૂન્ય થયાં છીએ: હે માલતિ! હે મલ્લિકા! શ્રી કૃષ્ણ કયે રસ્તે ગયા છે તે ઝટ કહો! હે બકુળ! હે કદંબ! હે બિલ્વ! હે પરોપકાર માટે જન્મ ધારણ કરનાર યમુના તટે ઉત્પન્ન થયેલા તરૂવરો! કૃષ્ણ કઇ દિશાએ ગયા છે તે ઝટ કહો! અહો! વ્રજભૂમિ! ત્હેં કેટલી તપસ્યા કરી છે! કેશવના પાદસ્પર્શથી ત્હને કેટલો આનંદ થાય છે! તમે રોમાંચિત થાઓ છો તે અમે જોઇ શકીએ છીએ." આ પ્રમાણે કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ કરતી ગોપિકાઓ કૃષ્ણમય બની ગઇ છે. સંસારમાં કૃષ્ણ સિવાય અન્ય કશુંજ જોઇ શકતી નથી.

મધુમય વૃંદાવનનું નામ ઉચ્ચારતાંજ હૃદય સરોવરમાંથી આનંદના અનેક ફુવારા ઉડે છે. શું તેના નામમાં આવો અનિર્વચનીય મહિમા છે ? ધન્ય એ નામ !

સીતાદેવીને વૃંદાવનમાં આવે આજે દશ દિવસ થયા છે. વાંચકોના સ્મરણમાં હશે કે: "સસરાનું મરણ સાંભળ્યું તે દિવસે સીતાદેવીએ હવિષ્યાન્ન લીધું હતું, અને તેજ દિવસે એને મૂર્છા આવી હતી. ધીમે ધીમે રોગ વધી પડયો. ત્યારપછી ડૉક્ટર મહેન્દ્રલાલ સાથે દવા કરાવવા મુંબાઈ ગઈ. ત્યાં એ રોગ ઝટ દૂર થયો નહિ, તેથી ડૉક્ટર મહેન્દ્રલાલ સીતાદેવીને હવા ફેર સારૂ ઉત્તર-પશ્ચિમ દેશોમાં લઈ ગયો હતો. એની સાથે સીતાદેવીનો બંધુ વિપિન, કૃષ્ણદાસ અને રામચંદ્રની માતા હતાં. એ બધાના અધ્યક્ષ સ્વરૂપ ડૉક્ટર મહેન્દ્રલાલ જણાતા હતા !

સીતાદેવી વગેરે પ્રથમ કાશીમાં ગયાં હતાં, પણ ત્યાં એક માસ રહેવા છતાં તેના રોગમાં ફેર પડતો નહિ જણાવાથી અને તેના મનને ગોઠતું નહિ હોવાથી ત્યાંથી ઓમકારેશ્વર આવ્યાં. એ ન્હાના ગામડામાં એકાદ મહિનો પૂરો રહ્યાં નહિ હોય એટલામાં મહેન્દ્રલાલને ત્યાંના લોકો સાથે બોલાબોલી થઈ. સ્કૂલના વિદ્યાર્થીઓ મહેન્દ્રને જોતાં કહેતા કે: "આ આવે છે તેજ તે." કોઈ એને જોઈ અન્યોઅન્ય હાથતાલી આપી નાચવા મંડી જતા અને ખીજવતા તેથી મહેન્દ્રને ઓમકારેશ્વર ઉપર અત્યંત તિરસ્કાર છુટયો અને ત્યાંથી દોઢગાઉ દૂર રોહિણીમાં આવી રહ્યા. એ જગ્યાએ કાંઈ દુઃખ જણાયું નહિ. ગામમાં બે સાધારણ આકારના બંગલા હતા. વસ્તી પણ અહિં નહિ જેવી હતી. રાત્રે ફક્ત શિયાળવાંનો સ્વર કાને આવતો હતો. રોહિણી ગામમાં એક મહિના સુધી સીતાદેવીની દવા ચાલી. રામચંદ્રની માતાને ઓમકારેશ્વરમાં દેવદર્શન જવાની ઘણી ઇચ્છા થતી હતી. તેથી અઠવાડીઆમાં એક વખત તેને દર્શને લઈ જવા એક બ્રાહ્મણને રોક્યો હતો.

રોહિણીનાં હવાપાણીથી સીતાદેવીના રોગમાં કાંઈ ફેર પડેલો જણાયો તેથી માજીએ વૃંદાવન જવાનો વિચાર જણાવ્યો. સીતાદેવી તેમજ મહેન્દ્રે કશો વાંધો લીધો નહિ, કારણ કે તે સ્થાન જો આ ગામના જેવું અયોગ્ય-

દાયક નહિ હોય તો ત્યાં ઝાઝા દીવસ રોકાઇશું નહિ, એવો નિશ્ચય હતો. બીજી બાજુએ મહેન્દ્ર પર ડેપ્યુટી રામચંદ્રનો પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કેઃ "સીતાદેવીને જો હવે આરોગ્ય પ્રાપ્ત થયું હોય તો એને તેડીને શીઘ્ર દેશમાં પાછા ફરો. કારણ મ્હારી પ્રિયતમા પત્ની દેવી ચંદ્રપ્રભાનું હૃદય સીતાદેવીને જોવા માટે ઉત્સુક થઈ રહ્યું છે." ઉત્તરમાં મહેન્દ્રે જણાવ્યું કેઃ "મ્હારા અત્યુપચારોથી અને હવાફેરના ગુણને લઇને સીતાદેવીનો મૂળ રોગ સંપૂર્ણ રીતે દુર થયો છે, તોપણ ભગિનીનું શરીર જરા નબળું પડી ગયું છે. વૃંદાવન જવાનો વિચાર નક્કી કર્યો છે. એ સ્થાને એક માસ રહી અમે બધાં ઘેર પ્રત્યાગમન કરીશું." એ બાબતમાં રામચંદ્રનો અનૂમતિ પત્ર આવવાથી સર્વ જણ વૃંદાવન ઉપડી ગયાં.

હમણાં સીતાદેવી વૃંદાવન–વિલાસીની બની છે. એ બાળાના સુંદર મકાનમાં બધાંએ ઉતારો કર્યો હતો. સંધ્યાકાળે કૃષ્ણદાસ સિવાય અન્ય કોઇ ઘરમાં હાજર નહોતું. માજી, વિપિન દેવદર્શને ગયાં હતાં. ડૉક્ટર મહેન્દ્રલાલ કોઈ અગત્યના કામ સારૂ મથુરાં ગયાં હતાં. હાલમાં પાછા ફરવાનો સંભવ નહોતો.

ઘરમાં સીતાદેવી ખુરસી પર બેઠી હતી. પગમાં ઝીકનાં ભરેલાં નાજુક સીપાટ હતાં. ખુરસીને નીચેજ જોડાની પાસે એક લાંબુ કુશાસન પાથરેલું હતું. તે પર એક સન્યાસી બેઠો હતો. શરીરનો રંગ ગૌર, ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી, મસ્તક પર જટા હતી. હાથમાં ચીપીઓ અને કમંડળ હતાં. આખા શરીરે ભસ્મ લગાડી હતી; પણ ઉંમર ઘણી ન્હાની હોવાનું અનુમાન થતું હતું.

સીતાદેવીએ બન્ને નયનો વાદળી રેશમી રૂમાલથી ઢાંકી દીધાં હતાં, વખતે વખતે નાકમાંથી એક ઉંડો નિઃશ્વાસ મુકાતો હોય એવો ધ્વનિ સંભળાતો હતો. એક વાત સંભારી સીતા મનમાં ઝીણું ઝીણું રૂદન કરતી હતી.

સન્યાસી બાવા બાલિકાના ચરણ–પદ્મ સામું ચકોર નયને દૃષ્ટિ રાખી ધીમા, મધુર કંઠે કહેવા લાગ્યાઃ "પ્રિય ભગિની! મ્હેં સમગ્ર સંસારનો ત્યાગ કર્યો છે. મ્હેં ત્યાગનું મહાવ્રત ધારણ કર્યું છે. આપ હવે મ્હને જરાએ

આગ્રહ કરશો નહિ. સંસારનાં સર્વ સુખોને મ્હેં તિલાંજલિ આપી છે."

સીતાદેવીએ હજી પ્રથમની પેઠેજ આંખોપર રૂમાલ ઢાંકી રાખ્યો છે. તે રૂદન કરતી ધીમે સાદે કહેવા લાગી; "પ્રાણ પ્રિય, ભ્રાતા ! મ્હને સત્ય કહો કેઃ આ ભિખારિણી ભગિનીનો પ્રેમ તરછોડી કયા અપરાધને લીધે, તમે સન્યાસી વેશ ધારણ કર્યો છે ? જો સન્યાસી થવાની વાસના તમારા હૃદયમાં બળવાન હતી તો તે વાત મ્હને પહેલાંજ કેમ ન કહી ? હું પણ નિશ્ચિંત થઇને શાંતિથી બેસી રહેત ખરી કે ? જો તમારો સન્યાસી થવાનો દૃઢ વિચાર મ્હને જણાવ્યો હોત તો મ્હારા પ્રિયતમ ભ્રાતાની આ પ્રિયત્તમ ભગિની પણ તેની સાથેજ સન્યાસિની થાત."

સન્યાસીઃ "હે સત્ય, અને પવિત્ર પ્રેમના પારિસીક મહાસાગર ! હે પ્રિય ભાષિણી કુળશિરોમણિ ! તમારાં ચક્ષુઓમાંથી મોતી સમાન અશ્રુબિંદુઓ તમારા કઠિન કુચ-યુગ્મપર પડી ચૂરેચૂરા થઈ જાય છે. અહા ! આવો દેખાવ હજી મ્હારે કેટલી ક્ષણ જોવાનો છે ? હે કમળદળવાસિની સીતાદેવી ! હવે રૂદન કરવું બંધ કરો ! આપનાં અશ્રુબિંદુઓ મ્હારૂં હૃદય ચીરી નાંખે છે."

સીતાદેવીએ ઝટ દઇને આંખો પરનો રૂમાલ ખસેડી નાંખ્યો, અને બનાવટી ક્રોધ ભર્યા શબ્દોમાં કહેવા લાગીઃ "કઠિન હૃદય ! આપ શું કહો છો ? મ્હારે હવે રૂદન છોડી દેવું ? હવે મ્હારે આંખમાંથી અશ્રુ ખેરવવાં નહિ ? એવું કદી બનશે નહિ. હું સદાકાળ રડીશ—જ્યાં સુધી વિશ્વ બ્રહ્માંડ રહેશે ત્યાં સુધી રડીશ."

સન્યાસીઃ (સ્વગત) "આહા ! સીતાદેવીના શબ્દો કેવા મધુરા લાગે છે ! જાણે મધુ માસમાં મદન-મહોત્સવનો મહા ધ્વનિ થતો ન હોય !"

સીતાદેવીઃ "જેટલો વખત સંસારમાં રહીશ તેટલો વખત રડીશ. દેહાન્ત પછી પણ જો આ આત્મા એકલો હશે તો રૂદન કરતો ગમે ત્યાં ભ્રમણ કર્યા કરશે."

સન્યાસીઃ ( સ્વગત ) "હે ગંભીર ગુણવતિ ! હે સ્વર્ગાદપિ ગરીયસિ ગૃહિણી ! તમારા એ ગુણોથી મુગ્ધ થઇને તો જ્ઞાનીઓ ઘરનો ત્યાગ કરે છે, પણ હવે વધુ નહિ—રડવું બંધ કરો ! હવે વિના કારણે આ હૃદયને આપના રૂદન રૂપી ખડગથી વિંધશો ના !"

સીતાદેવીઃ "અવશ્ય રડીશજ. રડી રડીને આંસુનો સાગર ભરી દઇશ. આજે પૃથ્વીમાં એવી કોઈ શક્તિ નથી કે તે કોઇ પણ પ્રકારે મ્હારાં ચક્ષુ-માંથી નીકળતાં જળને અટકાવે. જરા વિચારી જુઓ. બની ગયેલો બનાવ કેવો ભયંકર હતો! મ્હારૂં હૃદય ઘણુંજ કઠણ છે. આટલું આટલું માથે વિતવા છતાં પણ હૃદય ફાટી પ્રાણ નીકળી જતા નથી. જ્યારે આપે સન્યાસી વેશે ત્રિશ સેકન્ડ પહેલાં મ્હને પ્રથમ દર્શન દીધાં ત્યારે મ્હારૂં હૃદય આનંદથી ઉછાળા મારવા લાગ્યું, પવિત્ર પ્રણયથી ગદ્ગદ્ થયું અને આપના કર-પદ્મનાં દર્શન કરવા અને આપને પ્રેમાલિંગન આપવાને ઉત્સુક બન્યું પણ આપ કેવા પાષાણ–હૃદયી છો? આપે કહ્યું કેઃ "હું સન્યાસી થયો છું. મ્હને સ્પર્શ કરશો નહિં." એટલું બોલી આપે હાથ ખેંચી લીધા. હું અભિમાનથી મરણ તોલ થઈ ગઈ. મ્હારા હાથ પાછા ખેંચી પાછી ફરી અને મનમાં ને મનમાં એમજ કહેવા લાગી કેઃ "પૃથ્વી! જો તું ફાટે તો જરૂર હું ત્હારા ઉદરમાં વિના ભયે આનંદથી સમાઇ જાઉં."

સન્યાસીઃ "અહહહ! કેવું દુર્દૈવ!"

સીતાદેવીઃ "વળી મ્હેં વધારામાં કહ્યું કેઃ "પૃથ્વી ત્હેં રામની સીતાને ત્હારા પવિત્ર ઉદરમાં સ્થાન આપ્યું છે તો પછી હું પણ સ્ત્રી જાતિ છું, પવિત્ર છું, હજી સુધી મ્હેં કોઇ પણ જાતનું પાપ કર્યું નથી. મ્હને શા-માટે સ્થાન આપતી નથી?"

સન્યાસીઃ "હવે એ વાત કરવી બંધ કરો તો સારૂં. મ્હારૂં હૃદય વિના શસ્ત્ર વિંધાઈ જાય છે."

સીતાદેવીઃ "પૃથ્વીને એટલું કહી મનમાં ને મનમાં મ્હેં કેટલુંએ રૂદન કર્યું છે! આપને કષ્ટ થશે એ વિચારથી મ્હેં અત્યાર સુધી તમને કશું કહ્યું નથી પણ હૃદય તો શોક–જળમાં ડૂબી ગયું છે!"

સન્યાસીઃ "અહા...હા...હા...!"

સીતાદેવીએ છેવટે વિચાર કરી કહ્યું કેઃ "તમે સન્યાસી થયા તો ભલે થયા, હું તમારૂં વ્રત ભંગ કરી તમારા સુખમાં કંટક રૂપ થવા ઇચ્છતી નથી. એવા વિચારથીજ મ્હેં તમને કુશાસન લાવી આપ્યું."

સન્યાસીઃ “ સીતાદેવી ! હું કૃતાંજલિપૂર્વક કહું છું કેઃ આપ હવે શાંત થાવ ! ”

સીતાદેવીઃ “ ઠીક, સન્યાસી થયા તો ભલે થયા પણ સન્યાસી થઇને કોઈ સ્ત્રીને આપ સ્પર્શ કરો છો કે નહિ એ જાણવા ઇચ્છું છું ! ”

સન્યાસીઃ ( જરા વિચાર કરતો ) “હા ! નાએ કરૂં ? કરૂં પણ ખરો. કોઇ વખત સ્પર્શ કરૂં, કોઇ વખત નહિ. રામચંદ્ર જ્યારે જટાવલ્કલ ધારણ કરી, સન્યાસી બની, સન્યાસિની સીતા સહિત વનમાં ગયા ત્યારે વનમાં સીતાને સ્પર્શ નહિ કર્યો હોય એવો વિશ્વાસ કેમ આવે ? સત્યવ્રત યુધિષ્ઠિર વનમાં ઘણો વખત રહ્યા. તેમણે પણ લાંબા કાળ પર્યંતમાં એક પણ દિવસ દ્રૌપદિના શરીરને સ્પર્શ કર્યો નહિ હોય એ વાત પર વિશ્વાસ કેમ બેસે ? એ શું સંભવિત છે ? કઠોર વ્રત પાલન કરવાવાળા મહામુનિ પરાશર, જન્મના તપસ્વી હોવા છતાં મત્સ્યગંધાના શરીરને સ્પર્શ કરતાં સંકુચિત થયા નહિ. મ્હોટા મ્હોટા ઋષિ કે કોઈ સન્યાસી કે પછી ચક્રવર્તિ મહારાજા વિગેરેનાં ગુપ્ત ચરિત્રની જો તપાસ કરવામાં આવે તો તેમાં એકાદો દોષ તો જરૂર જોવામાં આવશેજ. આપણે બીજાના ચરિત્રનું ગુપ્ત રહસ્ય જોવાની જરૂર નથી. સંસારમાં વિચાર કેવળ બાહ્યનું દૃસ્ય જોઇનેજ બંધાય છે. મહામતિ મિલ પણ એવાજ મતના હતા. અહલ્યા, દ્રૌપદી, કુન્તી, તારા, મંદોદરી એ પાંચ હિંદુઓની આદર્શ રમણીઓ છે. પણ જો એ પાંચ મહિલાઓનાં ગુપ્ત ચરિત્રની ઉંડા ઉતરી બારીકાઇથી તપાસ કરી હોય તો જરૂર જણાઈ આવશે કે, એ પાંચ રમણીઓ ખોટા પતિપ્રેમમાં આસક્ત થઇ અન્ય પતિ-પરાયણા હતી, તોપણ એ પાંચ કન્યાના પવિત્ર નામ પ્રાતઃસ્મરણીય ગણાયાં છે. ઘરમાં એક પતિ હોવા છતાં બહાર બીજા પતિનો આશ્રય લીધો ન હોય એવી એક પણ વાત મિલના પુસ્તકમાં શોધતાં મળતી નથી. ઘરના પતિ ગૃહ–દેવતા, બહારના પતિ બહાર–દેવતા. અરણ્યના પતિ વનદેવતા, એવો ઇરાની અખાત ખોદનાર મૅાસે ડી લેસેપનો અભિપ્રાય છે.” “સન્યાસી થઇ સ્ત્રી–અંગનો સ્પર્શ કરતા નથી ?” એવો સીતાદેવીનો પ્રશ્ન હતો. તેનો ઉત્તર આપવો ભૂલી જઈ સન્યાસીએ વક્તૃતાના પ્રવાહમાં બીજી વાતો કહી સંભ-

ળાવી ! પવિત્ર પતિવ્રતા—સતીઓ ઉપર આક્ષેપ કર્યો !

સીતાદેવીએ કહ્યું: “ હે સન્યાસી—કુલતિલક ! ધન—જન—યૌવન સર્વસ્વ ત્યાગી ઉદાસીન ! આજ ઘણા વખત થયાં આવી સરસ, સરળ, સુમધુર, જ્ઞાન વાર્તાઓ શ્રવણ કરી નહોતી. આહા ! જેમ જેમ સાંભળું છું તેમ તેમ હૃદય—સાગરમાં કોણ જાણે કેવા કેવા અવનવા તરંગો ઉત્પન્ન થાય છે અને લય પામે છે. અરેરે ! હું એક કુમભાગ્ય સ્ત્રી છું. જો એમ ન હોય તો અત્યારસુધી એ સુખથી વંચિત રહું ખરી કે ? ( દીર્ઘ નિશ્વાસ નાંખીને ) પણ ઓ કઠોર વ્રતધારી સન્યાસિન્ ! મ્હારા પ્રશ્નનો ઉત્તર આપશો ખરા કે ? એક વાર વીણાના જેવા સુમધુર કંઠથી શીઘ્ર ઉત્તર આપો. ”

સન્યાસી: (ઉંડો વિચાર કરતો) “ સન્યાસીઓ ગમે ત્યારે સ્ત્રી—અંગનો સ્પર્શ કરી શકે નહિ ! એ તો ઠીક, હમણા એ વાત રહેવા દો. હું કહું તે ધ્યાન દઇને સાંભળો:—

“આ સંસારમાં એકવિંશ પ્રકારના સન્યાસી છે. તેમાં કોઇ કર્મ—સન્યાસી, કોઇ યોગ—સન્યાસી, કોઇ વ્રત—સન્યાસી, કોઇ પ્રેમ સન્યાસી, કોઇ—”

સીતાદેવી: “ હું હવે ધૈર્ય ધારણ કરવા અસમર્થ છું, હું એવી પાંચ પચાશ વાતો સાંભળવા ઇચ્છતી નથી. આપ જલ્દીથી મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો. ”

સન્યાસી: “ હા ! મ્હારા જીવન સર્વસ્વ—ભગિની—ધન ! હા ! ભવ-જલધિ—જલના અમૂલાં રત્ન ! આપના પ્રશ્નથી હું મ્હોટા વિચારમાં તેમ મહાન સંકટમાં આવી પડયો છું. મ્હેં આવું વ્રત માત્ર ત્રણ માસ માટે લીધું છે; અને કેટલોક વખત એ કઠોર વ્રતને અનુસરતું કાર્ય કરવાનો સંકલ્પ કર્યો છે. હે સુંદરી ! વ્રત સમયે નારી—અંગને સ્પર્શ નહિ કરવાનો નિયમ છે. ”

સીતાદેવી; “ વ્રતનું કારણ શું છે ? વ્રત કોને માટે લીધું છે ? આ ચિર દુઃખીની એ વાત જાણવા ભાગ્યશાળી થશે કે ? ”

સન્યાસી: “ વ્રત કથા પ્રકટ નહિં કરવાનો મ્હેં નિશ્ચય કર્યો હશે તો પણતમારાથી કોઈ વાત ગુપ્ત રાખી નથી અને રાખીશ પણ નહિ. સાંભળો !

મ્હેં મ્હોટા મ્હોટા પરોપકાર કરવાનું મહાવ્રત લીધું છે. મ્હારે જો બોલવાનું કાંઈ પણ હોય તો તે માત્ર પરોપકાર, પરોપકાર અને પરોપકારજ છે. પરોપકારજ એક મ્હારૂં ધ્યાન, ધારણા અને જ્ઞાન છે. મ્હારે એ સિવાય આ જગતમાં બીજું કાંઇ કાર્ય કરવાનું નથી. પરોપકાર-વ્રત માટે મ્હેં મ્હારૂં જીવન વિસર્જન કર્યું છે. તેથી હે પદ્મપલાશ-લોચની ! પ્રાણ-પદ્મિની ! એજ કારણને લીધે મ્હેં સંસારનો ત્યાગ કર્યો છે. એનેજ માટે આત્મીય-સ્વજન, ભાઇ-બંધુ અને સગાં-સ્નેહીઓનો પરિત્યાગ કર્યો છે. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સન્યસ્ત એટલા માટેજ લીધું છે. ઓ કલ્યાણી ? જ્યાં સુધી એ વ્રતનું ઉધ્યાપન થશે નહિ ત્યાં સુધી હું નારી-અંગને સ્પર્શ કરીશ નહિ. પરોપકારનું વ્રત ઘણું કઠણ છે. ઘણા કાળ પહેલાં એકવાર માર્ટિન લ્યુથરે એવા મહા યોગનું અવલંબન કર્યું હતું.”

સન્યાસીની વાત પુરી થઈ ન થઇ એટલામાં તો, સીતાદેવી માલતી પુષ્પની માળા તર્જની દ્વારા ફેરવતી ફેરવતી બોલી: “હે સન્યાસી ! હે પરોપકાર વ્રતધારી ! જો બીજા પર પરોપકાર કરવા માટે પ્રાણ વિસર્જન કર્યા હોય તો તો મ્હારા પર માત્ર એક ઉપકાર કરી મ્હારૂં રક્ષણ કરો. ઘણી વાર સુધી આપના હાથમાં મ્હારો હાથ મુકી શેક-હેન્ડ કરૂં, એવી મ્હારી મનોવાંચ્છના પૂર્ણ કરી આપ પરોપકાર-યજ્ઞની પૂર્ણાહુતિ કરો ! મ્હારી વાસના પૂર્ણ કરશો તો જાણીશ કે આપનું ધારણ કરેલું વ્રત યથાર્થ છે. હું જાણું છું કે આપ જન્મથીજ પરમ પરોપકારી પુરૂષ છો.”

એ સાંભળી નવીન સન્યાસી ઉઠીને ઉભો થયો. ક્ષીણ કંઠે, મ્લાન મુખે, આંખમાં જળ લાવી તે કહેવા લાગ્યો: “પણ સીતાદેવી ! તમે શું કહો છો ! તમે કેવળ મ્હારાં, મ્હારાં અને મ્હારાંજ છો. તમારા પર ઉપકાર કરવો એ પરોપકાર કેમ કહેવાય ? તમારા પર ઉપકાર કરૂં તો તે મ્હારા પર ઉપકાર કર્યા બરાબર છે. એ તો મ્હારીજ દેહ પર ઉપકાર કર્યો ગણાય, એ તો મ્હારાજ આત્મા પર ઉપકાર ગણાય.”

સન્યાસીએ તુરતજ ઉર્ધ્વ બાહુ પ્રમાણે બન્ને હાથ અને નેત્ર ઉંચાં કરી ઘરનાં પીઢપાટીયાં તરફ દૃષ્ટિ કરી બોલ્યો: “ઓ નિરાકાર ઇશ્વર ! ઓ પર-

બ્રહ્મ! છેવટે પ્રિય સીતાદેવી પારકી થઇ! એ પણ મ્હને પારકો ધારે છે? જો એમ ન હોય તો એ મ્હારા ઉપર થતા ઉપકારને પરોપકાર કેમ કહે! ઓ ઇશ્વિર તું ક્યાં છે? ઓ જગતબંધુ! હે દયામય! આ અસમયમાં પણ એકવાર તું ત્હારાં દર્શન આપ. આ જીવનમાં હવે કષ્ટ સહન કરવાની શક્તિ નથી.'' ખુરસી પર બિરાજમાન થયેલી સીતાદેવીએ તર્જનીપર ફેરવતી માલતી-માળા બંધ કરી! બન્ને નયનો ઉંચાં ચઢી ગયાં: “આ! અરેરે! હું મુઇ-એ-મ-રી.” એટલું બોલી મુર્છા ખાઇ ખુરસી પરથી સન્યાસીના પગ આગળ પડી, અને બંને હાથવતી સન્યાસીના પગ પકડી રાખ્યા. સન્યાસી એકાએક બોલી ઉઠ્યો: “આ શું? આ શું?—મુર્છા—મુર્છા—કૃષ્ણદાસ—ઓ કૃષ્ણા?”

ઉર્ધ્વબાહુ સન્યાસી ધબધબ અવાજ કરતો જમીનપર બેસી ગયો. તેજ વખતે મુર્છામાં પડેલી સીતાદેવીએ પોતાનું મસ્તક સન્યાસીના ખોળામાં ગોઠવી દીધું. કૃષ્ણદાસ એકદમ જળ લઈ હાજર થયો. સન્યાસીએ એક હાથમાં જળનો લોટો લઇ બીજે હાથે આંખે, નાકે, મોઢે જોરથી જળ છાંટવા માંડયું. થોડીવારમાં સીતાની મુર્છા વળી. સીતાદેવી એકદમ વિદ્યુતવેગે સન્યાસીના ખોળામાંથી માથું ઉચકી બેઠી થઇ. લજ્જાથી જીભ કપાઇ ગઇ હોય એવું લાગ્યું. ક્ષોભથી કપાળે હાથ માર્યો. કહેવા લાગી: “હાય! હાય! હાય! શું કર્યું? સન્યાસીએ મ્હને સ્પર્શ કર્યો! અરે! ત્યારે તો એમનું વ્રત ભંગ થયું. અરેરે! હુંજ એમના વ્રત ભંગનું કારણ થઇ પડી? હવે જીવવું શા માટે? હમણાંજ હું નદીમાં જઈ જળસમાધિ લઇશ કે અગ્નિથી બળી મરીશ.” આ પ્રમાણે વિલાપ કરતી કરતી સીતાદેવી ફરીથી પોતાની ખુરસી પર જઇ બેઠી.

સન્યાસી: “હવે તમે ખેદ કરશો નહિ. એ બાબતપર વિલાપ કરતાં તમારૂં કોમળ માખણ જેવું અંગ વધારે દુર્બળ બનશે. ફરીથી મુર્છા આવશે. વ્રત ભંગ થયું તે ન થયું થનાર નથી. હવે તે માટે વૃથા શોક કરવાથી શો લાભ? આ સર્વ એક બ્રહ્મ—દ્વિતીય નાસ્તિ, એવો ઇશ્વરનો આદેશ છે. સંસારમાં એની આજ્ઞા કોણ ઉલ્લંઘન કરી શકે એમ છે?”

એમ કહી સન્યાસી સીતાદેવીનાં ચક્ષુ અને અધરપર શીતળ જળ છાંટવા

લાગ્યો. સીતાદેવીએ જરાક કરડાકીમાં કહ્યું: “ના, ના, હવે જળ છાંટશોયે નહિ તેમ લુછશોયે નહિ. મ્હારા સ્પર્શથી આપનું અંગ અપવિત્ર થશે.”

સન્યાસી: “મ્હારૂં વ્રત તો હવે ભંગ થઇ ચુક્યું છે. હવે બીજીવાર સ્પર્શ કરવાથી પાપ કેવું ? તમે એ બાબત હવે શોક કે સંદેહ કરશો નહિ. આપના આવા સુકોમળ અંગને કોટી કોટીવાર સ્પર્શ કરવાથી પણ મ્હને પાપ નથી. મ્હારૂં વ્રત ભંગ થવામાં ઇશ્વરનીજ ઇચ્છા હશે. તમે તો એક નિમિત્ત માત્ર છો. તેથી તમે એ માટે દોષિત નથી તેમ પાપ પણ નથી.”

સીતાદેવી: “ફરીથી એકવાર કહો કે મ્હને એમાં દોષ નથી તેમ પાપ પણ નથી.”

સન્યાસી: “એકવાર શા માટે ? કોટી કોટીવાર કહું છું કે એમાં તમારો કોઇ દોષ નથી તેમ પાપ પણ નથી—દોષ નથી—પાપ નથી—પાપ નથી—દોષ નથી—દોષ નથી—પાપ નથી—પાપ નહિ—દોષ નહિ”

સન્યાસી આ પ્રમાણે એકી જીભે વિના અટકે બોલ્યોજ ગયો. સીતાદેવીએ સન્યાસીને આમ લવારીએ ચઢેલો જોઈ કહ્યું: “બસ, બસ, બહુ થયું. હવે બોલવાની જરૂર નથી.”

ઠંડું પાણી લઇ સન્યાસી, સીતાદેવીના મુખપર આંખોપર ધીમે ધીમે છાંટવા લાગ્યો. આંગળીના ઇસારાથી કૃષ્ણદાસને ખુરસી લાવવા કહ્યું. કૃષ્ણદાસે ખુરસી લાવી સીતાદેવીની ખુરસીના સામે ગોઠવી. સન્યાસી તુરતજ ખુરસીપર બેઠો અને સીતાદેવીનો જમણો હાથ પોતાના હાથમાં લઇ મધુર વાર્ત્તાલાપનો આરંભ કર્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### નવાજુની !


ઘણા દિવસ પછી ભ્રાતા—ભગિનીનો મેળાપ થયો હતો. બંન્નેનાં હૃદયદ્વાર ખુલ્લાં થઇ ગયાં, આનંદથી મલકાતાં મલકાતાં વાતનો આરંભ કરવા લાગ્યાં. કોઇ કોઇ વખત હાસ્ય—રંગ, કોઇ વખત દીર્ઘનિશ્વાસ

અને આંખમાં પાણી, કોઇ વખત શૃંગારરસ, કદી કરૂણરસ, કદી વીરરસ, કદી બિભત્સ રસ, વિવિધ રસથી વાર્તાલાપ કરવા લાગ્યાં. પૂર્વસ્મૃતિ, એક પછી એક યાદ આવવા લાગી. નાના પ્રકારના રંગ રસથી ભરેલા કથાસાગરના તરંગમાં રમવા લાગ્યાં. પૂર્વે વાત સંભારી કદી હાસ્ય થતું તો કદી આંસુ પડતાં. એ માત્રાહિન, વજનહિન, આદિ–અંત–મધ્યહિન જ્ઞાનગોષ્ઠીનું કેવી રીતે વર્ણન કરવું ? સન્યાસીની વાતનો ટુંક સારાંશ સાંભળો:—

"ભગિની! આજ પાંચ માસ સુધી મ્હને એક પણ પત્ર લખ્યા સિવાય તમારાથી રહેવાયું કેમ ? કહો જોઈએ ! આપના તરફના કાંઇ સમાચાર નહિ મળવાથી મ્હારા આત્માને દરેક પળે કષ્ટ થયાં કરતું હતું. છેવટે જ્યારે કોઇપણ સ્થળેથી તમારા સમાચાર ન મળ્યા ત્યારે હું સન્યાસી બન્યો, અને જ્યાંસુધી આ શરીરમાં આત્મા રહે ત્યાંસુધી પરોપકારમાં જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. મ્હેં બીજી પણ દ્રઢ પ્રતિજ્ઞા કરી કે: આ યોગી વેષમાંજ સમગ્ર પૃથ્વીનું ભ્રમણ કરવું અને તમારી તપાસ કરવી. જો એમ ફરતાં ફરતાં તમારો પત્તો લાગે તોજ ઘેર પાછા ફરવું; નહિ તો આ જીવન લઇ વને વને ભ્રમણ કરવું. મુંબાઇ, પુના, કલકત્તા, ઓમકારેશ્વર, ગયા, કાશી, અલાહાબાદ, અયોદ્ધા, ઇત્યાદિ સ્થળોએ ફરતો ફરતો, તમારી તપાસ કરતો કરતો છેવટે હું વૃંદાવનમાં આવી પહોંચ્યો અને મ્હારો શ્રમ અને ઇચ્છા ઇશ્વર કૃપાએ સફળ થયાં. છેવટે મ્હને આપનાં દર્શન થયાં. આટલા દિવસ ભોજનમાં હવિષ્યાન્ન, વ્યાઘ્રાસનપર બેઠક અને વૃક્ષ તળે શયન કર્યું છે. કેટલા કેટલા પહાડોપર ચઢઉતર કરી પગનાં તળીઆંએ પણ ફાટી ગયાં છે. મસ્તકમાં જટા વધારી છે. શોક અને રૂદનમાં દિવસો ગાળવાથી ગાલની ગુલાબી ઉડી જઇ સફેત થઈ ગયા છે ! આટલા દિવસથી નખ કપાવ્યા નથી, કાંઇ કાર્ય કર્યું નથી, પગમાં જોડા પહેર્યા નથી, પાન સોપારી ખાધાં નથી, હે કમળપત્રાક્ષિ ! કમળવત્ સીતાદેવી ! તમે મ્હારા માટે જરા વિચાર સરખોયે કર્યો નહિ ?"

સીતાદેવીના કથનનો સાર સાંભળો: "આપ એવી વાત બોલશો નહિ. આપ જો એકવાર મ્હારૂં હૃદય ચીરી જુઓ તો જરૂર કહેશો કે, આ સી-

તાએ આપના સિવાય અન્ય કોઇનું ધ્યાન ધર્યું નથી. હું દારૂણ રોગથી આજે કષ્ટ પામું છું તે કોને માટે ? કેવળ આપનાજ વિચારો કર્યા તેનું પરિણામ છે. ગયા, કાશી, ઓમકારેશ્વર, વૃંદાવન ઇત્યાદિ શહેર અને ગામોમાં રખડી-ભટકી-તે કોને માટે ? એ કેવળ આપનેજ માટે. જ્યાં મનુષ્યની બહુ વસ્તી નથી એવા વૃંદાવનમાં એકાંતવાસ લીધો તે કોને માટે ? એ કેવળ આપનેજ ખાતર. હે સન્યાસી કુળગુરૂ ! આટલું છતાં પણ આપ કહો છો કેઃ "મ્હારે માટે તેં જરાયે વિચાર કર્યો નહિ !" એ સાંભળતાં મ્હારૂં મરણ કેમ આવતું નથી ? જો આપ ફરીથી એવી વાત કહેશો તો આપના ચરણમાંજ મસ્તક મુકી પ્રાણ સમર્પણ કરીશ."

સન્યાસીએ કહ્યુંઃ "ના, ના, ના, મ્હને એવી ખબર નહિ હોવાથીજ મ્હેં આપને કહ્યું. હવે એવી વાત ફરીથી નહિ બોલું. તમે કદીયે પ્રાણ ત્યાગ કરવાની વાત કરશો નહિ."

આ પ્રમાણે કથાવાર્તા કહેતાં કહેતાં ભ્રાતા-ભગિનીમાં અન્યોઅન્ય વશુ સ્નેહધારા છુટવા લાગી. તુરત વળી સીધી વાતો કરવા લાગ્યા.

સુજ્ઞ વાંચક ! આ સન્યાસી કોણ ? તે તો તમે જરૂર સમજી ગયા હશો. એ સન્યાસી તે રેલગાડીમાં મુર્છા પામેલો પેલા દેશી રાજાને ત્યાંથી નાઠેલો પિતાથી ગુમ થયેલો નગેન્દ્રલાલ છે."

નગેન્દ્રલાલે સીતાદેવીનો હાથ પોતાના કપાળ પર રાખી કહ્યુંઃ "પ્રિય સીતે ! તમારો હાથ આટલો ગરમ શાથી ? હાથમાંથી જ્વાળા પ્રકટતી કેમ લાગે છે ?"

સીતાદેવીઃ "એ તો મ્હને શરીરે ઠીક રહેતું નથી તેથી. પ્રભાતથી રાત્રિના દશ વાગ્યા સુધી મ્હારા હાથ, પગ, ચક્ષુ, અગ્નિની પેઠે બળ્યા કરે છે. માથામાં ઝણઝણ થયા કરે છે. કાનમાં વિચિત્ર અવાજ થયા કરે છે. જીભ શુષ્ક બની જાય છે. હૃદયમાં મુઝવણ થઇ આવે છે. પ્રાણ રૂંધાઇ જાય છે. આપના વિચારમાં ને વિચારમાંજ એ રોગની પ્રથમ શરૂઆત અમદાવાદથી થઇ અને છેવટે રોગથી અત્યંત કંટાળી દેશ ત્યાગ કરી પરદેશમાં રખડવા નીકળી છું."

નગેન્દ્ર: " વૃંદાવનમાં આવ્યા પછી પણ રોગની કાંઇ શાંતિ થઇ નહિ

સીતાદેવી: " વ્યાધિ બે રીતે મટી શકે છે. એક સારી ચિકિત્સ ગુણથી. બીજું, સારી હવાવાળા સ્થાનના ગુણથી. મ્હારા પિતાજીએ મ સાથે જે ડૉક્ટરને મોકલ્યો છે તે અતિ મૂર્ખ છે. એને જોઇને મ્હારૂં અંગ બળી ઉઠે છે. બીજું, આ સ્થાનની હવા ઘણીજ મંદ છે એવું ક નથી, પણ હું એક સરળ હૃદયની ગુજરાતી બાળા. વૃંદાવનમાં મ્હોટી અ વાળા, મ્હોટા શરીરવાળા બીહામણા ભૈયાજી અને ચોબાજીઓ રોડાંની રવડતા હોય ત્યાં હું કેવી રીતે હવા ખાવા બહાર નીકળી શકું ? કવ બહાર જઉં છું, ત્યારે મલિન વિચારોથી ફરતાં મનુષ્યો મ્હારી દૃષ્ટિએ છે. વૃંદાવનમાં ઘણી અશ્લીલતા ભરેલી છે, એનું નામ મનમાં આવતાં યમાં કલંકિત કાળી પ્રતિમા તાદૃશ્ય થાય છે."

નગેન્દ્ર: ( આશ્ચર્ય પામીને ) " એ કહો છો શું ? બોલો છો શું ?

સીતાદેવી: " આ બાબતમાં એક બિંદુ પણ અસત્ય નથી. મહેન્દ્ર અનેક સ્થાન જોવા ગઈ ત્યાં પણ તેણે મ્હને બધી અશ્લીલતાજ કહી બતાવી. મ્હેં બીજે જવાનું બંધ કરી ઘરમાં ભરાઇ રહેવાનુંજ ઉચિત બીજું શું કરૂં ?"

નગેન્દ્ર: " સીતે ! મહેન્દ્રલાલ બેવકુફનો સરદાર છે. તમોને સારી જગ્યાએ ફરવા લઈ ગયો કેમ નહિ ? ડૉક્ટર થઇને એટલી બુદ્ધિ ચલાવી નહિ ?"

સીતાદેવી: " મ્હેં પહેલાંજ આપણને જણાવ્યું છે કે મહેન્દ્ર અતિ માણસ છે. આપની પેઠે એણે સુશિક્ષા ક્યાં પ્રાપ્ત કરી છે કે એના વિચારો હોય ?"

નગેન્દ્ર: " ત્યારે હવે અહિં વધારે વાર રહેવું કોઈ રીતે ફાયદા નથી. જલ્દીથી ઘર તરફ પાછાં ચાલો. વધારે રહેવાથી વળી કોઈ ઉભું થવાનો મ્હને ભય રહે છે."

સીતાદેવી: ( ચકિત નેત્રે ) " સંકટ ! કેવું સંકટ ?

નગેન્દ્ર: " કાલે રાત્રે સામેજ મ્હોટું સંકટ જોવામાં આવ્યું ત્યા

મનમાં હજારો વિચારો આવ્યા કરે છે. મનમાં એમ આવ્યું કે: એ દુઃખદાયક રાક્ષસ આપનો જલ્દીથી ગ્રાસ કરશે.”

સીતાદેવીઃ “ જલ્દી બોલો, કેવું સંકટ છે ? ”

નગેન્દ્રે સીતાના કાનમાં ને કાનમાં કંઇક કહ્યું.

નગેન્દ્રના કહ્યા પછી સીતાદેવી ખડખડ કરી હસી પડી અને કહ્યું: “એ વાતની મ્હને ખબર છે. એ જંગલી–બેવકુફ આજ પાંચ સાત દિવસથી અહિં આવ્યો છે. એ વાતમાં વળી છુપું શું છે ?”

નગેન્દ્રઃ “ હેં ! શું કહો છો ? એ પાપીએ તમારા ઘર સુધી આવવાની હિંમત કરી ? તમે એને ઉતરવાનું સ્થાન આપ્યું કે નહિ ? ઉત્તમ આહારાદિ આપી ત્હેનું સમાધાન કર્યું કે ? ”

સીતાદેવી હી...હી...કરી હસી પડી.

નગેન્દ્રઃ “ ના, ના, વાતને કાંઇ હસી કાઢો નહિ. એ કંઇ હસવાનો વ્યાપાર નથી. વિપદ્ વખતે આવું હાસ્ય એ સર્વનાશનું કારણ સમજવું.”

સીતાદેવી ફિક્કું હાસ્ય હસી જરા વ્યાકુળ બની.

નગેન્દ્રઃ “ બોલો, બોલો, ખુલ્લું કહો કે ખરૂં શું છે ?

સીતાદેવીનો હાસ્યરોગ દુર થયો એટલે કહ્યું કે: “ પ્રાણેશ્વર નગેન્દ્ર ! ક્ષમા કરો. એ લુચ્ચા બદમાસનું વર્ણન કરવાની મ્હને આજ્ઞા ન ફરમાવો. ત્હેનું નામ સાંભળતાંજ પેટનું પાણી હાલી ઉઠે છે અને પગથી માથા સુધી જ્વાળા ઉત્પન્ન થાય છે ! એ નામ પર મ્હને અત્યંત તિરસ્કાર છુટે છે.”

નગેન્દ્રઃ “સારી વાત છે. “ચંદ્રશંકર” નામ તો સાંભળવામાં ઠીક છે, પણ ઘણોજ ખરાબ ભાવ દર્શાવે છે.”

સીતાદેવીઃ “ એ ચંદ્ર અને શંકર બે નામનું મિશ્રણ મ્હને કંટાળો આપે છે. શંકર સાધુડા જેવો જંગલમાં ભુત પિશાચોની વચમાં, મનુષ્યના માથાની ખોપરીની માળા ગળામાં ધારણ કરી પડી રહે છે. અરેરે ! કેવો ભયંકર દેખાવ ! ભોગ બાપડા પાર્વતિના કે વિધિએ એવો ભૂત જેવો ધણી નિર્માણ કર્યો ! એને દુનિયાનું કાંઈ ભાનજ મળે નહિ. અરે ! કેવો મૂર્ખ ! જંગલથી ઘેર આવી ખુદ પોતાના પુત્રને પણ ઓળખી શક્યો નહિ ! એતો

પાર્વતિજ એવાં કે એવા મુર્ખા, અક્કલ વગરના પતિની સાથે જીવન પુરૂં કરે ! અહાહા ! ચંદ્રનું નામ સાંભળતાં કેટલો આનંદ થાય છે ! કેટલી શીતળતા પ્રગટે છે ? જ્યારે આ ચંદ્રને જોતાંજ બળી જાઉં છું. આનંદને બદલે શોક થાય છે. કોણુ મૂર્ખીએ એનું એવું નામ પાડવા નવરી પડી હશે ? હવે એ વાતને બંધ કરીએ તોજ સારૂં."

નગેન્દ્ર: "આપને જ્યારે એ વાત રૂચીકર નહોતી અને ઉલટું એથી કષ્ટ થતું હતું ત્યારે કૃષ્ણુદાસ કેમ કાંઇ બોલ્યો નહિ ?"

આજ્ઞા મળતાંજ કૃષ્ણુદાસ બોલ્યો: "નગેન્દ્ર ભાઇ ! બધુંએ સમજ્યો છું. એ વાતમાં કહેવા જેવું હવે શું રહ્યું છે? હું બપોરે જમી પરવારી સુતો હતો. ડૉક્ટર સાહેબ હાથમાં લાકડી લઇ કોઇ કારણુસર બહાર ફરવા જતા હતા. તે વખતે જમાઇરાજ આવી પહોંચ્યા. પગમાં ન મળે જોડા ! શરીર-પર ન મળે વસ્ત્ર ! સાથે એક મજૂર પોટલું ઉંચકી આવતો હતો. જમાઇ-રાજનું નામ સાંભળી દાદીમા બારીએ આવી પહોંચ્યાં. તેમણે જમાઇરાજને જોઇ પ્રેમ-પૂર્વક આદર સત્કાર કર્યો. બેસવાને ખુરસી આપી, પણ જમાઇ-રાજ તેપર નહિ બેસતાં એક કાળો કામળો પાથરી બેઠા. દાદીમાંએ તે દિવસ રોકાઇ જવાને ઘણુંયે સમજાવ્યા પણ તેઓ રહ્યા નહિ. જળપાન કરવા માટે ડોસીમાંએ કેટલી આજીજી કરી પણ જમાઇરાજે તે પણ લીધું નહિ. એક કામળીપર ચાર કલાક એકાસને બેસી હો—હો—કરી હસ્યા કર્યું. તેમાં અમે તો કાંઇ સમજી શકયા નહિ."

નગેન્દ્ર: "ભાઇ ! જમાઇરાજને કાંઇ રોગ થયો હોય એમ લાગે છે. એ આવું વિચિત્ર વર્તન કેમ કરતા હશે ? જેમ આવે તેમ લવલવ કર્યાંજ જાય છે. તેમની એક પણુ વાત મ્હને ઠીક લાગી નહિ."

સીતાદેવી કેવળ મુખ મલકાવતી ધીમું ધીમું હસવા લાગી.

નગેન્દ્ર: "સીતાદેવી ! આપની સાથે એ જનાવરે એકવાર સાક્ષાત્કાર કરવાની ઇચ્છા જણુાવી હતી કે નહિ ?"

સીતાદેવી: (હસીને) "પેલી બુઢ્ઢીએ તો એનો મ્હારી સાથે મેળાપ

કરવાની ઘણીજ માથાકુટ કરી. મ્હને તો એમજ થયું કે આ બુદ્ધિનું મગજ કેમ ફાટી જતું નથી? છેવટે એ ધરડોખખ—ગાંડો—ગધેડો કહેવા લાગ્યો કેઃ "મ્હારૂં શરીર અસ્વસ્થ છે. આ જગ્યાએ મ્હારાથી રોકાઇ શકાય એમ નથી." એ વાત સાંભળી મ્હને જરા શાંતિ વળી. તે પછી વિપિનને બોલાવી પોતાની પાસે બેસાડયો. વિપિનની પીઠપર હાથ ફેરવતો ફેરવતો કોણ જાણે શુંએ અર્થ વગરનું બોલવા મંડયો. તેમાં કશુંયે સમજાયું નહિ. જવા દ્યો એ વાત. એવી વાતોથી મ્હને વમન થઇ આવવાનો સંભવ છે. એના શરીરમાંથી ઉડતી દુર્ગંધથી મ્હને મૂર્છા આવવાનો ભય પેસી ગયો છે."

નગેન્દ્રઃ "અત્તરની સીસી નાક આગળ કેમ રાખી મુકી નહિ? સેન્ટવાળો રૂમાલ તે વખતે પાસે નહોતો કે? નાસિકા પાસે એવી કોઇ સુગંધીદાર વસ્તુ રાખીને એને બે ચાર વાતો સંભળાવવી તો હતી? આ સ્થળે આવવામાં જરૂર એનો કોઇ ગુઢ ભેદ હોવો જોઇએ. વારૂં, પણ એ અહિ શા કારણે આવ્યો છે તે કાંઇ કહ્યું ખરૂં કે?"

સીતાદેવીઃ "હા! અહિ આવીને કહ્યું કેઃ "કૈલાસચંદ્ર રેલગાડીમાંથી ક્યાંક ગુમ થયો છે તેની શોધ કરવા આવ્યો છું."

હું તો સાંભળતાંજ મુઢ જેવી બની ગઇ. કૈલાસ કોણ? મ્હારી ચૌદ પેઢીમાંથી કોઇ કૈલાસને ઓળખતું નથી કે એનું નામ પણ સાંભળ્યું નથી. કૈલાસ કાળો છે કે ગોરો છે તે પણ આ આંખોએ જોયું નથી. ગુજરાતી, બંગાળી કે હિંદુસ્થાની, દક્ષિણી, ખ્રિસ્તી કે યવન તે પણ હું જાણતી નથી. વધારે તો શું પણ નારી જન્મમાં આજ પર્યંત કૈલાસનું નામ સુદ્ધાંએ સાંભળ્યું નથી. એ મનુષ્યરૂપી જનાવર જેવાએ કહ્યું કેઃ "કૈલાસ જરૂર વૃંદાવનમાંજ આવેલો છે. ત્યારે શું મ્હેં એ કૈલાસને બુક—પેકેટ કરી સંતાડી રાખ્યો છે? એને શોધવાને બીજી કોઇ જગ્યા મળી નહિ? કદી કૈલાસચંદ્ર વૃંદાવનમાં હોય તો પણ મ્હારે શું? જો આવ્યો હોય તો શોધ અને તપાસ કર? મ્હારે ને એને શું લેવા દેવા છે! કાળમુખો! પાપિષ્ટ, દુરાચારિ!"

નગેન્દ્રઃ "એ વાત હવે બંધ કરો. પછી એ પર વિચાર કરીશું. જો વધારે ક્રોધી થશો તો વળી તમારૂં માથું દુઃખશે. તમારા ચંદ્ર સમાન મુખ-

પરથી પરસેવાનાં બિંદુ ટપકે છે. હરિ હરિ ! તમારૂં મુખ કમળ કેવું શોભા આપી રહ્યું છે ?"

સીતાદેવીઃ "વારૂં ! આપ અટકાવ કરો છો તેથી વાત બંધ રાખું છું, કારણ ગુરૂ વાક્યનું હું કદી ઉલ્લંઘન કરતી નથી."

નગેન્દ્રઃ "બીજી એક ગુપ્ત વાત છે. જે વાત કહેવા સારૂં હું આટલે સુધી આવ્યો છું તે કહેવી તો રહીજ ગઈ છે. ( આસપાસ જોઇને કોઈ નહિં દીઠું તેથી બોલ્યો. ) એ કાળમૂખો જગતમાંથી નાશ પામે તો કેવું સારૂં ?"

સીતાદેવીએ કહ્યું: "મ્હારી પણ એજ ઇચ્છા છે. એ કારણને માટે તો મ્હેં મહેન્દ્રને મથુરાં મોકલ્યો છે. તમે જરા પણ ચિંતા કરશો નહિ. એ એ કામ પાછળ હું દશ હજાર રૂપિયા ખર્ચવા તૈયાર છું. આપણે પણ કાંઈ યુક્તિ કરવી પડશે. આજે આપ અહિંજ આરામ લો. કાલે સવારમાં મહેન્દ્રલાલ આવશે, ત્હેને મોઢે બધી વાત સાંભળી સમયોચિત કાર્ય કરીશું."

સીતાદેવી, નગેન્દ્રના જમણા હાથની વચલી આંગળી ઝાલી હાથ હલાવતી કહેવા લાગીઃ "પ્રાતેશ્વર ? પ્રાણેશ્વર ! આપ શું મ્હને એ કામમાં સહાય નહિ થાઓ ?"

નગેન્દ્રઃ "ઓ કઠણ-હૃદયની કોમળ સીતા ! એ તું શું વાત બોલી ? એ કામમાં તો હું તમારો થઇનેજ આગળ પડીશ. કાર્યનો ઉદ્ધાર કરવાને પ્રાણ જતાં સુધી કામ કરીશ."

સીતાદેવીએ નગેન્દ્રના કાનમાં કાંઇક છુપી વાત કહી.

એ સાંભળી નગેન્દ્રલાલ આનંદમાં આવી જઇ હાથ તાળી આપવા લાગ્યો. સીતાદેવી હારમોનિયમ વગાડતી ગાયન ગાવા લાગીઃ

"ઓ યોગિરાજ પ્રાણ ! દ્યોને સઘજીવન દાન,
આવ્યા ત્યારે તો સ્નેહ અર્પિયે !
નહિં પાછા જવાય, નહિં પાછા જવાય,
જાશો તો પ્રાણ કાઢી નાંખીયે-ઓ યોગિરાજ !"

# પ્રકરણ ૨૧ મું.

## રાજાની દુર્દશા.

આ પણી વાર્તામાં આવી ગયેલા દેશી રાજા ઉપર જાણે શનિની દ્રષ્ટિ બેઠી હોય તેમ થયું હતું. દ્રવ્ય તેમજ સંતાન નાશ પામ્યાં હતાં. તેને કોઇ પણ કાર્યમાં સુખ–શાંતિ મળી નહિ. પ્રથમ ચંદ્રનાથ તીર્થ–દર્શન કરવામાં વિઘ્ન ઉપસ્થિત થયું. બીજું, રેલગાડીમાં શાસ્ત્રીજીનાં દર્શન થયાં તે થોડી વારમાંજ બંધ થયાં. ત્રીજું, વૉઇસરાય સાહેબ સાથે શિકારે જવામાં ઘણો ખર્ચ થઇ ગયો. ચોથું, રેલ્વેમાં સ્ત્રી વર્ગમાંથી હીરા–માણેક–મોતિની ચોરી થઈ. પાંચમું, શિકારમાં ઘણા હાથી, ઘોડા, ઉંટ વિના કારણે માર્યા ગયાં. છઠ્ઠું, રાજ્યમાં કૉલેરા ફાટી નિકળ્યો. સાતમું, લાગલાગટ બે વર્ષ સુધી રાજ્યમાં વૃષ્ટિ નહિ થવાથી દુકાળ પડ્યો અને લોકો અન્ન વિના ભુખે મરવા લાગ્યા. આઠમું, રાજ્યની ત્રિજોરી ખાલી પડી ગઈ!

આવી ઉપરા ઉપરી આફતોથી રાજા મહા સંકટમાં આવી પડ્યો. પ્રજા રાજાનો કર ભરવા અસમર્થ થઈ તેથી પણ રાજ્ય ભંડારમાં ખોટ પડી. ઉલટું રાજાને ગામે ગામ સદાવ્રત બેસાડવાં પડ્યાં. ગરીબ અને મહેનતુ વર્ગને ભુખે નહિ મરવા દેવા માટે જુનાં કામોનું સમારકામ કરાવી અન્ન આપવું પડ્યું. રાજનાં નદી, નાળાં, તળાવ, કુવા પાણી વિના સુકાઈ ગયાં. જળાશયોમાં પુરતું જળ લાવવા સારૂં કુવાને ઉંડા ખોદાવવામાં લાખો રૂપિયા ખર્ચવા પડ્યા. શિકારમાં વિશથી ત્રિશ હજાર રૂપિયાનું પાણી થઈ ગયું!

રાણીઓના ડબ્બામાં ચોરી થવાથી રાજા વિસ્મય પામ્યો હતો. બંગલામાં પેટી કે ત્રિજોરીમાં જે હીરા–માણેક–મોતીના અલંકારો હતા તે પણ કોઈ ચોરી ગયું. શાલ–બનાત પણ કોઇ લઇ ગયું. વધારે તો શું પણ રાણીના રેશમી–સુતરાઉ વસ્ત્રો પણ રહ્યાં નહિ!

વાંચકને ખબર છે કે રાજા મધુપૂર સ્ટેશને એકલો સેકન્ડ કલાસમાં બેઠો હતો. ગાડી ઓમકારેશ્વરના સ્ટેશને ઉભી રહી ના રહી એટલામાં તો ચોપદાર જેવા પોષાકમાં સજ્જ થઈ બે માણસો ફર્સ્ટ કલાસના ડબ્બા આગળ જઇ રાણીને સંબોધી કહેવા લાગ્યાઃ “રાણીજી! જલ્દીથી જવાહીરની તેમજ શાલ અને રેશમી સુતરાઉ વસ્ત્રોની પેટીઓ અમને આપો. રાજા સાહેબ માગે છે. રાજાજી જોડેના ડબ્બામાં બિરાજેલા છે. તેઓ બધી વસ્તુઓ પોતે પોતાના ડબ્બામાં રાખવા ઇચ્છે છે. રાત્રિનો વખત છે. ચોરનો સંભવ છે. જલ્દી કરો. ગાડી હવે ઉપડવાનો વખત થઇ ગયો છે.”

મધુપૂર સ્ટેશને રાજા જાતે ઉતરી શાલ–બનાત રાણીના ડબ્બામાંથી લઇ આવ્યા હતા તેથી રાણીએ વિચાર્યું કેઃ “રાજા બધી વસ્તુઓ મંગાવે પણ ખરા; કારણ રાત્રિને સમયે રાણી જેવો પોષાક જોઇ કોઇ બદમાશ લોકો ધાડ પાડે પણ ખરા.” રાત્રિનો વખત હોવાથી બન્ને ચોર–ઠગને રાણીની દાસીઓએ પોતાનાજ માણસો ધારી લીધાં.

બન્ને ચોરોએ, “ગાડી ઉપડશે, ઝટ કરો, ઝટ આપો.” એવું ધીમે ધીમે બોલી રાણીને ગભરાવી નાંખી. છેવટે દાસીઓએ રાણીની આજ્ઞા મળવાથી ઘણીજ ઝડપથી એક પછી એક બધી વસ્તુઓ તેમને આપી દીધી. અંધારી રાત્રે ચોર લોકો તે વસ્તુઓ કયે રસ્તે થઇને લઇ ગયા તે પણ કોઇ જોઇ–જાણી શક્યું નહિ!

ખરૂં જોતાં રાજાએ કોઇને પણ જવાહીરની પેટી કે અન્ય બીજું કાંઇ પણ આણવાનું કહ્યું નહોતું. તે તો સેકન્ડ કલાસમાં એકલો બેઠો બેઠો વિચાર કરતો હતો તેવોજ ઓમકારેશ્વરના સ્ટેશનપર પણ વિચારમાંજ હતો. ગાડીમાં નીચે પણ ઉતર્યો નહોતો. છેવટે એ વાત એના જાણવામાં આવી. તે દિવસથી આજ સુધી ચોરીની તપાસ ચાલ્યા કરે છે, પણ કોઈ ચોર હાથ આવ્યો નથી. બધી મળી લાખેક રૂપિયાની ચોરી થઈ હતી.

રાજાએ રાજ્યમાં આવીને બહુ બહુ પ્રકારે ચોરીની તપાસ કરાવી પણ કશુંએ ફળ પ્રાપ્ત થયું નહિ. છેવટે તેણે એવું જાહેરનામું બહાર પાડ્યું કેઃ “જે કોઈ ચોરને પકડી લાવશે અગર ચોરાયલા માલની બાતમી આપશે

હ્હેને રાજ્યદરબારમાંથી પાંચ હજાર રૂપિયા ઇનામ આપવામાં આવશે." ભારતમાં ઘણી જગ્યાએ જાહેર ખબરો પહોંચાડવામાં આવી. પરિણામ એ આવ્યું કે કેટલાક ઇનામના લોભી લોકોએ કેટલાક બિચારા નિરપરાધી માણસોને પકડાવી ન્હાની મ્હોટી શિક્ષા અપાવી હતી. બહુ તપાસ પછી જ્યારે પકડાએલો માણુસ કેદ સુધી નાજ પાડયા કરતાં ત્યારે તેનો છુટકારો કરવામાં આવ્યો. ઇનામનું આવું ફળ આવતું જોઈ રાજા વધારે દુ:ખી થવા લાગ્યો !

બધી બાજુએથી અશુભ સમાચાર સાંભળી રાજા મનમાં ભય પામવા લાગ્યો. ચોરની તપાસ ભેગા ગાડીમાં એકઠા થયેલા બ્રાહ્મણ, નગેન્દ્ર અને કૈલાસની તપાસ કરવાને પણ માણસો મોકલ્યાં હતાં, પણ તેમના તરફના કાંઈ સમાચાર આવ્યા નહિ. રાજા મંત્રિવર્ગને હમેશાં પુછતો કે: "શાસ્ત્રીજીનો કોઇ પણ સ્થળેથી પત્તો લાગતો નથી ? તેઓ શું મ્હારા રાજ્યની માટીને ચરણ સ્પર્શથી પવિત્ર નહિ કરે ?" ધીમે ધીમે રાજાને શાસ્ત્રીજીના બોધનું સ્મરણ થયું. તેમ તેમ રાજાના હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થવા લાગ્યો. રાજાએ વૈરાગ્યને પ્રથમ તો પ્રમાદ ગણ્યો.



## પ્રકરણ ૨૨ મું.

### દરિદ્ર નારાયણની સેવા.

કાળ પૂર્ણ થતાં ઘટના–પ્રવાહ વિદ્યુતથી પણ અધિક વેગે ચાલ્યો જાય છે. તીર, તારા, વિજળી, વાયુ, પણ હ્હેની સાથે ચાલી શકે એમ નથી. તે ગિરિ, વન, નદી, સાગર, ગાઉના ગાઉ સુધીની મરભૂમિ, સો સો ગાઉને પણ નહિ ગણકારતો–સર્વને ઓળંગતો, કુદતો, એક ક્ષણમાં કરોડો ગાઉ ચાલ્યો જાય છે. સત્ય છે કે, ઘટના–પ્રવાહનો પ્રતિરોધ કરવા કોઇ પણ સમર્થ નથી. કાળ કોઇનો રોકયો રોકાતો નથી.

સીતાદેવીના સ્વામી ચંદ્રશંકરે, શિષ્ય કૈલાસચંદ્રની શોધમાં દેશે દેશ ભ્રમણ કર્યું. હ્હેના સગાં–ઓળખીતાઓને કૈલાસનું નામ અને ચહેરો–નિશાન આપી તપાસ કરવાનું કહે છે. છેવટે તે ફરતો ફરતો કાશીમાં પોતાના

ગુરૂ નગ્ન–સન્યાસી પાસે આવ્યો અને તેમને બધી વાત કરી. નાગા–બાવાજી એ શિષ્યની વાત સાંભળી. હસવા લાગ્યા. છેવટે કહ્યું:—

"મૂર્ખ! કમભાગ્ય! બુદ્ધિહીન! સંસારમાં શરીર ધારણ કરી નાના પ્રકારના ભોગ ભોગવવા પડે છે! તું કૈલાસને શોધતો નથી, કાળ ત્હને શોધાવે છે. કાળને વશ થઇ તું હમેશાં સંસાર ચક્રમાં ઘુમ્યા કરે છે. પૃથ્વીમાં એવી કોઇ પણ શક્તિ નથી કે ત્હારી એ ભ્રમણ કરવાની ગતિને રોકી શકે? હું દિવ્ય ચક્ષુથી સર્વ જોઈ શકું છું, સમજી શકું છું પણ એનો બીજો કાંઇ ઉપાયજ નથી. કૈલાસને માટે ત્હારા પ્રાણ આકળ–વિકળ થઇ રહ્યા છે. કૈલાસ શ્રી વૃંદાવનમાં છે. તે ગઇ કાલે ત્યાં ગયો છે, પણ એક ઉપદેશ આપું તે સાંભળ. સહસ્ત્ર વિપદ માથે આવી પડે તો પણ હૃદય બળ નરમ થવા દઇશ નહિ. યાદ રાખજે કે સ્વધર્મમાંથી કદાપી દૂર થઇશ નહિ, પરંતુ મ્હારો ઉપદેશ વૃથા જશે એમ મ્હને લાગે છે. કારણ કાળની ગતિ કોઈ બદલી શકતું નથી. બીજો શો ઉપદેશ આપું? એ અનાથના બંધુ, નિરાધારના આધાર ભગવાનને કદી પણ ભુલીશ નહિ." એટલું કહી સન્યાસીએ હસી દીધું.

બ્રાહ્મણ કૈલાસની તપાસ માટે વૃંદાવન તરફ ગયો. વૃંદાવન ગયા પછી એને ખબર પડી કે પોતાની સહધર્મિણી સીતાદેવી પણ અહિં છે. તે પહેલે દિવસે તેમને ઉતારે ગયો. ત્યાં કેવું આદર–સન્માન મળ્યું તે સુજ્ઞ વાંચકો ઉપર બરાબર જોઈ ગયા છે!

એ વર્ષે કેવળ આપણા પરિચિત રાજાના રાજ્યમાં દુષ્કાળ પડયો છે એમ નથી પણ સમગ્ર પશ્ચિમમાં પણ જ્યાં જુઓ ત્યાં દુર્ભિક્ષ–વહ્નિ બળ્યા કરે છે. સંસારમાં એવો કોઈ પણ નથી કે જે એ અનાથોનો પોકાર સાંભળી ઉપાય બતાવે! અન્નના દુઃખથી પિડાતા મનુષ્યોનું કષ્ટ દૂર કરવા કોઇ સમર્થ નથી! ભારતીય અનાથ સ્ત્રી–પુરૂષ–બાળક–બાળકીઓ, અન્ન વગર રૂદન કરતાં મરણ શરણ થાય છે. એવા માટે કોઇને દયાભાવ ઉત્પન્ન થતો નથી? હજારો ભારતવાસીઓના દેહ અન્ન વગર પંચભૂતમાં મળી જાય છે.

આગ્રા, મથુરાં, વૃંદાવન, કાઠીઆવાડ ઇત્યાદિ દેશના લોકો દારૂણ અન્ન કષ્ટથી પીડા પામે છે. મજુરોને મજુરી મળતી નથી. ઘણા માણસો અન્નનું

દુઃખ ટાળવા જન્મભૂમિનો ત્યાગ કરી પરદેશમાં ચાલ્યા જાય છે. મુષ્ટિ ભીક્ષા, સદાવ્રત પણ બંધ થયાં. ભીખારીની સંખ્યા દિવસે દિવસે વધવા લાગી. દેવાલયોમાં, ધર્મશાળામાં રહેવાને જગ્યા મળતી નથી. કેવળ માત્ર રસ્તામાં, ચૌટે, ચકલે, નદી તટે જ્યાં જોઇએ ત્યાં સંખ્યાબંધ દરિદ્રીઓ નજરે પડે છે. જો કોઇ યાત્રાળુ યાત્રા કરવા જતા આવતા જણાય તો ટોળાબંધ દરિદ્રીઓ તેમને પગે પડતા, રડતા, કરગરતા અને અન્ન માટે એમને અધ-વચ હેરાન કરતા. કોઇ દુકાન પરથી જો કોઇ યાત્રાળુ કાંઇ માલ ખરીદ કરતા તો અન્નથી ટળવળતું ભીખારીઓનું ટોળું તેની સન્મુખ જોઇ રૂદન કરી કરગરી કહેતું કેઃ "કાંઇ તો આપો બાપા, કાંઇ તો આપો !" યાત્રાળુઓ જો કોઇ જગ્યાએ રસોઇ કરતાં તો ત્યાં રાંધેલી વસ્તુ સ્હામે અનાથ બાળકો અનિમિષ નજરે જોયાં કરતાં. મુસાફરો રસોઇ કરતાં ચોખા હલાવતા તે સામું તેઓ જોઇ રહેતાં. મ્હોંમાં મુકતા તે પણ તેઓ જોયા કરતાં, ગળે ઉતારતા તે સામું પણ ટગર ટગર જોતા એમ હોવાથી યાત્રાળુઓ પેટ ભરીને ખાઇ શકતા નહિ. છેવટે વધેલું અન્ન ગરીબ, કંગાળ દીન દુઃખી બાળકોને વહેંચી દેતા. અન્નનું મહાન કષ્ટ છતાં કોઇ અવાજ કાન પર ધરતું નથી. શ્રીમંતો તેમનાં એવાં કષ્ટ જોવા છતાં પોતે તો સુખે, સ્વચ્છંદ, પરમાનંદે જીવન નિર્વાહ કર્યે જાય છે.

શિક્ષક નગેન્દ્ર અથવા શિષ્યા સીતાદેવી, સુશિક્ષાના સુપ્રભાવે કરીને એવાં કષ્ટો જોઇ શકતાં નહિ. બૃહસ્પતિ જેવી બુદ્ધિવાળા નગેન્દ્રલાલ, સીતાદેવીનાં ચક્ષુ સામું જોઇ ત્હેના અગાધ જ્ઞાનના આવરણમાં આચ્છાદિત થઇ ગયા હતા, એટલે તે સંસારના પાર્થિવ પદાર્થને કેવી રીતે જોઇ શકે ? વળી કૃષ્ણુદાસ ! ભીખારીને દ્વાર તરફ આવતા જોઇ ગાળો દઇ માર મારી હાંકી કાઢતો ! જો ભીખારી વધારે હુલ્લડ જેવું કરતાં તો તેમાંના એક બેને બાંધી પોલીશને સ્વાધીન કરતો ! દરિદ્રીઓના શરીરમાંથી ઉડતી દુર્ગંધ વાયુ મંડળને બગાડે છે એવા વિચારથી સીતાદેવી દરરોજ સવારમાં અને સાયંકાળે સુવા–બેસવાના ખંડમાં બે લવંડરની બોટલ (સીસી)નો છટકાવ કરાવતી !

પણ સભ્ય જાતિમાં અસભ્ય અને હલકો ગણાયલો બ્રાહ્મણ ચંદ્રશંકર,

દરિદ્રીઓના શરીરમાંથી ઉડતી દુર્ગંધીથી ચલાયમાન થયો નહિ. ચલાયમાન થવું તો દુર રહ્યું પણ ઉલટો તેમની સાથે ભળવામાં આનંદ માનવા લાગ્યો. દુષ્કાળથી પીડાતા, દુઃખભારથી દબાઇ ગયેલા, દીન દુઃખીને દુરથી જોતાં પોતાના બન્ને હાથ લાંબા કરી કહેતો કેઃ "આવો બાપુ, તમારાથી ચલાય છે કેમ ? ક્યાં જવા ઇચ્છો છો ?" કોઇને બોલાવ્યા ન હોય તેઓ પણ ધીમે ધીમે બ્રાહ્મણની પાસે આવતા.

બ્રાહ્મણ જો એકેકી પાઇ આપતો તો તે એમને મન એક એક રૂપિયા જેટલી પ્રિય લાગતી. બ્રાહ્મણના મધુર આદરથી તેમનું હૃદય પીગળી જતું. મથુરામાં કેટલાક સ્વધર્મનિષ્ઠ દુકાનદારો પાસે બ્રાહ્મણ જતો ત્યાં તેમને કાંઇક ઉપદેશ આપતો અને બદલામાં જે કાંઈ મળતું તે આ દુઃખી દરિદ્રીને આપી દેતો !

વૃંદાવનમાં બ્રાહ્મણ તે સમયે એકજ પરમ હિંદુ વૈષ્ણવ દુકાનદારે, પોતાની દુકાનની બાજુમાં એક મકાન મફત રહેવા આપ્યું હતું. આ સ્થળે તે આહારાદિ કરતો અને રાત્રે સુઈ રહેતો, અને દિવસે મથુરાંથી પાંચ છ માઇલના વિસ્તારમાં કૈલાસની શોધ કરવા જતો. કોઈ કોઇ વખત તો આઠ દશ ગાઉ ચાલ્યો આવતો. ચાર દિવસમાં બ્રાહ્મણે વૃંદાવનમાં કૈલાસની ઘણી શોધ કરી, ત્યાર પછી આકાશમાં વાદળાં ચઢી આવવાથી અને વર્ષાઋતુ શરૂ થયેલી હોવાથી બરાબર તપાસ કરવાનું ફાવી શક્યું નહિ. રસ્તામાં કાદવ, આકાશમાંથી ટપ ટપ પડતું પાણી અને કોઇ કોઈ વખત મૂસળધાર વૃષ્ટિથી બ્રાહ્મણ કંટાળતો છતાં આરામ નહિ લેતાં ભીંજાતો અને કાદવથી ખરડાતો, ભૂખ્યો તરસ્યો કૈલાસની શોધ કર્યા કરતો. એના હૃદયમાં કૈલાસ માટે કેવો અનિર્વચનીય પ્રેમ હતો તે આપણે સત્ય પ્રેમ—હીન માનવીઓ કેવી રીતે સમજી શકીએ ?

વર્ષાદ આવવાથી અન્નનું કષ્ટ વધારે પડવા લાગ્યું. ગૃહસ્થ લોકોને ત્યાં ગરીબોને જે કાંઇ મજુરી મળતી અથવા મુષ્ટિ અન્ન મળતું તે પણ વર્ષાદમાં ભીંજાઇને કામ કરવા છતાં પણ પેટ પુરતું મળતું નહિ. ઉલટો શ્રમ વિશેષ લાગતો અને કામ થતું નહિ.

એક અઠવાડીઆ પછી વાદળ દૂર થયું. નિર્મળ આકાશમાં સૂર્ય સતેજે ઝળકી ઉઠ્યો. પૃથ્વીમાંથી સુગંધ આવવા લાગી. જગત્ હાસ્ય કરવા લાગ્યું.

આજ મ્હોટો આનંદનો દિવસ હતો. દરિદ્રદળ વિચારવા લાગ્યું કેઃ "આજે હવે ભિક્ષાની જરૂર નથી." ઘણાં માણસો રસ્તાપર બહાર આવી જે મળે ત્હેને ભીક્ષા આપવા લાગ્યા. ક્ષુદ્ર મીલ મજુરો અને મધ્યમ વર્ગના નોકરો, મજુરો વિચાર કરવા લાગ્યાઃ "આજે ઓફીસોમાં કામ કરવા જવું નથી. સારા ગુજરાતી ગૃહસ્થ બની બહાર ફરવા નીકળીશું." દુકાનદારો વિચાર કરવા લાગ્યા કેઃ "ઘણા વખતથી માલનો ઉપાડ થતો નથી. આજે બમણો ઉઠાવ થઇ એવડો નફો મેળવીશું." ગૃહસ્થો વિચાર કરવા લાગ્યાઃ "આજે ઘરમાં સારી રસોઇ બનાવડાવીશું." વિલાસીઓએ વિચાર્યુંઃ "આજે પ્રેમ વાટિકામાં સહેલ કરવા જઇશું." અને પેલા બ્રાહ્મણ—સીતાદેવીના સ્વામી ભક્તરાજ ચંદ્રશંકરે વિચાર્યુંઃ "આજ બરાબર ચોકસાઇથી કૈલાસને શોધીશ."

બ્રાહ્મણ પ્રાતઃકાળમાં સ્નાનાદિક કાર્યથી પરવારી, સૌથી પહેલું એણે પાકા અધમણ વજનવાળું પોતાનું પોટલું છોડ્યું. એ મ્હોટા પોટલામાં બીજાં બે ન્હાનાં પોટલાં હતાં. તેમાં પણ એક મ્હોટું અને એક ન્હાનું હતું. જે મ્હોટી પોટલી હતી તેમાં એક હસ્ત લિખિત પોથી અને બીજાં છાપેલાં પુસ્તકો હતાં. શ્રીમદ્ ભાગવત, ષડ્દર્શન, શાંતિપર્વ, મહાભારત, માર્કંડ ઋષિની ચંડી, વિષ્ણુ પુરાણ, યોગવાસિષ્ટ રામાયણ, ભગવત ગીતા, મનુ સંહિતા, અને શ્રી કૃષ્ણ ચરિત્રામૃત, એટલાં પુસ્તકો હતાં. બીજી પોટલીમાં કેટલાંક દેશી જાડાં કપડાં, ચાદર અને દુપટ્ટા હતા, અને રાજાએ આપેલી બનાત અને કિંમતી શાલ પણ એમાંજ બાંધેલાં હતાં.

કેટલાક દિવસ વર્ષાદ ચાલુ રહેવાથી માટીનું ઘર જરા ભીંજાઈ ગયું હતું. પોટલીમાં બાંધેલી શાલને પણ કેટલાક ડાઘ પડ્યા હતા.

બ્રાહ્મણે બારણા આગળની પરસાળમાં કામળ પાથરી, અને એક પાટલાપર પુસ્તકની પોથી મુકી. એક બીજી શેતરંજીપર કેટલાંક બીજાં વસ્ત્રો સુકવ્યાં, પણ શાલ સુકવવાની એકે સારી જગ્યા જડી નહિ.

શાલ અસલ કાશ્મિરી, લાલ રંગની હતી. એને ચારે છેડે સોનાના

ભરતકામની કારીગરી કરી હતી. એનું મૂલ્ય ત્રણ હજાર રૂપિયાથી ઓછું નહિ હોય એવું શાલ જોતાંજ અનુમાન થતું. રાજાએ ખાસ હુકમ આપીને તે શાલ કાશ્મિરના કુશળ કારિગર પાસે પોતાનેજ સારૂ તૈયાર કરાવી હતી. આ શાલ રાજાને એક સખા જેટલી પ્રિય લાગતી હતી. શાલની ત્રણ બાજુએ ન્હાના ન્હાના અક્ષરે લખ્યું હતું કે:—

"હરે રામ, હરે રામ, હરે રામ, હરે હરે.
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે."

ચારે ખુણે રાજાનું નામ, રાજ્યનું નામ, તેમજ સન, તારીખ લખ્યાં હતાં.

રાજા પૂર્ણશ્રદ્ધાળુ અને ભક્તિપરાયણ હોવાથી, એ શાલ એણે શાસ્ત્રીજીને પોષની ભયંકર ઠંડીમાંથી બચવા સારૂ દાન કરી હતી. શાલ રાજાને બહુ પ્રિય હતી તે બ્રાહ્મણ જાણતો નહોતો. સાત્વિકભાવે દાન કર્યું તે બ્રાહ્મણે ગ્રહણ કર્યું. બ્રાહ્મણ શાલની કિંમત હજી કલ્પી શક્યો નહોતો. મહાઠંડીની રાત્રિ પસાર થતાં બ્રાહ્મણે બીજે દિવસે શાલની ચમક ઝમક અને અદ્‌ભૂત વિચિત્ર બહાર જોઈ તુરતજ શરીર પરથી શાલ કાઢી પોટલીમાં બાંધી દીધી, અને પોતાની પહેલાંની બનાત પાછી શરીરપર ઓઢી દીધી. ભક્તિભાવથી અપાયલી વસ્તુને મિથ્યા નષ્ટ કરવી નહિ એવા વિચારથી બ્રાહ્મણે શાલને બારણા આગળ ખીંટીપર સુકવવા નાંખી.

શાલ ઉપર સૂર્યનાં કિરણ પડવાથી તે એના અસલ રૂપ કરતાં વધારે તેજથી પ્રકાશવા લાગી. મનમાં એમ થઇ આવતું કે આજે અહિયાંજ પૂર્ણિમાનો ચંદ્ર ઉદય પામ્યો છે. એવા ચંદ્ર-પ્રકાશથી વૃક્ષ સમુદાય ચંદ્રમય થઈ ઉઠયો છે. બહુ વિચાર કરતાં એમ જણાયું કે ઘણા દુઃખી દિવસો પછી વિધાતાએ કૃપા કરી આકાશમાં સૂર્ય અને પૃથ્વીપર ચંદ્ર; એમ બન્નેને સાથે ઉદય થવા આજ્ઞા આપી છે!

ઘરકામ સમાપ્ત કરી બ્રાહ્મણે ભાગવત ઉઘાડયું. દરેક પત્રે પત્રે પાણી લાગેલું જણાયું, અને એકેક સાથે એકેક પાનું બાઝી ગયેલું જોયું. પાનાને ધીમે ધીમે જુદા પાડતો કોઈ કોઇ સ્થળેથી મનમાં ને મનમાં વાંચવા લાગ્યો. કદી હસતો, કદી રડતો, છેવટે પાના સુકવવાનું પણ ભુલી ગયો. વળી ભર-

તોપાખ્યાનમાંથી ભવાટવીનું ભયંકર વર્ણન એક ચિત્તે વાંચવા લાગ્યોઃ—

"લોક—સમુહ માયાના રચેલા દુર્ગમ કિલ્લામાં ફસાઇ પડ્યાં છે. સુખ-લાભની ઇચ્છાથી ભવારણ્યમાં આમ તેમ ભ્રમણ કર્યા કરે છે, પણ કોઇ જગ્યાએથી કશું સુખ પ્રાપ્ત કરી શકતા નથી. આ વનના મધ્યમાં ઉભેલા છ પ્રસિદ્ધ લુંટારા બળપૂર્વક એના સઘળા ધનને લુંટી રહ્યા છે. કોઇ વખત એ લુંટારા લતા, ગુલ્મ અને તૃણમાં સંતાઇ રહે છે અને તીક્ષ્ણ ડંશ મારી માણસને અસ્વસ્થ બનાવે છે. કોઇ વખત સામે માયાનગરનાં દર્શન કરે છે. કોઈ કોઇ વખત અગ્નિની મ્હોટી ભયંકર લાંબી જ્વાળા જેવા પિશાચને દેખે છે. વાસસ્થાન, જળ અને ધન ઇત્યાદિના ઉપાર્જન સારૂ જંગલમાં હજારો સ્થાને ભ્રમણ કરે છે, પણ પવનથી થતા વંટોળીયાથી સઘળી દિશાઓ ધુમ્ર-વર્ણજેવી થઇ ચક્ષુઓ બંધ થઈ જાય છે અને તેથી કયે રસ્તે જવું એનો નિર્ણય કરી શકતાં નથી. કોઇ અદૃશ્ય ધ્વનિથી એના કર્ણ વિહ્વલ થાય છે, કોઇ ઝાંઝવાનાં જળને સત્ય જળ માની પીવા દોડે છે. કોઈ ખાદ્ય સામગ્રીનો અભાવ થતાં બીજા પાસે નમ્રભાવે યાચના કરે છે. કોઈ દાવાગ્નિની વચમાં બેસી અગ્નિના તાપથી શરીરને તપાવે છે. કોઇ યક્ષના હાથમાં પડી પ્રાણ ગુમાવે છે. કોઇ જોરાવર મનુષ્યથી લુંટાઇ જવાથી મૂર્છિત થાય છે. કોઇ માયાપુરીમાં પ્રવેશ કરી આમ તેમ આનંદમાં વખત ગુમાવે છે. કોઈ જગ્યાએ કોઈ વ્યક્તિ અજગરથી ગળાયલા અને વિપિનમાં પતિત થયેલા કશું સમજી શકતા નથી. કોઇ જ્ઞાનશૂન્ય હોઇ ગાઢ અંધારા કુવામાં પડી ત્યાં સ્થિરભાવે રહે છે. કોઇ એકાદ જગ્યાએ યત્કિંચિત મધુરાલાપ કરવા મધુમક્ષિકાને શોધે છે અને ત્યાંથી માનભંગ થઈ કષ્ટ પામતા પાછા ફરે છે. કોઈ જગ્યાએ કેટ-લાંક માણસો શીત, તાપ, રૌદ્ર તેમજ વર્ષામાંથી પોતાનું રક્ષણ નહિ કરતાં ત્યાંજ બેસી રહે છે. આ ભવાટવીમાં કોઈ કોઇ સ્થાને શય્યા, આસન, ધન, રત્ન ઇત્યાદિ સારૂ બીજા કને અતિ દીન ભાવે યાચના કરે છે, પણ જો તે પ્રાપ્ત થતાં નથી તો પરદ્રવ્ય અભિલાષી બને છે અને આવા હેતુથી તેઓ અપમાન પણ સહન કરે છે. માયાએ સર્વ મનુષ્યોને સંસારમાર્ગમાં આમ તેમ ભટકતા કીધા છે. એમાંથી કોઇ પણ પુરૂષ અદ્યાપિ સુધી સત્ય તત્વ જાણવા સમર્થ થયું નથી."

બ્રાહ્મણ આ પ્રમાણે ભવાટવી—ભાવથી મુગ્ધ બન્યો હતો. સંસારની માયાજાળનું રહસ્ય સમજતો હતો. બીજી બાજુએ દ્વાર આગળ દશ બાર ભીખારી આવી ઉભા રહ્યા છે. ધીમે ધીમે જેમ જેમ ભીખારીની સંખ્યા વધવા લાગી તેમ તેમ ત્યાં મ્હોટો કલાહોળ થવા માંડ્યો. એ ઘોંઘાટથી બ્રાહ્મણે પોતાનું ભાગવત બંધ કર્યું અને યથાસ્થાને પાછું મુકી ભીખારીઓ સામું જોવા લાગ્યો. એણે જોયું કે મલિનમુખ, ઉંડી ગયેલી આંખો, વિંખરાયલા અને વધી પડેલા વાળ, પીઠ સાથે ચોંટી ગયેલું ઉદર, સુકાયલા બાહુ, લોહી ઉડી જવાથી સુકાઇ ગયેલા પગવાળા આ લોકો સંસાર—ઉદ્યાનની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા છે! વળી જોયું કેઃ ભીખારી લોકો વર્ષાદથી આખા શરીરે ભીંજાઇ પલળી ગયા હતા. જોયું કે એમની જીભમાં અમૃત નથી—રસ નથી!

એ જોઇ બ્રાહ્મણ બહુ દુઃખી થવા લાગ્યો. તેમને માયાળુ શબ્દથી પુછવા લાગ્યોઃ "બાપુ! આજે બે દિવસ થયાં તમે કેમ દેખાતા નહોતાં?"

સૌએ જુદો જુદો પ્રત્યુત્તર આપ્યો, પણ વાતનો મૂળ ભાવાર્થ આ પ્રમાણે હતોઃ "મહારાજજી! ભૂખના દુઃખથી ઘણાખરા મરણ પામ્યા પણ તેઓને અમે બચાવી શકવા અસમર્થ નિવડ્યા. ઘણો વર્ષાદ પડવાથી આજે બે દિવસથી ભીક્ષા સારૂ બહાર નીકળી શકાયું નહિ. મહારાજજી! અમે પણ અમારા આ પાપી પેટની બળતરાથી મરણ પામીશું."

બ્રાહ્મણે કહ્યુંઃ "ભાઇ! મ્હારી પાસે એવી શી દોલત છે કે જે આપી હું તમને સંતુષ્ટ કરૂં? આજે બધાને અકેકો પૈસો આપું છું તે પ્રેમપૂર્વક સ્વિકારો."

ભિખારીઓ કહેવા લાગ્યાઃ "ના, મહારાજજી! અમને પૈસો જોઇતો નથી. આજે તો અમારે તમારા હાથનો પરસાદ ખાવો છે. બાળબચ્ચાંને લઇને પેટ ભરીને ખાવું છે."

બ્રાહ્મણ જરા હસીને કહેવા લાગ્યોઃ "હું એકલો માણસ છું તેથી એક બે મુઠ્ઠી ચોખા રાંધું છું. એટલા પ્રસાદથી તમારૂં તેમજ તમારા બાળ—બચ્ચાંનું પેટ કેવી રીતે ભરાશે? શાક, તે પણ પાશેરેક વજન જેટલું રાંધું છું. એમાં તમે શું ખાશો? કેવી રીતે તૃપ્ત થશો?"

ભીખારીઓ: "મ્હારાજજી! આપના હાથના રાંધેલા બે દાણા પ્રસાદથી અમને આનંદ થશે અને અમારૂં પેટ ભરાશે. આપને હાથે રાંધેલો ભાત અમને અમૃતથી પણ વધારે સારો લાગશે."

બ્રાહ્મણની આંખમાં જળ ભરાઈ આવ્યું. બળાત્કારે અશ્રુવેગને અટકાવી બ્રાહ્મણ કહેવા લાગ્યો કે: "વારૂં ત્યારે તેમ કરીશ."

એવું સાંભળી ભિખારીઓ: "જય રાધે કૃષ્ણ જય." "જય રાધે જય." શબ્દો બોલી દિશાઓ ગજવવા લાગ્યા.

બ્રાહ્મણ: "હમણા તમે બીજી જગ્યાએ ભિક્ષાર્થે જાવ. લગભગ બે અઢી વાગે અહિં એકઠા થજો. તમે બધા મળીને કેટલાં માણસો છો તે કહો જોઇએ?

ભિખારી: "અમે મ્હોટા તો ફક્ત અગિઆર જણ છીએ પણ બાળબચ્ચાં મળી કુલ્લે વિશ માણસો થઇશું."

એટલું કહી ભીખારીઓ ત્યાંથી ચાલ્યા ગયા. બ્રાહ્મણ મધ્યાહ્ન પૂજા કરવામાં ગુંથાયો. સંધ્યાપૂજાથી પરવારી બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો: "અરેરે! આ ભૂખ્યા દરિદ્ર—નારાયણોને હું ક્યાંથી તૃપ્ત કરૂં? મ્હારી પાસે શી પૂંજી છે? જેમની પાસે પૂંજી છે તે લોકો તો સુખેથી ખાઇ, પી, ઘોડાગાડીઓમાં મોજમજાહ કરે છે. મ્હારાથી દુઃખીઓનાં દુઃખ જોઈ શકાતાં નથી! પરબ્રહ્મ પરમાત્મા! હું શું કરૂં? બુદ્ધિ આપો. શક્તિ આપો. શું ઘેરઘેર ભિક્ષા માંગુ? આખું વૃંદાવન જ્યાં ભિક્ષુક છે ત્યાં પછી ભિક્ષા કોણ આપશે? ભિક્ષાયે મળે તો તે કેટલી? ના, ના, ભિક્ષાથી કંઇ વળશે નહિ. ત્યારે? શું આ પુસ્તકો વેચી દઉં! એનું મૂલ્ય શું ઉપજશે? એને રાખશે પણ કોણ? આજે ધર્મ ગ્રંથોની કિંમત ક્યાં છે? જ્યાં ધર્મ ઉપરજ શ્રદ્ધા નથી ત્યાં પછી ધર્મ ગ્રંથોની કિંમત શી? ત્યારે? મ્હારાં વસ્ત્રો વેચી દઉં? મ્હારી પાસે વસ્ત્રોએ કેટલાં છે? બે, ત્રણ અને બે પાંચ! શું ઉપજે? રૂપિયો કે દોઢ!"

વિચાર કરતાં કરતાં તેની દ્રષ્ટિ ખિંટીયે ભેરવેલી શાલ ઉપર પડી. તેને જોતાંજ જરાક હસવું આવ્યું! થોડી વાર કંઇક વિચાર કરી બોલ્યા: "આ શું છે? ઓહો! મ્હારે એનું શું કામ છે? મ્હને દાનમાં મળ્યું છે, તે હું

દાનમાંજ વાપરી નાંખું તો ખોટું શું? શાલ હું કદી પણ શરીરે ઓઢી શ્રીમંતાઇ બતાવીશ નહિ. શ્રીમંતાઈનો આડંબર કરીશ નહિ. ત્યારે? પેટીમાં પડી પડી સડી જશે! ઉધાઇ ખાઇ જશે! તેના કરતાં વધારે સારૂં છે કેઃ એને વેચી ઉપજે તેટલા તમામ પૈસા દરિદ્રનારાયણના પેટનો ખાડો પૂરવામાં વાપરી દેવા. બસ, એજ નિશ્ચય. એમાંથીજ આજે રસોઈ કરાવીશ.”

એમ કહી શાલ લઇ જોડેના દુકાનદાર પાસે ગયો. તેને શાલ વેચવા આપી. દુકાનદારે શાલ વેચી રૂપિયા લાવી આપ્યા.

પરંતુ પારબ્ધ કોઇને મૂકે છે કે? બ્રાહ્મણને સખ્ત તાવ ચઢયો. તેણે સર્વ પૈસા દુકાનદારને આપી તેમાંથી દરરોજ અન્ન-કષ્ટથી પિડાતા દરિદ્રીઓને અન્ન આપવાની આજથી વ્યવસ્થા કરી. નિઃસ્વાર્થી બ્રાહ્મણ રાતેજ ક્યાંક અદૃષ્ય થઇ ગયો. દુકાનદારે ઘણી શોધ કરી પણ ક્યાંયે તેનો પત્તો લાગ્યો નહિ. દુકાળીયાંઓને જેટલા દિવસ અન્ન મળ્યું તેટલા દિવસ તેઓ “જય ચંદ્રશંકરભાઇકી જય.” બોલાવ્યા પછીજ અન્ન ગ્રહણ કરતા.

---

## પ્રકરણ ૨૩ મું.

### ગુપ્ત પત્રો.




પ્રિય વાંચક! ત્રીજા ભાગનો પ્રથમ અંશ અહિં પૂર્ણ થાય છે.

બ્રાહ્મણ કૈલાસને શોધવા ભટકતો હતો પણ કૈલાસની પ્રતિજ્ઞા હતી કે ગુરૂરૂપ બ્રાહ્મણને મરણપર્યંત મ્હોં બતાવવું નહિ, તેથી તે ગુપ્ત રીતે ફરતો બ્રાહ્મણની તપાસ રાખ્યા કરતો હતો.

બ્રાહ્મણે કૈલાસની બહુ બહુ શોધ કરી. વરસાદમાં ભૂખ્યો તરસ્યો બહુ અથડાયો, પણ ક્યાંય તેનો પત્તો લાગ્યો નહિ. છેવટે તે પાછો પત્નીને ઉતારે મળવા ગયો, પણ ત્યાં તો જાણે તે કોઈ એ પૈસાનો મજૂર ન હોય તેમજ! ત્યાંથી તે રાતોરાત એક બીજા ગામમાં ગયો, પણ બહુ અથડામણથી એને સખત તાવ આવ્યો. એક હરિભક્તે તેની બહુ સંભાળ લીધી. બ્રાહ્મણ તે સાચો બ્રાહ્મણજ હતો. તેણે ઢેડભંગીના હાથે ભરાયલા પાણીની દવાના બાટલા

પીધા નહિ ! "પ્રભુ ઇચ્છા હશે તો વ્યાધિ મટશે." એવો દૈવપર આધાર રાખી પડયો રહ્યો અને શાસ્ત્રવચનામૃતનો પાઠ કર્યા કર્યો. ભગવાને તેની અરજ સાંભળી વ્યાધિમુક્ત કર્યો, ત્યારે તે પોતાની જન્મભૂમિમાં જઈ પહોંચ્યો. ઘેર આવ્યા પછી પાછો તાવે પડયો. ગામડામાં મેલેરિયા તાવનો ઉપદ્રવ હતો. જીવન સંકટમાં આવી પડયું. પ્રાણ આકુળવ્યાકુળ થવા લાગ્યા, ત્યારે એક રાત્રે તેના ગુરુદેવે સ્વપ્નમાં કહ્યું કેઃ "પ્રાણાયામ કેમ છોડી દીધા છે? પ્રાણાયામ કરશે ત્યારેજ ત્હારો રોગ સમૂળો જશે." બીજે દિવસથીજ તેણે શિષ્ય કૈલાસનો શોધ મૂકી સંધ્યા-પ્રાણાયામ બરાબર કરવાનું શરૂ કર્યું, ત્યારેજ તેના દેહમાંથી રોગ ચાલ્યો ગયો. શરીરમાં ધીમે ધીમે શક્તિ આવવા લાગી, પરંતુ છ મહિના થયા. આ સમયે પંદર દિવસમાં બે વખત બે પત્રો તેને કોઇના તરફથી ગુપ્ત રીતે મળ્યા, તેમાં લખ્યું હતું કેઃ "જો બની શકે તો અમદાવાદથી આપની સહધર્મિણીને જલ્દીથી આપને ઘેર બોલાવી લો."

ગમે તેમ હોવા છતાં પણ રામચંદ્ર તેમજ ચંદ્રપ્રભાને બ્રાહ્મણ ઉપર જરાએ અભાવ થયો નહોતો. તેની માંદગીના સમયમાં રામચંદ્રે તેને પૈસાની પુષ્કળ મદદ કરી હતી, તેથી બ્રાહ્મણ તેમનો ઘણોજ ઉપકાર માનતો હતો. બ્રાહ્મણે પોતાના સસરાને લખ્યું કેઃ "વસંત પંચમીને દિવસે જો આપની કન્યાને અત્રે મોકલવા કૃપા કરશો તો હું આપનો બહુજ આભારી થઇશ. આપ જાણો છો કે ઘરમાં કોઇજ નથી. મંદવાડ ગયો. બહુ અડચણ પડે છે. આપ જ્ઞાતા છો."

પત્રના પ્રત્યુત્તરમાં રામચંદ્રે લખ્યું કેઃ "આપને માટે અમદાવાદમાંજ એક મકાન ખરીદ કરવાનો વિચાર કર્યો છે. સીતાદેવી સાથે આપ અમદાવાદમાંજ હવે નિવાસ કરવાનો વિચાર રાખશો. આશા છે કે એમાં આપને કોઇ વાંધો તો નહિજ હોય."

સીતાદેવીનાં માતાપિતાએ ક્યારનુંએ સાંભળ્યું હતું કેઃ બ્રાહ્મણ અર્ધ-ગાંડો બની ગયો છે. તે કારણથીજ તેને અમદાવાદમાં રાખવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો.

બ્રાહ્મણે ઉત્તરમાં લખ્યું કેઃ "ના, એમ કદી બને નહિ. હું માહ શુદ તૃતીયાને દિવસે જાતે આવી આપની કન્યાને તેડી જઇશ."



# चतुर्थ भाग.

## પ્રકરણ ૧ લું.

### ગાંડાના વિચાર !

રજની ગંભીર દેખાય છે. જ્યાં નજર કરીએ ત્યાં ઘોર અંધકાર સિવાય કાંઈ જણાતું નથી. આકાશ ચંદ્રહીન, ઘર દીપકહીન, અને હૃદય પણ અંધકારમય લાગે છે. અંદર, બહાર, ઉપર, નીચે, સર્વત્ર કાળમુખો અંધકાર–દાનવી કાળા કાળા દાંત બહાર કાઢી અટ્ટહાસ્ય કરી રહ્યો છે ! એ જોઇ પ્રાણ કંપી ઉઠે છે.

એલીસબ્રીજવાળા બે માળના મકાન સંબંધી વાત તો સુજ્ઞ વાંચકોને સ્મરણમાં હશે. એ બે મજલાના મકાનની છેક નીચે, જાજરૂ આગળ એક અતિ ન્હાની અંધારી ઓરડીમાં સીતાદેવીના સ્વામી ચંદ્રશંકર ભાગવત ભૂષણ ઉર્ફે જમાઇરાજ પૃથ્વીપર એક સાદડી નાંખી સુતા હતા ! તેમણે એકદમ ઉઠી બેઠા થઈ મોં તથા નાકપર કપડું ઢાંક્યું. આ વખતે રાત્રિના લગભગ બે વાગ્યાનો સમય થયો હતો.

કૃષ્ણદાસ, ગાડીવાન, કૉન્સટેબલ વિગેરેને હાથે રસ્તામાં સખ્ત માર ખાઇ ડેપ્યુટી સાહેબના ઘર આગળ રાત્રિના નવ વાગ્યાને સુમારે બ્રાહ્મણ મૂર્છિત થઈ જમીનપર પડ્યા હતા. રાત્રિના દોઢ વાગે જ્યારે મુર્છા વળી ત્યારે તેમણે જોયું કેઃ પોતાને આવા અંધકારાચ્છાદિત ઘરમાં સુવાડેલો છે. "કેમ ? શાથી ? કેવી રીતે અને ક્યાંથી મ્હને અહિ લાવીને મુકવામાં આવ્યો છે ?" તેમાંનું કશું બ્રાહ્મણ સમજી શક્યો નહિ. ધીમે ધીમે અનુમાનપરથી એ સમજી શક્યો કે પોતે ખરેખર અતિ દુર્ગંધમય અંધારા કુવામાં પડેલો છે. નજીકમાં કેટલાક કાળા કાળા ચ્હેરાવાળાં અપરિચિત માણસો બેઠેલાં

જોયાં. જોત જોતામાં એ લોકો ઉઠીને ગયેલા જણાયા. ત્યાર પછી બ્રાહ્મણે ઘરનાં દરેક માણુસનાં નામ દઇ કરૂણુકંઠે કેટલીક નમ્ર વિનંતિ કરી, કેટલું રડ્યો, પણ કોઇએ તેની વાત સાંભળી નહિ. વિધવિધ વિચારમાં એક કલાક વ્યતીત થઇ ગયો. થોડીવાર પછી કૃષ્ણુદાસ ત્યાં આવી દ્વાર ઉઘાડી દીવો સળગાવી દ્વારને તાળું મારી ચાલ્યો ગયો. આ વખતે બ્રાહ્મણ શાંત બેસી રહ્યા. શહેરની જેલમાં આ વખતે રાત્રિના બે ટકોરા ઠોકાયા.

બ્રાહ્મણ સાધારણ તો દઢ હૃદયનો હતો પણ આ વખતે તેનું હૃદય કંપવા લાગ્યું–ધડકવા લાગ્યું. હાથ પગ નરમ થવા લાગ્યા. સાહસ ઘટવા લાગ્યું. શરીર થરથર કંપવા લાગ્યું. જીવનમાં તેણે કોઇ દિવસ આવું કષ્ટ સહન કર્યું નહોતું. આવી વિપત્તિમાં તે કદી ફસાઇ પડયો નહોતો અને આવો વિચિત્ર બનાવ તેણે કદી પણ જોયો નહોતો. એના મનમાં એવો ભય ઉત્પન્ન થયો કે: "હમણા પ્રાણ નીકળી જશે." વળી વિચાર થયો: "જો મ્હારા પ્રાણ જશે તો પછી આવાં કર્મ–ફળ કોણ ભોગવશે ? જો મનુષ્યનાં પૂર્વજન્મનાં સુકૃત્યો વધારે હોય તો સાત વખત સર્પ દંશ થવા છતાં પ્રાણ વિયોગ કેમ થતો નથી ? એ પરથી એવું અનુમાન થાય છે કે દેહ ત્યાગ થઇ શકવાનો નથી. આટલાં આટલાં દુઃખો સહન કર્યાં અને વ્યાધિ થવા છતાં હું કેમ મર્યો નહિ ! મ્હારે આવા ધગધગતા અગ્નિમાં જીવતાં જીવત અનંતકાળ સુધી દગ્ધ થવાનું નિર્માણ થયું હશે ! તેની ચિંતા શી છે ? દુઃખ એ તો ભગવાનની કસોટી છે. હું દુઃખ એવું કાંઇ માનતોજ નથી. સુખ અને દુઃખ એ તો એક એક પ્રકારની અવસ્થા છે. તેમાં આનંદ કે ક્લેશ કેવો ?"

બ્રાહ્મણ હજારો તર્કવિતર્ક કરવા લાગ્યો. થોડી વારમાં પાછો સ્વસ્થ થયો, પણ મનમાં ચિંતા ઉત્પન્ન થઇ કે: "આ તે કેવો વેપાર ? મ્હને આવું મર્મભેદી કષ્ટ કોણ આપે છે ? મ્હારો અપરાધ શું ? ઘોર અપરાધ કરનારને પણ આવો દંડ થતો નથી."

"એ શું સ્વભાવથીજ નિષ્ઠુર છે, ના. કેવળ મ્હારા પ્રત્યેજ નિષ્ઠુર છે ? મનુષ્યો શું આટલાં બધાં નિર્દય હશે ? મનુષ્યનું હૃદય આવું ઘાતકી બનતું હશે ખરૂં કે ? વાઘ, રીંછ સાથે પણ કોઇ આવું ક્રૂર થતું નથી ત્યારે હું

તો મનુષ્ય છું, એમનો જમાઇ છું, છતાં મ્હને આવા દુર્ગંધમય સ્થાનમાં મુકી મ્હારૂં હૃદય શા માટે વિંધે છે? શું એ જીવો કોઇ બીજા જગતના હશે? માતૃવત્ સાસુને જો જરા પણ આવતાં જતાં જોઉં તો હાથ જોડીને કહું કે: "મા, તમારા પુત્રને હવે વધુ કષ્ટ શા માટે આપો છો? શું મ્હારી આટલી આજીજી સાંભળી મ્હારૂં રક્ષણ નહિ કરો?" એમ કહી તે સ્થિર થઇ ઉભો રહ્યો. આ વખતે ચંદ્રપ્રભાને તેણે જોઈ એટલે કહ્યું: "મા! હું ગાંડો નથી, મ્હને ગાંડો જાણી દુઃખી ન કરો. મા! આ અધમને ઘરમાં સ્થાન આપતાં જો આપનાપર કોઇ વિપત્તિ આવી પડતી હોય તો મ્હને જવા દો." તો પણ જનનીએ પાછું ફરીને જોયુંએ નહિ. તે ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ, તેથી બ્રાહ્મણ વિચારવા લાગ્યો: "માતાનું હૃદય આટલું બધું પાષાણવત્ કેમ થયું હશે? કૃષ્ણદાસ તો દુરાચારી છે, તેના કર્મો તરફ ધ્યાન આપવાની જરૂર નથી, પણ સારા માણસના મકાનમાં અને તે પણ વળી હિંદુના મકાનમાં આવા અહિંદુને સ્થાન આપવામાં આવે છે તે કોઈ રીતે સમજમાં આવતું નથી. કૃષ્ણદાસનું આચરણ જોઇ મનમાં એમ ચોક્કસ થાય છે કે તે ખરો હિંદુ નથી. આવા અસભ્ય, અસત્ય, અને મ્લેચ્છ જેવા દુષ્ટ માણસને, સસરાએ શા માટે ઘરના કર્તાહર્તા બનાવ્યો હશે? કૃષ્ણદાસને સંધ્યાહ્નિક કરવા સારૂ ગંગાજળ લાવવાનું કહ્યું ત્યારે કહ્યું કે: નળનું શુદ્ધ પવિત્ર જળ છે તે ચાલશે કે?" ગાંડો તો નહિ હોય? દારૂડીયો તો નહિ હોય?"

"ઘણે દિવસે જમાઇ ઘેર આવ્યા તેને આદરમાન આપવું, સ્નેહ—મમતા બતાવવી કે ખબર—અંતર પુછવી, એ તો દૂર રહ્યું પણ ઉલટું મ્હારા તરફ કૂતરા કે શિયાળથી પણ વધારે ખરાબ વર્ત્તન ચલાવે છે!" એમ કહી બ્રાહ્મણે આંખમાં અશ્રુ લાવી, સાસુના સામું નજર કરી અને દયા ઉત્પન્ન કરે એવી નમ્રવાણીમાં પ્રાર્થના કરી તોપણ તેના હૃદયમાં જમાઇ ઉપર જરાએ સ્નેહભાવનો ઉદય ન થયો!

"ઓહો! કેવો દુષ્ટ ગંભીર પ્રપંચ? મ્હને ગાંડો ઠેરવી આવા કઠણ કેદખાનામાં કેદ પૂર્યો છે. વારૂ પણ ગાંડાને બરડે સોટીઓનો માર પડે ખરો

કે ? પડે પણ ખરો. ગાંડાને માટે બધું સંભવિત ! ”

“ જો મ્હારો વધ કરવાનોજ એમનો ઉદ્દેશ હોય તો મ્હને આ પ્રમાણે ગાંડામાં ફેરવે છે શા માટે ? આહારમાંજ વિષ મેળવી દે તો એમનો એ ઉદ્દેશ પાર પડે. આવી રીતે મારામારી, ખેંચાખેંચી, પકડાપકડી કરવાનું શું કારણ ? ”

“ આજકાલ કરતાં નવ વર્ષથી મ્હારૂં લગ્ન થયું છે; નવ વર્ષમાં મ્હને એક દિવસ પણ ગાંડો કહ્યો નથી. ત્યારે આજે આવું કલંક કેમ ? પહેલાનું એમનું મ્હારી સાથેનું વર્તન ઉત્તમ પ્રકારનું હતું. મ્હારા સ્વર્ગીય દાદા સસરા તો મ્હને જોતાંજ દૂરથી આવી ભેટી પડતા અને અત્યંત આનંદ પામતા. હું શ્વસુરાલયે જતો ત્યાં પણ એટલોજ આનંદ. તેઓ મ્હારા સુખની કથા સાંભળી સ્વર્ગીય સુખ ભોગવતા. મ્હારા પિતાજીનું અવસાન થયું ત્યારે તેમની ઉત્તરક્રિયા સારૂં કેટલાક રૂપિયા તેમજ બીજી ઘણી વસ્તુઓ મ્હારા પર તેમણે મોકલી કેટલી બધી સ્નેહ મમતાનું દર્શન કરાવ્યું છે ? શ્રી વૃંદાવનમાં મ્હારી દાદી સાસુએ એમને ત્યાં એક દિવસ રહેવા માટે કેટલો બધો આગ્રહ કર્યો હતો ! સ્નેહમાં જરાએ બનાવટીપણું જણાતું નહોતું. એ પછી હું ઘણો કાળ પથારીવશ માંદો રહ્યો. તે દરમ્યાનમાં પણ સાસુ સસરા પખવાડીએ અઠ-વાડીએ મ્હારી તબીયેત જોવા આવતા, પત્ર લખતા હતા, ઔષધ, પથ્ય, રોકડા રૂપિયા એવી એવી મદદ કરી પોતાનો સ્નેહ–મમતા–દયા બતાવતા હતા. એ વખતે હું એવું સમજતો હતો કે મ્હને પિતા વિનાનો જાણી તેઓ મ્હારા પર આટલી બધી મમતા રાખે છે. સસરાજીએ જ્યારે મ્હને એવું લખ્યું કે: “ ભાઇ ! તમારે માટે અમદાવાદમાંજ એક વેચાતું મકાન લેવાનો વિચાર છે ? ” ત્યારે મ્હેં ચોક્કસ જાણ્યું કે: “ મ્હારા પર એમનો પુત્રવત્ સ્નેહ ન હોત તો મ્હારે માટે મકાન ખરીદે શા સારૂં ? વારૂં, પણ જ્યારે દરેક કાર્યમાં એમનાં સારાં લક્ષણો દેખાય છે ત્યારે મ્હને આ પ્રમાણે કરવાનું કારણ શું ? અથવા મ્હારૂં આટલું બધું અપમાન કરવાનું પ્રયોજન શું ?

“ મ્હારાથી તો એમાંનું કાંઇ સમજાતું નથી. કોઇ પ્રકારનો નિશ્ચય પણ થઇ શકતો નથી. ચિત્ત, વાવાઝોડામાં સપડાયલા તૃણની પેઠે આમતેમ

ચારે બાજુએ ઘૂમ્યા કરે છે. વારૂં, જે થયું તે થયું. હમણા તો હું ગાંડોજ બન્યો છું અને આ લોકો મ્હને ગાંડો જોઇ મ્હારા પ્રત્યે ગાંડા જેવોજ વ્યવહાર ચલાવે છે, એમાં એમનો દોષ નથી, હુંજ ગાંડો બન્યો છું."

"ઠીક, જો હું ગાંડો છું તો પછી મ્હને આવી દુર્ગંધથી ભરપૂર ઓરડીમાં, અતિ ખરાબ બિછાના પર પડી રહેવાની વ્યવસ્થા કેમ કરે ? ઉપર તો સુંદર મનોહર ચિત્તાકર્ષક શય્યાઓ, કૉચ, પલંગો પાથર્યા છે ત્યારે પછી મ્હને તે જગ્યાએ કેમ સ્થાન ન આપ્યું ? મ્હને તેમના એક અભ-દાસ અને અનાથ નોકરથી પણ હલકો ગણી આવી દુર્ગંધમય-નરકથી પણ ખરાબ-જગ્યામાં કેમ સુવાડયો ? હું સ્વીકાર કરૂં છું-હું ખુશીથી કહું છું કે હું ગાંડો છું, પણ આ એમના ગાંડાને શુદ્ધિમાં લાવવાનાજ પ્રયાસો હશે ? આ સેવા સુશ્રૂષા તે કેવી ? આ જમાઇ-સેવા કયા પ્રકારની ?"

"પણ હું જો ગાંડોજ હોઉં તો મ્હારી બુદ્ધિમાં ફેરફાર થાય. જો મ્હારી બુદ્ધિમાં ફેરફાર કે વિકાર ઉત્પન્ન થયો હોય તો પછી હું વસ્તુસ્વરૂપ યથાર્થ રીતે કેમ સમજી શકું ? જો બુદ્ધિ વિકાર થયો હોય તો મ્હને એવું પણ લાગવું જોઇએ કેઃ હું જાણે બીજે મજલે સુખશૈયામાં આનંદભેર સુતો છું, દાસ દાસી, સાસુ સસરા તેમજ સહધર્મિણી મ્હારી સેવા સુશ્રૂષા કરી રહ્યાં છે ! બુદ્ધિવિકાર થયો છે એવું માની લેતાં પણ મ્હને આવું અનુમાન થતું નથી !"

"ગાંડા થવાથી બુદ્ધિમાં ફેરફાર થતો હશે ખરો કે ? સારૂં તે માઠું બને, સુગંધ તે દુર્ગંધ બને, સેવા સુશ્રૂષા પ્રહાર-પીડા જેવી લાગે અને સ્વર્ગ નરકમાં ફેરવાઇ જાય એવું પણ બનતું હશે ખરૂં ? ત્યારે તો હું ગાંડોજ છું. જરૂર એમનો જરાએ દોષ નથી."

પવિત્ર બ્રાહ્મણના હૃદયમાં એવાજ વિચારોનું આંદોલન થવા માંડયું. તે એકાએક બીજાને અપરાધી ઠરાવે તો નહિ તેમજ નઠારૂં કહે પણ નહિ. તે પહેલાં પોતાનોજ દોષ જુએ છે. બીજાને અસત્ય કહેતાં, જુઠો કહેતાં, એમના મનમાં કષ્ટ ઉત્પન્ન થાય છે. ઘણો વિચાર કરી વળી પાછો બ્રાહ્મણ કહેવા લાગ્યોઃ "દોષ કોઇનોજ નથી ફક્ત મ્હારોજ છે. સંભવિત છે કે હુંજ ગાંડો હોઇશ."

જોતજોતામાં બીજા મજલાની ઘડિયાળમાં રાત્રિના બે ટકોરા થયા. વિચાર કરતાં કરતાં બ્રાહ્મણના વિચારપ્રવાહ બીજી દિશામાં બદલાયાઃ "હું શાથી ગાંડો બન્યો? કેમ ગાંડો થયો? મ્હારી જ્ઞાનબુદ્ધિ કે સ્મરણશક્તિમાં કિંચિત માત્ર પણ ફેર પડ્યો નથી. હું પહેલાંના જેવુંજ દેખી શકું છું, સાંભળી શકું છું, વિચારી શકું છું અને જાણી પણ શકું છું. મ્હારા હૃદયમાં દૃઢ ખાતરી થઇ છે કે આ ઘરનાં માણસોએ મ્હારો પ્રાણ લેવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. મકાનનાં દારવાન, ગાડીવાન, કૃષ્ણદાસ, બધાજ નોકરો જ્યારે વિનાકારણે મ્હને પકડી પ્રહાર કરે ત્યારે મ્હારે શું સમજવું? આ બનાવ ઘરના કોઇ માણસના જોવામાં આવ્યો નહિ હોય? પ્રહારથીજ મ્હારા પ્રાણૌ નાશ કરવાનો એમનો ઉદ્દેશ હોવો જોઇએ. જો હું ગાંડો થયો છું તો પછી મ્હારા પર આવા સખ્ત પ્રહાર શા માટે? મ્હારા સસરા આજે ઘરમાં હોવા છતાં "મ્હને કેમ છે? શું થયું છે!" તે સંબંધી કાંઇ ખબરઅંતર પુછાવતા કેમ નથી? રમણચંદ્ર કે ચંદ્રપ્રભા કે ખુદ મ્હારી પત્નિ મ્હારૂં રક્ષણ કરવા કેમ કાંઇ ઉપાય કરતાં નથી? મ્હારી પત્નિ હવે ઉમ્મર લાયક થઇ છે, નવયૌવનથી વિભૂષિત છે અને ઘણા લાંબા કાળ પછી એનો સ્વામી એને ઘેર આવ્યો છે. વળી થોડા દિવસ પહેલાં, સ્વામીને મરણ શય્યા પરથી ઇશ્વિર કૃપાએ નવો જન્મ પામ્યો છે. એવા સ્વામીને જોતાંજ તેની સાથે વાર્તાલાપ કરવાને—તેની ખબરઅંતર પુછવાને—એને જરા પણ હર્ષ નહિ થતો હોય? સેવા સસ્રુષા કે વાક્યાલાપ કરવો તો બાજુએ રહ્યો પણ મ્હારી આવી મર્મ વેદના જોવા છતાં, શા માટે એ કોઇ પણ પ્રકારે મ્હારો છુટકો કરવાનો પ્રયાસ કરતી નહિ હોય? ત્યારે શું મ્હારી સ્ત્રી પતિવ્રતા નથી? જણાય છે તો એવુંજ!"

બ્રાહ્મણના મનમાં આવા વિચાર ઉત્પન્ન થતાંજ વળી પાછો જીભને દાંતવતી જોરથી દાબી કહેવા લાગ્યોઃ "શિવ! શિવ! શિવ! હું કેવા અધમ વિચાર કરૂં છું?" "સ્ત્રી પતિવ્રતા નથી." એવી કલ્પના કરવાથી પણ હું પાપી બનું છું. પત્નિના એક પણ અપકર્ત્તવ્ય કે ખરાબ વર્ત્તન સંબંધી કંઇ પણ સાંભળ્યા કે જોયા વિના એને દુષ્ટા કહું છું અને એનું અપમાન

કરૂં છું ! મ્હારા એ પાપનું પ્રાયશ્ચિત શું ? મ્હારી પત્નિ સરળ હૃદયની બાળા છે. સંસારનાં સુખ દુઃખોથી હજી તદ્દન અજ્ઞાત છે. કાળચક્ર એ શી વસ્તુ છે તેનું એને જરાયે જ્ઞાન નથી. એવી સ્વધર્મ પરાયણ, સ્વામીમાંજ પોતાનું જીવન ગણનારી, એક વિદુષી અબળાને હું વૃથા શા માટે દોષિત ઠેરવું છું ? મ્હારૂં મન એવા ખરાબ વિચાર શાથી કરે છે ? ત્યારે તો જરૂર મ્હારી બુદ્ધિમાંજ કાંઇ વિલક્ષણ ફેરફાર થયો લાગે છે ?"

બ્રાહ્મણ વળી પાછો વિચાર કરવા લાગ્યોઃ "ત્યારે આ બધાનું કારણ શું ? કારણ વિના કાર્ય સંભવતું નથી. ક્યાં કારણોને લીધે એ લોકો મ્હારો વધ કરવા ઇચ્છે છે ? મ્હારો શો અપરાધ ? મ્હેં શાં પાપ કર્યા છે કે આ લોકો મ્હારો નરબલિ આપવાને તૈયાર થયા છે ! હું અર્થહીન—ગરીબ—નિર્દોષ બ્રાહ્મણ છું. મ્હારી પાસે શાં મૂલ્યવાન રત્નો છે કે અખૂટ ભંડાર છે ? કે જેના લોભે કરીને તે કઢાવી લેવા માટે એ લોકો મ્હારી આ પ્રમાણે દુર્દશા કરે છે ? છે શું ? કૃપા કરી કોઇ કહો કે શું છે ? ઓ વિપદભંજન મધુસૂદન ! ઓ દુઃખભંજન શ્રીનંદન ! ઓ સર્વ ભયવિનાશક ! ઓ શ્રી હરિ ! ઓ દયાનિધે ! આ સંકટથી પ્રાણ જશે તેની ચિંતા નથી પણ અપરાધ શો તે તો સમજ્યામાં આવશેજ નહિ કે ? ઓ ભગવાન્ ! આ અંતિમકાળે કેવળ એક ભિક્ષા યાચના કરૂં છું. તે એ કે ત્હારાજ ચરણ-કમળમાં મ્હારી મતિ ગતિ રાખ."

બ્રાહ્મણ નરઘાતક જલ્લાદના હાથમાંથી છુટા થવાનો વિચાર કરવા લાગ્યો. મનમાં ને મનમાં કયે રસ્તે કેવી રીતે નહાસી છુટવું એજ રસ્તો શોધવા લાગ્યો. પેલા દેશી મહારાજા જો એક વાર મ્હારી આવી દશા થયાનું જાણે તો ખાત્રી છે કે મ્હારા પ્રાણ બચાવવા માટે સત્વર ઉપાય લીધા વિના રહેજ નહિ. એમને જણાવવું કેવી રીતે ?" આવા વિચાર કરતાં કરતાં બ્રાહ્મણના મુખ પર હાસ્ય ફરકવા લાગ્યું. તે મનમાં ને મનમાં બોલવા લાગ્યો કેઃ "હું શું અજ્ઞાન છું ? મ્હારા ભાગ્યમાં વધ કે બંધનજ લખાયલું હશે તો રાજા આવીને શું કરવાનો હતો ? એવા સો રાજા એકઠા મળે તોપણ કર્મ—ફળથી છોડાવવાને કોઇ સમર્થજ નથી. જો સુકૃત્યો કર્યા હશે તો ઘરનાં

બધાં મનુષ્યો પ્રસન્ન થઇ કોઇ પણ ઉપાયે મ્હને મુક્ત કરશે.”

બ્રાહ્મણ હજી સુધી કૈલાસને ભુલી ગયો નહોતો. લાંબો સમય થવા છતાં એના હૃદયમાં કૈલાસની વાત જાગૃત હતી. “શાસ્ત્રકથા, તત્વજ્ઞાનની વાતો, દેવ સંબંધી વાતો સાંભળીને કૈલાસ મધુપુર સ્ટેશનથી અદૃશ્ય થઇ ગયો હતો. ત્યારથી આજસુધીમાં બ્રાહ્મણની નજરે કેમ નહિ આવ્યો હોય?” તે જીવંત છે કે આ લોકનો ત્યાગ કરી ગયો છે? જો આવા સંકટમાં મ્હારૂં મરણ થાય તોપણ કૈલાસચંદ્રને એક વાર જોયા પછી નહિ મરાય? કૈલાસ સાથે એક વાર સાક્ષાત્કાર કરવો એજ મ્હારા જીવનની અંતિમ ઇચ્છા છે. શું હવે હું કૈલાસને નહિ જોઇ શકું?” સમજી શકાતું નથી કે બ્રાહ્મણ કૈલાસને આટલો બધો કેમ ઝંખ્યા કરે છે!

બીજે મજલેથી મધુર સંગીતનો સ્વર સંભળાવા લાગ્યો. હારમોનિયમના સૂર સાથે કોઇ કોકિલ–કંઠી રમણીનો સ્વર મિશ્ર થઇ અપૂર્વ ધ્વનિ થવા લાગ્યો. એ સ્વરથી ઘર–દ્વારનો રસ્તો પૂર્ણ થયો. સંસાર, ઘોર નિદ્રાના ખોળામાં અચેતન અવસ્થામાં પડયો હતો. આટલી રાત્રે કઇ સ્ત્રીને આવું સંગીત ગાવાની ઇચ્છા થઇ હશે?

સંગીત ધ્વનિ થતાંજ બ્રાહ્મણનું મન તે સાંભળવા આકર્ષાયું. બધા વિચારોને તિલાંજલિ આપી બ્રાહ્મણ એક ચિત્તે સંગીત સાંભળવા લાગ્યો. મનમાં કહેવા લાગ્યો કે: “આવી ઘોર રાત્રિએ સંગીત કોણ ગાય છે? આ શબ્દ ક્યાંથી આવે છે? શું એ કોઇ નવોઢાનો કંઠ–સ્વર છે! આ મકાનના ઉપલા માળપરથી તો સ્વર આવતો નથી? ના, એવું કેમ હોય? આ મકાનમાં આટલી રાત્રે કોઈ સ્ત્રી સંગીત ગાય ખરી કે? સારા પ્રતિષ્ઠિત લોકોના બંગલામાં સ્ત્રીઓ ગાયન ગાય ખરી કે? કદાચ આ બંગલાની બાજુમાં વેશ્યાવાડો હશે અને ત્યાંથી કોઇ વારાંગના આવું ગાતી હશે! રાત્રિનો વખત છે. જોડાજોડ મકાન હશે તેથી ત્યાં આગળથીજ ગાયનનો સ્વર આવતો હશે. ઠીક, પણ મ્હારા સસરા એક આબરૂદાર ગૃહસ્થ થઇને એવી વેશ્યાઓના પાડોશમાં કેમ રહેતા હશે? શું તેમને એવું પસંદ હશે? વેશ્યાનો પાડોશ વેશ્યાની સોબત જેવોજ! અમદાવાદ જેવા શહેરમાં શું ઠેકાણે

ઠેકાણે આવો વેશ્યાવાડો હશે ? હું ત્યારે ઉઠીને ઉભો થઇ દ્વાર આગળ જઇ કાન માંડી, એ શબ્દ ક્યાંથી આવે છે તે બરાબર સાંભળી આવું ?" આટલું બોલી બ્રાહ્મણ કારાગ્રહથી પણ નઠારા મકાનના દ્વાર આગળ જઈ કાન માંડી સાંભળવા લાગ્યો. ગાયન અને સ્વરપર બરાબર ધ્યાન આપીને પાછો બોલ્યો: "ના, આ ઘરના બીજે માળેથીજ ગાયનનો આરંભ થયો છે." થોડીવારમાં વળી એક બીજા નવા ગાયનનો આરંભ થયો. થોડીવારે તે ગાયન પુરૂં થતાં વળી બીજું ગાયન પૂર જોરમાં શરૂ થયું. આ વખતે સ્ત્રી કંઠ સાથે પુરૂષ કંઠનું મિશ્રણ હતું, તેથી મ્હોટો ધ્વનિ થવા લાગ્યો. બ્રાહ્મણે આ ગાયન સ્પષ્ટ રીતે સાંભળ્યું. પુરૂષ ગાયનમાંજ કહેતો કે: હું તમારી સાથે પ્રેમ–રજ્જુથી બંધાયો છું, તે હવે બીજા કોઇનો થઇશ નહિ. તમારા દ્વાર આગળ ભિક્ષા કરીશ અને પ્રિય પ્રાણ ભિક્ષા આપશે તે લઇશ. બીજી કોઈ પણ જગ્યાએ પ્રેમ–ભિક્ષા માંગવા હવે જનાર નથી, પણ તમારાજ સુકોમળ હાથની ભિક્ષા લઇ સંતોષ માનીશ. પછી ચ્હાય તો તમે કંજુસ થજો કે ઉદાર બનજો. ચ્હાય તો ફાંસી દેજો કે મૂક્ત કરજો !"

આ ગાયનથી બ્રાહ્મણને દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે આ ગાયન તેમજ હારમોનિયમના સ્વરો આજ મકાનના બીજે માળેથી આવે છે. તેથી તે બિછાનામાં ઉભો થઇ આમતેમ વિચારગ્રસ્ત ચિત્તે આંટા મારવા લાગ્યો. આંટા મારવાથી તે એટલો બધો હાંફવા લાગ્યો કે તેને વિશ્રામ લેવાની જરૂર પડી. આ વખતે રાત્રિના અઢી વાગ્યા હતા.

---

# પ્રકરણ ૨ જું.

## ગુપ્ત સહાય !



બ્રાહ્મણનો ચિંતાનો વખત વ્યતીત થઇ ગયો છે. તીક્ષ્ણ તલવારનો પ્રહાર થતાં પહેલાં ઘણોજ ભય, વિચાર અને ચિંતાનો ઉદય થાય છે, પણ દેહના ટુકડા થયા પછી ભય કે વિચાર જેવું કશુંજ રહેતું નથી. તે વખતે તો માત્ર દેહના એકાએક થઇ ગયેલા

એ ટુકડાઓ ક્ષણુકાળ આમ તેમ હાલ્યા કરતા હશે, તેજ પ્રમાણે અમે કહીએ છીએ કે બ્રાહ્મણને હવે વિચાર, ભય કે ચિંતા જેવું કશુંજ જણાતું નથી. કેવળ હાલવાચાલવાનો કાળ ઉપસ્થિત થયો છે. વિચારોમાં ને વિચારોમાંજ તે દિગ્મૂઢ બન્યો છે.

અર્ધો કલાક થયા પછી જોવામાં આવ્યું કે: બ્રાહ્મણનું બાહ્ય કષ્ટ દૂર થયું છે. કેવળ ધીર, ગંભીર, અને અચળ દેખાય છે. જોતજોતામાં તે જમીનપર ઢળી પડ્યો. બ્રાહ્મણને હવે ભાન હોય એમ લાગતું નથી. કેવળ મૂર્છાવસ્થામાં પડ્યો.

સ્વધર્મપરાયણ બ્રાહ્મણની આજે આવી દુર્દશા કેમ થઇ? એણે આ જીવનમાં કોઇને કશુંએ કષ્ટ આપ્યું નથી. તેમ તેણે કોઇ પ્રકારનું પાપ કર્મ કર્યું નથી. તે કેવળ શાસ્ત્ર ચર્ચામાં પોતાનો કાળ વ્યતીત કરતો હતો. સારૂં જ્ઞાન અને સત્ય વાર્તાલાપથી એણે મૂઢ મનુષ્યોને સન્માર્ગ બતાવ્યો છે. હરપળે અને હરઘડીએ એનું ધ્યાન હરિચરણમાં છે. અહો ! એને આજે આવી ભયંકર શિક્ષા શા માટે ? બધોજ ભાવિનો પ્રભાવ ! વિધાતા ! વિધાતા ! શું આ તેનાં પૂર્વ જન્મનાં ફળ તો નહિ હોય ! "

બ્રાહ્મણ મૂર્છિત કેમ થયો ? સુમધુર સંગીત સાંભળીને તે સંજ્ઞાહિન કેમ થયો ? શું બ્રાહ્મણના મનમાં એવો ભાવ ઉત્પન્ન થયો હશે કે: " મ્હારી સહધર્મિણી વારાંગના જેવી વિલાસી છે કે પરપુરૂષ સાથે ગંભીર રાત્રે સંગીત ગાય છે ? શું મ્હારી સ્ત્રી પવિત્ર નથી ? ત્યારે શું તે કુળકલંકિની છે ? શું તે પરપુરૂષના પ્યારમાં રગદોળાઇ ગઇ છે ? "

એવા વિચારથી બ્રાહ્મણને મુર્છા આવી હોવી જોઇએ. તેથીજ તેના હૃદયમાં મ્હોટો પ્રહાર થયો હશે. તેના શરીરનો રસ સુકાઇ ગયો હશે તેથીજ તે ધરણી પર ઢળી પડ્યો હશે.

મૂર્છા આવે એમાં નવાઈ જેવું શું છે ? સમસ્ત દિવસ અનાહારે. પગે ચાલીને આવવાથી શરીરને ઘણોજ શ્રમ પહોંચેલો હતો, અને તે પર વિના દોષે પ્રહાર ! બહારના અત્યાચારથી પ્રથમ મૂર્છા આવી. પ્રથમ માનસિક કષ્ટ, અંતરમાં અસહ્ય વેદના, મારામારી, અને ખુનાખુનિ. બ્રાહ્મણ એવા આંતરિક

અત્યાચાર સહન નહિ કરી શકવાથી અચેતન થઈ ધરણીપર પડ્યો. હમણાં બીજી વારની તો ઘણીજ ભયંકર મૂર્છા હતી.

અંતરમાં પોતાની સ્ત્રીને કુપથગામિની જાણી બ્રાહ્મણ કષ્ટ પામવા લાગ્યો, પણ એને તે સંબંધી વિશ્વાસ આવતો નહોતો. કહો જોઇએ કે એ સીતાદેવીને કેવી રીતે પાકી વ્યભીચારિણી કહી શકે? સીતાદેવી વ્યભીચારિણી હોયજ નહિ; તે તો "સતી, સતી અને સતીજ છે." એવું બોલતો બ્રાહ્મણ ઉઠ બેસ કરવા લાગ્યો. વળી તે બોલવા લાગ્યો: "સીતાદેવી સતી નથી પણ વ્યભીચારિણી, વ્યભીચારિણી, વ્યભીચારિણીજ છે." બ્રાહ્મણ એવું એવું કંઇ ને કંઈ લવ્યા કરતો હતો. એવા ને એવા વિચારમાં ગભરાઇ જવાથી બ્રાહ્મણ છેવટે મૂર્છિત થઇ પડ્યો. અત્યુચ્ચ હિમાલયના શૈલ શિખરપરથી મનુષ્ય કેટલીવાર પડતું નાંખી શકે? સરલ હૃદયનો પવિત્ર બ્રાહ્મણ કેવી રીતે સીતાદેવીને કલંકિત ધારી બેભાન અવસ્થામાં પડ્યો? સંશય ઉત્પન્ન થાય એવું કયું લક્ષણ એણે સીતાદેવીમાં જોયું? એવું સમજવામા આવે છે કે: "બ્રાહ્મણને પેલા બે નામ વગરના પત્રો કોના હશે તેનો વિચાર આવ્યો હશે! પહેલો પત્ર મળતાં પવિત્ર બ્રાહ્મણના હૃદયમાં કોઈ પણ ખરાબ વિચાર ઉત્પન્ન થયો નહિ હોય એ સ્વાભાવિક છે. "સ્ત્રી દુરાચરણી છે" એવો વિચાર જો એને પ્રથમ ઉત્પન્ન થયો હોત તો તે રસ્તે ચાલીને આવી શકેજ નહિ, પણ હવે સંગીતના શ્રવણથી ધીમે ધીમે એના હૃદયમાં તે પત્ર સંબંધી વિચાર આવવા લાગ્યા. પત્રમાં ટુંકામાં લખ્યું હતું કે: "જો સંભવિત હોય તો આપની સહધર્મિણીને જલ્દીથી અમદાવાદથી લઇ જાઓ." બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે: "મ્હારી સ્ત્રીને હું ઘેર લઈ આવીશજ. એમાં સંભવ અસંભવ શો?" વળી વિચાર્યું કે: "જેણે એ પત્ર લખ્યો હશે તેણે બહુજ વિચાર કરીને લખ્યું હશે. જરૂર એમાં કાંઇ ગૂઢ રહસ્ય હોવુંજ જોઇએ. એ પર વિચાર કરવાની મ્હને જરૂર હતી. મ્હારી સ્ત્રીને અમદાવાદથી તેડી લાવવાની આશા અસંભવિત હોવી જોઈએ અને તેથીજ એ ગુપ્ત માણસે લખ્યું હશે કે: 'જો સંભવ હોય'. હવે તો પ્રત્યક્ષ દેખાય છે કે: "તદ્દન અસંભવિત છે. વધારામાં મ્હારો વધ કે જન્મપર્યંત બંધન! હવે હું વિચાર કરી

શકતો નથી. જરૂર મ્હારૂં મૃત્યુંજ થશે.”

તેજ ક્ષણે બ્રાહ્મણ મૂર્છા ખાઈ જમીનપર પડયો હતો. ત્રણ વાગ્યા, ચાર થયા, તોપણ તે અચેતન થઈ પડી રહ્યો હતો. ધીમે ધીમે અરૂણોદય થતાં કાગડા કાકા કાકા કરવા લાગ્યા. પૃથ્વીપર સૂર્યનો પ્રકાશ આવવા લાગ્યો, તો-પણ મૂર્છિત બ્રાહ્મણ પૃથ્વીપર અર્ધ-નગ્નાવસ્થામાં સુતો હતો. હજી સુધી કોઇએ કારાગારનાં દ્વાર ખોલ્યાં નહોતાં. બ્રાહ્મણની આંખ, મ્હો કે કપાળપર જળ છાંટી કોઇએ તેને ચેતન અવસ્થામાં લાવવાનો પ્રયાસ કર્યો નહિ.

## પ્રકરણ ૩ જું.

### પતિને માટે આક્રંદ !

વિશમી સતાબ્દિ એ બંધુત્વનો જમાનો છે. પ્રીતિ, પવિત્ર પ્રણયનો યુગ છે ! જ્યાં જુવો ત્યાં બ્રધરહુડ, બંધુસમાજ, મિત્ર-મંડળ, સેવક મંડળ, એવાં એવાં અનેક નામનાં મંડળોનો રાફડો જણાય છે ! એક સમય એવો હતો કે પુરૂષો પુરૂષોનીજ મિત્રતા કરતા, અને સ્ત્રીઓ સ્ત્રીની બ્હેનપણી થતી; પરંતુ હમણાં કલિકાળ છે ! કલિકાળમાં તો પુરૂષના મિત્ર જુવો તો કોઇ કોઇ સ્ત્રીઓ; અને સ્ત્રીઓના મિત્ર જુવો તો કોઇ કોઇ પુરૂષ ! પુરૂષો સ્ત્રીના મંડળમાં અને સ્ત્રીઓ પુરૂષના મંડળમાં—જેમ ગોપીઓમાં કહાન ! જ્યાં સુંદરીઓનું બજાર ત્યાં પુરૂષો બેજાર ! જી હાજી કરતા હાજરજ ! પછી ભલેને ગમે તેટલા વિદ્વાન—બુદ્ધિમાન હોય ! સુધરેલા જમાનાની સુધરેલી લીલા એનુંજ નામ ! નાવ “જુવાન સ્ત્રીઓની મંડળી”માં બાલમેલ જુવાન પુરૂષોની ! ગમે તે જાતની સ્ત્રી હોય પણ પછી તે સોડા, લેમન, એટલુંજ નહિ પણ જરા બ્રાન્ડી સુદ્ધાં હજમ ! શરદી લાગે ત્યારે શું કરવું ? ગરમી થવાનો ઉપાય એજ છે ! સુધરેલાની સુધરેલી હવા એજ છે ! એથી આગળ કંઇ ? હા, પતિ ઘેર માંખો મારે અને પત્ની મંડળીમાં લહેર ઉડાવે ! કાં તો કોઈ સુધરેલા મિત્ર સાથે હાથમાં હાથ ભેરવી હવા ખાતી હોય ! કાં તો બે ઘડી હાસ્યવિનોદ કરતી હોય અને રસનાં ટીપાં

ગળતી હોય! બુટ સ્ટૉકિંગ અને ચશ્મા ચડાવી રૅકમાં ને રૅકમાં કેટલાયે મનુષ્યોને આંજતી ફાંકડી જે વખતે રસ્તેથી પસ્તાર થતી હોય છે ત્યારે તુરતજ તેને ઓળખી શકાય છે કેઃ એજ પાશ્ચાત્ય સુધારાને શિખરે ચઢેલી! એજ મહા સતી! સીતાદેવી એક પરમ સુધરેલી સુશિક્ષિત સભ્ય-સ્ત્રી હતી. અમેરિકા અને યુરોપની સભ્યતાના શુદ્ધ રસનું મિશ્રણ કરી સીતાદેવીએ એકે શ્વાસે પાન કર્યું હતું તેથી સીતાદેવીને હજારો બંધુઓ અને અસંખ્ય સહૃદય મિત્રો આવી મળ્યા હતા! અનેક અપરિમિત્ર મિત્ર! આકાશના તારા, મરૂભૂમિનો વિસ્તાર અને મ્હોટાં વૃક્ષનાં પત્રો ગણવાં શક્ય છે પણ આપણી સીતાદેવીના અસંખ્ય બંધુની ગણુત્રિ થવી મુશ્કેલ! કહો કેઃ તેમ થઈ શકે તેવુંજ નથી!

સીતાદેવીને જુદી જુદી જાતના જુદા જુદા વિચારના બંધુઓ હતા. હિંદુ, મુસલમાન, મ્લેચ્છ, પારસી, ખ્રિસ્તી, એવા એવા પચરંગી ખીચડી જેવા બંધુઓ હતા. નાના છોકરાએ બંધુ, યુવાને બંધુ અને વૃદ્ધ પણ બંધુ. ત્હેના વકીલ બંધુ, બૅરિસ્ટર બંધુ, ડૉક્ટર બંધુ, શિક્ષક બંધુ, બી. એ. બંધુ, કૉલેજના એલ. એલ. બી. ક્લાસના વિદ્યાર્થીઓ બંધુ, દિવાન બંધુ, પંડિત બંધુ, મૂર્ખ બંધુ, તેનો કોચમેન બંધુ, દુકાનદાર બંધુ, દ્વારવાન બંધુ, મીત્ર બંધુ, ભાઇ બંધુ, અમલદાર બંધુ, કોઇ પણ જાતના પદવી ધારી પણ બંધુ! ઘાંચી, માળી, તંબોળી બંધુ, ચંડાળ-કસાઈ બંધુ, મોચી પણ બંધુ! એ ઉપરાંત શ્વાન, સસલાં, બિલાડાંએ બંધુ, ગાય, ભેંસ, કૂકડા, મરઘાંએ બંધુ! હાથી, ઘોડા, ઉંટ પણ બંધુ, પાડો બળદ અને હરણ બંધુ. વાઘ, રિંછ અને સિંહ બંધુ. વળી શકરીઆં, મૂળા, ગાજર પણ સીતાદેવીના બંધુ! તરબુચ, ટેટી બંધુ! વાંસ, બાવળ, પીપળો, લીંબડો બંધુ! પહાડ, પર્વત, શૃંગ પણ એના બંધુ! વિકટ જંગલ બંધુ, ઉંડીગિરિ-ગુફા બંધુ! ટુંકામાં સમસ્ત બ્રહ્માંડ એને બંધુમય હતું. તે કોઇમાં ભિન્ન ભાવ રાખતી નહિ. કેટલા આવે, કેટલા જાય, કેટલા રહે, એનો નિર્ણય કરવો અશક્ય હતું!

એક મહાન બુદ્ધિશાળી આંકડા શાસ્ત્રીએ ગણના કરી જોયું હતું કેઃ "અમદાવાદ શહેરમાં સીતાદેવીને ત્યાં બારે માસ રહેનારા એકસો આઠ બંધુ હતા. તે બધામાં આજે માત્ર બત્રિશ બંધુઓને નિમંત્રણ કરવામાં આવ્યું

છે. ઘણી ઘણી સૂક્ષ્મ અને ગૂઢ બાબતો પર વિચાર કરવાને આજે એ "બંધુ–સમાજ"નું સંમેલન થયું હતું.

સીતાદેવીની મૂર્તિ ત્રણ રીતે અમારા જોવામાં આવી છે. સાબરમતીને તીરે એક, શ્રી વૃંદાવનમાં એક અને આજની રાતે અમદાવાદમાં એક પ્રકારની ભવ્ય મૂર્તિ ! આજે તો હદ થઈ ગઈ !

સંધ્યા થવા આવી. એક પછી એક સમાજના બંધુઓ સીતાદેવીના દિવાનખાનામાં એકઠા થવા લાગ્યા. બંધુરૂપી તારાગણમાં મુખ્ય નગેન્દ્રલાલ ચંદ્ર જેવા શોભતા હતા. તે ચાર વાગ્યાનો આવી, અધ્યક્ષ રૂપે સર્વ કાર્ય જોયા કરતો હતો, સર્વ વાત શ્રવણ કરતો હતો, અને સભામાં ભાગ લેવા આવનાર અન્ય બંધુઓને સન્માન આપી યોગ્ય આસને બેસાડતો હતો.

પોતાના વ્રતનું ઉદ્યાપન થવાથી નગેન્દ્રલાલે સીતાદેવીના કહેવાથી વૃંદાવનમાંથી સન્યાસી વેશનો ત્યાગ કર્યો હતો. સીતાદેવીના કહેવાથી તે તેની સાથે અમદાવાદ આવ્યો છે. અહિં આવ્યા પછી સીતાદેવીની વિનંતિથી બાર માસથી ત્યાંજ નિવાસ કરી રહ્યો છે.

નગેન્દ્રલાલે અમદાવાદમાં રહેવા માટે વકિલાત કરવી મુકી દઇ કૉલેજમાં કોઈ વિષયના પ્રૉફેસરનું કામ કરવા માંડયું છે. સીતાદેવી તેને અમદાવાદમાં રાખવાને બહુ ઉત્સુક હતી. વૃંદાવન છોડયા પછી નગેન્દ્ર અને સીતાદેવીના સર્વ દિવસો સ્વચ્છંદે પરમાનંદમાં વ્યતીત થયા હતા.

પણ આજે પાછી અણધારી આફત આવી ચઢી ! ભર–સમુદ્રમાં એકાએક કાક વિષ્ટા પડી ! તેથી ગઈ કાલેજ સીતાદેવીએ સુંદર નાજુક અક્ષરે પત્રમાં લખ્યું કેઃ—

"મરીશું કે જીવીશું, પ્રિય પ્રશ્ન ઉભો એ થયો."
"ચિંતા લાગી છે અમોને, શત્રુ પાછળ છે પડયો."

બ્રાહ્મણ વૃંદાવનમાંથી સ્વગૃહે પાછો ફર્યો હતો. ઘેર આવ્યા પછી ઘણા દિવસથી કામ જ્વરથી પથારીવશ રહ્યો. હવે તદન સારો થઇ જવાથી તે આને પહેલીજ વાર તેડું કરવા આવ્યો છે. જો બ્રાહ્મણનો જ્વર રોગ દુર થયો ન હોત, બારે દિવસ જો બ્રાહ્મણ પથારીવશ રહ્યો હોત, અથવા જો બ્રાહ્મણનું

મરણ થયું હોત તો શું સીતાદેવી આજે સુખી ન થાત? ચારે બાજુએ તેને સુખના ઝરા ઉઠયા ન હોત! સીતાદેવી નિષ્કંટકપણે પૃથ્વીમાં આનંદ ભોગવત. બ્રાહ્મણના પ્રાણ ટકી રહ્યા તેથીજ આ અધમ ગ્રંથકારને કાચું નરક-સ્થાન રચવાનો વખત આવ્યો અને સીતાદેવીના રસ્તામાં આવતો કંટક તો એમનો એમજ રહ્યો! એમાં ગ્રંથકાર શું કરે? વિધાતાની ઇચ્છા કાંઇ જુદીજ હતી તેથી બ્રાહ્મણનું મરણ થયું નહિ!

બંધુ મંડળને એકઠાં થતાં રાત્રિના આઠ વાગ્યા. સીતાદેવીએ કહ્યું: "નગેન્દ્રલાલ! આપ જુઓ કે બધા આવી ગયા છે કે નહિ? યાદી પ્રમાણે નામ મેળવી જુઓ?" નગેન્દ્રલાલે યાદી ઉઘાડી તે પર નજર ફેરવી લીધી અને નામ પ્રમાણે નંગ બરાબર હોવાનું જણાવ્યું.

બધાં નામ મળેલાં જોઇ સીતાદેવીએ જમવાની વસ્તુઓ યાદી પ્રમાણે બરાબર મેળવી જોવાની આજ્ઞા કરી.

હુકમ સાંભળતાંજ દાસાનુદાસ નગેન્દ્રે જમવાની રસોઇ યાદી પ્રમાણે મેળવી લીધી. (૧) ઇંડાં, મરઘાંનો સેરવો, ગોસ્તની જાત જાતની વાનીઓ. પુડીંગ, પુલાવ, રોટલી, બ્રાંડી, સોડા લેમનની બાટલીઓ, માછલી વગેરે-વગેરે-વગેરે યાદી પ્રમાણે સર્વ બરાબર હોવાની સીતાદેવીને ખબર આપી. સીતાદેવીએ અંગ્રેજ લેડીઓની પેઠે સ્મિત હાસ્ય કરી માત્ર જરા માથું હલાવ્યું. ઉપકાર માન્યો.

વાંચક! રસોઇની ઉપલી યાદી વાંચી તમને કદાચ આશ્ચર્ય થશે કે રામચંદ્ર ડેપ્યુટી જેવા હિંદુ-બ્રાહ્મણ-ના ઘરમાં મદ્ય, મત્સ્ય અને માંસ વગેરે અભક્ષ્ય, અપેય વસ્તુઓ કેવી? કદાચ કોઇ થુ થુ કરશે! કદાચ કોઇ નાકે લુગડું દેશે! પરંતુ એમાં આશ્ચર્ય થવાની જરૂર નથી. સુધરેલાને નામે કહેવાતા લોકો જ્યારે ઢેડ ભંગીની સાથે બેસીને ખાવામાં બાધ ગણતા નથી ત્યારે તેમના ઘરમાં મદ્ય માંસાદિ વસ્તુઓ નિત્ય વપરાવાનો બાધ કેવો? જેઓ સ્પર્શાસ્પર્શને માને નહિ તેના ઘરમાં હિંદુત્વ-આર્યત્વ ક્યાં રહ્યું! ઘણા સુધારકોના ઘરમાં જેમ એ વસ્તુઓ વપરાય છે તેમ રામચંદ્ર ડેપ્યુટીના ઘરમાં પણ ઉઘાડે છોક તે વપરાતી હતી! લોકો ટીકા કરતા તેના ઉત્તરમાં તેઓ "ભલે કૂતરાં ભસે! Let the dogs bark!" એમ કહેતા!

હવે સીતાદેવી સભાની મધ્યમાં ચેર પર બેઠી. ચેર (ખુરસી)ની જમણી બાજુએ નગેન્દ્રલાલ ચેર પર પોતાનો હાથ મુકી ઉભા રહ્યા.

આ વખતે સીતાદેવીએ ગાઢ કૃષ્ણ વર્ણનો ચકચકિત પોષાક પહેર્યો હતો. સર્વાંગે શોક ચિહ્નદર્શક કાળો પોષાક ધારણ કર્યો હતો. હસ્તાંગુલિમાં કાળા રંગની વિંટી (કચકડાની) પહેરી હતી. મુખ પર સફેદ પાઉડરનો લેપ કર્યો હતો તેથી ફક્ત મોઢું જરા ઠીક શોભતું હતું, પણ તેણે આખે મોઢે શોકદર્શક ચિહ્ન તરીકે કાળી મેશ કે કાળી શાહી ચોપડી હોત તો શોકની ખરેખરી હદ જણાયા વગર રહેત નહિ ! જે પ્રમાણે ચંદ્રમાં કલંક, કુસુમમાં કીટ, અને ગુલાબમાં કાંટા છે તેવી રીતે સીતાદેવીને કપાળે આજે, તેની શોભામાં વૃદ્ધિ કરતું કલંક રૂપ કાળું કાજળ જણાતું નથી !

શોક ચિહ્ન ધારણ કર્યાં છે તે કોને માટે ? સીતાદેવીના પતિને રોગ થયો છે તે માટે ! ઓહો, હવેજ સમજાયું કે: પતિ રોગ–ગ્રસ્ત હોવા છતાં હજી પણ તે જીવતી છે, તેથી સીતાદેવીએ સર્વાંગે કાળો પોષાક પહેરી મુખને સફેદ રાખ્યું છે. એ ઉપરથી તો એવું અનુમાન થાય છે કે જો, ન કરે નારાયણ ને કાંઈ વિપરીત બને, તો જરૂર સીતાદેવી આટલું રહ્યું–સહ્યું મ્હોડું પણ તમામ કાળું કરવાને ચુકેજ નહિ !

સીતાદેવી ખુરશી પરથી ઉઠી ઉભી થઈ અને અતિ ધીમે અવાજે વખતો વખત મ્હોં પર રૂમાલ ઢાંકી ભાષણ કરવા લાગી: "બ્રાતેશ્વર અને ભ્રાતૃવૃન્દ !"

"હું જન્મની દુઃખીઆરી છું ! (દર્શક મંડળીના અંદર અંદર દીર્ઘ નિશ્વાસ) આ સંસારમાં આવી મ્હેં એક ક્ષણભર પણ સુખની ઘડી ભોગવી નથી. (સભામાં શોકધ્વનિ) તેમ છતાં પણ કોનું મુખ જોઈ હું આટલા દિવસ જીવી શકી છું ? કેવળ પતિદેવનું મુખ જોઈનેજ. પણ અહો ! એ પતિ આજે મ્હારા નથી, એ પતિ જીવનમૃત, વાયુવાળા અને ઉન્મત્ત–ગાંડા–થયા છે. (ચારે બાજુએથી તાળીઓ). પતિનું કષ્ટ હવે મ્હારાથી જોઈ શકાતું નથી. તે હમેશાં ગમે તેવું લવલવ કરે છે. એમનું દુઃખ જોઈ મ્હારૂં હૃદય ચીરાઈ જાય છે. મ્હારી એવી ઇચ્છા છે કે એમને આ વનચાથી ગોળી

મારી દારૂણ કષ્ટથી મુક્ત કરૂં. (ઉપરા ઉપરી જોરથી તાળીઓ) અને જો ઇંગ્રેજ-ગવર્નમેન્ટે કાયદાદ્વારા નિષેધ ન કર્યો હોત તો હું પણ મ્હારા પ્રાણ-પ્રભુ સાથે હમણાંજ સહગમન કરત-સતી થાત! (સભામાંથી ના, ના, ના, ના શબ્દો) હવે પતિની ઉન્મત્ત ભૈરવ-મૂર્તિ જોઇ મ્હારા હૃદયમાં મહાન કષ્ટ થાય છે. તેમનું વિકાળ મુખ, લાલ ચક્ષુ, કંપતિ ભ્રમરો અને મ્હોટા તીક્ષ્ણ તલવાર જેવા દાંત જોઇ મ્હારો અંતરાત્મા સુકાઈ ગયો છે. પતિને હમણા આપની સન્મુખ હાજર કરીશ. (સભામાં છી! છી! છી! શબ્દ) એ હવે માણુસ જાતને સ્વાહા કરી ગળી જવા તૈયાર થયો હોય એમ દેખાય છે! હું હવે જઉં પણ ક્યાં? કરૂં શું? રહું ક્યાં? હે ભ્રાતૃવૃન્દ! મ્હારૂં રક્ષણ કરો, રક્ષણ કરો! હવે હું વધુવાર જીવી શકીશ નહિ. હું જરૂર મરણ પામીશ! (આખી સભા "એમ બને નહિં, એમ બને નહિં.") હું એક અબળા, સરળ હૃદયની, ગુજરાતી, હિંદુ રમણી, આપનું શરણ માગું છું, મ્હારૂં રક્ષણ કરો. હું ઉચ્ચકંઠે બુમ પાડી કહું છું કેઃ આ અનાથ રમણીનું કોઈ રક્ષક બનશે? કોઇ આશ્રયદાતા થશે? (આખી સભા "અમે, અમે.") પતિ શોકમાં મ્હારી કાયા ગળાઇ ગઈ છે! શરીરમાં બળ નથી, ચક્ષુઓમાં તેજ નથી, નાસિકામાં નિશ્વાસ નથી, (બધાજ હાય, હાય!) પતિ સંબંધી વિચાર કરતાં મ્હારૂં મસ્તક ભમી જાય છે. મ્હારા પગ ગળી ગયા છે. હૃદય બળી ઉઠે છે. પ્રાણ આકુળ-વ્યાકુળ થાય છે. હવે હું ઉભી પણ રહી શકતી નથી,-હું મૂર્છા ખાઇ જમીનપર ઢળી પડીશ એમ લાગે છે. ઓ-ઓ-અ-રે!"

ભાષણની અંતે સીતાદેવી સભામાં મૂર્છા ખાઇ પડી ગઇ. "બધું મંડળમાં" હાય! હાય! ધ્વનિ થવા લાગ્યો. બધાએ દોડાદોડ કરી સીતાદેવીને નજીકના ઓરડામાં લઇ જઇ સુવાડી દીધી.

## પ્રકરણ ૪ થું.

### પતિ સેવામાં સતી!

આ તૃગણની સેવા સુશ્રુષાથી થોડી વાર પછી, સીતાદેવીની મૂર્છા વળી. સોફાપર બંધુઓથી વિંટળાઇ સુતી સુતી સીતાદેવી અતિ કરૂણ સ્વરે કહેવા લાગીઃ "ભ્રાતૃગણ! આપ મ્હને ક્ષમા કરશો. હું જાતે ઉઠી આપના આહાર માટે સુવ્યવસ્થા કરી શકતી નથી, એ દુઃખ મ્હારા હૃદયમાં અનંતકાળ પર્યંત સાલ્યા કરશે!"

મહેન્દ્રઃ "એ માટે આપ જરા પણ દુઃખ લગાડશો નહિ. અમે આપના પ્રતિનિધિરૂપે સર્વ કાર્ય સ્વચક્ષુએ જોઇશું અને બધું કર્મ સ્વહસ્તે કરી લઇશું. અમે પારકા થોડાજ છીએ. અમે તમારાજ છીએને!"

સીતાદેવીઃ "મહેન્દ્ર બંધુ! મ્હારો એવો દૃઢ નિશ્ચય થયો છે કેઃ પતિના અંતિમ સમયે હું સ્વહસ્તેજ એમની સેવા કરીશ. આપ જો મ્હને એ કાર્ય માટે રજા આપો તો બસ. પતિની સેવા સુશ્રુષાથી મ્હારી હૃદય વેદનામાં વૃદ્ધિ થતી અટકે! આપ કહો તો એ કાર્ય કરવા હું તત્પર થઉં."

મહેન્દ્રઃ "આપની ઇચ્છા જો એવીજ હોય તો આપ ખુશીથી કરો. કારણ, રમણીઓની સ્વતંત્રતામાં આડે આવવું એ પાશ્ચાત્ય નીતિની વિરૂદ્ધ છે. રમણીઓનું અપમાન કરવા બરાબર છે."

નગેન્દ્રઃ "સીતે! આપ એક આદર્શ રમણી છો. આપ સાક્ષાત્ રામની સીતા સમાન છો. હું તો માનું છું કે આપના રૂપે રામની સીતાએજ જન્મ લીધો છે. આપના દ્વારા કયું કાર્ય ન થવું જોઇએ? હે ભારતવાસીઓ! તમારાં ધન્ય ભાગ્ય છે કે તમને સાક્ષાત્ સીતાદેવીનાં દર્શન થાય છે. તમે આજે આંખ ઉઘાડી જરા વિચાર કરી જુઓ કે સીતાદેવી આજે કેવું અનિર્વચનીય કાર્ય કરવા તત્પર થયાં છે! તેઓ પોતે જાતે તો શરીરે અસ્વસ્થ છે,

માનસિક વ્યાધિથી પીડાય છે, છતાં પણ ત્હેની દરકાર નહિ કરતાં એવા શરીરે સ્વયં સ્વામિ-સેવા કરવાને ઉત્સુક બન્યાં છે ! વિશ્વની સતાબ્ધિમાં આવી અન્ય કોઇ રમણી જન્મ પામશે ત્હેની મ્હને કલ્પના પણ નથી."

સીતાદેવી: ( કાનપર આંગળી રાખી ) "નગેન્દ્રલાલ ! શાંત થાઓ. હું આત્મ પ્રશંસા સાંભળવાની અભિલાષિણી નથી. સ્વામિ-સેવાની ગણના કર્ત્તવ્ય કર્મમાં કરેલી છે; શેલી તેમજ બાયરન તે એકે વાક્યે સ્વિકારી ગયા છે. હું પતિ સેવા કરીને મ્હારૂં કર્ત્તવ્ય પાલન કરૂં છું-મ્હારી ફરજ બજાવું છું. એમાં કાંઈ મ્હારી પ્રસંશા કરવા જરૂર નથી તેમ હું કાંઇ એમાં વધારે કરતી નથી. આ વખતે આપને એટલુંજ નિવેદન કરૂં છું કેઃ મ્હારી પ્રશંસા ગાવી બંધ કરો તોજ હું મ્હારા કાનમાંથી મ્હારી આંગળીઓ કાઢી નાંખું."

આટલું કહેતાં તો સભામાંથી "ધન્ય ધન્ય"ના અવાજો થવા લાગ્યા. કોઈ કહેવા લાગ્યું કેઃ "સીતાદેવીની આ વાત ઇંગ્રેજી ઇતિહાસમાં જ્વલંત સુવર્ણ અક્ષરે લખાવી જોઇએ." કોઇએ કહ્યું: "વિલાયતના ટાઇમ્સ પત્રમાં તાર દ્વારા આ ખબર આપવી યોગ્ય છે." કોઇ જ્ઞાનીવત બોલવા લાગ્યું કેઃ "મૂર્તિ પૂજા એ વખોડવા લાયક હોવા છતાં આવી રમણીઓનાં ચરણ ઉપર દરેક મનુષ્યે પુષ્પ-ચંદન ચઢાવી પૂજા કરવી ઘટે છે." કોઇએ કહ્યું: "કેટલાક બેવકુફો સુધારક સમાજને નિંદે છે પણ આ વખતે તેમની આંખોમાં રાઇ મીઠાં પડશે, એમાં શંકાજ નથી." વળી એકે કહ્યું: "રમણી શ્રીમતી રોલેન્ડનેજ અત્યાર સુધી હું સર્વગુણ સંપન્ન જાણતો હતો પણ આજે મ્હારો એ ભ્રમ દૂર થયો. જગતમાં સીતાદેવી જેવી એક પણ પતિવ્રતા રમણી નથી. ધન્ય છે એમની પતિ ભક્તિને !"

નગેન્દ્ર એકદમ ઉઠી ઉભો થઇ કહેવા લાગ્યો: "ભગિની સીતાદેવી પતિ-સેવા કરે એમાં અમને બહુ વાંધો નથી, પણ એક વિષયપર સમાલોચના કરવી મ્હને યોગ્ય લાગે છે. સીતાદેવી આ ક્ષણે રોગ ગ્રસ્ત થયેલી છે, હમેશાં ડૉક્ટરની દવા ચાલુ છે, એવી અવસ્થામાં આજે રાત્રે પતિસેવા રૂપ કઠોર કાર્ય કરવા તત્પર થાય તો તે માટે જ્યાં સુધી મ્હારામાં પ્રાણ છે ત્યાં સુધી હું અનુમોદન આપી શકીશ નહિ. વધારામાં, ભગિની આ ક્ષણે

આહારના સમયે ઉભી થઇ શકી છે. હું જાણું છું કે, આહાર કરતાં ભગિનીને જો પાંચ મિનિટ પણ વિલંબ થાય છે તો તુરતજ એમને માથાની પિડા શરૂ થાય છે, અને માથાની પિડા વધવાથી તેમને ઘણુંજ કષ્ટ થાય છે. વેદના થવાથી એમને હૃદયમાં મુંઝવણ થશે અને સભાનો રંગ-ભંગ થશે, તે વખતે ભગિનીનાં વાક્ય-સુધા પાનથી ભ્રાતૃવૃંદનું ઉકળેલું હૃદય શીતળ થશે નહિ. મ્હારી દરખાસ્ત એ છે કેઃ સીતાદેવીએ સર્વ સમક્ષ સર્વાગ્રે ભોજન કરવું. અમે બધા મળી પિરસવાનું કાર્ય કરીશું. ભોજન કર્યા પછી થોડી વાર વિશ્રામ લઇ ભગિની સ્વામી પાસે ગમન કરે તેમાં કોઇ જાતની હરકત નથી."

સીતાદેવીઃ (કંપિત સ્વરે) "ના, ના, ના, એમ બનશે નહિ. સ્વામિ-સેવા થયા પહેલાં હું કોઇ પણ દિવસ ભોજન કરૂં છું? સ્વામિ મ્હારા પરમગુરૂ છે. તે મ્હારા ઇશ્વર છે. તે મ્હારા સર્વસ્વ છે. પહેલાં એમની ક્ષુધા તૃષા હું મ્હારે સ્વહસ્તે દૂર કરીશ. ત્યાર પછી જળ લઇશ. એવા કઠોર વ્રતનું અવલંબન કરતાં કદિ મ્હારા પ્રાણ જાય, તો તે પણ કબુલ છે, પણ નારી જન્મમાં પતિ સેવામાં જરા પણ ઉણપ આવવા દઇશ નહિ."

નગેન્દ્રઃ "આહા! પતિવ્રતા રમણીનો એજ ધર્મ છે. સુશિક્ષિત લલનાને એવુંજ યોગ્ય છે, પણ મ્હારૂં મન માનતું નથી તેથી કહું છું કેઃ સીતાદેવીએ પ્રથમ ભોજન કરીને પછી સ્વામિ-સેવામાં પ્રવૃત્ત થવું. કારણઃ

**शरीरमाद्यं खलु धर्म साधनम् ॥**

એમની જે ઇચ્છા, એમનો જે વિચાર તે પ્રમાણે એ કરે તેમાં-એમની સ્વતંત્ર ઇચ્છામાં-હું આડે આવતો નથી. જો તેમ કરૂં તો રમણી-સ્વાતંત્ર્યમાં વિઘ્ન નાંખનાર અપરાધી થાઉં." ડૉક્ટર મહેન્દ્રલાલ ઝટ ઉભા થઇ કહેવા લાગ્યાઃ "હું એક ડૉક્ટર, ચિકિત્સક અને વૈદ્ય છું. ગવર્નમેન્ટની પ્રતિષ્ઠિત મેડિકલ કૉલેજમાં મ્હેં દશ વર્ષ અભ્યાસ કરી સારા ઉંચા નંબરે પાસ કરી ડૉક્ટરી ડીગ્રી મેળવી છે. એ પછી દશ વર્ષ સુધી જુદી જુદી જગ્યાએ નોકરી કરી છે, તેમ દવાખાનાં પણ ખોલ્યાં છે અને હાલમાં પાંચ વર્ષથી સીતાદેવીનાજ ડૉક્ટર તરીકે નિમાયો છુંઃ ભગિનીની નાડી હું જેવી

રીતે અને જેટલી જાણું છું તેટલું બીજું કોઇ પણ જાણતું નહિ હોય. હું પરિસ્થિતિ અને ભવિષ્ય જોઈ કહું છું કે: સ્વામિ–સેવા કરવા જતાં પહેલાં સીતાદેવીએ હું આપું તે દવા લેવી ઘણીજ અગત્યની છે. એ ઔષધના પ્રતાપથી ઘણા વખત સુધી પરિશ્રમ કરવા છતાં તેઓને થાક લાગશે નહિ ! અને તે વખતે એમને મૂર્છા કે શિર–પીડા થશે નહિ. ઔષધ બીજું કાંઇજ નથી પણ લેમનમાં બરફ નાંખી તેમાં એક ઔંસ જેટલી વ્હીસ્કી મેળવી તેને ત્રિશ મિનિટમાં ત્રણ ભાગ કરી પી જવું. તેથી સહજે એમના શરીરમાં સ્વસ્થતા અને બળનો સંચય થશે. મ્હને આશા છે કે બધા ભાઇઓ એ બાબતમાં મ્હને અનુમોદન આપશે. ”

તુરતજ ત્યાં બેઠેલા સભાસદો એક સ્વરે બોલી ઉઠયા: “ અમે બધા એ કાર્યમાં અનુમોદન આપીએ છીએ. સીતાદેવીના કોમળ કંઠમાં એ ઉત્તમ ઔષધ હમણાંજ રેડો. ”

સીતાદેવી: “ ( કોમળ–ઝીણે સ્વરે ) ” ભ્રાતેશ્વર અને ભ્રાતૃવૃંદ ! આપની વાતને હું કદી ઉલ્લંઘન કરી શકીશ નહિ. આપ જે કાંઈ કહેશો તે પ્રમાણે હું કરીશ. ”

આંગળીનો ઇસારો કરવાથી કૃષ્ણદાસ વિદ્યુત વેગે જોડેના ઓરડામાંથી લેમનની એક સીસી, થોડું બરફ અને એક વ્હીસ્કીની બાટલી લઈ આવ્યો અને ડૉક્ટરના હાથમાં આપી. ડૉક્ટર મહેન્દ્રે જાતેજ એ બધાનું મિશ્રણ કર્યું. અધ્યાપક નગેન્દ્રે જાતેજ એ દવા સીતાદેવીના મુખ આગળ ધરી; અને સીતાદેવી તે ઔષધનું ગ્લાસ હાથમાં લઇ એક સપાટે ઉદરમાં સ્વાહા કરી ગઈ. પછી બોલી: “ જો કે ડૉક્ટર સાહેબના કહેવા પ્રમાણે આ ઔષધના ત્રણ ભાગ પાડી દરેક ભાગ દશ દશ મિનિટે પીવાના હતા પણ કર્તવ્ય કર્મમાં વિક્ષેપ આવવાથી અને સ્વામિ સેવામાં કાળ વિલંબ થતો સહન ન થઈ શકવાથી હું બધું ઔષધ એક સામટું પી ગઇ છું. આશા છે કે: ડૉક્ટર સાહેબ મ્હારો અપરાધ ક્ષમા કરશે. ”

મહેન્દ્ર: “ સીતાદેવી ! એ કાંઇ આપનો અપરાધ નથી, એ તો ઉલટો આપના અનેક સદ્‌ગુણોમાંનો એક ઉત્તમ ગુણ હોવાનું જણાય છે. એકી

વખતે આપ બધું ઔષધ પીને હજમ નહિ કરી શકો એજ કારણથી મ્હેં એના ત્રણ ભાગ કરી પીવાનું કહ્યું હતું, પણ આપ એક સામટું ઔષધ પી ગયાં તેથી તો આપને ઝટ આરામ થશે.”

નગેન્દ્રઃ “સીતે ! હું કહું છું કે તમારો કોઇ અપરાધ નથી. આપ ચિંતા કરશો નહિ. એમ છતાંએ જો અપરાધ થયો હોય તો પણ આપના કરોડો અપરાધો ક્ષમા કરવા અમે તૈયાર છીએ તો પછી એ એક અપરાધ તે શા લેખામાં ? ખરી વાત તો એ છે કે આપને હસ્તે કોઈ અપરાધ થવો સંભવિતજ નથી !”

આખી સભા એકે અવાજે બોલી ઉઠીઃ “સત્ય વાત ! સત્ય વાત !”

મહેન્દ્રઃ “એ વાત હવે બંધ રાખો. આ ક્ષણે મ્હારી એવી દરખાસ્ત છે કે આપણી સભામાં જો કોઇ પણ શરીરે દુર્બળ હોય તો તેણે પણ એ ઔષધ પીવું જેથી સાથે સાથે તેને પણ આરામ થઇ બળ આવશે.”

આખી સભાના બધાજ સભ્યો એકી વખતે બોલી ઉઠયાઃ “હું દુર્બળ છું, હું દુર્બળ છું.” કોઇ તો એમ પણ કહેવા લાગ્યું કેઃ “હું એટલો બધો દુર્બળ છું કે ખુરસી ઉપર પણ સારી રીતે બેસી શકતો નથી.” કોઇ વળી કહેવા લાગ્યું કેઃ “ભાઇ ! તમે તો ખુરસીપર અઢેલીને બેસી શકતા નથી પણ હું તો એટલો નબળો થઈ ગયો છું કેઃ મ્હને સુઇ રહેતાં પણ કષ્ટ થાય છે.” એના ઉત્તરમાં ત્રીજા સભ્યે કહ્યુંઃ “બંધુ ! એમાં તે શું ? તમે તો મ્હારાથી ઘણાજ સારા છો, પરંતુ મ્હારામાં તો એટલી બધી નબળાઇ પેસી ગઈ છે કે, મ્હારા મનમાં ઘણી વખત એવા વિચાર આવે છે કેઃ આથી મરણ થાય તો વધારે સારૂં. આવું કષ્ટ શરીરમાં હવે સહન થતું નથી !”

બધાએ એકે વાકયે ડૉકટર મહેન્દ્રલાલને અનુમોદન આપ્યું. સીતાદેવીએ કૃષ્ણદાસને કંઇ ઇસારત કરી તેથી તેણે બધાને એક એક ગ્લાસ ભરી લાલ દવા આપી. તે બધાં આંખ મીચી ગટગટાવી ગયાં.

ઔષધ સેવન પછી બીજી તૈયારીઓ થવા માંડી એટલે સીતાદેવીએ કહ્યુંઃ “મ્હને હવે સ્વામિસેવા કરવાની રજા છે ? આપ બધા રજા આપો તો હું હવે જાઉં. સ્વામીસેવા પુરી કરીને પાછી આવી મ્હારેજ હાથે આપને ભોજન પીરસવું એવી મ્હારી ઇચ્છા છે.”

નગેન્દ્રઃ " ભોજન માટે કોઇને ઉતાવળ નથી. એ તો થવાનું હશે ત્યારે થશે, પણ આપ કેવી રીતે સ્વામીસેવા રૂપ કઠણ કાર્યમાં પ્રવૃત્ત થશો તેજ જાણવા ઇચ્છીએ છીએ. આપની આ કુસુમ જેવી કોમળ દેહ, માખણ જેવી કોમળ આંગળીઓ, અને ચંપકકલિકા જેવા દેહ–રંગ સાથે આપ કેવી રીતે એ અર્ધ વૃદ્ધ, અર્ધ મૃત, ગાંડાની સેવા સુશ્રૂષા કરી શકશો?"

સીતાદેવીઃ " નગેન્દ્રનાથ! હું હાથ જોડીને કહું છું કે મ્હને હવે કોઈ પણ જાતનો વાંધો બતાવશો નહિ. એ પુણ્ય કર્મથી અને પવિત્ર સંકલ્પથી હવે પાછી હઠીશ નહિ !"

નગેન્દ્રઃ ( દુઃખનું હાસ્ય હસતો ગળગળો થઇને ) " ઓ સીતે ! હું ક્યાં વાંધો કાઢું છું ? મ્હારો અંતર–આત્મા વાંધો કાઢે છે. અહીં રહીને હું શું કરીશ ? મ્હારી ઇચ્છા છે કેઃ હું આપના પ્રતિનિધિ સ્વરૂપે આપના સ્વામિ પાસે સ્વયં જઇને એમની સેવા કરૂં. મ્હારા એ કામમાં આપને કાંઇ દોષ દેખાય છે !"

સીતાદેવીઃ " એમ બની શકે નહિ. સ્વામિ સેવા એ મહાપુણ્ય કર્મ છે. હું એ મહાન પુણ્ય–કર્મથી વંચિત થઉં એ કદી બની શકે નહિ."

નગેન્દ્રઃ " તો પછી એમ કરો કે આપણે બન્ને સાથે જઇને બન્ને એકી વખતે એક મન–પ્રાણથી સ્વામી સેવા કરીએ. એમાંએ આપને કાંઈ હરકત છે ખરી ?"

સીતાદેવીઃ " એમાં મ્હારે જરાએ વાંધો નથી. આપ મ્હારા બંધુ છો. આપ મ્હારી સાથે મ્હારા સ્વામીની સેવા સુશ્રૂષામાં આવી મ્હને મદદ કરો એમાં હું વાંધો લઉં ખરી કે ?"

મહેન્દ્રઃ " હવે વધારે વિલંબ કરવાની જરૂર નથી. તમે બન્ને મ્હારી સાથે ચાલો. રાત્રિના નવ વાગી ગયા છે."

નગેન્દ્ર તેમજ મહેન્દ્ર થાંભલાને ઓથે ઉભા રહી કૃષ્ણદાસને બોલાવી કાનમાં કાંઈ ગુપ્ત વાત કરી. કૃષ્ણદાસ એકદમ દોડતો દોડતો ત્યાંથી ચાલી ગયો, અને દાદર પરથી નીચે ઉતરી પડ્યો.

---



# પ્રકરણ ૫ મું.

## સાચાનો સહાયક શ્રી હરિ.

આજે બીજો દિવસ હતો. બ્રાહ્મણની દુર્ગંધમય ન્હાની ઓરડીમાં એક ઝાંખો દિવો બળતો હતો. બધાં દ્વાર બંધ હતાં. એક બારી હતી તે પણ અર્ધી બંધ હતી. ઘરમાં માંખો, મચ્છર, વિધવિધ રાગે વિવિધ ગાયન ગાતાં હતાં! કોઇ કોઇ વખત બેચાર વાંદા જમીન પર થોડા ઉડી પાછા જમીન પર પડતા જણાતા હતા. કચરાનો તો પારજ નહોતો!

બ્રાહ્મણ પથારીનો ત્યાગ કરી, નીચું માથું રાખી જમીન પર બેઠો હતો. માખો, મચ્છર, આંચડ, માંકડ, વાંદા ઇત્યાદિ જંતુઓ ઉડી ઉડીને વારંવાર એના પર પડતા હોવા છતાં એને મન કશુંજ થતું હોય એમ જણાતું નહોતું. તે અચેતન, પત્થરવત્ નિશ્ચલ થઇ બેસી રહ્યો હતો, તેથી એવું ધારી શકાતું હતું કેઃ "એના શરીરમાં પ્રાણવાયુ નથી, રક્તનું હલનચલન બંધ થયું છે, અને શરીર પાષાણ જેવું જણાય છે. બ્રાહ્મણ કોના ધ્યાનમાં મગ્ન છે તે કેવી રીતે સમજી શકાય?"

આ સમયે બહારથી કોઇએ બારણાને જરા ધક્કો માર્યો, અને ધીમે ધીમે જોર કરી બારણું ઠોકવા માંડ્યું, તો પણ દ્વાર ઉઘડ્યાં નહિ, તેમ બ્રાહ્મણ હાલ્યો નહિ અને ઉંચુએ જોયું નહિ. કદાચ બારણાં ઠોકવાનો અવાજ એણે સાંભળ્યો નહિ હોય.

બહારના માણસે જાણી લીધું કેઃ દ્વાર બંધ કરેલાં છે. બારણાં જુનાં પુરાણાં હતાં તેથી આગળા સાંકળ બધુંયે હતું. બારણા આગળ એક ન્હાની જાળી હતી. બહારના માણસે બહુ કષ્ટે, બહુ કુશળતાથી હાથ અંદર ઘાલ્યો, અને બારણાની સાંકળ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પણ કોઇ રીતે સાંકળ ઉઘડી

નહિ. બ્રાહ્મણ પણ જાણે અચેત હોય તેમ હાલ્યો નહિ.

એજ માણસે ફરીથી બારણાં ઠોકવા માંડયાં. એ પરથી જણાય છે કે: બ્રાહ્મણને જાગૃત કરવાનો એનો ઉદ્દેશ હોવો જોઇએ. જો વધારે જોરથી બારણું ઠોકવામાં આવે તો કદાચ બ્રાહ્મણનું ધ્યાન ભંગ થાય એવું એ માણસને લાગ્યું. તેથી તે જરા ઉંચો થઇ બ્રાહ્મણ શું કરે છે તે જોવા લાગ્યો.

એ માણસના મુખ સામું દૃષ્ટિ કરી જોતાં જણાયું કે: તેનું વદન મંડળ ઘોર કૃષ્ણવર્ણ અને માથું તદન કાળું, દાઢી નાભિ સુધી લાંબી લટકતી હતી જાણે ઝાડુ કાઢવાની સાવરણી ! માથા પર એક જાતની પાઘડી હતી તે જાણે હિમાલય પર્વત !

એ કૃષ્ણ–વર્ણ પુરૂષે એક પત્ર કહાડી બ્રાહ્મણ તરફ નાંખ્યો. પત્ર સાથે એક પથ્થર બાંધ્યો હતો. તેથી પત્ર આવીને બ્રાહ્મણના જમણા પગના અંગુઠા સાથે અથડાયો, તોપણ બ્રાહ્મણ યોગ–ભંગ થયો નહિ. તેથી એક બીજો પથ્થર લઇ બ્રાહ્મણના ડાબા પગ આગળ નાંખ્યો તોપણ બ્રાહ્મણ હાલ્યો નહિ.

કૃષ્ણવર્ણનો પુરૂષ બહુજ ચિંતાતુર થયો. "કેવી રીતે બ્રાહ્મણને જગાડું ?" એ વિચારમાં આકુળ વ્યાકુળ થયો. બ્રાહ્મણને જરા પણ બાહ્યજ્ઞાન નથી. કરવું શું ?

એ કાળો પુરૂષ જાળીને છોડી દઇ નીચે ઉતરી પડયો. વળી પાછો ઉભો થયો. હાથમાં એક પાણીની લોટી લઇ જોરથી બ્રાહ્મણ તરફ નાંખી. લોટી બરાબર બ્રાહ્મણના માથા સાથે બટકાઇ, તેથી બ્રાહ્મણ ચમકી ઉઠયો અને ચારે બાજુએ જોવા લાગ્યો, પણ કાંઇ જોવામાં આવ્યું નહિ.

કાળો મનુષ્ય પાછો નીચે ઉતરી પડી બારણું ઠોકવા લાગ્યો. બ્રાહ્મણે તે અવાજ સાંભળ્યો. વળી તે આમ તેમ જોવા લાગ્યો. શબ્દ ક્યાંથી આવે છે તે તે સમજી શક્યો નહિ. મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે: "મ્હને ગુપ્ત રીતે દુઃખ દેવા સારૂ કોઇએ નવી યુક્તિ શોધી કાઢી છે કે શું ? (હસીને) પણ હવે મ્હને કષ્ટ આપવાનો યત્ન વૃથા છે ! મ્હારા કષ્ટ સંબંધી વિચાર દુર થયા છે. હું તે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારી શ્રી કૃષ્ણ

ભગવાનનાં ચરણ કમળનું ધ્યાન ધરૂં છું. હવે મ્હને બહારનું કષ્ટ શા માટે જણાશે? મ્હને દુઃખ પડે છે તે હું કૃષ્ણ ભગવાનનેજ પડ્યું ગણી લઉં છું."

બ્રાહ્મણે એટલામાં સામે એક કાગળ પડેલો જોયો. મનમાં ને મનમાં કહેવા લાગ્યો: " અરે ! અહિં તો કશુંયે નહોતું, તો પછી આ પત્ર ક્યાંથી આવ્યો ? " તેણે કાગળ ઉઘાડી વાંચ્યો. તેમાં લખ્યું હતું કે: " બારી અંદરથી ઝટ ઉઘાડી નાંખો. ગંગાજળ લાવ્યો છું અને શ્રી રણછોડરાયજીનો પ્રસાદ પણ છે. "

પત્ર વાંચી બ્રાહ્મણ મ્હોટી ચિંતામાં પડ્યો. મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે: " આ અધમ પાપીને આવા વખતમાં સહાય કરે એવું કોઇ છે ખરૂં કે ? હોય, એવું સંભવિત છે, અથવા નાયે હોય ! કદાચ ખોટો ભ્રમ હોય. માયાવી લોકો માયાજાળમાં મ્હને ફસાવતા હોય એમ જણાય છે. "

આ વખતે કોઇએ બારીમાં ધક્કો માર્યાનો અવાજ સંભળાયો. બ્રાહ્મણે એકદમ ઉઠીને બારીની સાંકળ ઉઘાડી નાંખી, વળી એના મનમાં એવો વિચાર આવ્યો કે: "સાંકળ ઉઘાડી પણ લાભ શો ? પહેલાં કોણ છે એની મ્હેં તપાસ કેમ કરી નહિ?" આ કાળો પુરૂષ સાંકળ ઉઘાડતાંજ એક ઘડો ગંગાજળ, અને ફળના પાત્રમાં વિંટાળેલો શ્રી રણછોડરાય મહારાજનો પ્રસાદ લઇ ઉભો થયો અને બારીમાં બધું મુકી ત્યાંથી ચાલ્યો ગયો. ફરીથી તે દૃષ્ટિગોચર થયો નહિ. પત્રમાં ઉપર મ્હોટા મ્હોટા અક્ષરે લખ્યું હતું કે: **"જલ્દીથી પત્ર વાંચો."** બ્રાહ્મણ પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો.

શ્રી હરિ ૐ ॥

**શ્રી ગુરૂચરણે !**

૧ ટુંકામાં જે લખ્યું છે તે પર પૂર્ણ વિચાર કરજો. ૨. હું કોણ છું? તે જાણવાની જરૂર નથી. આપ વિચાર કરશો કે હું શત્રુ છું કે મિત્ર છું; પણ એટલુંજ કહેવું ઠીક પડશે કે આપ જ્યારે જન્મ ભૂમિમાં હતા ત્યારે મ્હેંજ આપની સહધર્મિણીને અમદાવાદથી લઇ આવવાનો આપને એક પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે: " જો સંભવિત હોય તો જલ્દીથી આપની સહધર્મિણીને અમદાવાદથી લઇ જાઓ. " ૩. આપને ઉપદેશ આપવા, સમ-

જાણવા કે જ્ઞાન આપવા જેટલી મ્હારામાં શક્તિ નથી. ૪. વિપદ શું છે એજ ફક્ત જણાવી શકું છું. આ કુટિલ સંસારમાં આપ બહુજ સરલ હૃદયના પવિત્ર સાધુ પુરૂષ છો. તેથી સંદેહ ઉત્પન્ન થાય છે કેઃ જો આપ વિપદથી જાણીતા નહિ થાઓ તો જરૂર આપ પ્રાણ ગુમાવશો. ૫. સહધર્મિણી સીતાદેવી કુલ કલંકિની છે—કહો કે વ્યભિચારિણી વેશ્યા છે. એણે કપટબાજી રચી છે. ૬. આજ રાત્રે તમને ધર્મભ્રષ્ટ કરશે. શિખા નષ્ટ કરશે. વગેરે. ૭. કાલે પ્રહાર તેમજ બંધન. ૮. બહુજ ભયંકર જાળ પાથરી છે, એ વાત જાણવી ફાયદાકારક નથી. ૯. થોડાજ દિવસમાં કાં તો તમને ગાંડા બનાવી મુકશે અને એવીજ દશામાં ચિરકાળ રાખી મુકશે. ૧૦. બહુજ ગુપ્ત રીતે એણે એવી તૈયારી કરી છે. ૧૧. હું એક ક્ષુદ્ર મનુષ્ય છું. મ્હારા દ્વારા ઘણીજ અલ્પ સહાય મળવાનો સંભવ છે. ૧૨. આ વાતને અમદાવાદ શહેરમાં પ્રસિદ્ધ કરવાથી કાંઇ લાભ થાય એમ નથી. ઉલટું પરિણામ ખરાબ આવી ષડયંત્ર રચનાર એકદમ સાવધ થઇ જાય એવો સંભવ છે. ૧૩. દુર્ભાગ્યની વાત એ છે કેઃ આપને સહાય કરે તે રાજા પણ હાલ રાજ્યમાં નથી. તેઓ ભ્રમણ કરવા સેતુબંધ રામેશ્વર ગયા છે. ૧૪. ઉપાય માટે વિચાર કરજો. હું પણ વિચારમાંજ છું, હજી પણ કંઇક સમય છે. ૧૫. આપે આખો દિવસ કાંઇ આહાર કર્યો નથી. એવા પશુના મ્લેચ્છ ઘરમાં એક જળનું ટીપું પણ આપે લીધું નથી, એ બહુ સારૂજ થયું છે. હું આપનો ભક્ત સેવક બ્રાહ્મણ છું. ગંગાજળ લાવ્યો છું, અને થોડોક શ્રી રણછોડરાયજીનો પ્રસાદ છે. સંધ્યા વંદનાદિ કરી પ્રસાદ અને જળ જરૂર કૃપા કરી ગ્રહણ કરજો. ૧૬. પત્ર વાંચી બાળી નાંખજો. એની ભસ્મ થાય તે જાળીએથી કે બારીએથી બહાર ઉડાવી દેજો. ગંગાજળનો ઘડો કાર્ય થઇ રહ્યા પછી ફોડીને બહાર નાંખી દેજો. ઘરમાં એમાંનું જરા સરખું પણ ચિહ્ન રહેવા દેશો નહિ. ૧૭. હું હવે રાત્રિના સાડા ત્રણ વાગે પ્રાતઃ સંધ્યા સારૂ ગંગાજળ લઇને આવીશ.

બ્રાહ્મણે પત્ર વાંચી એક વાર ઉંચે જોયું. તે વૈકુંઠવિહારી શ્રી હરિના પાદપદ્મનાં એક વાર દર્શન કરી લઉં એમ થઇ આવવાથી ફરી ઉંચું જોયું.

આ વખતે પોતાના ચક્ષુને સ્થિર કરી ચારે બાજુએ દૃષ્ટિ નાંખી પત્રને દિવા પર ધરી ભસ્મ કર્યો, અને પત્રની ભસ્મ જાળીમાંથી બહાર નાંખી દીધી.

ગંગાજળ લઇ પહેલું જરા માથા પર નાંખ્યું અને તેને વારંવાર પ્રણામ કરવા લાગ્યો. તે પછી ત્યાં પડેલાં કેટલાં સડી ગયેલાં કપડાં, લાકડીઓ એકઠી કરી એક આસન બનાવી તે ઉપર બેઠો.

બ્રાહ્મણે સંધ્યા કરી પ્રસાદ લઇ ગંગાજળનું પાન કર્યું. આજે બે દિવસને અંતે બ્રાહ્મણને આજેજ પ્રથમ આહાર મળ્યો. જેને આહાર વગર રહેવાની ટેવ પડી હોય તેને અહિ બે દિવસ આહાર નહિ મળવાથી વિશેષ કષ્ટ લાગે નહિ એ સ્વભાવિક છે.

બ્રાહ્મણ ગંગાજળનું પાન કરતો કરતો પોતે ને પોતેજ બોલવા લાગ્યોઃ "માતર્ગંગે ! ત્હારા જળ વડે હવે ક્યારે આ જીવનને પવિત્ર કરીશ ? કર્મ ફળના ભોગ પૂરા થઇ અવસાન ક્યારે થશે ? જનનિ ! બોલો એક વાર બોલો ! આ પાપ ગ્રહમાંથી હું ક્યારે મુક્ત થઇશ મા ?"

બ્રાહ્મણે જળથી ભરેલો ઘડો પી જઇ ફોડી તે અને પ્રસાદવાળું કેળનું પાંદડું, એ બન્ને જાળીમાંથી બહાર નાંખી દીધાં. તેને પ્રથમ ચિંતા એ થવા લાગી કેઃ "આ માણસ કોણ હશે? આવા દુઃખના સમયમાં કોણ પરોપકારી મનુષ્ય મ્હારા તરફ આટલી મમતા ધરાવે છે? મ્હારૂં રક્ષણ કરવામાં એનો સ્વાર્થ શું હશે? એ પોતાનું નામ કેમ કહેતો નથી? આ બધાનો અર્થ શું?"

બીજી ચિંતાઃ અદૃશ્યમાં જે લખ્યું હશે તે પ્રમાણે બન્યું છે. હજી જેટલું બાકી હશે તે બનશે. વિચાર કરીને શું કરવું ? હરિના ચર્ણ સિવાય હવે મ્હારે બીજું કોનું શરણ છે? પ્રભુ ! જળમાં, સ્થળમાં, અગ્નિમાં અને પત્થરમાં ત્હેં પ્રહ્‌લાદનું રક્ષણ કર્યું છે. ગહન વનમાં પાંચ વર્ષના બાળક ધ્રુવનું પણ તેંજ રક્ષણ કર્યું છે. કડકડતા તેલના પેણામાંથી ત્હેં સુધન્વાને ઉગાર્યો છે. હું તો અધમ ક્ષુદ્રથી પણ ક્ષુદ્ર છું, ક્ષુદ્ર જંતુથી પણ ઝીણો જંતુ છું, મ્હારૂં એવું કયું પુણ્ય ફળ છે? અને કઇ એવી સંચિત સુકૃતિ છે કે તું મ્હારૂં રક્ષણ કરે? કેવળ ત્હારા દયામય નામ પર મ્હને વિશ્વાસ

છે. જય હરિ. જય હરિ. જય હરિ. ”

બ્રાહ્મણ વારંવાર એજ નામ દઇ ખડખડ હસવા લાગ્યો. હસતાં હસતાં બોલવા લાગ્યો કેઃ “ મ્હારા દુર્ભાગ્યમાં આવું લખાયું હશે તે હું કદી પણ જાણતો નહોતો. ” અતિ દુઃખમાં પણ માણસને કોઇવખતે અટ્ટહાસ્ય આવે છે.

છેવટે આવી ચિંતાનો ત્યાગ કરી એક ચિત્તે શ્રીહરિ ચરણનું ધ્યાન ધરવા લાગ્યો એટલે એ ગાયોનો ગોવાળ, બંસીધારી, મદનમોહન મૂર્તિ, બ્રાહ્મણની સામું ઉભેલી દેખાઇ. એ રૂપ માધુર્યથી મોહિત થઇ આંખમાંથી દડ દડ પડતે આંસુએ બ્રાહ્મણે તેને સો સો વાર પ્રણામ કર્યા. તે બોલ્યો કેઃ—

**सर्वात्मन् सर्वभूतेश सर्वसत्व समुद्भव।**
**सर्वभूतो भवान् वेत्ति सर्व भूत मनोरथम्॥**
**योमे मनोरथो नाथ सफलं स त्वया कृतः।**
**तपश्च तप्तं सफलं यद् दृष्टोऽसि जगत्पते॥**

બ્રાહ્મણના મુખમાંથી શ્લોકો બોલાતા જતા હતા, પણ બન્ને આંખમાંથી દડદડ જળ પડવા લાગ્યું. નયનજળથી મોઢું ભીંજાઇ ગયું. કેટલીક ક્ષણ પછી બ્રાહ્મણ સ્થિર થઇ કહેવા લાગ્યોઃ “ હે દીનબંધુ હરિ ! તુંજ મ્હારૂં સર્વસ્વ છે; તુંજ બ્રહ્મા, તુંજ વિષ્ણુ અને તુંજ શંકર છે. એમાં જરાએ ભેદ નથી, ભિન્નતા નથી. ”

વળી પાછું બ્રાહ્મણે ગાવા માંડ્યુંઃ—

**महिम्नः पारं ते परमाविदुषो यद्यसदृशी।**
**स्तुति ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः॥**
**अथावाच्यः सर्वः स्वमति परिणामावधि गृणन्।**
**ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः॥**

શ્લોકો સડસડાટ બોલી જવા છતાં બ્રાહ્મણના મનને તૃપ્તિ વળી નહિ. બ્રાહ્મણે ફરીથી એકવાર સમસ્ત સ્તોત્ર ગાવાનું શરૂ કર્યું. સ્તોત્ર પુરૂં થયું ન થયું એટલામાં તો કોઇએ બારણાની સાંકળ ખખડાવી. તાળું ઉઘાડી દ્વાર ખોલ્યાં. બ્રાહ્મણ અનિમિષ લોચને એ વ્યાપાર જોવા લાગ્યો. જે કાંઇ જોયું તે અપૂર્વ હતું !



## પ્રકરણ ૬ ઠું.

### અદ્દભુત પતિસેવા !

આ બ્રાહ્મણની ડાબી બાજુએ મહેન્દ્ર, જમણી બાજુએ નગેન્દ્ર અને મધ્યમાં સીતાદેવી આવી ઉભાં રહ્યાં. એ ત્રણેની પાછળ કૃષ્ણદાસ અને સાથે ચાર સિપાહી—નોકરો ઉભા હતા. આવા રસાલા સાથે પત્ની—સીતાદેવી પતિ—રાજ બ્રાહ્મણની સેવા કરવા નરકથી પણ અધિક નાલાયક મકાનમાં આવી પહોંચી !

આ વખતે સીતાદેવી સંપૂર્ણ વિલાયતી પોષાકમાં સજ્જ થઇ હતી. વર્ષાઋતુ પહેલાં વાદળાં ચઢી આવતાં જોઇ મયુરો આનંદમાં આવી જઇ જેવી કળા કરે છે તેવી કળા કરતી સીતાદેવી અહિં ઉભી છે. કમ્મરે વિલાયતી કમ્મરપટો બાંધેલો હોવાથી તે કમ્મર અધિક ક્ષીણ દેખાય છે. પગમાં ઉંચી એડીવાળાં કાળાં વિલાયતી બુટ પહેર્યા છે. મ્હોંપર મચ્છર, માખી ઇત્યાદિ જંતુઓથી બચવા માટે જાળી પહેરી છે !

બ્રાહ્મણ તેનું આવું વિચિત્ર રૂપ જોઇ ભયથી સ્તબ્ધ થઇ કંપવા લાગ્યો. "યુરોપીઅન રમણી જેવી આ માયાવી સ્ત્રી કોણ છે ? એ કોઇ નાગકન્યા છે કે મનમોહિની ગન્ધર્વ કન્યા છે ? અથવા કોઇ ફિરંગિણી તો નહિ હોય ? સમજી શકાતું નથી કે આજે મ્હારા અદૃષ્ટમાં શું લખ્યું છે ? જાણી શકતો નથી કે આવી કાળરાત્રિએ આ નવીન નિશાચરી કયા ઉદ્દેશથી મ્હારી પાસે આવે છે ?"

પૂર દમામ અને ઠાઠમાં સજ્જ થઇ આવેલી અગ્નિ જેવી સ્ત્રી મૂર્તિ સામે બ્રાહ્મણ વધારે વાર જોઇ શક્યો નહિ. તેણે પોતાનાં બંન્ને ચક્ષુઓ તે દિશામાંથી ફેરવી નાંખ્યાં ! ચક્ષુ ફેરવી બીજી તરફ નજર કરતાંજ નગેન્દ્રને સામે ઉભેલો જોયો. એને જોઇ બ્રાહ્મણ કંપી ઉઠ્યો. આખું શરીર કંટકમય

લાગવા માંડયું. બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો: "હા, એજ નગેન્દ્ર! જે રેલગાડીમાં મૂર્છા ખાઈ પડયો હતો તે અહિં ક્યાંથી ? રાજ્ય દરબારમાંથી નાસી છુટેલો અને શ્રી વૃંદાવનમાં સન્યાસી વેષમાં ભસ્માચ્છાદિત થયેલો નગેન્દ્ર આજે અહિં ક્યાંથી ?"

સરળ હ્રદયના પવિત્ર બ્રાહ્મણના મનમાં એકદમ કુવિચારનો ઉદય થયો નહિ. "નગેન્દ્ર અહિં ક્યાંથી ?" એજ વિચારમાં ત્હેનું મન ગુંથાયું. કોઇ કોઇ વખત વળી તે એવો વિચાર કરતો કે: "એ મ્હારા ઉદ્ધાર માટે કાંઇ ઉપાય નહિ બતાવે ?" બ્રાહ્મણ બહુજ નિષ્કપટી અને સરળ હ્રદયનો હતો.

ગમે તેમ હોય પણ બ્રાહ્મણને વધારે વાર વિચાર કરવાનો સમય મળ્યો નહિ. સીતાદેવીએ પોતાના ડાબા હાથમાં નગેન્દ્રનો જમણો હાથ ઝાલ્યો. નગેન્દ્રે આ વખતે પોતાના ડાબા હાથની તર્જની ઉંચી કરી કહ્યું: "આ તેજ મનુષ્ય કે ? છટ્ ! છટ્ ! ભગિની ! આપના પિતૃદેવને મુખે સાંભળ્યું છે કે: "જ્યારે આપ ઘણાંજ ન્હાનાં હતાં, અને વિદ્યાશક્તિ, વિચાર શક્તિ, પસંદગી–શક્તિ, વિવાદ શક્તિ, અવલોકન શક્તિ અને કામના શક્તિ જેવી શક્તિઓનો આપના હ્રદયમાં જન્મ થયો નહોતો; જ્યારે આપ ન્યાય–નીતિને માર્ગે કેવી રીતે ચલાય છે તે જાણતાં નહોતાં, જ્યારે કેવળ દુધ એજ આપનો આહાર હતો ત્યારે આપના અતિ વૃદ્ધ કુસંસ્કારાચ્છાદિત અજ્ઞાન, મૂર્ખ, ધર્મ–ઢોંગી, મૂર્તિપૂજક પિતામહે આ પુરૂષ સાથે આપનો વિવાહ કર્યો હતો !"

આટલી વાત સાંભળતાંજ બ્રાહ્મણની બન્ને આંખો ઉંચે ચઢી ગઈ. ત્હેને હવે સમજાયું કે: "આ સ્ત્રી સાથે મ્હારૂં લગ્ન થયું છે." બ્રાહ્મણ મસ્તક નીચું રાખી પૃથ્વી સામે જોવા લાગ્યો. ડોકું ઉંચું કરી સંસાર જોવાની તેનામાં શક્તિ રહી નહોતી. મુખમાંથી કાંઈ બોલી શકાયું નહિ. કંઠ રૂંધાઈ ગયો. શરીર જડ જેવું બની ગયું. પ્રાણ જવાનો ભય લાગ્યો.

સીતાદેવીએ શાંત સ્હેરે કહ્યું: "બાળલગ્ન એ એક જાતનો તિરસ્કાર જનક રિવાજ છે ! એ વિજ્ઞાન–સંમત નથી. પદાર્થ–વિજ્ઞાન, શરીર–વિજ્ઞાન અથવા મનો–વિજ્ઞાન એ રિવાજને અનુમોદન આપતું નથી. મહાન પંડિત શેલીએ એ માટે એક સ્થાને અતિ સુંદર રૂપમાં લખ્યું છે. ( નાકપર રૂમાલ ઢાંકી )

ઉહુ ! ઉહુ ! પતિના શરીરમાંથી બહુજ દુર્ગંધ નીકળે છે. નરક જેવી ગંધથી એમ જણાય છે કેઃ મ્હારી નાડીમાં કાંઇ ફેરફાર થશે. હુ હવે વધારે વાર ઉભી રહી શકતી નથી. માથામાં ચક્કર આવે છે.”

નગેન્દ્રઃ ( ગભરાતો ) “બોલો છો શું, બોલો છો શું ? આ ઘરનો તુરત ત્યાગ કરો ત્યારે ! ચાલો—ચાલો. આ જગ્યાએ વધારે વાર ઉભા રહેવાનું કામ નથી.”

નગેન્દ્રે પડી જતી સીતાદેવીની પીઠ પકડી તેનું માથું પોતાની છાતીપર ઝીલી લીધું.

સીતાદેવીઃ ( બહુજ ધીમે અવાજે ) “હવે છોડી દો, કાંઇક આરામ થયો છે.

નગેન્દ્રઃ “તો ચાલો મ્હારી સાથે. મ્હારો હાથ ઝાલી અથવા મ્હારા ખભાપર તમારા બન્ને હાથ મુકી શરીરનો બધો ભાર તેપર રાખી ચાલો.”

સીતાદેવીઃ “ના, ના, ના, એમ બને નહિ, પતિસેવા પૂર્ણ કર્યા વગર હું ખસીશ નહિ. મ્હેં પહેલાંજ આપને કહ્યું છે કેઃ મ્હારા પ્રાણ જાય તે કબુલ છે, પણ પતિ સેવા હું તજી દઇશ નહિ.”

નગેન્દ્રઃ “એ તો મ્હોટી પૂણ્યની વાત ! આદર્શ રમણીને મુખેથીજ આવી વાત સંભળાવી જોઇએ. ધન્ય તમારો પતિપ્રેમ ! તમે સાક્ષાત્ રામનીજ સીતા છો.”

સીતાદેવીઃ “નગેન્દ્રલાલ ! સાવધાન ! હું મ્હારી આત્મ પ્રશંસા જરા પણ સાંભળવા રાજી નથી.”

ઇસારો કરવાથી એકદમ કૃષ્ણદાસ ચાર પાંચ ખુરસીઓ લઇ આવ્યો અને ત્યાં ગોઠવી દીધી. તે પર નગેન્દ્ર—સીતાદેવી બિરાજ્યાં. મહેન્દ્ર સારૂ એક સ્ટુલ મંગાવ્યું.

કૃષ્ણદાસ ઘરમાં લવેન્ડરનો છંટકાવ કરવા લાગ્યો. ચાર સીસા લવેન્ડર ઘરને ચારે ખુણે છાંટયું તો પણ સીતાદેવીએ નાકપરથી રૂમાલ ખસેડ્યો નહિ !

સ્ટુલપર બિરાજેલા ડૉક્ટર મહેન્દ્રલાલ હસતા હસતા કહેવા લાગ્યાઃ “જ્યાં રોગની ઉત્પત્તિ છે ત્યાં હું ચિકિત્સા કરી શકીશ નહિ. ચિકિત્સા

જ્યાં રોગ-ભૂમિ ન હોય ત્યાં કરવામાં આવે છે. જે જગ્યાએથી અતિશય દુર્ગંધ આવે છે તે જગ્યાએ અત્તર કે લવેન્ડરનું એક ટીપું પણ છાંટયું નથી. આખા ઘરમાં-ચારે ખુણે અત્તર-લવેન્ડર છાંટી વૃથા નષ્ટ કર્યું છે, પણ આટલી બધી દુર્ગંધ તો બ્રાહ્મણના શરીરમાંથી આવે છે. લવેન્ડર તો ઘરમાં મેજપર પડયું છે; રોગ કેવી રીતે દુર થશે? બ્રાહ્મણ ઉપર છંટકાવ થવો જોઇએ."

કૃષ્ણદાસઃ " બાપરે ! હું એની પાસે જઇ એના શરીરપર અત્તર લવેન્ડર છાંટુ એ બની શકેજ નહિ ! મ્હને તો ધોલ-ધપડાક કે તમાચો-પાટુ મારી ફેંકી દે ! ગાંડાનું બળ અદ્દભુત ! "

સીતાદેવીઃ " કૃષ્ણદાસ ! બ્હીએ છે કેમ ? આ ચાર બળવાન પુરૂષો ત્હારી મદદમાં આવશે; હવે તું વિલંબ ન કર. આહા ! પતિના શરીરમાંથી દુર્ગંધ ઉડતી હોવાથી પતિને કેટલું કષ્ટ થતું હશે ? "

તુરતજ કૃષ્ણદાસ ચાર પુરૂષોની વચમાં શાંત ભાવે ચાલતો બ્રાહ્મણ પાસે આવી ઉભો, અને બ્રાહ્મણના શરીરપર લવેન્ડર છાંટવા માંડયું.

બ્રાહ્મણે પહેલાં તો વિચાર્યું કેઃ " જ્યાં સમુદ્ર ફુટી પડયો છે. ત્યાં ઝીણા ઝીણા છાંટાથી ગભરાવું શું ? એમની જેમ ઇચ્છા હોય તેમ ભલે કરે, હું એક શબ્દ પણ બોલ્યા વગર બધુંજ શાંતિથી-અરે ! એક પણ નિશ્વાસ છોડયા વગર સહન કરીશ. "

જોતજોતામાં બીજો સીસો પણ પૂરો થયો. કૃષ્ણદાસ આ વખતે ત્રીજો સીસો લઇ જોરથી બ્રાહ્મણના શરીરપર છાંટવા લાગ્યો. બ્રાહ્મણનું મસ્તક, મુખ, આંખો જળમય થઈ ગયાં, આંખોમાં પાણી જવાથી ચરચરાટ થયો. શરીરપરનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં, આ વખતે લવેન્ડર સાથે મદ્ય જેવી દુર્ગંધ ક્યાંથી આવવા લાગી ? બ્રાહ્મણ બહુજ કષ્ટ પામવા લાગ્યો. બ્રાહ્મણથી એ દુર્ગંધ સહન ન થઇ તેથી દુઃખી થઇ ધીમેથી કૃષ્ણદાસ સામું બે હાથ પ્રસારી મૃદુ-મધુર સ્વરે કહેવા લાગ્યોઃ " કૃષ્ણદાસ ! હવે બહુ થયું. કૃપા કરી રહેવા દો." કૃષ્ણદાસ બ્રાહ્મણને હાથ પ્રસારતો જોઇ ચમકી મ્હોટી બુમ પાડી નાસવા લાગ્યો. " ઓ બાપ રે ! ઓ મા રે ! મારી નાખ્યો રે ! ગાંડો મ્હને મારી નાંખે છે રે ! હાથ પહોળા કરી ઉભો થવા જાય છે રે ! " આમ બોલતો

કૃષ્ણદાસ શિકારી વાઘની પેઠે છલંગ મારી સીતાદેવીનાં ચરણુ આગળ પડી ત્હેના પગને બાઝી રહ્યો. થરથર કંપવા લાગ્યો. એક પ્રકારના ઢોંગ કરવા લાગ્યો.

સીતાદેવીઃ ( ભયપૂર્વક તેનું શરીર તપાસતી ) " શું થયું ? શું થયું ? ક્યાં વાગ્યું ? ક્યાં બચકું ભર્યું ? ક્યાં લાત વાગી ? "

નગેન્દ્રઃ " આપે ભય રાખવો નહિ. ગભરાશો નહિ. મ્હારા હાથમાં નવીન શોધની નવી પિસ્તોલ તૈયાર છે. "

મહેન્દ્રઃ " ચિંતા નહિ, મ્હારા હાથમાં મ્હોટો છરો છે. ગાંડાને હમણાંજ મુસ્કેટાટ બાંધી દઇશું. "

નગેન્દ્રઃ " જરા પણ વિલંબ કરવો ઘટિત નથી. delay is dangerous " તુરતજ પેલા ચાર માણસોએ એક મજબૂત ચીકણી દોરડી વતી બ્રાહ્મણને સખ્ત બાંધવા માંડ્યો. વાત શું કહીએ ? એ વાત કહેવાથી વાંચકનું હૃદય વધારે કંપી ઉઠશે ! નેત્રમાંથી આંસુ પડશે !

બ્રાહ્મણને બાંધવાનું કામ શરૂ થયું. બીજી બાજુએ નગેન્દ્ર સીતાદેવીનો હાથ ઝાલી કહેવા લાગ્યોઃ " ભગિની ! જુઓ જુઓ ! કેવો આશ્ચર્યકારક દેખાવ ? જુઓ જુઓ ! આપનો આ બાલ્યકાળનો પતિ સખ્ત રીતે બંધન થયેલો હોવા છતાં પણ જરા વેદના થવાનું ચિન્હ પણ જણાવતો નથી. એ પરથી સમજાય છે કે સખ્ત બંધનમાં શું સુખ છે એનો એને સંપૂર્ણ અનુભવ છે. "

કેટલાક સુગંધીદાર પુષ્પ નાક આગળ ધરી સીતાદેવી કહેવા લાગીઃ " સખ્ત બંધનમાં જો શારીરિક સુખ હોય, એમ આપ નક્કી જાણતા હો તો એ કાર્ય આખી રાત કેમ ચાલુ ન રાખવું ? ( જરા વિચાર કરતી ) પણ એવું કદી સંભવિત છે ? બંધનથી સુખ કોને લાગે ? મ્હને જો બંધન કરવામાં આવે તો ઘણુંજ કષ્ટ થાય. હું સ્ત્રી જાત અને આપ શિક્ષાગુરૂ છો તેથીજ ખુલાસો પુછું છું. "

નગેન્દ્રઃ ( હસતો ) " ભગિનીશ્વરી ! કોની સાથે કોની તુલના કરવી કહો જોઇએ ? આપની સાથે આ દુર્ગંધથી ભરેલા પતિની તુલના કરવી યોગ્ય છે ? પ્રફુલ્લ કમળ જેવી પતિવ્રતા દેવીની તુલના આવા નરકથી પણ

વધારે દુર્ગંધ મારતા—નરકના જીવડા જેવા બ્રાહ્મણની સાથે કદી થઇ શકે ખરી ? શરદ્દચંદ્રની નિર્મળ જ્યોતિ સાથે કૃષ્ણવર્ણી અમાસ રાત્રીની તુલના સંભવે ખરી કે ? ક્યાં ગુલાબ અને ક્યાં થુવર ! ક્યાં મિષ્ટાન્ન ? ક્યાં નરક ! કોમળ પુષ્પને બહુજ ધીમે ધીમે નાકે અડકાડી રાખજો. કારણ કે આપનું શરીર માખણ જેવું નરમ અને સુંવાળું છે તેથી આપનાથી એ કુસુમનો પ્રહાર પણ સહન થઇ શકશે નહિ; અસભ્ય મૂર્ખ જંગલી બ્રાહ્મણનું શરીર તો લોહથી પણ વધારે કઠણ છે. તરવારનો ઝટકો મારવાથી એના શરીરપર ઘા થશે કે કેમ એ માટે મ્હને શંકા રહે છે. "

સીતાદેવી: " ભ્રાતેશ્વર ! આપના વાક્યામૃત પાનથી મ્હારૂં મન–ચકોર બહુજ તૃપ્ત થયું છે. "

નગેન્દ્ર: " ભગિનિશ્વરી ! એ કેવળ મ્હારા પૂર્વ જન્મનું પુણ્ય ફળ છે. આપના કોકિલ જેવા મધુર કંઠમાંથી જ્યારે કાંઇ પણ વાત શ્રવણ કરૂં છું ત્યારે મ્હારા મનમાં એમ થાય છે કે: જાણે છ રાગ અને છત્રિશ રાગિણી એક સાથે—સમ સ્વરે વાગે છે. "

ડૉક્ટર મહેન્દ્ર સ્ટુલપરથી ઉભો થઇ કહેવા લાગ્યો: " આપની વાતમાં હું વિઘ્ન કરતો નથી, પણ મ્હારે એટલુંજ કહેવાનું છે કે આ પુરૂષ મુળથી ગાંડો હોવા છતાં પણ પ્રહાર સહન કરવામાં ઘણોજ શૂરો જણાય છે. જો એ ગાંડો ન હોત તો આ ક્ષણે ગંભીર અવાજ કરી બુમ પાડી ઉઠયો હોત. ડૉક્ટરી ગ્રંથમાં લખ્યું છે કે: ગાંડાને પ્રહાર કરવાથી સુખ થાય છે, પ્રહાર વિના ગાંડાને ઉલટું કષ્ટ થાય છે. આ માણસ બીલકુલ ગાંડો હોવાથીજ આટલો શાંત છે. "

સીતાદેવી: " ડૉક્ટર સાહેબ ! ગાંડાનું કાંઈ ઔષધ હોય ખરૂં ? આપ મ્હારી છ વર્ષથી દવા કરો છો તેથી હું આપની અત્યંત ઉપકારી છું, પણ હવે મ્હારા પતિની દવા કરી મ્હને જન્મ પર્યંત આપની ઉપકારી બનાવો, કારણ કે મ્હારા પતિનું આવું કષ્ટ મ્હારાથી જોઇ શકાતું નથી. પતિને થતી વેદના જોઇ મ્હારા મર્મસ્થાનમાં આઘાત થાય છે. "

મહેન્દ્ર: " એલોપેથિક મત પ્રમાણે ગાંડાનું ઔષધ અતિ ચમત્કારિક છે.

પહેલું તો એ કે એના માથાનું તદ્દન મુંડણ કરાવવું, પણ તે પહેલાં તેની ચોટલી પ્રથમ કાપી લેવી. એ પછી કાંદા અને લસણના રસમાં કેટલુંક મરઘીનું અને કેટલુંક હરણનું માંસ મેળવી એક એક કલાકને અંતરે એને અવડાવવું. એ ઉપરાંત ઉંચા વિલાયતી દારૂની ઓછામાં ઓછી એક બાટલી બ્રાન્ડી પાવી જોઇએ, કારણ કે આ માણસ બહુજ દુર્બળ થઇ ગયો છે."

નગેન્દ્રઃ "ના ના; પતિ બહુજ નબળો છે અને તેથી આખી બ્રાન્ડીની બાટલી એ હજમ કરી શકશે નહિ. પહેલાં એને થોડો થોડો મદ્ય આપી વિશેષ પીવા જેટલી સહન શક્તિ પ્રાપ્ત કરાવવી જરૂરનું છે."

સીતાદેવીઃ "જે કાંઇ કરવા યોગ્ય હોય તે આપ બન્ને મળી ઝટ નક્કી કરો કારણ પતિનું કષ્ટ અને નબળાઇ જોઇને મ્હારૂં કાળજું વિંધાઇ જાય છે."

મહેન્દ્રઃ "કૃષ્ણા! જલ્દીથી મ્હારા દવાખાનામાંથી મરઘીના બચ્ચાંનું સત્વ અને બકરાના માંસનું સત્વ તથા ઉપરથી બ્રાન્ડીની બાટલી લઇ આવ?"

કૃષ્ણદાસ એકદમ દોડયો.

મહેન્દ્રઃ (સામે ઉભેલા ચાર માણસો સ્હામું જોઇને) "અરે ઓ! તમે જલદી જલદી બંધન કાર્ય સમાપ્ત કરો."

માણસોઃ "બહુજ સખ્ત રીતે બંધ બાંધ્યા છે."

મહેન્દ્રઃ "સીતાદેવી! હું એકવાર ગાંડાની નાડી પરીક્ષા કરી જોઉં."

સીતાદેવીઃ "પહેલાં માથાનું મુંડન કરવું નથી?"

મહેન્દ્રઃ "એટલા માટેજ નાડી પરીક્ષા કરૂં છું. પુસ્તકમાં એક જગ્યાએ લખ્યું છે કે જો ચોટલી કાપી લેવાથી ચાલતું હોય તો મુંડન કરવાની જરૂર નથી"

સીતાદેવીઃ "હું મ્હારે હાથે, વિના મદદે પતિની ચોટલી કાપીશ; પતિ-સેવામાં હું કોઇને ભાગ આપીશ નહિ. પતિ-સેવા એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે."

મહેન્દ્રઃ "જો એમ હોય તો કાતર લઇ મ્હારી સાથે ચાલો."

સીતાદેવી નગેન્દ્રનો હાથ ઝાલી, મહેન્દ્રની સાથે પતિની ચોટલી કાપવા ચાલી.

સખ્ત બંધનથી બંધાયલો બ્રાહ્મણ બંધ નેત્ર બેસી રહ્યો હતો. શ્વાસો-શ્વાસ કેવળ પૂર જોસમાં ચાલે છે.

ડૉક્ટર મહેન્દ્રલાલ નેતરની લાકડી બ્રાહ્મણના ગાલે અડકાડી કહેવા લાગ્યો: " ઓ ગદ્ધા ! અરે ઓ બેવકુફ ! ગાંડા ! ચક્ષુ ઉઘાડ. જીભ બહાર કાઢ. હું ડૉક્ટર છું. તે જોઇને પછી દવા કરીશ. ત્હારી બાલ્યાવસ્થામાં લગ્ન કરેલી સ્ત્રી ત્હારી સામે ઉભી છે, ઘણે દિવસે એ ત્હારો મેળાપ કરવા આવી છે. એક વાર ઉઠી એની સાથે પ્રેમ–વાર્તા કર. "

સચેતન, સજીવ, સજ્ઞાન સાધુ બ્રાહ્મણના પ્રાણ વ્યાકુળ થવા લાગ્યા. બોલવું કે મૌન રહેવું, એમાંનું કાંઈ તે સમજી શક્યો નહિ. "જો કાંઇ પણ બોલીશ નહિ તો એ લોકો એમ ચોક્કસ ધારી લેશે કે: હું ગાંડો છું. મૌન ધરી બેસી નહિ રહેતાં કાંઇ બોલીશ તો કહેશે કે: એ તો ગાંડાનો લવારો છે. નથી બોલતો તો એમ જાણશે કે: આટલી આટલી લાકડીઓ ઠોકી શરીરમાં ઘોંચી છતાં બોલતો નથી એટલે સંપૂર્ણ ગાંડો સમજશે. હવે આ કષ્ટ સહન થતું નથી ! શી રીતે મરણ આવે ? "

બ્રાહ્મણ વ્યાકુળ હૃદયે બોલી ઉઠયો: " આપ મ્હારા પર કૃપા કરી મ્હને જલદીથી મારી નાખો. તમારો બહુ ઉપકાર થશે. "

સીતાદેવી હાથમાં કાતર લઇ આગળ આવી ધીમે ધીમે બોલવા લાગી: " હે પતિકુળ–ભૂષણ ! હે હૃદયાકાશના ચંદ્ર ! હે હૃદય–સાગરના અમૂલાં રત્ન ! હે હૃદય અરણ્યના મ્હારા ગજરાજ ! **हे यदिदं हृदयं तव तदिदं हृदयं मम !**

**" त्वमसि मम भूषणं त्वमसि मम जीवनं ।**
**त्वमसि मम भव जलधि रत्नम् ॥ "**

નગેન્દ્ર: " વાહ વાહ ! કેવી અનિર્વચનીય સાહિત્ય શિક્ષા ! કેવા શબ્દામૃત ! કેવા વિચાર ! કેવા ઉચ્ચાર ! કેવો કંઠ સ્વર ! કેવું ડોકનું હાલવું ! કટી પ્રદેશનું કેવું હલનચલન ! ચંચળ ચરણનો તાલ કેવો મઝાનો ! ભગિનીશ્વરિ ! તે નિરાકાર ઇશ્વર પ્રત્યે મ્હારી કેવળ એજ પ્રાર્થના છે કે: આપ બહુ કાળ જીવન ગાળી સ્વદેશનું રક્ષણ કરો. "

સીતાદેવીઃ "ભ્રાતેશ્વર નગેન્દ્ર ! શાંત થાઓ ! હું હાલમાં કેવળ પતિ-સેવામાં લીન થઈ છું. આ સમયે પતિ-સેવાની વાત સિવાય બીજી કોઇ પણ વાત મ્હારે કાને કાંટાની પેઠે વિંધે છે."

નગેન્દ્રઃ "વાહ, વાહ, બરાબર છે; ઘણુંજ ઉત્તમ, ઘણુંજ સુંદર. આહા ! ભગિનીના અધરમાંથી ઝરતી સુધા જેવી વાણી કેટલી બધી મિષ્ટ લાગે છે ! મ્હારા આખા અંગમાં કેવો આનંદ થઇ રહ્યો છે !"

સીતાદેવીઃ (બ્રાહ્મણ સ્હામે જોઇને) "હે પતિ દેવ ! હે બંધુ ! હે પ્રિય ! હે સખા ! શરીર ખંખેરીને ઉઠી ઉભા થાઓ. અધર પર મધુર હસતાં હસતાં બંસી બજાવો અને એ બંસી સંભળાવી તમારી રમણીના પ્રાણ ત્હમારા તરફ ખેંચી લો."

નગેન્દ્રઃ "આજે શેલિના અભ્યાસનું અને મ્હારા શિક્ષકપણાનું સાર્થક થયું."

સીતાદેવીઃ "આહા ! મ્હારા ગાંડા પતિ શું મૂર્છાગત થયા છે ? આહા ! મ્હારી સાથે હવે આ સંસારમાં, આ જીવનમાં વાર્તાલાપ નહિ કરે ? અરેરે ! એક વાર ચક્ષુ ઉઘાડી મ્હારા સામે નહિ જુએ ? હું આટલું આટલું બોલી, આટલી આટલી બુમો પાડી, એમને માટે મ્હેં આટલું આટલું કષ્ટ વેઠયું તો પણ પતિ મ્હારી સાથે કશુંજ નહિ બોલે ? ત્યારે શું હવે પતિ મ્હારા નથી ? (આંખ પર રૂમાલ ઢાંકી સીતાદેવી દીર્ઘ નિશ્વાસ નાંખવા લાગી અને રડવા લાગી.)

મહેન્દ્રનાથે તુરતજ બ્રાહ્મણની નાડ તપાસી કહ્યુંઃ "ભગિની ! આપ જલદીથી એની ચોટલી કાપી નાંખો, નહિ તો એ ચેતન થાય એવો સંભવ નથી."

સીતાદેવીઃ "તથાસ્તુ. આજે નિર્જનમાં બોલ્યા વગર પતિસેવાની હદ બતાવીશું."

સીતાદેવીએ નગેન્દ્ર અને મહેન્દ્રના ખભા ઉપર ભાર દઇ જમણા હાથમાં કાતર લઇ બ્રાહ્મણની લાંબી ચોટલી કચ કચ કાપી નાંખી. એ કર્યા પછી તેણે તુરતજ સાબુ લઈ હાથ ધોઇ નાંખ્યા. સાફ કરેલા કર-કમળમાં

વિલાયતી ઉંચું અત્તર ચોપડી દીધું. ઘણોજ પરિશ્રમ કર્યા પછી સીતાદેવી થાકી જવાથી ખુરસીપર જઇ બેઠી.

આ સમયે કૃષ્ણદાસ, બ્રાહ્મણને સારૂ ડૉક્ટર સાહેબની ડીસ્પેન્સરીમાંથી ગાંડાની ઉત્તમોત્તમ દવા લઇ આવ્યો. ડૉક્ટર સાહેબ બ્રાહ્મણ પાસે જઇ અતિ ઉચ્ચ કંઠે કહેવા લાગ્યાઃ " જો ! ત્હારે સારૂં સૌથી શ્રેષ્ઠ ઔષધ મંગાવ્યું છે. એ બીજું કાંઇ નથી, કેવળ મરઘી અને બકરાનું માંસ, ડુંગળી અને લસણના રસમાં એકઠું કરેલું છે. આ ઔષધનું સેવન કરવાથી ત્હને ઝટ આરામ થઇ જશે."

બ્રાહ્મણે કાંઇ ઉત્તર આપ્યો નહિ. કેવળ બન્ને આંખમાંથી દડદડ આંસુની ધારાઓ ચાલી જતી હતી.

મહેન્દ્રઃ " જલદીથી મ્હોં પહોળું કર. હું ધીમે ધીમે, ચમચે ચમચે ત્હારા મ્હોંમાં ઔષધ મુકીશ. એ બીજું કાંઇજ નથી પણ એક તરતના જન્મેલા હરણના બચ્ચાનું કોમળ ઘી જેવું માંસ છે."

બ્રાહ્મણે આ વખતે આંખમાંથી નીકળતા અશ્રુ સાથે બોલવાનો આરંભ કર્યોઃ " મહેન્દ્રલાલ ! મ્હારા હાથ પગ બાંધેલા છે. તેથી હું આપને હાથ જોડી કહી શકતો નથી, આપનાં ચરણ પકડવાની મ્હારામાં શક્તિ નથી, હું બોલું પણ શું ? હું એક ગરીબ બ્રાહ્મણ છું, મ્હને ક્ષમા કરો. ફક્ત એજ ભિક્ષા માગું છું કેઃ મ્હારા હજારો અપરાધ થયા હોય તો પણ તે ક્ષમા કરો."

આટલું બોલતાં બોલતાં ગરીબ, નિઃસહાય, બ્રાહ્મણ એક ન્હાના બાળકની પેઠે રડી પડયો.

મહેન્દ્રઃ ( ક્રોધે ભરાઇ ) " અહિં ત્હારૂં ગાંડપણ ચાલવાનું નથી. હું ડૉક્ટર છું. ત્હારો રોગ જાણી દવા કરવા માટે મ્હને નિમ્યો છે. હું વખત નષ્ટ કરવા ઇચ્છતો નથી. તને મ્હારા વખતની કિંમત શી ? મ્હારૂં બીલ અડધા કલાકનું બત્રિશ રૂપિયા છે. જલ્દી મ્હોં ઉઘાડ !"

નગેન્દ્રઃ " મહેન્દ્રલાલ ! ગાંડાની સાથે વધારે વાર બકવાદ કરી આપનો સમય વૃથા ગુમાવશો નહિ. ગાંડાને વધારે બોલાવવાથી તે ગમે તેવો લવારો

કરશે. ગાંડા તો કદી હસે અને કદી રડે પણ ખરો! ગાંડાની લીલા સમજવી મહામુશ્કેલ છે."

સીતાદેવીઃ "પતિનું રૂદન મ્હારાથી સહન થઇ શકતું નથી. નગેન્દ્રલાલ! એમને એક વાર હસવાનું કહો—ફક્ત મ્હારે ખાતર હસવાનું કહો."

નગેન્દ્રઃ "હે બ્રહ્મદેવ! સીતાદેવી, આપની પરમ પતિવ્રતા સાધ્વી સહધર્મિણી આપને વિનંતિ કરે છે કેઃ આપ એક વાર હસો. એક વાર પુષ્કળ હસો."

મહેન્દ્રના ઇસારા પ્રમાણે કૃષ્ણદાસે પહેલાંથીજ તૈયાર કરી રાખેલું લાલ ઔષધ લઇ આવી ઉભો રહ્યો. સીતાદેવી, મહેન્દ્ર, અને નગેન્દ્રે એ ઔષધનું પુનઃ પુનઃ સેવન કર્યું.

મહેન્દ્રલાલે ગુસ્સામાં આવી કહ્યુંઃ "રે ગાંડા! હવે વિલંબ સહન થતો નથી. હા કહે છે કે ના? જલ્દી ઉત્તર આપ?"

નગેન્દ્રઃ "પતિરાજ! હા કે ના ઝટ બોલો!"

સીતાદેવીઃ "સ્વામિન્! હા કે નાનો જલદી પ્રત્યુત્તર આપો!"

કૃષ્ણદાસઃ "પ્રાણપ્રભુ! હા કે ના ઝટ કહી દોને?"

આ બધું જોઇ સાંભળી બ્રાહ્મણનાં ચક્ષુ સ્થિર થઇ ગયાં.

બધા એકે સામટાં કહેવા લાગ્યાંઃ "હા કે ના ઝટ બોલો!"

બ્રાહ્મણ મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ "હો વિપદ્ભંજન! મધુસૂદન! મ્હારા ભાગ્યમાં શું આવુંજ લખ્યું છે? ઓ ભગવન! રક્ષણ કર! આ ત્હારા ગરીબ અનાથ બ્રાહ્મણનું સર્વ નષ્ટ થવા બેઠું છે. (સઉ સાંભળતાં) મહેન્દ્રલાલ, નગેન્દ્રલાલ, કૃષ્ણદાસ, આ હતભાગી જીવને આટલું કષ્ટ દેવામાં આપને શો લાભ છે? જો હું આપના સુખમાં કંટકરૂપ થતો હોઉં તો હું નમ્રભાવે વિનંતિ કરું છું કેઃ મ્હારાપર માત્ર ઉપકાર કરવાને ખાતર હવે મ્હારો ઝટ વધ કરો. વધારે પીડા ન આપો, અસ્પર્શીય સામગ્રી બ્રાહ્મણને ન ખવડાવો, ન પિવડાવો."

મહેન્દ્રઃ (કંપિત શરીરે) "એઇ જંગલી! શું કહે છે? દુષ્ટ! ગાંડા! તું ઔષધ નહિ લે કેમ? ત્હારા મોંમાં આ છરો ઘાલી એક નળી મુકીશ અને હમણાંજ ત્હને ઔષધ ખવડાવીશ. ત્યારેજ તું સમજશે."

નગેન્દ્રઃ " રે પાપિષ્ટ ! ગાંડા પતિ ! જો તું ઔષધ નહિ ખાય તો આ પિસ્તોલ વડે ત્હારી જીભને ગોળી બહાર કરીશ. "

મહેન્દ્રઃ "હજી પણ ત્હારી દયા આવવાથી કહું છું કે મોઢું પહોળું કર."

બ્રાહ્મણઃ ( ગળગળા સ્વરે ) " અગર તો મ્હને ક્ષમા કરો અથવા મ્હારો વધ કરો. "

મહેન્દ્રઃ (ધીમે ધીમે) " હું રોગની દવા કરવા આવ્યો છું. ત્હને બચાવવા આવ્યો છું, કાંઇ તને મારી નાંખવા આવ્યો નથી. જો તું મ્હારા કહ્યા પ્રમાણે ઔષધ ખાઇ જશે તો હમણાંજ ત્હારૂં રક્ષણ કરીશ. "

બ્રાહ્મણઃ " ડાક્ટર સાહેબ ! જરા તો દયાળુ બનો ! ગરીબ બ્રાહ્મણને ધર્મભ્રષ્ટ કરવાથી આપને શું મળવાનું હતું ? "

મહેન્દ્રઃ (હસીને) " હું ડૉક્ટર છું. ચાર વર્ષ સુધી માણસનાં મડદાં કાપીને તેના દરેક ભાગો બારીકાઇથી મ્હેં કોલેજમાં તપાસ્યા છે, એટલે તે બાબત હું સારી રીતે ટેવાઇ ગયો છું. મ્હને દયા, લજ્જા, તિરસ્કાર, સુગ, ચિતરી વગેરે કાંઇજ નથી. હવે ત્હને જે કાંઇ કહેવું છે તે એજ કે તું ઝટ મ્હોઢું પહોળું કર. તું હમણા ને હમણાં મ્હોં ઉઘાડ. ત્હારા મ્હોંમાં હું ઔષધ રેડ્યા વગર રહીશ નહિ. "

બ્રાહ્મણ ચુપ રહ્યો. બન્ને આંખમાંથી જળધારા ચાલવા લાગી. હૃદય ધડકવા લાગ્યું.

મહેન્દ્રઃ (ક્રોધમાં) " કોણ છે રે ? જલદીથી લોઢાની આંકણી લાવી આ ગદ્ધાનું મ્હોં પહોળું કરો. " તુરતજ પેલા ચાર માણસો ઉઠી, લોઢાની આંકણી લઇ બ્રાહ્મણનું મ્હોં પહોળું કરવા લાગ્યા. બ્રાહ્મણ બહુજ કરગરવા લાગ્યોઃ " ત્રાહિમાં પુંડરિકાક્ષ ! મહેન્દ્રલાલ ! મ્હારા પ્રાણ જાય તો ભલે જાય પણ હું કદાપી મ્હોઢું પહોળું કરીશ નહિ. હું બન્ને દાંત જોરથી પીસી રાખીશ. જોઉં છું કેઃ મ્હારા શરીરમાંથી પ્રાણ જતાં પહેલાં કોણ મ્હને એ ઔષધ પાઇ શકે છે ? " ચાર માણસમાંના એકે લોઢાની આંકણી લઇ બ્રાહ્મણને મુખે અડકાડી. એક જણ તેનું જોરથી ગળું દબાવા લાગ્યો. ત્રીજો માણસ એના પગમાં ચુંટીયો ભરવા લાગ્યો. ચોથા માણસે એની મુછ જો-

રથી તાણવા માંડી અને સ્વયં મહેન્દ્ર એક ચમચો ભરી ઔષધ લઇ બ્રાહ્મણનું મુખ ઉઘડવાની રાહ જોતો ઉભો.

બ્રાહ્મણ પૂર્વવત્ સ્થિર થઇને બેસી રહ્યો. એનાં રાતાં ચક્ષુઓ ઉંચાં ચઢી જવા લાગ્યાં. પેટ ઉંચુ નીચું થયા કરે છે. નાકમાંથી જોસબંધ શ્વાસ ચાલ્યો જાય છે.

સીતાદેવીઃ " મહેન્દ્રલાલ ! સાચવીને ઔષધ ખવાડજો. મ્હારા પતિના શરીરને કોઇ પણ રીતે કિંચિત માત્ર આઘાત ન થાય, કારણ કેઃ પતિનું દુઃખ તેજ સ્ત્રીનું દુઃખ. પતિવ્રતા સ્ત્રીઓએ પોતાની પ્રત્યેક વાતમાં સાવચેત રહેવું જોઇએ. "

મહેન્દ્રઃ " અયિ સુચારૂ હાસિનિ ! એ વાત મ્હને કહેવી પડે તેમ નથી. " જોત જોતામાં બ્રાહ્મણના દાંત ભાંગી અંદરથી લોહીની ધારા વહેવા લાગી. લોઢાની આંકણી ઘોચવાથી મુખ, ગાલ, ઓઠ, બધેજ લોહી લુહાણ થઇ ગયું, અને છેવટે મુખ પહોળું થઇ ગયું. ડૉકટર મહેન્દ્રે ગટ લઇને એક ચમચો બ્રાન્ડી બ્રાહ્મણના મુખમાં રેડી, પણ ઔષધ પેટમાં નહિ જતાં એકદમ બહાર નીકળી પડયું. ઔષધ સાથે લોહીની ઉલટી થઇ.

બ્રાહ્મણ મૂર્ચ્છા ખાઇ પડયો.

મહેન્દ્રઃ " ગાંડો બ્રાહ્મણ મૃત્યુનો ઢોંગ કરે છે. ઠીક, કર બચ્ચા, પણ યાદ રાખજે કેઃ આ મહેન્દ્રલાલ ફર્સ્ટ કલાસમાં ફર્સ્ટ નંબરે પાસ થયેલો ડૉકટર છે. જો એ ડાકટરી વિદ્યામાં પારંગત હશે તો જરૂર ત્હને ઔષધ ખવડાવ્યા સિવાય રહેનાર નથી. છેવટે મુખ વાટે નહિ તો પિચકારીથી પણ ત્હારા શરીરમાં ઔષધને પ્રવેશ કરાવીશ. મહેન્દ્રલાલની એજ પ્રતિજ્ઞા છે. "

તુરતજ સીતાદેવી નગેન્દ્રનો હાથ ઝાલી ઝટપટ બ્રાહ્મણની પાસે ગઇ. આ વખતે સીતાદેવીએ નગેન્દ્રના કાનમાં કાંઇ ગુપ્ત વાત કરી. મહેન્દ્રલાલ સાથે નગેન્દ્રે પણ કાંઇ મસલત કરી.

પેલા ચાર કૃષ્ણવર્ણા-કાળમુખા માણસો રોકડા ચલણી સાઠ રૂપિયા લઇ વિદાય થયા.

મહેન્દ્રે બ્રાહ્મણની નાડ તપાસી કહ્યું: " મૃત્યુ થયું હોય એમ તો જણાતું નથી, પણ બેભાન થયો લાગે છે. "

નગેન્દ્ર: “ ના, મૃત્યુજ થયું છે. ”

સીતાદેવી: “ મ્હારાથી હવે આ દુઃખ જોઇ શકાતું નથી. ડૉક્ટર સાહેબ ! જલ્દી કહો કે પતિનું મૃત્યુ થયું છે કે નહિ ? જો ખરેખર પતિ મરણુજ પામ્યા હોય તો મ્હારાથી જરા પણ ગુપ્ત રાખશો નહિ. તુરત સત્ય વાત કહી દો. કારણ કે આજ પળે હું શોકનાં કાળાં વસ્ત્રો ધારણ કરી, પતિના મૃત્યુ સંબંધી શોકપૂર્ણ કવિતા લખવા બેસું ! કવિતા રચવા માટે આ બહુ ઉત્તમ સમય છે ! ”

## પ્રકરણ ૭ મું.

### સંગતિ દોષ !

બસ ! બહુ થયું ! હવે રજા લઇશું. આવા નરકમાં ઉભા રહેવાની હવે શક્તિ નથી. આ નરક અનન્ત, દિશા શૂન્ય છે. સીમા શૂન્ય છે. ગ્રંથકાર પણ તેની દુર્ગંધથી દિશાઓ ભૂલી ગયો છે. પ્રિય વાંચક ! એવા પિશાચ સાથે ક્યાં સુધી ઉભાં રહી શકાય ?

સર્વ મળી એક વાર નર્મદા સ્નાન કરી આવી કહો કે:—

“ अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपिवा ।
यः स्मरेत पुंडरीकाक्षं सबाह्याभ्यंन्तरः शुचिः ॥ ”

અને હાથ જોડી ભગવાનની પ્રાર્થના કરો કે: “ હિંદુસમાજ એ ચિરકાળ હિંદુસમાજજ રહે. અનાર્ય નીતિ–પ્રવાહ–પાછો ફરી જાય. ત્હેની સાથે અધમ પાત્રોના અધમ ગ્રંથનો પણ લોપ થઇ જાય. વિષયો અનંત છે. વ્યાપાર પણ અસીમ છે. ખડી, કાદવ, રંગ, કશાનો અભાવ નથી, પણ નવી પ્રતિમા રચવાથી લાભ શો ? જેટલી જરૂર તેટલું મળ્યું છે. વૃથા બાહ્યાડંબરની જરૂર શી ? આપણું જુનું પુરાણું પણ અતુપયોગી દૂર કરી વૃથા નવા ફંદમાં ફસાઇ નાચવાથી શો લાભ ? સંગતિદોષમાં પડી પરિણામે નષ્ટ ભ્રષ્ટ થવામાં ફાયદો શો ? સંગતિ–દોષેજ હિંદુઓમાં “ સુધારાવાળા ” ઉપજાવ્યા છે ! સંગતિ દોષેજ તેઓ ધર્મ, કર્મ, નીતિ, રીતિથી ભ્રષ્ટ થયા છે !

એ બધો યુગ–ધર્મનો પ્રભાવ છે. શોક વૃથા છે. જેનાં પૂર્વ–કર્મો સારાં છે, તેઓજ કાળની અવગણના કરી, સત્ય માર્ગપર ચઢી શકશે. કળિના કાળચક્રમાં મનુષ્ય માત્ર ન્યૂનાધિક પીડા પામશેજ. કળિયુગના લંકા કાંડમાં રાવણ મરાયો નહિ પણ રામચંદ્રજીની હાર થઈ તેજ પાછા પડ્યા. રામ તેજ-હીન નીચે માથે ! રાવણ બાર સૂર્યના જેવો દેદિપ્યમાન, પાષાણ હૃદયી હતો ! ગૃહલક્ષ્મી સીતા બહિષ્કૃત થઇ ! શૂન્ય સિંહાસન ઉપર અલક્ષ્મી, અસતિ આદર પામી ! ગંગાજળનો તિરસ્કાર થયો ! કુવાનાં જળનું માન વધ્યું ! જ્ઞાન, પાંડિત્ય, વિદ્યા દૂર થઇ. વિલાસિતા, બાહ્યાડંબર, ફેશન અને મૂર્ખતાનું રાજ્ય થઇ રહ્યું ! ધર્મશાસ્ત્રો પગ તળે કચડાવા લાગ્યાં ! અશાસ્ત્રથી મસ્તકને શોભા આપવા લાગ્યા ! નીતિ ભરેલી સ્વતંત્રતા વખોડાઇ, અનીતિ ભરેલી સ્વચ્છંદતા વખણાવા લાગી ! પુરૂષોને અન્ય સ્ત્રી સંગ અને સ્ત્રીઓને અન્ય પુરૂષ સંગ વધારે પ્રિય ગણાવા લાગ્યો ! ગમે તે પુરૂષ, ગમે તે સ્ત્રીના હાથમાં હાથ ભેરવી શકે, તેના કાનમાં મ્હોં ઘાલી શકે, તેની સાથે એકાંતમાં વાતોચિતો કરી શકે અને સ્હેલસપાટા કરી શકે ! ગમે તે ખાઇ પી શકે. બધામાં સ્વતંત્રતાજ સ્વતંત્રતા ! સ્વતંત્રતાના હિમાયતીઓએ એનેજ ઉચ્ચ કેળવણી ગણી ! લજ્જા, વિનય અને મર્યાદાને બળાત્કારે દેશપાર કરવાના પ્રયત્નો થવા લાગ્યા !

એ બધાંપર વિચાર કરતાં અંતરમાં અંધારૂં જણાય છે. ભવિષ્ય પર વિચાર કરવાવાળા દેશના ડાહ્યા પુરૂષો આવાં ચિત્રો જોઈ આંખમાંથી આંસુ ખેરવે છે ! હૃદયવાળા મનુષ્યોનું હૃદય ચિરાઈ જાય છે !

---

# પ્રકરણ ૮ મું.

## બે સન્યાસી !

ઉત્તરકાંડની વાતો બહુજ મનોહર છે. આ કાન્ડ લખવામાં ન આવે તો તૃપ્તિ વળે નહિ. નહિ વાંચવાથી વાંચકને પણ શાંતિ વળે એમ નથી. અમારા સમ ! જુઠું નથી !

આ બનાવ પછી દશ વર્ષે એક આશ્રમમાં બે સન્યાસી બેઠા બેઠા કાંઈ

વાર્ત્તાલાપ કરતા હતા. પ્રયાગ તીર્થની સામી બાજુએ એક ઝુંપડી જણાતી હતી. તે જગ્યાએ ગંગા યમુનાનો સંગમ થાય છે. ત્યાંથી તટ-પ્રદેશ જરા ઉંચાણુ પડતો હતો.

તપોવનનો વિસ્તાર સપાટ, ચારે બાજુએથી પવિત્રતાનું વાતાવરણ, વસતી બિલકુલ નહતી. ફાલ્ગુન માસ હતો. સુમિષ્ટ સુશીતળ વાયુ વહન કરી રહ્યો છે. વખત પ્રાતઃકાળનો છે. પ્રથમ સન્યાસી, બીજા સન્યાસીને કહેવા લાગ્યો કે: "શાસ્ત્રીજી ! મ્હને તો આશાજ નહોતી કે આ જીવનમાં આપનો સાક્ષાત્કાર કરી શકીશ ! (હસીને) એ પણ એક દિવસ હતો અને આ પણ એક દિવસ છે ! (હસીને) એ તો આજકાલ કરતાં ચૌદ વર્ષની વાત છે."

બીજો સન્યાસી: "મહારાજ ! આપને—"

બીજા સન્યાસીની વાત શરૂ થતાં તો પ્રથમ સન્યાસી હો-હા-કરી હસી ઉઠ્યો. અને કહેવા લાગ્યો: "શાસ્ત્રીજી ! હું આજે પણ હજી તમને પૂર્વાશ્રમનો મહારાજા જણાઉં છું ? તમારા મહારાજાને રાજ્ય નથી, હાથી નથી, ઘોડા નથી, નોકર ચાકર નથી, દરબારી હજુરીયા નથી. કેવળ એક વાઘચર્મ, ભસ્મ, ચીપીઓ અને કમંડલ છે."

બીજો સન્યાસી: (હસીને) "એટલું પણ છે ખરૂં ને ? અંકુર હોય તો કોઇ દિવસ પણ મહાન વૃક્ષ થવાનો સંભવ છે."

પ્રથમ સન્યાસી: "શાસ્ત્રીજી ! મશ્કરી કરો છો કે ?"

બન્ને સન્યાસી હસવા લાગ્યા.

વાંચક ! આ બે સન્યાસી તે બીજા કોઇજ નહિ પણ તેમાંના એક બ્રાહ્મણ ચંદ્રશંકરના પરમ હિતસ્વી......દેશના...મહારાજા સાહેબ અને બીજો સન્યાસી તે આપણો બ્રાહ્મણ ચંદ્રશંકર. રામચંદ્ર ડેપ્યુટીનો જામાત્ર અને મહાસતી ( ! ) પતિવ્રતા સીતાનો પતિ !

બ્રાહ્મણ: "હું આપને મહારાજા કહું તેથી આપે લજ્જા, કષ્ટ કે શોક પામવાનું કાંઈ કારણ નથી. આપને જેવી રીતે પ્રથમ બોલાવવાની ટેવ પડી ગઇ છે તેવી રીતેજ બોલી જવાય છે. આ ટેવને લીધે હું આપને મહારાજા કહીનેજ બોલાવીશ."

રાજાએ હસીને કહ્યું: " શાસ્ત્રીજી ! ભલે તેમ કહો."

બ્રાહ્મણ: " મહારાજ ! આપને આ રસ્તો કોણે બતાવ્યો ? "

રાજા: " શાસ્ત્રીજી ! એ વાત ઘણીજ લાંબી છે, પણ મ્હારા પ્રથમ માર્ગદર્શક તરીકે તો આપજ છો. તે પછી તો હું સમસ્ત ભારતવર્ષમાં ભ્રમણ કરવા નીકળ્યો. મ્હારા મનને શાંતિ આપી મ્હને કલ્યાણમાર્ગ બતાવે એવા ગુરૂને શોધવા લાગ્યો. સુભાગ્યે ગુરૂ પણ મળી ગયા. તેમના ઉપદેશથી રાજ્યાદિ સર્વ માયાનો ત્યાગ કર્યો. ( હસીને ) હતું શું કે છોડ્યું ? મ્હારા ગુરૂદેવે સાધના માટે મ્હને આ સ્થળ બતાવ્યું છે. પ્રતિ ત્રણ વર્ષને અંતરે તેઓ અહિં આવી મ્હને દર્શનનો લાભ આપે છે. શાસ્ત્રીજી ! મ્હારા અંતરમાં દિવસે દિવસે નવું ઓજસ્ આવતું જાય છે, દિવસે દિવસે કોઈ નૂતનશક્તિ આવતી જણાય છે. તે વખતે નરકમાં બુડતો હતો પણ હવે સ્વર્ગનો રસ્તો હાથ આવ્યો છે. એ વાત આટલેથીજ બંધ કરૂં છું. આપની કર્મકથા તો કહો ? "

બ્રાહ્મણ ઉચ્ચ સ્વરે હાસ્ય કરતો કહેવા લાગ્યો: " મહારાજ ! એ વાત સાંભળવી ઠીક નથી. હું વેષ પરથી સન્યાસી જેવો દેખાઉં છું પણ અંદરખાનેથી હજી પણ સંસારી છું. હજી પણ મન એ દિશા તરફ દોડે છે. એ વાત સંભારી આંખમાં આંસુ આવે છે. સમજાતું નથી કે: આ દેહને હજી કેવા ભોગો ભોગવવાના છે ? હજી પણ એ કૌતક, એ ઉત્સુકતા જતાં નથી. "

રાજા: " મ્હેં આપની થોડી ઘણી વાત સાંભળી છે. કૈલાસચંદ્રના બે ત્રણ પત્રો પણ મ્હને મળ્યા હતા, પણ એ વાત બન્યા પછી લગભગ છ મહિના જેટલા અંતરે મ્હને એ પત્રો મળ્યા. તે પછી આપની તપાસ કરતાં ખબર પડી કે: આપ ગાંડા બની જઈ ઉન્માદ અવસ્થામાં કોણ જાણે ક્યાંયે ચાલ્યા ગયા છો, તે બાબત કોઈની પણ જાણમાં નથી. મૂળ વાત આટલીજ મ્હારા જાણવામાં આવી છે એ પછી શું બન્યું તે કહો. ક્યા પ્રકારે આપનું રક્ષણ થયું તે પણ કહો. "

બ્રાહ્મણ: " મહારાજ ! વિધાતાના લેખને ફેરવવા કોઇ સમર્થ નથી. અદષ્ટમાં જે કાંઇ થવું લખાયું હતું તે થયું. જે હજી બનવાનું હશે તે બનશે. એ માટે હર્ષ કેવો અને શોક કેવો ? સાંભળો: " હું મૃત પ્રાય થઇ મૂર્છા

ખાઇ જમીનપર પડયો. બહુ ક્ષણ પછી મૂર્છા વળી ત્યારે મ્હને સમજાયું કેઃ કોઇએ સ્નાન કરાવ્યું છે, માથામાં બરફ લીપી દીધો છે. હું એવી મૂર્છાવસ્થામાંજ પાછો પડી રહ્યો. કાંઇ બોલી શકયો નહિ. રાતના બારેક વાગે તેઓ મ્હને એવી અવસ્થામાં મુકી ચાલી ગયા. ”

રાજાઃ “ અરર ! બહુજ હૃદય ભેદક વાત. ”

બ્રાહ્મણઃ “ ત્યાર પછી પેલો ગુપ્ત વેષધારી માણસ ગંગાજળ લઇને આવી પહોંચ્યો. શરીરમાં આ વખતે હલન ચલન કરવાની પણ શક્તિ રહી નહોતી છતાં પણ બહુ કષ્ટે ઉઠયો અને બારી આગળ જઈ આવેલા ગુપ્ત હિતસ્વી પુરૂષને કહ્યું કેઃ જો મ્હારો આપ કોઇ પણ રીતે ઉદ્ધાર કરી શકો એમ હોય તો હમણાંજ કહો. નહિ તો આ જગ્યાએ થોડી ક્ષણ વધારે રહેવાથી મરણ થવાનો સંભવ છે. ”

ગુપ્ત વસ્ત્રો ધારણ કરેલા માણસે કહ્યું: “ મ્હેં હમણાં બધુંજ જોયું છે, સાથે માણસ લાવ્યો છું. હમણાં આપનો ઉદ્ધાર કરીશ. ” આવી ગંભીર રાત્રે બહુજ સાવધાન થઇને કુશળતાથી એણે મ્હને બહાર કાઢયો. ઘોડા ગાડી પણ તૈયારજ હતી તેમાં બેસાડી મ્હને નદી તટે લઇ ગયા. અહિંથી નાસી છુટવાનો કોઇ રસ્તો નહિ જણાવાથી તેમજ એક પણ રેલ ગાડી કોઈ પણ બાજુએ નહિ જતી હોવાથી નદી તટે એક નાવડું ઉભું હતું તેમાં બેસી ગમે તે ગામે ચાલ્યા જવાનો ઠરાવ કર્યો. છેવટે હોડીમાંથી એક ગામમાં પગે ચાલી રઝળતો રવડતો ધોળકે આવી પહોંચ્યો. અહિ ચારેક માસ રહી શારીરિક તંદુરસ્તી માટે દવા કરી. શરીરમાં પાછો બળનો સંચય થયો, પણ ઘોડાગાડીમાંથી નીચે ઉત્તર્યા પછી તે ગુપ્ત માણસ ક્યાં ગયો તે હું જોઇ શકયો નહિ. ”

રાજાઃ “ બહુજ આશ્ચર્યની વાત ! ”

બ્રાહ્મણઃ ( હસીને ) “ આટલું છતાં પણ મ્હને શાંત બેસવાનો સમય મળ્યો નહિ. મ્હારા સસરાએ એક ગુજરાતી પત્રમાં નીચે પ્રમાણે લાંબો લેખ લખ્યો, તે મ્હારા વાંચવામાં આવ્યો. લેખમાં લખ્યું હતું કેઃ “ મ્હારા જમાઇરાજ શ્રીયુત ચંદ્રશંકર ભાગવત ભૂષણ ગાંડા થઇ મ્હારા ઘરમાંથી

કાંઇ ચાલ્યા ગયા છે. એ ક્યાં છે ? તેની જે કોઇ ચોક્કસ ખબર આપશે તેને હું એક હજાર રૂપિયા બક્ષીસ આપીશ.” દેશેદેશ, દરેક જીલ્લા ને ગામ-ડામાં પોલિસને થાણે અને ચૌટે ચકલે એવા પ્રકારની જાહેર ખબરો ચોંઢા-ચલી મ્હેં જોઈ. હું વિચાર કરવા લાગ્યો કે: હજી પણ પૂર્વ જન્મના ભોગ બાકી રહ્યા લાગે છે. હજી અદૃષ્ટમાં કાંઇ ભોગવવાનું બાકી છે ખરૂં. પેલા મ્હારા ગુપ્ત હિતસ્વી પુરૂષના આદેશથી મ્હેં ધોળકા છોડ્યું, સન્યાસીનો વેષ ધારણ કર્યો અને દેશેદેશ પર્યટણ કરવા માંડ્યું. ઘણાં તિર્થો જોયાં, હજા-રો નદીઓ, પર્વતો અને સરોવરો જોયાં. ઘણા વન, ગિરિ અને ગુફાઓ જોઇ. ઘણા ઘણા સાધુ, યોગી, મુનિ અને ઋષિઓ જોઇ ભક્તિપૂર્વક તેમના ચરણ કમળની પૂજા કરી; મ્હારા તે પરમ ગુપ્ત હિતસ્વીના આદેશાનુસાર છ માસને અંતરે એક વાર મ્હારે તેને મ્હારા કુશળ સમાચાર લખવા પડતા. એ કારણથી વર્ષમાં બે વાર હું અરણ્યમાંથી વસતીમાં આવતો, અને મ્હારા પત્રનો પ્રત્યુત્તર મળ્યા પછી પાછો ગાઢ અરણ્યમાં, કે પછી કોઈ ગિરિ ગુફામાં જઈ એકલો નિશ્ચલ ભાવે બેસી, “શ્રી કૃષ્ણ, શ્રી કૃષ્ણ, શ્રી કૃષ્ણ.” એ નામનો જાપ જપ્યા કરતો. પ્રભુના એવા અમૃતમય નામથી મ્હને ક્ષુધા તૃષા બહુ લાગતી નહોતી તેમ શ્રમ પણ જણાતો નહોતો. કોઇ કોઈ વખતે તો એવું થઇ આવતું કે: “ હવે વસ્તીમાં પાછું જવુંજ નહિ. અરણ્યમાંના પહાડપર સૌથી ઉચ્ચ શૃંગપર જઇ બેસી ઇશ્વરની આરાધના કરવામાં દેહ ત્યાગ કરવો.”

રાજા: “ તેમ કર્યું હોત તો ઘણુંજ સારૂં હતું. ”

બ્રાહ્મણ: (હસીને) “મહારાજ ! ભુલાવામાં કેમ પડો છો ? કર્મ સૂત્ર જ્યાં આપણને તાણવા માંડે છે ત્યાં કોણ અટકાવવા સમર્થ છે ? એનો પ્રતિ-રોધ કરવા માટે યોગ્ય યત્ન કરવો જરૂરનું છે. સારી ચિકિત્સાથી થોડું ઘણું સારૂં ફળ મળે ખરૂં, પણ સૂત્રના ખેંચાણથી આકર્ષિત થતાં, સંસારમાં એવું કોણ છે કે જે તેનાથી રક્ષણ કરવા સમર્થ બને ? ”

રાજા: “ ઉત્તમ વાત કહી. ”

બ્રાહ્મણ: “ મહારાજ ! જુઓ, હવે જન–સમાજમાં વસવાટ કરવાની મ્હને જરાએ ઇચ્છા નથી; પિતા–માતા નથી. વધારે શું કહું ? સમગ્ર સંસા-

રમાં મ્હારૂં કોઇયે નથી, તો પણ છ છ માસને અંતરે આવી દર એક માસ જેટલો કાળ જન-સમાજમાં નિવાસ કરવો પડે છે. મહારાજ ! એ કષ્ટ કાંઇ ઓછું છે ?

રાજા: " સંસારમાં જો આપનું કોઇ પણ ન હોય તો પછી જન-સમાજમાં જવાનું કોને માટે થાય છે ? "

બ્રાહ્મણ: " કેવળ પેલા ગુપ્ત વેષધારી પુરૂષને માટેજ. મહાન કષ્ટોમાં તેજ મ્હારો એક માત્ર રક્ષક હતો, વળી એની મ્હારાપર અનિર્વચનીય ભક્તિ છે. મ્હારે માટે એ પ્રાણ આપતાં પણ અટકે એમ નથી. મહારાજ ! છ માસને અંતરે પત્ર લખવો એવી અમારે સરત હતી પણ જો તેમાં દશ કે પંદર દિવસ કાંઇ વખત વધારે થતા તો તે માણુસને દુઃખ સાથે ક્રોધ થતો, અને પ્રત્યુત્તરમાં વિલંબ માટે તે કેટલુંયે દુઃખ પ્રકટ કરતો. "

રાજા: " એ ગુપ્ત વેષધારી માણુસ તે કોણ છે ? "

બ્રાહ્મણ: ( હસીને ) " તે વખતે હું એ માણુસને જાણતો નહોતો તેમ જાણવા પ્રયત્ન પણ કર્યો ન હતો, પણ જ્યારે હમણા જાણ્યું ત્યારે કેટલું હસવુંયે આવ્યું અને કેટલું રડવુંયે આવ્યું ! "

રાજા: " હું એ સાધુ પુરૂષને ઓળખતો નથી ? "

બ્રાહ્મણ હસવા લાગ્યો. થોડી વાર રહીને કહ્યું: " મહારાજ ! આપ નથી કેમ જાણતા ? એ તો પેલો આપણો કૈલાસચંદ્ર ! રેલ્વે ગાડીમાંથી જતો રહેલો તેજ ગુપ્ત વેષધારી, મ્હારો રક્ષક કૈલાસચંદ્ર. "

રાજા: " ( વિસ્મય પામી ) બોલો છો શું ? કેમ ? કૈલાસે એવો ગુપ્ત વેષ ધારણ કર્યો ? "

બ્રાહ્મણ: " છેવટના પત્રમાં કૈલાસે સ્પષ્ટ રીતે બધી વાત લખી છે. હાલમાં કૈલાસચંદ્ર અંતિમ શૈયાપર છે. એના લખાણપરથી સ્પષ્ટ સમજાય છે કે: એ હવે ઝાઝો સમય આ ક્ષણભંગુર સંસાર જોવા રહેશે નહિ. આ ભવના ભોગ જલ્દીથી પૂરા થવાથી એનું અવસાન થશે. પોતાનો અંતિમકાળ જણાવાથી એ મ્હને મળવા ઇચ્છે છે. ચૌદ વર્ષ થયાં કૈલાસને નહિ જોવાથી મ્હારૂં મન પણ એને જોવા વ્યગ્ર થયું છે. આવતી કાલે અમદાવાદ જઇશ."

રાજાઃ “ આપને પકડવા સારૂ આપના સસરાએ નોટીસો બહાર કાઢી છે ત્હેનું શું થશે? અમદાવાદ જવાથી તો આપ પાછા કોઈ મ્હોટી આપત્તિમાં આવી પડો એવો સંભવ છે.”

બ્રાહ્મણઃ ( હસતો હસતો ) “ મહારાજ ! કાળ કોઈને હાથ આપતો નથી. કાળની અવસ્થા પરિવર્તનશીલ છે. બધા દિવસો કોઈના સમાન જતા નથી. વિલાસ અને પરદેશી ફેશનથી શણગારેલું એ સ્વર્ગરાજ્ય હવે નરકથી પણ વધારે ખરાબ થઈ ગયું છે! મ્હારા ગુમ થવાને બીજેજ વરસે સસરાનું મૃત્યુ થયું છે. એજ વર્ષમાં છ મહિનાને અંતરે સાસુ પણ પરલોકગમન કરી ગયાં છે. તેમ થવાથી પેલી દુષ્ટા, દુરાચરણી, કુલ્ટાના રસ્તામાંથી કંટક દૂર થયા અને સંપૂર્ણ સ્વતંત્ર થઈ દીનપર દીન વિલાસ વૈભવ વધારતી ગઈ! ત્હેના પિતાએ વૈભવ, વિલાસ અને પાશ્ચાત્ય રીતરિવાજોનું આંધળું અનુકરણ કરી પુષ્કળ પૈસો ગુમાવ્યો છે! રમણચંદ્ર સમજણો થયા ત્યારથી એવો ખોટો ખરચ એને મન અસહ્ય થઈ પડયો. તેથી બંધુ સાથે ભગિનીને સદ્‌ભાવ રહ્યો નહિ. તેથી એ પિશાચિણીએ અરાડ હજાર રુપિયા રોકડા લઈ બધા પરથી પોતાનો હક્ક ઉઠાવ્યો અને પિતાના ઘરનો સદાને માટે ત્યાગ કર્યો! રમણ હજી સંસારના અનુભવમાં બાળક હતો છતાં બુદ્ધિમાન હતો. પોતાની એવી સ્થિતિ જોઈ અમદાવાદથી ઘર ઉઠાવી અમદાવાદથી થોડે દૂર આવેલી પોતાની જન્મભૂમિમાં જઈ રહેવા લાગ્યો. તેણે ઘણો ખરચ ઓછો કરી નાંખ્યો. આડંબર કાઢી નાંખ્યો. પરદેશી ફેશનને લાત મારી! તેની કુપથગામિની ભગિનીએ એક ભાડાનું મકાન રાખ્યું. તેની પાસેના અરાડ હજાર રૂપિયાનું પાણી થતાં પૂરૂં એક વર્ષ પણ લાગ્યું નહિ! પૈસા ઘટયા. શરીર રોગગ્રસ્ત થયું. ઉમ્મર પણ વધી. એક આવે અને અનેક જાય! ખર્ચ બાદશાહ જેટલો! તેથી સહેજમાં તેનું સ્વર્ગરાજ્ય પડી ભાગ્યું. છેવટે એ અધમ સ્ત્રી, રસ્તાની ભિખારણ જેવી હાલતમાં આવી પડી છે! હવે પહેલાનું તે નંદનવન નથી. હવે પહેલાનું તે પારિજાતક પુષ્પ નથી. પહેલાંના બધા વિચારો હવે સ્વપ્નવત ઉડી ગયા છે! હવે તે તિરસ્કારજનક ભટકતી કૂતરી જેવી થઈ ગઈ છે! બોલો જોઈએ, હવે મ્હારે અમદાવાદ જવામાં શો ભય છે?”

રાજા: "અહાહા ! શાસ્ત્રીજી ! એ બધું કર્મફળ. એ કુપથગામિની સ્ત્રી સબંધી કાંઇ પણ વાત આપ સ્વસુરાલયે ગયા તે પહેલાં જાણતા નહોતા કે?"

બ્રાહ્મણ: "ના મહારાજ ! મ્હારા દાદા સસરા જ્યારે જીવતા હતા ત્યારે હું ઘણી વખત એમની પાસે જતો. કારણ કે એમનો મ્હારા પર અત્યંત પ્રેમ હતો. તે વખતે તો તે છેક બાળક અવસ્થામાં હતી. નવ દશ વર્ષથી મ્હોટી નહોતી. મ્હારા પિતાજી પરલોકગમન કરી ગયા, તે વખતે એ હિંદુજાતિને લજવે એવી દુષ્ટા સ્ત્રીની ઉમ્મર બાર કે તેર વર્ષની હશે. શિરપીડાનો ખોટો ઢોંગ કરી મ્હારા પિતાશ્રીની ઉત્તરક્રિયા વખતે પણ તે આવી નહિ ! મ્હેં પિતાજીની ઉત્તરક્રિયા કર્યા પછી ગયા, કાશી, પ્રયાગ, વૃંદાવન વગેરે સ્થળોએ તીર્થ પર્યટન કરવા માંડયું. વૃંદાવનમાં જે બનાવ બન્યો તે તો આપ જાણો છો. એ પછી ઘણા દિવસ હું રોગનો ભોગ થઇ પડયો અને શય્યાવશ રહ્યો. રોગથી ઘણોજ હેરાન થયો. તે વખતે મ્હેં સ્ત્રીને બોલાવવા પત્ર લખ્યો તેના ઉત્તરમાં સસરાજીએ લખ્યું કે: "અમદાવાદમાંજ એક ઘર લઇ તમને રાખવાની ઇચ્છા છે માટે અહિંજ પધારો." તે પત્ર પર વિશ્વાસ રાખી કાં તો ત્યાં રહેવું કે કાં તો પત્નીને તેડી લાવવી એ વિચારથી હું સાસરે ગયો. ત્યાં તો આ લીલા બની ! મહારાજ ! બોલો જોઇએ કે સ્ત્રી દુરાચરણી છે એવું હું કેવી રીતે અનુમાન બાંધી શકું ? હિન્દુ માતાપિતાના લાડમાં ઉછરતી કન્યા આવી કુલભ્રષ્ટા, દુષ્ટા, વ્યભિચારિણી છે એવી કલ્પના પણ હું કેમ કરી શકું ? મહારાજ ! બધુંજ અદ્‌ભૂત છે, બધુંજ વિચિત્ર છે. આપ જો એ બધી વાત સાંભળો અને તેપર સંપૂર્ણ વિશ્વાસ મુકો તો આપ કોઇ પણ નિશ્ચય પર આવી શકો નહિ. થઇ ગયેલી કથા કહેવાથી મશ્કરી કરવાની આપને ઇચ્છા થશે. કળિયુગના આરંભમાંજ જ્યારે આવી દશા છે ત્યારે નથી સમજાતું કે ભવિષ્યમાં શું થશે ?"

રાજા: "કહો તો ખરા કે બનાવ શો બન્યો ?"

બ્રાહ્મણ: "એ પાપ કહાણી કહેવામાં કાંઇ ફળ નથી. ફક્ત એટલુંજ યાદ રાખવું કે એ ઘટના અપૂર્વ, અકથિત અને અલૌકિક હોવા છતાં પણ આખા અમદાવાદ શહેરમાં, આવી વાતો જ્યાં જ્યાં પાશ્ચાત્ય સુધારો પૂર

બહારમાં દાખલ થયો છે ત્યાં ત્યાં નહિ હોય એવો સંભવજ નથી! કૈલાસચંદ્રે ગઇ કાલે પત્રમાં લખ્યું છે કે: "ગુરૂદેવ! હું હવે વધુ જીવી શકું એમ નથી. જીવવાની મ્હને જરાયે ઇચ્છા પણ નથી. કુલ-કલંકિની વ્યભિચારિણી સ્ત્રીઓ અને પિશાચ વૃત્તિવાળા પુરૂષોની સંખ્યા દિવસે દિવસે વધતી જતી જોઉં છું. દુ:ખ એજ થાય છે કે પાપને વધુ ને વધુ ઉત્તેજન મળે છે. સમાજ સભ્ય બનતી જાય છે, એમ કહી એવા કપટાચાર્યોને દિવસે દિવસે વધારે સન્માન મળે છે! એવી કોઇ સમાજ વેશ્યા વગરની હું જોતો નથી! જો કે વેશ્યાઓને માટે સરકારે ચોક્કસ જગ્યા નિર્માણ કરી ત્યાં જઇ રહેવાનું ફરમાન કાઢેલું છે તથાપિ પણ આવા સમયમાં કુળવતિ-સતી અને કલંકિની-વેશ્યા કોણ તે સમજવામાં આવતું નથી! પ્રભુ એવાને સદ્‌બુદ્ધિ આપી દેશને અધોગતિમાં જતો બચાવે એટલુંજ હું દીનભાવે માગું છું."

રાજા: "એ દુષ્ટા કલંકિની સંબંધી કાંઇ વાત કૈલાસચંદ્રે લખી છે કે?"

બ્રાહ્મણ: "આજથી પાંચમે મહિને કૈલાસચંદ્રે ત્હેની સમગ્રજીવન કથા લખી હતી, પણ એ વાત સાંભળવાથી લાભ શો?"

રાજા: "લાભ તો કશોજ નથી. પાપીને એનાં પાપકર્મનો યોગ્ય દંડ થયો છે કે નહિ એજ જાણવાની ઇચ્છાથી પુછું છું."

બ્રાહ્મણ: "મહારાજ! આપની ભૂલ હવે મ્હારી સમજમાં આવી છે. પાપનો દંડ પાપકર્મ સાથેજ થાય છે એની શી ખાત્રી? આપે શું એવાં પણ માણસો નથી જોયાં કે જેઓ બારે દહાડા જુઠ, ચોરી, લુંટ અને કાપાકાપીનો ધંધો કરી જીવન ગાળે છે તોપણ એકે દિવસ તેને કોઇ સામાજીક કે રાજકીય દંડ થતો નથી! બધા પાપનાં ફળ તેને તે સમયમાંજ મળે છે એવો કાંઇ નિયમ નથી. કોઈને વહેલો, કોઈને મોડો! પણ દંડ મળ્યા વગર રહેતો નથી. એજ પ્રમાણે એ દુરાચરણી નરહત્યાકારિણી પિશાચિણીને એના એવાં ઘોર કર્મોનો બદલો આજ ભવમાં પુરેપુરો મળશે એવું કાંઇજ નથી."

રાજા: "શાસ્ત્રીજી! એ વાત તો સમજવામાં આવી, પણ હું એ પૂછું છું કે: એ કુપથગામિની-દુષ્ટા-એનાં કર્મનાં ફળ આ જન્મે ભોગવશે કે બીજે જન્મે?"

બ્રાહ્મણ: "તે હું કેમ કહી શકું? એ દુષ્ટા, અધમ સ્ત્રી હાલમાં જે ફળ ભોગવે છે તે આ ભવનાંજ કર્મોનો યોગ્ય દંડ છે કે કેમ તે હું જાણતો નથી. બાકી એનાં આ જન્મનાં કુકૃત્યો એકથી એક ચઢીઆતાં છે! શરીર કમ્પાવે એવાં છે! બહુ ભયંકર છે! સતીના વેશમાં કુલટા જેવાં છે! મ્હને તો એમ લાગે છે કે: આવતે જન્મે એ પશુમાં જન્મ ધારણ કરશે. કદાચ નરકનો કીડો બની અનંતકાળ સુધી તેમાં દુ:ખ ભોગવશે!"

રાજા: "હાલમાં એ હિંદુ કુળકલંકરૂપ સ્ત્રીની અવસ્થા કેવી છે?"

બ્રાહ્મણ: "મ્હારે કાંઇ પણ કહેવું યોગ્ય નથી! કૈલાસચંદ્રનો પત્ર વાંચું છું તે ધ્યાન દઇ શ્રવણ કરો."

---

# પ્રકરણ ૯ મું.

---

## કર્મ-ફળ!



બ્રાહ્મણે પત્ર વાંચવા માંડ્યો:—

૧. ગુરૂદેવ! પાપીણીની કર્મકથા લખ્યા સિવાય રહેવાતું નથી. હું સમજું છું કે: "એથી આપને ઘણુંજ કષ્ટ થશે, પણ મન માનતું નથી, તેથી લખી છે."

૨. અગિઆર વર્ષની ઉમ્મરે આવતાંજ એ દુષ્ટા રોગનો ઢોંગ કરવાનું શીખી. મૂર્ચ્છા રોગ તો એને હાથે વશ થયેલો રોગ થઇ પડ્યો હતો, પણ ઢોંગનું પરિણામ એ આવ્યું કે એને મૂર્ચ્છાનો રોગ ખરેખરો લાગુ પડ્યો. ઉપરાંત એને રક્તપ્રવાહ-પ્રદરનો રોગ થયો. દિવસે દિવસે શરીર ઘણુંજ નબળું પડી ગયું. રામચંદ્રના અવસાન પછી રમણ સાથે અણબનાવ થયો અને એ જુદું મકાન લઇ રહેવા લાગી. પૂરી સ્વતંત્રતા મળવાથી પૈસો પાણીને મૂલ્યે ઉડાવ્યો! અંતે પૈસો બધો ખલાસ થઇ ગયો, એટલે એના સર્વ મિત્રો, બંધુઓ—આસકો—એક પછી એક એને છોડી ગયા. સૌથી પ્રથમ પેલો કાળાં કર્મનો કરનાર કૃષ્ણદાસ પલાયન કરી ગયો.

૩. તેથી પાપીણીને ભાડાનું પણ મ્હોટું રોનકદાર મકાન છોડવું પડયું.

મુસલમાન લત્તામાં એક ન્હાનું ઝુંપડું ભાડે રાખ્યું. નઠારા રોગો ધીમે ધીમે વૃદ્ધિ પામવા લાગ્યા. આખું શરીર બેડોળ થઇ ગયું. શરીરમાંથી દુર્ગંધ ઉડવા લાગી. ડૉક્ટર મહેન્દ્રલાલે પણ એને મળવું બંધ કર્યું. દુષ્ટાએ ઘણી ફેરા પોતાને તપાસવા આવવાના તેને પત્રો લખ્યા પણ એકેવાર તે આવ્યો નહિ.

૪. આટલું છતાં પેલા નગેન્દ્રે એને છોડી નહિ. તે એને માસિક વિશ રૂપિયા આપતો. આપવાનું કારણ પણ હતું. દુષ્ટાએ બે વર્ષ પહેલાં નગેન્દ્રને એક માસિક-પત્રિકા કાઢવા સારૂ પાંચ હજાર રૂપિયા આપ્યા હતા. તેથી તેણે છ મહિના સુધી વિશ વિશ રૂપિયા આપ્યા. ત્યાર પછી તેણે દશ દશ રૂપિયા આપવા માંડયા. બે એક માસ તેમ આપ્યા પછી તે ઘટાડીને પાંચ આપ્યા. છેવટે એટલા પણ આપવાના બંધ કર્યાં. આ વખતે મહાન કુકૃત્યો કરનારી એ દુષ્ટા તદન પથારી વશ હતી. ઉઠીને બેઠા થવા જેટલુંયે તેના શરીરમાં બળ નહોતું. ઘરમાં શી દુર્ગંધ !

૫. તેના શરીરમાં રોગ ઘણોજ વધવાથી તે ઘણુંજ કષ્ટ પામવા લાગી. મ્હને દયા ઉત્પન્ન થઈ અને એને હોસ્પીટાલમાં મોકલાવી. ત્યાં બે મહિના સુધી રહેવા છતાં પણ તેને રોગ મટયો નહિ, પણ શરીરમાં જરા બળનો સંચય થયો. આ સમયે હૉસ્પીટાલમાં એક બનાવ બન્યો. એક ચિકિત્સક સાથે હોસ્પીટાલમાંજ એને પ્રેમ બંધાયો છે એવું તેનાપર કલંક આવ્યું. કોર્ટમાં કેસ મંડાયો. સાક્ષિઓએ જુબાની આપી કે: "પાપીણીએ ચિકિત્સકને મુખ ચુંબન કર્યું હતું." દુષ્ટાએ પોતાના બચાવમાં કહ્યું કે: "હું અસત્ય વાત જાણુતી નથી. સત્ય એજ મ્હારો ધર્મ છે. ચિકિત્સકને ચુંબન કર્યું એ વાત સત્ય છે પણ એ ચુંબન ભ્રાતૃભાવે કર્યું હતું."

ચિકિત્સકે કહ્યું: "હું નિરપરાધી છું. આ સ્ત્રી ઉચ્ચકુળમાં જન્મ પામેલી છે. ખાનદાન કુટુંબની અનાથ થઈ પડેલી જોઈ મ્હને એના પર દયા આવી તેથી હું એની ખાસ કાળજીપૂર્વક દવા કરવા લાગ્યો, પણ હું જ્યારે તેની પથારી પાસે જતો ત્યારે તે મ્હને પકડી રાખતી અને જવા દેતી નહિ. એ પ્રમાણે હરવખત મ્હને અર્ધો પોણો કલાક પકડી રાખી કંઈ વાત કહેતી, કોઈ વખતે હસતી, અને કોઇ વખતે રડતી ! ધીમે ધીમે મ્હારી સાથે

મજાક–ઠઠ્ઠા કરવા લાગી. બે ત્રણ દિવસ એ પ્રમાણે કર્યા પછી એક વખતે મ્હને " પ્રાણેશ્વર " કહી બાઝી પડી અને મ્હારૂં મુખચુંબન કર્યું." કેસમાં એવો નિકાલ આવ્યો કે: જેથી એ કુલટાને હોસ્પીટાલમાંથી કાઢી મુકી; અને ચિકિત્સકને નોકરીમાંથી એક ગ્રેડ નીચે ઉતારી મુકવામાં આવ્યો !"

૬. એ પછી એક દિવસ સ્ટેશનના કંપાઉન્ડ બહાર રસ્તાના ફુટપાથ-પર બેસી ક્ષુધાની જ્વાળાથી દુ:ખી થતી રડવા લાગી. હું તે વખતે કેટલાંક કારણસર સ્ટેશનપર આવતો હતો. એની એવી દશા જોઇ મ્હેં એને દુધ લાવી પાયું અને થોડાક મમરાસેવ આપ્યા. કેટલાકની લાગવગ ચલાવી કાલાવાલા કરી એને બીજી હૉસ્પીટાલમાં રખાવી.

૭. એ જગ્યાએ પાપીણી એક માસથી વધારે રહી નહિ. રોગ જરા આરામ થતાંજ ત્યાંથી ન્હાસી ગઇ. ત્યાર પછી એક મહિના સુધી મ્હેં એને જોઇ નહિ.

૮. છેવટે એક દિવસ એક અપૂર્વ દ્રશ્ય મ્હારા જોવામાં આવ્યું. ન્હાનાં ન્હાનાં પંડયાવાળી એક અતિ જીર્ણ ગાડી જોવામાં આવી. ગાડી એટલી ન્હાની હતી કે: મહા કષ્ટે માત્ર એકજ માણસ એમાં બેસી શકે. કેટલો જુનો પૂરાણો ખવાઇ ગયેલો સામાન લાવી ગાડી તૈયાર થયેલી જોવામાં આવતી હતી. આ ગાડીને એક બળદ તાણતો જોવામાં આવ્યો. એ ગાડીમાં બેસી ચંડાલણી બળદનો અછોડો ઝાલી ગાડી ચલાવતી હતી. મુખપર માખીઓ બણબણ કર્યા કરે છે ! એક આંખમાંથી રક્ત પ્રવાહ જતો જોવામાં આવે છે ! આટલું છતાંએ પણ પોતાનાં ફેશનેબલ વસ્ત્રો પહેરવાનો શૉખ રાખી રહી છે ! હું જોઇને સ્તબ્ધ થઇ ગયો ! સાંભળ્યું કે: એના કેટલાક " સુધરેલા ઉન્નત–બંધુ" ઓએ એ પાપીણીને માટે એક સભા ભરી હતી. સભામાં ભાષણો થયા પછી કોઇએ અર્ધો રૂપીયો તો કોઇએ પા રૂપિયો, એમ આપી ફંડ એકઠું કરી આ ગાડી તૈયાર કરાવી આપી હતી, અને મહિને મહિને કોઈ એના ઉદરપોષણ સારૂ ચાર, છ કે આઠ પૈસા આપવા કબુલ થયા હતા ! પાપીણીએ એક મકાન રાખ્યું હતું. અને બળદ–ગાડીમાં બેસી બંધુઓને ઘેરે ઘેર ફરી દયાને ખાતર કબુલ કરેલા પૈસા ઉઘરાવવા જતી હતી !

૯. પાપીણી બહુજ ઘાતકી હૃદયની છે ! જો એની જગ્યાએ કોઈ બીજું

હોય તો ક્યારનુંએ પંચત્વ પામ્યું હોય. ત્હેના શરીરમાં દશ પંદરથી ઓછા રોગ નથી. શરીરપર ગરમી ફુટી નીકળવાથી ફોલ્લા ઉઠયા છે. જ્વર, ખાંસી, રક્તપ્રવાહ વિગેરે ઘણા રોગોની તે ભોગ થઇ પડી છે, એટલું છતાંએ ત્હેનો રૌદ્ર કમી થયો નથી. કંઠનો સુર પૂર્વ પ્રમાણેજ તીવ્ર છે.

૧૦. એવી અવસ્થામાં રખડતાં રખડતાં એક દિવસ એને નગેન્દ્ર સાથે મારા મારી થઇ. આ વખતે દશ વાગ્યા હતા. નગેન્દ્રલાલ કોલેજમાં પ્રૉફેસર તરીકે કામ કરે છે. તે પગે ચાલતો કોલેજમાં આવતો હતો. પાપીણીએ એને ગાડીમાંથી દૂરથી આવતાં જોયો, એટલે તુરતજ કોઈ ના જાણે એવી રીતે તે ગાડીમાંથી ઉતરી અણુધારી નગેન્દ્રની સ્હામે આવી ઉભી, અને તેના પગ પકડયા. એ જોતાં વાર નગેન્દ્રે પગમાંથી જોડો કાઢી બે ત્રણ સપાટા તેની પીઠપર લગાવી દીધા! દુષ્ટાએ મ્હોટી બુમાબુમ કરી મૂકી, અનેક માણસો એકઠાં થઇ ગયાં. નગેન્દ્રે કહ્યુંઃ "તું કોણ છે? ત્હારે શું જોઇએ છે? ભિખારીણી થઇને લોકોને સ્પર્શ કરવા આવે છે?" એ સાંભળી પાપીણી વાઘણની પેઠે ગર્જના કરતી પગ છોડી દઇ નગેન્દ્રની ઘડીયાળનો સોનાનો અછોડો જોરથી ઝાલી કહેવા લાગીઃ "પાપિષ્ટ નરાધમ! મ્હારા પાંચ હજાર રૂપિયા પાછા આપ. જો તેમ ન કરે તો મ્હારા ઉદર નિર્વાહ સારૂ કાંઈ રસ્તો કર, નહિ તો આજે હું ત્હને છોડનાર નથી. ત્હારા મકાને હવે ત્હારા સિપાઇને હાથે માર ખાવા આવું છું. ત્હને ત્યાં કોણ રોકે એમ છે! માર, ત્હારે મારવી હોય તેટલી માર, પણ મ્હારા રૂપિયા લઇશ. મ્હારા રૂપિયા ઉછીના લીધા પછી આવું કાળું કર્મ કરે છે? મૂક! મ્હારા રૂપિયા મૂક!" ઘણાં માણસ ભેગા થતાંજ ત્યાં પોલિસ આવી પહોંચ્યો! પોલીસની સહાયથી નગેન્દ્રનો છુટકો થયો! પાપીણી રડતી, ડોળા ઘુરકાવતી ત્યાંથી ચાલી ગઇ.

૧૧. આજ કાલ પંદરેક દિવસથી એના શરીરમાંથી ઘણીજ દુર્ગંધ ઉડે છે! એટલી બધી ગંધ મારે છે કે જો એ રસ્તાપરથી જતી હોય તો લોકો એ દુર્ગંધ સહન નહિ કરવાથી નાકે રૂમાલ ઢાંકે છે! ભિક્ષા માટે જો તે કોઇને બારણે જાય છે તો લોકો તેને હડહડ કરી હાંકી કાઢે છે! મ્હોની કાંતિ ફરી ગઈ છે. મુખ ફુલી ગયું છે. અરે! ભયંકર લાગે છે! શરીરપરના ફોલ્લામાંથી રક્ત–પરૂ વહ્યાં કરે છે. એક આંખ જતી રહી છે, આટલું

છતાંએ પણ એની પહેલાંના જેવી પ્રિન્સેસ સ્ટાઈલની હુકમ ફરમાવવા જેવી બોલી ગઈ નથી ! હજી એને ફેશનેબલ લુગડાં પહેરવાનાં જોઇએ છે. હજી એને મોઢે પાઉડર ચોપડવાની ઇચ્છા થાય છે ! હજી તે અંગ્રેજ મડમોની પેઠે ઝીણું ઝીણું બોલે છે ! ”

પત્ર સાંભળી રાજાએ કહ્યું: “ પ્રાયશ્ચિત તો બરોબર થયું છે. એને એનાં કર્મનાં ફળ મળી ચૂક્યાં છે. ”

બ્રાહ્મણે કહ્યું: “ના, મહારાજ. એ દંડ તો હજી અતિ સામાન્ય છે.” એટલું બોલતાં બોલતાં બ્રાહ્મણની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

રાજા: “ શાસ્ત્રીજી ! શાંત થાઓ. ”

બ્રાહ્મણ: “ મહારાજ ! પૂર્વ જન્મે મ્હેં કેટલુંયે ઘોર પાપ કર્યું હશે કે: હજી પણ મ્હારા ફળ ભોગ પૂરા થતા નથી ! હવે એ વાત બંધ રાખવી સારી છે. ” હું મ્હારા પ્રાણરક્ષક કૈલાસને જોવા કાલેજ અમદાવાદ જઇશ.”

રાજા: “ પછી આપ આ સ્થળેજ પાછા આવજો. આપની સાથે શાસ્ત્રસંબંધી ચર્ચા કરવામાંજ જીવન ગાળવાનો મ્હેં સંકલ્પ કર્યો છે. જગતની માયાજાળ તોડી ફોડી આપણે અત્રે આવ્યા છીએ. હવે બ્રહ્મરસનું પાન કરી આપણે અખંડ સુખ ભોગવીશું. ”

બ્રાહ્મણ: “ ભગવત્ ઇચ્છા. ”

---

## પ્રકરણ ૧૦ મું.

### ગુરૂશિષ્ય–પતિપત્ની !



કૈલાસચંદ્રની પ્રતિજ્ઞા હતી કે: “ પોતાનું પાપ–પૂર્ણ કાળું મુખ બ્રાહ્મણને બતાવવું નાહ, પણ અંતિમ સમયે તેનાથી તે પ્રતિજ્ઞા પાળી શકાઇ નહિ. ”

કૈલાસચંદ્રને ચિંતા–જ્વર લાગુ પડ્યો હતો. ગુરૂપત્નિ સીતાદેવી સાથે મહાપાપમાં લુબ્ધ થયો હતો, તેજ કારણથી એ માંદો પડ્યો છે. ધીમે ધીમે એના શરીરમાં ક્ષયરોગ ઉત્પન્ન થયો. ધીમે ધીમે રોગ વધ્યો. ડાક્ટરે જ્યારે આશા છોડી અને છોડાવી ત્યારે તેણે છેવટે પોતાના ગુરૂદેવને દર્શન દેવા

માટે પત્ર લખ્યો હતો. દયાળુ, કરૂણાળુ દેવે અમદાવાદ પધારી શિષ્યની મનકામના પૂર્ણ કરી. શહેર બહાર નદી તટે એક જીર્ણ દેવાલયમાં બ્રાહ્મણના ખોળામાં મસ્તક રાખી કૈલાસચંદ્ર કમ્પતે સ્વરે કહેવા લાગ્યો: "ગુરૂદેવ, ક્ષમા કરજો ! હું અધમ પાપી છું. આપને સ્પર્શ કરવા યોગ્ય નથી. હરિ હરિ." આટલું બોલતાં બોલતાં એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. હાથ પગ શીતળ થઇ ગયા. ગુરૂદેવે અવસાન સમય નજીક આવેલો જાણી કહ્યુ: "વત્સ ! મ્હારા પ્રાણ રક્ષક સખા ! વૃથા શોકનો ત્યાગ કર. મ્હારા પ્રત્યે ત્હારૂં કોઇ અપકર્મ થયું નથી. તું મ્હારો જીવનદાતા છે, એટલે [illegible]ય જો ભૂલેચૂકે અજ્ઞાનાવસ્થામાં ત્હારાથી કાંઇ પાપ થયું હોય તો તે મ્હારા પ્રાણ બચાવ્યાના બદલામાં ત્હને ક્ષમા છે. ભાઇ ! શાંત થા ! ઇશ્વરની ઇચ્છાને માન આપ. મ્હારી ઇશ્વર પ્રત્યે દીનમુખે પ્રાર્થના છે કે: તે ત્હારાં હજારો પાપ બાળી ભસ્મ કરી ત્હને મોક્ષ આપે. વત્સ ! ગભરા ના ! એ અનાથના નાથ શ્રી કૃષ્ણ ભગવાનનું સ્મરણ કર." બ્રાહ્મણ ગળગળો થઇ ગયો. તેનું હૃદય ભરાઇ આવ્યું, આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. છેલ્લો શ્વાસ લેતો કૈલાસ શાંત થયો હોય એમ કહેવા લાગ્યો:

"ગુરૂ–જી–જાઉં–છું, ક્ષ–મા–કર–જો–હરિ–હ–રે–કૃ–ષ્ણ–".

આ સમયે છુટા વાળવાળી, છિન્ન–ભિન્ન–મલિન વસ્ત્ર પહેરેલી, શરીરે લોહીની ચાલતી ધારાદ્વારા, દુર્ગંધ પ્રસારતી સીતાદેવી તે જીર્ણ દેવાલયનાં પગથીઆં ચઢી આવી ઉભી રહી. બ્રાહ્મણને કૈલાસનું મસ્તક ખોળામાં રાખી આંખમાંથી આંસુ વર્ષાવતો જોઇ સીતાદેવી ગાંડાની પેઠે મ્હોટી ચીસ પાડતી પાડતી બ્રાહ્મણની સ્હામું પડી ! બ્રાહ્મણે જોયું કે: કોઇ સ્ત્રી મૂર્છા પામી છે. તેથી તેણે કૈલાસનું મસ્તક જમીનપર મુકી દીધું અને નદીમાંથી થોડું જળ લાવી તેના મુખપર છાંટવા માંડયું. થોડીવારે તેનામાં ચેતન આવ્યું. સીતાદેવી અતિ દીનભાવે હાથ જોડી કહેવા લાગી: "પ્રભુ ! આપ મ્હારા સ્વામીનાથ છો. હું આપની સ્ત્રી છું. હું એક મહાપાપીણી કુલકલંકિત છું. મ્હારો તિરસ્કાર કરશો નહિ. પ્રભુ ! સ્વામિન ? મ્હારાં પાપકર્મોનો આદિ કે અંત નથી. સ્વામિ એ શું તે આ સંસારમાં મ્હને કોઇએ સમજાવ્યું નહિ. ન્હાનપણથી માતાપિતાએ

લાડમાં ઉછેરી. પિતા પાશ્ચાત્ય વિદ્યાના બાહ્યાડંબર પર મોહિત થઇ પડયા ! હિંદુસંસારની જુની પુરાણી પણ હંમેશાં સુખશાંતિ આપનારી રીતિ—નીતિ વખોડી પાશ્ચાત્ય રીત—રિવાજો ઘરમાં દાખલ કર્યા. પરપુરૂષના સંસર્ગમાં હિંદુરમણીઓએ બહુ નહિ આવવું એ આર્ય—ઋષિ મુનિનાં વાક્યને ભુલી જઇ મ્હારા પિતા, પાશ્ચાત્ય સુધારકોનાં સૂત્ર પ્રમાણે સ્વતંત્ર્યતાના હિમાયતી બન્યા. તેમનું અનુકરણ કર્યું. તેમનામાંજ રાતદિવસ ભટકયા. સ્ત્રીઓ અને પુત્રીઓને ન આપવી જોઈએ એવી સ્વતંત્રતા આપી. પાશ્ચાત્ય સ્ત્રી સ્વાતંત્ર્યના હિમાયતી મ્હારા પિતાએ આર્ય રમણિયોના અપૂર્વ ભૂષણરૂપ, લજ્જા, વિનય અને વિવેક દુર કરાવ્યાં. મ્હારા પરમ પૂજનિય, ઇશ્વરતુલ્ય નરહરિ દાદાના શુદ્ધ વિચારો એમને ગળે ન ઉતર્યા, મ્હને ન આપવી જોઇયે એવી સ્વતંત્રતા આપી. સ્વતંત્રતાને પરિણામે મ્હારામાં સ્વછંદતા આવી. હું સ્વચ્છંદ રીતે વર્તતાં શીખી. હિંદુ સ્ત્રીનું પ્રાચીન સૂત્રઃ “પતિ એજ સ્ત્રીનું દૈવત છે, પતિ એજ સર્વ દેવના દેવ છે, પતિ એ સ્ત્રીની ગતિ છે. પતિસેવા એજ દેવસેવા છે. પતિ એજ સ્ત્રીનો ઇશ્વર છે.” મ્હારા પિતાએ આપેલી સ્વતંત્રતાથી એ બધાનું વિસ્મરણ થયું. હું ના અહિંની રહી, ના પરલોકની રહી. અરેરે ! હવે મ્હારી શી ગતિ ? હવે હું કયાં નરકની ભોક્તા થઇશ ? હજારો હજાર ધિક્કાર હજો એવા પિતાઓને કે જે પોતાની પુત્રિઓને આવી અણઘટતી સ્વતંત્રતા આપી તેમના જીવનમાં ધુળ, ભેળવે છે અને હિંદુજાતિના કુળને કલંક લગાડનારી, ઇતિહાસમાં કાળે અક્ષરે અમર રહે એવી, સ્ત્રી—પુત્રીઓને **સુધરેલી** બનાવે છે ! સ્વામિન ! હું પિતાને લીધે દુરાચરણી બની છું, અને પિતા, વગર વિચારે ગ્રહણ કરેલા પાશ્ચાત્ય રીત—રિવાજોને લીધે બગડયા હતા ! પૈસાના મદમાં તેમણે આગળપાછળનો વિચાર કર્યો નહિ. તેમજ તેમણે આર્યશાસ્ત્રોનો અભ્યાસ પણ કર્યો નહિ. સુધરેલા ગુરૂની વાક્જાળમાં ફસાઈ ધીમે ધીમે અવળે પંથે ચડયા, અને ત્યાર પછી મદ્યમાંસાદિક અભક્ષ્ય—અપેય વસ્તુઓ ખાવાપિવા લાગ્યા અને મ્હને પણ તેવીજ બનાવી ! તેઓ ફેશનના દાસ બન્યા અને મ્હને બનાવી ! હરિ ! હરિ ! પરિણામે શું આવ્યું ? એજ કેઃ અમે બધાં પાયમાલ થયાં ! અમારો ધર્મ ગયો ! અમારી નીતિ ગઈ ! અમારૂં માન ગયું ! અમારી આબરૂ ગઇ ! અમારૂં પવિત્રપણું ગયું ! આર્ય

મટયા ! અનાર્ય બન્યા ! વટલ્યાં ! ભ્રષ્ટ થયાં ! સંસારમાં વગોવાયાં ! અમારે મ્હોં દેખાડવાનું રહ્યું નહિ ! હરિ ! હરિ ! પતિદેવ ! એ સંભારતાં હૃદય બળી ખાખ થાય છે ! ઓ સુધારાને નામે મદ્યમાંસાદિ ખાનારા પશુઓ ! ઓ સુધારાને નામે ધર્મનીતિથી ભ્રષ્ટ થનાર સ્ત્રી પુરૂષો! સુધારાને નામે કુધારક બનશો નહિ ! ફેશનની માયાવી મોહિનીમાં ફસાઇ પડશો નહિ ! યાદ રાખજો કે તેમ કરશો તો તમે પણ અમારી પેઠે પાયમાલ થશો! ઓ પતિદેવ! ઓ પ્રભુ ! દયા કરો. મ્હારા અપરાધની ગણત્રી થાય એમ નથી. આપ સાધુપુરૂષ છો, પરમયોગિ છો, સાંભળ્યું છે કે સાધુ અને યોગિના મનમાં બહુ દયા હોય છે. આપના મનમાં મ્હારા જેવી ક્ષુદ્રના દોષો વસવા ન જોઇએ. નાથ ! કૃપા કરો. મ્હારા દુષ્કર્મનાં વિષમયફળ મ્હેં આ ભવમાં અત્યાર સુધી ભોગવ્યાં છે અને હજી ભોગવું છું. પતિ અવગણનાનાં ફળ બીજે જન્મે પણ ભોગવીશ. એમાં જરાએ સંદેહ નથી. પ્રભુ ! મ્હારૂં મરણ હવે નજીક આવ્યું લાગે છે. આપ મ્હને ક્ષમા કરો. મ્હને ગઇ કાલે સ્વપ્ન થયું હતું કે: જો આપ ક્ષમા નહિ કરો તો મ્હારો કોઇ રીતે છુટકો થવાનો નથી."

બ્રાહ્મણને દયા આવી. તેણે ગદ્‌ગદ્‌ કણ્ઠે કહ્યું: "મ્હારી ક્ષમાથી ત્હારૂં કષ્ટ નિવારણ થતું હોય તો હું ત્હને ક્ષમા કરૂં છું."

સીતાદેવી બ્રાહ્મણના ચરણ આગળ મસ્તક રાખી બોલી: "હા ! છેવટે મ્હારા પ્રભુએ મ્હને ક્ષમા આપી છે. ક્ષમા......મળી...છે." આટલું બોલતાં બોલતાં–જીવનમાં કરેલાં પાપનો પશ્ચાતાપ કરતાં કરતાં આંખમાં જળ સાથે તેણે આ લોકનો ત્યાગ કર્યો.

બ્રાહ્મણે બન્નેને સારૂ બે ચિતા ખડકાવી. બન્નેને અગ્નિદાહ કર્યો. ગંગાજળમાં સ્નાન કરી: "જયહરિ, જયકૃષ્ણ, જયગુરૂ." એમ બોલતો બોલતો બ્રાહ્મણ ઉંડો નિશ્વાસ નાંખી તે સ્થળ છોડી ચાલ્યો ગયો. તે ક્યાં ગયો ? તે તો જન–સમાજનો ત્યાગ કરી ગાઢ જંગલમાં ચાલ્યો ગયો અને ત્યાં તપસ્યા કરી પરબ્રહ્મ પરમાત્માના દર્શન કરવાનો યત્ન કરવા લાગ્યો.



# અનુક્રમણિકા.

# साहित्य-सत्कार.

અમને નીચલાં પુસ્તકો તથા માસિકપત્રો ઘણા સમયથી મળેલાં પરંતુ સ્થળાભાવને લીધે તે સર્વનો સત્કાર કરવાનું બનતું ન હતું તે માટે ગ્રંથકાર બંધુઓની તેમજ તંત્રી મહાશયોની ક્ષમા યાચીએ છીએ. કેટલાંક પુસ્તકોનો સત્કાર હવે પછી પ્રકટ કરવામાં આવશે. અમને મળતાં પુસ્તકો તેમજ માસિક પત્રોનો સત્કાર નિયમિતરૂપે કરવાનો યત્ન કરીશું.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી મળેલાં પુસ્તકો:-**

૧. **સુખ અને શાંતિ**—લેખક રા. જીવાભાઇ રેવાભાઇ પટેલ. બી. એ. એલ. એલ. બી. ડાકોર. મૂલ્ય ૦-૧૨-૦ ગ્લેઝ કાગળ, પાકું પૂઠું. પૃષ્ઠ. ૨૭૨. સ્વ. કરસનદાસ મૂળજીના સ્મરણાર્થે પુસ્તક ૧૭ મું. લૉર્ડ એવ્હબરીના Peace and Happiness નામક પુસ્તકનો અનુવાદ. જગતમાં પ્રાણી માત્ર સુખ અને શાંતિને ઇચ્છે છે. તેમને માટેજ પ્રસ્તુત ગ્રંથ છે. એમાં સુખ અને શાંતિ મેળવવાના ઉત્તમ માર્ગો બતાવ્યા છે. શરીર, મન, મહત્વાકાંક્ષા, સંતોષ, કુદરતની બ્હીક, દયાળુપણું, ધર્મ, ચિત્તની શાંતિ અને રાજ્યની શાંતિ વગેરે પ્રકરણો બહુ સારી રીતે લખાયાં છે આવા નાનકડા પુસ્તકમાં નવ પાનાંનું અશુદ્ધિ પત્રક જોડવું પડ્યું છે. ! ભૂલો ન રહે તેવી કાળજી રખાય તો સારૂં. લેખક શ્રી સારાં નવાં પુસ્તકો લખી જન સેવા બજાવે એ પણ આદરણીયજ છે.

૨. **હિંદ સામ્રાજ્ય. વૉ. ૪ થું. ભાગ ૨ જો**—લેખક સ્વ. રા. બા. દુર્લભજી ધરમસી વેદ. રાજકોટ. મૂલ્ય રૂ. ૧-૦-૦ ગ્લેજ કાગળ, પાકું પુઠું, પૃષ્ઠ ૩૮૩. ઇમ્પીરિયલ ગેઝીટીયરનું ભાષાંતર. આ પુસ્તકમાં હિંદમાં બ્રિટિશ વહિવટ ચાલુ થયો તે વખતથી છેલ્લાં દશ વર્ષ સુધીમાં હિંદમાં કેવા પ્રકારે રાજ વહિવટ ચાલે છે અને કેટલા સુધારા કરી પ્રજાને ક્યા પ્રકારની સુખ-સરળતા આપી છે તેનું વર્ણન છે. હિંદનો રાજ વહિવટ જાણવા જેવો છે.

૩. **મુસલમાની રિયાસત**—( હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ. ભાગ ૧ લો. ) લેખક—રા. રા. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી, હેડમાસ્તર—લુણાવાડા. મૂલ્ય રૂા. ૧—૦—૦ ગ્લેજ઼ કાગળ. પાકું પૂઠું. પૃષ્ઠ ૪૩૫. રા. ગો. સ. સર દેસાઇ નામક દક્ષિણી ગૃહસ્થે મરાઠીમાં મોગલ રિયાસત, મરાઠી રિયાસત, મુસલમાની રિયાસત, બ્રિટિશ રિયાસત, એવા નામનાં બહુ ઉપયોગી ગ્રંથો લખી ગુજરાતી લેખક—ગ્રેજ્યુએટોને પણ ખોરાક આપ્યો છે. મરાઠી લેખકશ્રીએ જૂદા જૂદા ૬૬ અંગ્રેજી ગ્રંથોને આધારે મુસલમાની રિયાસત લખ્યું છે. એમાં હિંદુસ્થાનમાં મુસલમાનોએ પ્રવેશ કર્યો ત્યારથી તે તેની પડતી થઇ ત્યાં સુધીનો જાણવા જેવો ઇતિહાસ છે. મરાઠી લેખકશ્રીને તેમજ તે સાથે સોસાયટી આવાં ઉપયોગી પુસ્તકો પ્રકટ કરે છે તેને માટે તેને પણ ધન્યવાદજ ઘટે છે.

૪. **ગુજરાતી ભાષાનો શબ્દકોષ**—(વ્યંજન વિભાગ. **ख ग घ**) પુસ્તક કોણે તૈયાર કર્યું તે લખ્યું નથી ! ગ્લેજ કાગળ, સાદુ પૂઠું મૂલ્ય ૦—૮—૦. "ગુજરાતી શબ્દકોષ" નામક બહુ ઉપયોગી પુસ્તક રા. રા. લલ્લુભાઇ ગોકળદાસ પટેલે લખી છ સાત વર્ષથી પ્રકટ કર્યું છે, તે પુસ્તકનો હક્ક લઇ તેનેજ જો સોસાઇટીએ સુધારા વધારા કરી બહાર પાડવાનું સાહસ કર્યું હોત તો ઉચિત ગણાત. ગુજરાતી ભાષામાં સંપૂર્ણ શબ્દકોષ તરીકે હાલ તો રા. લલ્લુભાઇના શબ્દકોષનેજ સ્વિકારી શકાશે. હજી પણ સોસાઇટીને અમારી ભલામણ છે કે રા. લલ્લુભાઇવાળા શબ્દકોષનો હક્ક લઇને ઇચ્છા હોય તો તેનેજ સંપૂર્ણ બનાવવા યત્ન કરવો.

૫. **આરોગ્ય સાચવવાના ઉપાય**—ભાષણ કર્ત્તા. ડૉ. મહાદેવપ્રસાદ બો. કંથારીઆકર. કાગળ ગ્લેઝડ. સાદુ પૂઠું. કિં. ૦—૧—૦ વિજળીના દવાખાના તરીકે પ્રસિદ્ધ થયેલ ડૉ. મહાદેવ પ્રસાદે ભાષણ કરેલું તેજ પુસ્તકરૂપે પ્રકટ થયું છે. ડૉકટર સાહેબના વિચારો અવશ્ય મનન કરવા જેવા છે.

ઉપરનાં પાંચે પુસ્તકો મળવાનું ઠેકાણું—**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી—અમદાવાદ** છે.

૬. **ચરક સંહિતા**—( ભાગ ૧ લો. ) લેખક. રા. જેઠાલાલ દેવશંકર દવે. વૈદ્ય. તંત્રી **ભાગ્યોદય**—અમદાવાદ. ગ્લેઝ કાગળ, પાકું પૂઠું મૂલ્ય રૂા. ૫-૦-૦ વૈદકના જે કેટલાક પ્રમાણભૂત ગ્રંથો ગણાય છે તેમાં મહાત્મા ચરકની ચરક-સંહિતાને પણ ઉચ્ચસ્થાન મળ્યું છે. સંસ્કૃત ભાષા જાણનારા વૈદ્યોને ઉપયોગી છે. એમાં વ્યાધિ થવાનાં કારણો, લક્ષણો અને ઔષધીઓ લખવામાં આવી છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છાવાળા પુરૂષોએ દીર્ઘ જીવન પ્રાપ્ત કરવું જોઇએ, અને તે માટે આયુર્વેદને જાણી તેનો લાભ લેવો જોઇએ. શરીર નિરોગી રાખવા માટે જો અમુક નિયમોનું પાલન કરવામાં આવે તો અવશ્ય મનુષ્યો દીર્ઘજીવન ગાળે છે. ચરક સંહિતામાં ઘણા નિયમો આપ્યા છે. એટલુંજ નહિ પણ રોગો થવાનાં કારણો દર્શાવેલાં હોવાથી તે કારણો જાણી તે પ્રમાણે વર્તવાથી મનુષ્ય નિરોગી રહે એ બનવા જોગ છે. રા. જેઠાલાલભાઇએ સાહસ કરી આ ગ્રંથ પ્રકટ કર્યો છે. હંસક્ષિર ન્યાયે વાંચકો તેનો લાભ લેશે એવી આશા છે. મ્હોટા કદનાં ૬૨૮ પૃષ્ઠનું મૂલ્ય રૂા. પાંચ, મહેનતના પ્રમાણમાં વિશેષ નથી.

૭. **ધનવાન** યાને **પૈસાદાર થવાના ઉપાયો**—ભા. ૧ થી ૧૨. લેખક—રા. જે. દે. દવે. ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ. ગ્લેઝડ કાગળ, પાકું પૂઠું. પૃષ્ઠ ૪૯૧. મૂલ્ય રૂા. ૫-૦-૦ પ્રસ્તુત ઉપયોગી પુસ્તકમાં લેખકશ્રીએ ધનનું મહત્વ સમજાવી ખેતી, ખનિજ પદાર્થોથી ધનની વૃદ્ધિ, ઝવેરાતનો વેપાર, હુન્નરકળા, મિણબત્તી બનાવવાની રીત, ફોટાગ્રાફીનો, સીમેન્ટ બનાવવાનો, વાર્નિશ બનાવવાનો ઉદ્યોગ, ઘણા પ્રકારના ઉદ્યોગો, કળાઓ, હુન્નરો, અંગ્રેજી તેમજ દેશી દવાઓ, ક્વાથ, અવલેહ, આસવો, ચૂર્ણો, ગુટિકાઓ, પાકો, મુરબ્બાઓ વગેરે બહુ ઉપયોગી વિષયો પ્રકટ કર્યા છે. તે ઉપરાંત નિર્ધનતામાંથી ધનવાન થનાર કેટલાક સાહસિક પુરૂષોનાં જીવન વૃત્તાંતો આપ્યાં છે. આવા ઉપયોગી પુસ્તકનું મૂલ્ય કંઇક ઓછું રાખ્યું હોત તો સંખ્યાબંધ વાંચકો તેનો લાભ લેત.

૮. **પર્શિયન નાઇટ્સ**—ઉપરોક્ત લેખકશ્રીનું લખેલું પ્રસ્તુત પુસ્તક " ભાગ્યોદય " માસિક પત્રની ભેટ તરીકે અપાયું છે. એમાં અરેબિયન નાઇ-

દૂસની પેઠેજ વાર્તાઓ છે. ૨૪૦ પૃષ્ઠના પુસ્તકનું મૂલ્ય રૂા. ૧-૦-૦. વધુ છે.

૯. **ઘરનો વૈદ્ય**—ભા. ૧ થી ૧૦. એજ લેખકશ્રીનું લખેલા આ પુસ્તકમાં જૂદા જૂદા વ્યાધિઓની દવાઓ પ્રકટ કરી છે. કિંમત રૂ. ૨-૦-૦ ઘણુાજ ભારે પડે એમ છે! અમારૂં એવું માનવું છે કે સાહિત્યને બનતે યત્ને સસ્તું કરવું જોઇએ.

૧૦. **નવજીવન શી રીતે પ્રાપ્ત કરવું?**—લેખક-રા. ભોગીલાલ ત્રિ૰ વકીલ. તંત્રી ધન્વન્તરિ-વિશનગર. ગ્લેઝડ કાગળ, જાડું પૂઠું. પૃષ્ઠ મ્હોટાં ૧૦૦. મૂલ્ય રૂા. ૧-૦-૦. આ એક અતિ અગત્યના પુસ્તકનો સત્કાર કરતાં અમને ઘણો આનંદ થાય છે. આપણા દેશમાં એક સમય એવો હતો કે જ્યારે આરોગ્યતાના નિયમો જાળવવામાં આવતા હોવાથી પ્રજા બળ-બુદ્ધિમાં ચઢીઆતી હતી અને તે એટલે સુધી કે: પરદેશની પ્રજા આ દેશને ગુરૂસ્થાને માનતી હતી. છેલ્લાં થોડાં વર્ષથી વૈદ્ય-ડાક્ટરોનો રાફડો ફાટયો! ગમે તેવા માણસો દવાઓ કાઢી બેઠા! લોકો શરીર-ધર્મ ચૂકયા! નીતિ અનીતિ સમજવાનું જ્ઞાન ગયું! વીર્યરૂપી અમૂલ્ય ખજાનો સંગ્રહ કરવાને બદલે તેને ઉડાઉ માણસની પેઠે ખર્ચતા શીખ્યા! પરિણામે આર્યપ્રજાની શરીરસમ્પત્તિ બગડી ગઈ! અનેક વૈદ્યો ગમે તેવી દવાઓ આપવા લાગ્યા! તેવા જમાનામાં ઉપરોક્ત પુસ્તકનો જન્મ એક ઉત્તમ ઉપદેશકની-કહો કે સાચા ધન્વન્તરિની ગરજ સારે એવું છે. એમાં લાંબા સમયપર્યંત જીવવાના કુદરતી ઉપાયો લખ્યા છે અને જો મનુષ્ય ધારે તો અવશ્ય તે નિયમોનું પાલન કરી શકે એમ છે. અભ્યાસથી બધુંજ બને છે. જૂદા જૂદા બોધપાઠ દ્વારા લેખકશ્રીએ શરીર નિરોગી રાખવાનો બોધ આપ્યો છે. પુસ્તક અમૂલ્ય છે. આચરણમાં મૂકવા જેવું છે. લેખકશ્રીને ધન્યવાદ.

૧૧. **કુસુમકળા**—લેખક-રા. જેકીસનદાસ ભાઇલાલ પરીખ. ઠે. ધનાસુતારની પોળ-અમદાવાદ. ગ્લેઝડ કાગળ, પાકું બાઇન્ડીંગ, પૃષ્ઠ ૮૪૦ મૂલ્ય રૂા. ૨-૮-૦ આ બોધદાયક નવલકથા એક અંગ્રેજી પુસ્તકનું રૂપાંતર છે, પરંતુ લેખકશ્રીએ તેમાં પાત્ર રચના અને બોધક વસ્તુ એવી ખુબીથી ગુંથ્યું છે કે તેમાંથી અનેક સ્થળે બોધ મળે એમ છે. ભાષા સરલ, સાદી

અને દરેકને સમજ પડે એવી છે. એમાંથી નીતિ અને સ્વધર્મ મળશે. તેમજ લુચ્ચાઓ કેવી રીતે બીજાને ફસાવી સ્વાર્થ સાધી અનીતિને માર્ગે ઉતારે છે તે પણ જણાઇ આવશે. દુરાચરણી સ્ત્રીઓનાં અપકૃત્ય, અને પ્રતિવ્રતાનું પાતિવ્રત્ય સ્ત્રીમાત્રને અનુકરણીય થઇ પડે એમ છે. એકંદરે બોધદાયક પાત્રોમાંથી શિક્ષણ મેળવવાની જીજ્ઞાસા રાખનારા વાંચકોએ આ મ્હોટું પુસ્તક વાંચવા અમારી ભલામણ છે. **"સસ્તી વાર્તામાળા"**ના ગ્રાહકોને **ઓછે મૂલ્યે** એટલે રૂા. ૧—૮—૦ માં મળશે. પોષ્ટેજ વી. પી. જુદું.

૧૨. **નવદમ્પતિને શિખામણ**—લેખક—રા. મણિલાલ જેઠાલાલ. પ્રકાશક રા. ચુનીલાલ વર્ધમાન શાહ. સારંગપુર—તળીયાની પોળ—**અમદાવાદ.** ગ્લેઝડ કાગળ, પૃષ્ઠ ૩૦૦, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧—૪—૦. બંગાલી ભાષા એ ઉત્કૃષ્ટ સાહિત્યની ખાણ છે, એમાં અતિશયોક્તિ નથી. ઉપરોક્ત પુસ્તક તેજ ખાણનું એક ઉજ્વલ રત્ન છે. યુવાન પતિ—પત્ની જ્યાં સુધી શરીર ધર્મ સમજે નહિ અને સંસારયાત્રા ચલાવવાના નિયમોથી વાકેફગાર થાય નહિ ત્યાં સુધી તેમનો ગૃહસ્થાશ્રમ નિષ્ફળજ ! બંગાળી સાહિત્યાચાર્યો હમણાં હમણાં ન્હાનાં બાળકો, અને યુવક યુવતીઓને કેળવવા મંડયા છે. ન્હાનું બાળક ગર્ભમાં હોય ત્યારથી જન્મ્યા પછી મ્હોટું થાય ત્યાં સુધીમાં તેને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે કેવી કેળવણી આપવી તેમજ ભવિષ્યના રત્નરૂપ યુવક યુવતીઓના હૃદયમાં કેવા પ્રકારના ઉત્તમ સંસ્કારોની છાપ પાડવાથી તેઓ ભવિષ્યને ઉજ્વળ બનાવી સ્વ—પરનું કલ્યાણ કરે, તે જ્ઞાનવાળાં પુસ્તકોનો પ્રચાર કરવાનો બંગાળીઓ પરિશ્રમ લઇ રહ્યા છે. એવા અનેક પ્રયત્નમાંનો આ પુસ્તક પણ એક પ્રયત્ન છે અને એ ઉત્તમ ગ્રન્થ પ્રકટ કરવા માટે લેખક—પ્રકાશક બન્નેનો અમે ઉપકારજ માનીએ છીએ. યુવાન સ્ત્રી પુરૂષોને તો બહુ ઉપયોગીજ છે. એમાં લખાયલા વિષયો ધ્યાનથી વાંચી તે પ્રમાણે વર્તવાથી મનુષ્ય તે સાચાં મનુષ્યજ થશે. બાળકવાળાં માતા—પિતાએ પણ વાંચવા જેવું છે.

૧૩. **કર્ત્તવ્ય—કૌમુદી**—લેખક—રા. ચુનીલાલ વર્ધમાન શાહ. ગ્લેઝડ કાગળ, પાકું પૂઠું. પૃષ્ઠ ૪૩૧. મૂલ્ય ફક્ત ૦—૮—૦. આ ઉત્તમ અને સર્વે

સામાન્ય નીતિબોધક ગ્રન્થમાં પં. મુનિરાજ શ્રી રત્નચંદ્રજીના રચેલા સંસ્કૃત ગ્રન્થનું આ ભાષાંતર છે. એમાં લેખકશ્રીએ જૂદા જૂદા ત્રણ ખંડમાં બોધનો ભંડાર ભર્યો છે. તેમાં ચિદ્દવૃત્તિ, સંકલ્પશક્તિ, કર્તવ્ય પરાયણતા, ક્રોધ, બ્રહ્મચર્ય, વ્યસનનિષેધ, પરસ્ત્રીગમન, પુરૂષોના ધર્મ, ગૃહિણી અને વિધવાઓનાં કર્તવ્ય, સાત્વિક પ્રેમ, સદુદ્યોગ વગેરે સંબંધી લખાયલા શ્લોકોના અર્થ નીચે વિવેચન કરવામાં આવ્યું છે. અવશ્ય વાંચવા જેવું છે. ખુબી એ છે કે એક ઉદાર ગૃહસ્થે આવા ઉત્તમ ગ્રન્થને પડતરથી પણ ઓછી કિંમતે પ્રકટ કરી જ્ઞાનનું લ્હાણું કરવા અમુક નાણાની મદદ આપી નિઃસ્વાર્થભાવે શુભ દાન કરવાનું મહાપુણ્ય પ્રાપ્ત કર્યું છે. સજ્જનો આ ગ્રન્થનો લાભ લેશે.

૧૪. **ઉપદેશામૃત**—( મહાત્મા પાગલ હરનાથજી કૃત. ) લેખક. રા. લીલુ ચુનીલાલ મઝમુન્દાર. ઠે. બારાંમગીર બીલ્ડીંગ્સ. ગીરગામ બેકરોડ—મુંબઇ. ગ્લેઝડ કાગળ, પાકું પૂ. પૃષ્ઠ ૨૫૨. રૂા. ૧—૪—૦ બંગાલામાં મહાત્મા હરનાથ પાગલનું નામ ઘણા જનોના સાંભળવામાં આવ્યું હશે. આ જીવનમુક્ત મહાત્માએ શ્રોતાઓને વખતોવખત જે ઉપદેશામૃતનું પાન કરાવ્યું છે, તેનો આ ગ્રન્થમાં અમુલ્ય સંગ્રહ છે. એ મહાત્માશ્રી એક ચમત્કારિક પુરૂષ મનાય છે. તેમનામાં યોગની કેટલીક સિદ્ધિઓનું અસ્તિત્વ કથવામાં આવે છે તેમાં પણ નાસ્તિકને આસ્તિકભક્ત બનાવવો, ભવિષ્ય જાણવું, સ્થૂલ દેહમાંથી સૂક્ષ્મદેહને હજારો માઇલ દૂર મોકલવો, અતિ દૂરના શબ્દો સાંભળવા, જડવસ્તુના અણુપરમાણુ જોવા અને વનસ્પતિ—ભાષા જાણવી વગેરે યોગિજનોને ઉચિત એવી શક્તિઓ—સિદ્ધિઓ હોવાનું કહેવામાં આવે છે. અમે યોગ—શક્તિના ચમત્કાર જોયા છે એટલે તે શક્તિઓને અસંભવિત કહેવાની અમારામાં હિંમત નથી. પ્રસ્તુત પુસ્તકમાં મહાત્માશ્રીએ " પ્રેમ એ પ્રભુ છે અને પ્રકૃતિમાત્ર પ્રણય છે." એ સિદ્ધાંત સમજાવવા જૂદા જૂદા મથાળા હેઠળ દ્રષ્ટાંતો સાથે વિવેચન કર્યું છે. તેમના એ અસરકારક ઉપદેશામૃતનું પાન કરવા પ્રત્યેક ગ્રાહક બંધુઓને ભલામણ કરીએ છીએ. આવાં અમૂલ્ય પુસ્તકો **જેમ બને તેમ સસ્તાં** વેચાય તો ઘણા જનો તેનો લાભ લઇ શકે.

૧૫. **રાજયોગી** યાને **પરમાર ધારાવર્ષદેવ**—ભા. ૧ લો. લેખક—

રા. દેસાઇ લલ્લુભાઇ ભીમભાઇ-લેન્ડ રેવન્યુ ઑફિસર-સિરોહી સ્ટેટ-રાજપૂતાના. ગ્લેઝડ કાગળ, પાકું પૂઠું. પૃષ્ઠ ૪૫૬. મૂલ્ય રૂા. ૨-૮-૦ આ ઐતિહાસિક નવલકથા ચંદ્રાવતી-અર્બુદભૂમિના પરમાર રાણાના ઇતિહાસમાંથી એક જાજ્વલ્ય પ્રસંગ લઇને લખવામાં આવી છે. એક સમયે પરમાર વંશે રાજપૂતાનામાં પોતાનું શૌર્ય વીર્ય દર્શાવી શત્રુઓને છક કરી નાંખ્યા હતા. કાળક્રમે તે ગયા. તેમની સાથે તેમનો વિરત્વ ભરેલો ઇતિહાસ કાળનાં અનંત રજકણોની નીચે દબાઇ ગયો છે પરંતુ રા. દેસાઇએ તે મહાન રજકણોના ઢગલાને ઉખેડી-ખંખેરી તેમાંથી બોધક સામગ્રી એકત્ર કરી સાદી અને સરલ પણ અસરકારક ભાષામાં આ ગ્રંથ લખ્યો છે. અવસ્ય તેઓશ્રી ધન્યવાદને પાત્ર છે. સાહિત્ય સભામાં મ્હાલતા સાક્ષરો જ્યારે ચર્ચા ચલાવવામાંજ મચ્યા રહ્યા છે ત્યારે રા. દેસાઈ જેવા નિરાભિમાની, સાચા સાહિત્ય સેવકો, સાહિત્ય સભાના માનની કે ધુરંધર કહેવાતા વત્રોની પ્રશંસાની ઇચ્છા રાખ્યા વગર ગુપચુપ સાહિત્ય-સેવા કરી ઉછરતા તરૂણોને બોધ આપી તેમનું કર્તવ્ય-કર્મ શીખવી રહ્યા છે. પ્રસ્તુત નવલકથા વાંચતાં તે વખતની જાહોજલાલી તાદૃષ્ય થાય છે, ધારાવર્ષદેવને જુવાન અવસ્થામાં ફકીરી વેશ આપવાનું ચિત્ર મનોવેધક છે. એમાં બધુ પ્રેમ, શૌર્ય, ન્યાય, પતિ સેવા, ચડતી પડતીનો પ્રભાવ, બંધન અને મોક્ષનું કારણ, દૈવી અને આસુરી સંપતિનું પરિણામ વગેરે બહુ અચ્છી રીતે સમજાવ્યું છે. નવલકથા વાંચવા લાયક છે.

૧૬. **રાજયોગી** યાને **પરમાર ધારાવર્ષદેવ**-ભા. ૨ જો. લેખક રા. લલ્લુભાઇ ભીમભાઈ દેસાઈ. ગ્લેઝ કાગળ, પાકું પૂઠું, પૃષ્ઠ ૪૮૦. મૂલ્ય રૂા. ૨-૮-૦. ઉપરોક્ત પુસ્તકનો આ બીજો ભાગ પણ પ્રથમ ભાગના જેવોજ વાંચવા લાયક છે. એમાં પરમાર ધારાવર્ષદેવને **રાજયોગીનું** પદ પ્રાપ્ત થઇ રાજ્યાભિષેક થાય છે. આ ભાગનાં પાત્રો ઉપરથી પણ પ્રથમ ભાગના જેવોજ ઉત્તમ બોધ મળે છે એટલુંજ નહિ પણ આ ભાગમાંથી જીવાત્માને બંધન અને મોક્ષનું કારણ કેવળ મનજ છે અને એ મનને સંત-યોગીઓના ઉપદેશાનુસાર લોભ, મોહથી રહિત રાખવામાં આવે તો પરિણામે તે જીવાત્મા રાજા કરતાં પણ અધિક સુખ માને છે. સત્સંગ અને સદ્દગુરૂના બોધથી શું

નથી થતું ? સંત મહાત્માઓના મ્હો આગળ ભલભલા રાજાઓ હિંમત હારી જાય છે, તેથી તેવા મહાત્માઓજ સૈવ્ય છે, અને એથીજ મનુષ્યનું કલ્યાણ છે. પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા તેનો પુરાવો છે. ગુર્જર પ્રજાએ વાંચવું જોઇએ.

૧૭. **દેવી ખડ્ગ યાને ચિતોડની પુનઃ પ્રાપ્તિ**:—લેખક રા. લલ્લુભાઇ ભીમભાઇ દેસાઈ. ગ્લેઝ કાગળ, પાકું પૂઠું. પૃષ્ઠ ૩૩૮. મૂલ્ય રૂ. ૧—૮—૦. આ ઐતિહાસિક નવલકથામાં અલાઉદીન બાદશાહે ચિતોડપર ચઢાઈ કરી પદ્મિનિ પ્રાપ્ત કરવાની બાજી રચી હતી તે ઐતિહાસિક પ્રસંગ લખાયો છે. લેખકશ્રીએ કોઇ પણ પુસ્તક ઉપરથી માત્ર ભાષાંતર કર્યું નથી પણ જૂદાં જૂદાં સાધનોનો અભ્યાસ કરી એક સ્વતંત્ર પુસ્તક લખ્યું છે. એમાં વિલાસી બાદશાહના મનોભાવ, અજયસિંહની દયાજનક હાલત, શાહજાદીનો સત્ય પ્રેમ, દેશભક્ત મુસલમાન કારીગરની નિમકહલાલી, નિમકહરામનો પ્રપંચ, રાજકુમારોનાં પરાક્રમ, શાહજાદીના સતીત્વનો પ્રભાવ, સતીની પરીક્ષા, દેવીખડ્ગનો અપૂર્વ મહિમા, ચિતોડનો અખંડ મહિમા, યુવરાજ હમીરનું પરાક્રમ વગેરે પ્રસંગો આકર્ષક છે. સાદી ભાષા છતાં શૈલી ગુંથન બહુ ઉત્તમ છે. વાંચવા જેવું છે.

૧૮. **રામ વિયોગ** (નાટક)—લેખક રા. લલ્લુભાઇ નારણજી દેસાઈ. વલસાડ. ગ્લેઝ કાગળ, સાદું પૂઠું, પૃષ્ઠ ૧૧૮. મૂલ્ય ૦—૧૨—૦. પ્રિયજનોના વિયોગ પછી તેમના સ્મરણાર્થે પ્રસ્તુત નાટક લખી વિના મૂલ્યે પ્રકટ કરવામાં આવ્યું હતું પરંતુ પાછળથી તેને વેચવામાં આવે છે. અસ્તુ. પ્રસ્તુત પુસ્તકનો વિષય એટલો બધો સ્પષ્ટ છે કે તેને માટે વાંચકોમાં પરિચય આપવાની અગત્ય રહી નથી. ભગવદાવતાર શ્રી રામચંદ્રજીને રાજ્યાભિષેક થવાનો હતો તેજ દિવસે સાવકી માતાની અદેખાઇને લીધે દશરથજી મહારાજદ્વારા વનવાસ ભોગવવો પડ્યો હતો. તેનો મનોવેધક ગદ્ય, પદ્યાત્મક ચિતાર આ પુસ્તકમં ગુંથ્યો છે. વાંચતાં મનમાં કરૂણ રસનો પ્રવાહ વહે છે. વાંચવા લાયક છે

( ઉપલાં ચારે પુસ્તકો તેના કર્ત્તા પાસેથી અથવા **"સત્સંગ" ઑફીસ· સુરત એ સ્થળે** મળશે. )

૧૯. **વિમલપ્રબંધ**—લેખક—રા. રા. મણીલાલ બકોરભાઈ વ્યાસ. ઠે. નાગર ફળીયા—સુરત. ગ્લેઝડ કાગળ, પૃષ્ઠ ૩૮૮. મૂલ્ય રૂ. ૧—૪—૦. પાટણના જૈન મુનિ લાવણ્યસમય ગણિના મૂળ ગ્રંથ ઉપરથી કાવ્યોનું ભાષાંતર કરી પ્રકટ કરવામાં આવ્યો છે. શ્રી અંબાજી માતાની યાત્રાએ જનાર ભક્તો સારી પેઠે જાણે છે કેઃ વિમળશાહ નામનો એક જૈન—વણિક દેવીશ્રીનો એક ભક્ત હતો. તે દરિદ્ર હતો પરંતુ જગતજનની—જગદંબાની કૃપાથી તે એકાએક કરોડાધિપતિ થયો હતો. ધીમે ધીમે તેનું ગૌરવ ઘણું વધ્યું હતું. તે એટલે સુધી કે તે રાજદરબારમાં માન પામ્યો હતો. તેણે અનેક પરમાર્થનાં કામો કર્યા છે. તેમાં પણ અંબાજીની નજીક મ્હોટાં મ્હોટાં ભવ્ય દેવળો બંધાવી તેમાં ભગવાનની પ્રતિમાઓ પધરાવી છે. એ દેહેરાંઓ જોતાંજ વિમળશાહના સુખવૈભવની કલ્પના થાય છે. એવા મહાપુરૂષનો જીવન પ્રસંગ વાંચવા જેવો છે. આ પુસ્તક જૈન ભાઇઓને માટે ખાસ ઉપયોગી છે. ઘણા જૈન સાહિત્ય સેવકો જે કાર્ય નથી કરી શક્યા તે રા. મણીલાલે કરી સ્વજ્ઞાનનો પરિચય આપ્યો છે. પુસ્તક સાથે "ગુજરાતી ભાષાનો ઇતિહાસ" અર્થાત "**જૂની ગુજરાતી**" એ નામનો વાંચવા જેવો નિબંધ છે. રા. મણીલાલે ઘણો પરિશ્રમ વેઠી પુસ્તક લખી પ્રકટ કર્યું છે. જૈન બંધુઓ ઉત્તેજન આપી અન્ય ગ્રન્થો લખવાનો માર્ગ સરલ કરશે એવી આશા છે.

૨૦. **સ્નેહસદન વા પ્રણયરહસ્ય**—લેખક રા. જયશંકર ભોડીદાસ દ્વિવેદી. સરસ્વતી પુસ્તકાલય—મુંબાઈ નં. ૧૨. ગ્લેઝડ કાગળ, સાદું પૂઠું. પૃષ્ઠ ૨૩૧. મૂલ્ય ૦—૧૨—૦ મરાઠીમાં પ્રસિદ્ધ થયેલી "પ્રેમમંદિર" નામક એક નવલકથાને આધારે લખાયલા આ પુસ્તકમાં માતૃભૂમિ પ્રત્યે પ્રેમ, તેના પ્રત્યેનું કર્તવ્ય, દુઃખી જનોને સહાય કરવાની આવશ્યકતા, નવયુવકોનો જીવનધર્મ, કર્મયોગની શ્રેષ્ઠતા, જનસમાજ ઉપર નિઃસ્વાર્થ પ્રેમ, અને સ્ત્રી પ્રત્યે વાત્સલ્યભાવ વગેરે દર્શાવવામાં આવ્યું છે. રા. દ્વિવેદીનું આ પુસ્તક વાંચકના મન ઉપર સજ્જડ છાપ પાડે તેવું છે. તેઓશ્રી પુસ્તકો લખવાનો અભ્યાસ ચાલુ રાખશે તો ગુર્જર પ્રજા ઉપર ઉપકારજ થશે.

૨૧. **અદ્ભૂત આગબોટ**—લેખક રા. જયન્ત. પ્રકાશક રા. હીરા-

ભાઇ દાદાભાઈ દેસાઈ. મેનેજર—વિવેચક—**ઝાછરસ** ( નાંદોદ ). ગ્લેઝડ કાગળ, પાકું પૂઠું, પૃષ્ઠ ૨૪૪. મૂલ્ય રૂ. ૧—૦—૦. મરાઠી ઉપરથી ભાષાંતર થયેલા આ પુસ્તકમાં લેખકશ્રીએ દરિયામાં પ્રવાસ કરતી, યુદ્ધમાં ભયંકર કારસ્થાનો કરતી, અનેક અજાયબીઓ દર્શાવનારી આગબોટો સંબંધી વૈજ્ઞાનિક કથાઓ—પ્રસંગો—ગોઠવ્યા છે અને તેનો અંત રસ પડે તેવો બનાવ્યો છે. ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક નવલકથાઓ છેજ નહિ તે સમયે આવી નવલકથા વાંચવાથી વિજ્ઞાનનું ભાન થાય એમ છે. લેખક પ્રકાશક બન્નેને ધન્યવાદ.

૨૨. **ફીજી ટાપુમાં હિંદીઓની સ્થિતિ**—લેખક રા. કુબેરભાઇ ઝવેરભાઈ પટેલ. પ્રકાશક—અમીન એન્ડ કાં. સીનોર. ( વડોદરા રાજ્ય ) રફ કાગળ, સાદુ પૂઠું, પૃષ્ઠ ૧૪૬. મૂલ્ય ૦—૬—૦ આ પુસ્તકમાં ફિજી ટાપુમાં જઈ વસેલા હિંદીઓની કેવી દુર્દશા થાય છે અને પરિણામે તેમને કેવાં કેવાં ભયંકર કષ્ટો સહન કરવાં પડે છે તેનો હૃદયવિદારક ચિતાર આપવામાં આવ્યો છે. ભારતવર્ષમાંથી કેટલાક ગરીબ મનુષ્યોને પૈસાનો લોભ આપી કેટલાક દલાલો આફ્રિકા આદિ દેશોમાં મોકલી આપે છે, અને ત્યાં ગોરા લોકો તેમને ગુલામગીરીના ખતથી બાંધી લઈ સખ્ત મજુરી કરાવે છે, જેથી તેઓને આપવામાં આવેલી લાલચ પ્રમાણે પૈસા કે સુખ મળતાં નથી અને તે બિચારાઓને બહુ રિબાવું પડે છે ! જો ત્યાંથી ન્હાસવાનો પ્રયત્ન કરે છે તો તેજ ગોરા લોકોને મેજીસ્ટ્રેટનો અધિકાર હોવાથી હિંદી—નોકરોને સખ્ત માર મારી કેદખાને ધકેલે છે! એવા એવા અનેક જુલ્મનું વૃતાંત પ્રસ્તુત પુસ્તકમાં લખાયલું છે. વાંચવા લાયક છે. મૂલ્ય સસ્તું હોય તો ઠીક.

૨૩. **પ્રતિજ્ઞાપાલન**—લેખક—રા. રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. સીનોર ( મીયાંગામ થઈને ). રફ કાગળ, જાડુ મજબુત પૂઠું, મ્હોટા કદનાં ૧૧૮ પૃષ્ઠ. મૂલ્ય રૂા. ૧—૦—૦ આ ઐતિહાસિક નવલકથાના લખનારશ્રીએ **વાર્તામાળાનું** પુસ્તક "યુરોપનો રણરંગ" લખ્યો છે જેથી તેમની શૈલી—ભાષા અપરિચિત નથી. મરાઠીમાં "મૂર્તિમંત દેશાભિમાન" નામક નવલકથા ઉપરથી પ્રસ્તુત પુસ્તક લખાયું છે. એમાં મહારાષ્ટ્રવીર શિવાજી છત્રપતિના પુત્ર રાજારામ મહારાજના સમયનું દિગ્દર્શન થાય છે. પુસ્તક

વાંચતાં સ્વદેશપ્રેમી મરાઠાઓનો મોગલો પ્રત્યેનો જુસ્સો, સ્વદેશપ્રેમ, ગુરૂઉપદેશ, ધર્મશ્રદ્ધા, ઉચ્ચ સ્નેહ, અને રાજભક્તિ સ્પષ્ટ થાય છે. ભાષા સાદી અને આડંબર વગરની છે. નવલકથા અસરકારક છે, વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

૨૪. **કુસુમશ્રી**—પ્રકાશક રા. રા. પુરૂષોતમ ગીગાભાઇ શાહ. અધિપતિ જૈન શાસન—ભાવનગર—૨૬ કાગળ, જાડુ પૂઠું, પૃષ્ઠ ૨૪૮. મૂલ્ય ૦—૧૨—૦. આ પુસ્તકનું મૂળ મુનિશ્રી ગંગવિજયજીએ રાસમાં કાવ્યાત્મક લખેલું જેને કુસુમશ્રીનો રાસ કહે છે, તે ઉપરથી નવલકથાના રૂપમાં સાદી સરલ ભાષામાં લખી લેખકશ્રીએ પ્રકટ કર્યું છે. જૈન સમાજને વાંચન ઉપર અભિરૂચિ ઉત્પન્ન થાય તેથીજ હમણાં કેટલાક જૈન લેખકો જુનાં પુસ્તકોને નવલકથાના રૂપમાં પ્રકટ કરે છે તેથી આજે ઘણા જૈનો વાંચન—પ્રિય થયા છે. પુસ્તકમાં એક રાજ બાળાના જીવનવતમાંથી વાંચકોને પ્રેમપ્રભાવ, રાજવૈભવ, શેઠની શઠતા, શીયળનો ચમત્કાર, સ્નેહની ઘેલછા, દિવ્યજીવન, કુસુમશ્રીની પ્રપંચજાળ, મનની શુદ્ધિ, સંયમની શિક્ષા વગેરે વિષયો લેખકે કુશળતાથી ચિતર્યા છે. જૈન ભાઇઓને ખાસ વાંચવા લાયક છે એટલુંજ નહિ પણ નવલકથાના શોખીનો માટે પણ બોધપ્રદ છે.

૨૫. **ટૉડ રાજસ્થાન**—ભાગ ૧ લો (મેવાડ) લેખક—સાક્ષર સવાઇલાલ છોટમલાલ વ્હોરા. શબ્દચિંતામણી કોષના કર્તા. પ્રકાશક રા. રા. પુરૂષોત્તમ ગીગાભાઈ શાહ. અધિપતિ જૈન શાસન, ભાવનગર. ગ્લેઝ કાગળ, પૃષ્ટ (મ્હોટા કદનાં) ૪૪૦. મૂલ્ય રૂા. ૫—૦—૦ પરંતુ “સસ્તી વાર્તામાળા” નાં ગ્રાહકોને રૂા. **બે** માં મળશે. ટૉડ સાહેબે અંગ્રેજી ભાષામાં રાજસ્થાનનો ઇતિહાસ લખ્યો છે એ સર્વ વિદિતજ છે તેજ અમૂલ્ય ઇતિહાસનું બંગાલીમાંથી આ ભાષાંતર છે. રાજસ્થાનનો ઇતિહાસ વાંચવાનું કોને મન નહિં થાય? સૂર્યવંશી રાજપૂતોની એક વખતની જાહોજલાલી, તેમનો વૈભવ, તેમનું શૂરાતન, તેમની રાણીઓ અને રાજકન્યાઓના સતીત્વનાં, વીરત્વનાં દ્રષ્ટાંત વાંચવાનું કોને મન નહિં થાય? કુમળા રાજકુમારોએ હાથમાં તલવાર પકડી મોગલો સ્હામે યુદ્ધ કરીને પ્રેક્ષકને આશ્ચર્યમાં ગરકાવ કર્યા છે તે વાંચ-

વાનું કોને મન નહિં થાય ? આ બહુ મૂલ્ય પુસ્તકમાં સૂર્ય તથા ચંદ્રવંશની ઉત્પત્તિથી લઇને રાજસ્થાનમાં સૂર્યવંશી કયા કયા રાજાઓ થયા અને તેમણે કેવાં કેવાં પરાક્રમો કરી રાજપૂત નામને દીપાવ્યું તે અસરકારક રીતે વર્ણવ્યું છે. ઉદેપુરના બાપારાવળ, મહારાણા પ્રતાપ, મહાકવિ ચંદ બારોટ, વીરબાહુ પૃથ્વીરાજ, ચિતોડના મહારાણા ભીમસિંહ, પતિવ્રતા રાણી પદ્મિની, રાણો સંગ, વનવીર, વગેરે રાજપૂતોનું શૌર્ય અને અચલ પ્રતિજ્ઞા વાંચતાં તલ્લીન થઇ જવાય છે. મુસલમાન અને મોગલ રાજાઓએ સત્યવચની, ટેકી, પ્રજા પ્રેમી, દેશહિતૈષી રાજપૂતોના રાજ્યમાં વિનાકારણે ઉત્પાત કરી-ચઢી જઇ-તેમને પાયમાલ કર્યાનાં દ્રષ્ટાંત તથા અંતે તેમની પાયમાલી વાંચતાં વિશ્વકર્માની વિચિત્ર લીલાનું ભાન થાય છે. ગ્રંથ વાંચવા યોગ્ય અને પ્રત્યેક કુટુંબમાં રહેવા યોગ્ય છે.

૨૬. **ટૉડ રાજસ્થાન**—ભા. ૨ જો (મારવાડ) લેખક-સા. શ્રી સ. છો. બ્હોરા. પ્રકાશક રા. રા. પુ. ગી. શાહ ભાવનગર-આ અમુલ્ય પુસ્તક ઉપલા પુસ્તકનો બીજો ભાગ છે. એમાં મારવાડના રાઠોડ રાજાઓનો ઇતિવ્રત ઉપરાંત કોટા, અંબર અને જેસલમીરનાં રાજપૂત રાજાઓનાં અમરવ્રતનો સમાવેશ કરવામાં આવ્યો છે. રાજપૂત રાજાઓનો અદ્દભૂત નેકટેક અને વ્રત મહિમા કોઇથી અજાણ્યો નથી. રાજપૂત રાણી અને રાજકુમારીઓનો સતીત્વ પ્રભાવ સર્વત્ર સુવિદિત છે. એટલે હવે વિશેષ સિફારસ કરવાની અગત્ય નથી. પુસ્તક વાંચતાં મારવાડના રાજાઓનું પ્રાચીન ગૌરવનું સ્મરણ થાય છે અને જે કેટલાંક રાજ્યો-રાજવંશોની દ્વેષ, ઇર્ષાથી પાયમાલી થઇ છે તે વાંચી રોમાંચ ખડાં થાય છે. ચડતી અને પડતી એ સૃષ્ટિના કર્તાના અબાધ નિયમનું અવિચલપણું જેને તાદૃષ્ય જોવું હોય તેણે આ ઇતિહાસો વાંચવાની તસ્દી લેવી જોઇએ. લેખક-પ્રકાશકના સાહસને અને સાહિત્ય પ્રેમને ધન્યવાદ આપ્યા શિવાય ચાલે તેમ નથી. રા. રા. પુરૂષોતમભાઇ જેવા વિદ્યાવિલાસી-સાહિત્યપ્રેમીએ આ ગ્રન્થો પ્રકટ કરી વાંચકો ઉપર ઉપકારોજ કર્યા છે. આ પુસ્તકનું મૂલ્ય પણ રૂ. ૫-૦-૦ હોવા છતાં **વાર્તામાળા**ના ગ્રાહકોને રૂ. **બેમાં** મળશે. **બન્ને ભાગ રૂ. ચારમાં** મળશે. પોષ્ટે જુદું.

બન્ને ભાગ સાથેજ મંગાવી લેવાની અમે વાંચક બંધુઓને ભલામણુ કરીએ છીએ.

૨૭. **શંકરાચાર્યનું જીવનચરિત્ર**—લેખક રા. સવાઇલાલ છોટમલાલ વ્હોરા. પ્રકાશક રા. રા. પુરૂષોતમ ગીગાભાઇ શાહ, ભાવનગર—ગ્લેઝડ કાગળ—પાકું પૂઠું મૂલ્ય રૂા. ૧-૦-૦. અદ્વૈતમતના પ્રતિપાદક અને યજ્ઞયાગાદિક બંધ પાડી તેને સ્થળે માત્ર અહિંસા ધર્મ પ્રવર્તાવનાર બૌદ્ધના કેટલાંક સૂત્રનું ખંડન કરી ભારતવર્ષમાં દિગ્વિજય કરનાર ભગવાન શંકરાચાર્યના નામથી ભાગ્યેજ કોઇ મનુષ્ય અજાણ્યું હશે. આ પુસ્તકમાં તેમના જીવનની મુખ્ય ઘટનાઓ ઉત્તમ રીતે લખવામાં આવી છે. આદ્ય શંકરાચાર્યજીના આવિર્ભાવ કાલ સંબંધી લેખકે એક વિસ્તૃત લેખ લખી પોતાના વિશાળ જ્ઞાનનો અને શોધક વૃત્તિનો પરિચય આપ્યો છે. પુસ્તક કિંમતિ છે. વાંચવા લાયક છે.

૨૮. **આઇન-ઇ-અકબરી**—પ્રકાશક રા. પુરૂષોતમ ગીગાભાઇ શાહ, ભાવનગર. રફ કાગળ, સાદુ બાઇન્ડીંગ. પૃષ્ઠ ૨૦૨. મૂલ્ય ૦-૮-૦. શાહેનશાહ અકબરના જીવન ચરિત્રને લઇ, તેમના રાજ્યકાળના બનાવોને સુમિષ્ટ શૈલીમાં ગુંથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. "પોતાને દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા." કહેવડાવનાર અભીમાની મોગલ બાદશાહ અકબરનો રાજ્યઅમલ કેટલેક દરજ્જે સફળ નીવડયો હતો, પરંતુ તેમની એક વિચિત્ર ઇચ્છા એ હતી કે રાજપૂતોની કન્યાઓ સાથે મોગલ રાજવંશજોનાં લગ્ન કરાવી, રાજપૂતોને ધનનો લોભ આપી વશ કરી ધીમે ધીમે રાજપૂતોને ગુલામગીરીના બંધનમાં નાંખી સમસ્ત ભારતવર્ષપર મોગલ સામ્રાજ્ય વિસારી દેવું, છતાં કેટલાક નિર્લોભી, પરાક્રમી વીર રાજપૂતો સવેળા ચેતી જવાથી શહેનશાહની તે ધારણા માટીમાં મળી ગઇ હતી, એ પ્રસંગ ઇતિહાસ વાંચકો ભૂલ્યા નહિ હોય. એવી મહત્વાકાંક્ષા ધારણ કરનાર શહેનશાહ અકબરના જીવન પ્રસંગો નવલકથા—વાંચવા જેવાં છે.

૨૯. **કુસુમકુમારી**—ભાગ ૧ લો. લેખક રા. છો. સ. વ્હોરા. પ્રકાશક રા. પુ. ગી. શાહ. ભાવનગર. ગ્લેઝ કાગળ, સાદુ પૂંઠું. મૂલ્ય ૦-૪-૦. હોદસો

વર્ષ પૂર્વે મુર્શીદાબાદની ગાદી ઉપર નવાબ સિરાજુદૌલા—કહો કે અમીર શાહ રાજ કરતા હતા. તે સમયે કૃષ્ણનગરમાં રાજા ધનેશ્વરસિંહનું રાજ્ય હતું. રાજાની રાણી પર નવાબ સાહેબ આસક્ત થયા હતા. પરિણામ બહુ અનિષ્ટકારક આવ્યું. આ કરૂણ વાર્તા વાંચતાં આંસુ આવ્યા સિવાય રહેશે નહિ.

૩૦. **લવંગલતા** અથવા કુસુમકુમારી ભા. ૨ જો. લેખક—રા. છો. સ. વોરા. પ્રકાશક પુ. ગી. શાહ. ભાવનગર—ગ્લેજ કાગળ, મજબુત બાઇન્ડીંગ, પૃષ્ઠ ૧૩૦. મૂલ્ય ૦–૪–૦. આ ઐતિહાસિક નવલકથામાં પ્રેમનું પ્રાબલ્ય, પાપીઓની પાપવૃત્તિ, સતીધર્મનો મહિમા, વગેરે વાંચવા લાયક છે.

૩૧. **જયા**—પ્રકાશક રા. પુ. ગી. શાહ—ભાવનગર. ગ્લેઝડ કાગળ, સાદું પૂઠું, પૃષ્ઠ ૧૪૨. મૂલ્ય ૦–૪–૦. આ નવલકથામાં એક વીર રાજપૂત બાળાનું અદ્‌ભૂત વર્ણન પ્રકટ થયું છે! એક કાળ એવો હતો કે જે સમયે રાજપૂત બાળાઓ હાથમાં સમશેર લઈ ધર્મ અને રાજ્યનું રક્ષણ કરતી હતી તેજ સમયનું કરૂણાજનક ચિત્ર છે.

૩૨. **નીતિદર્પણ**—પ્રકાશક રા. પુ. ગી. શાહ. ભાવનગર. આ ૭૫ પાનાના ન્હાનકડા પુસ્તકમાં નીતિ સંબંધી વાક્યોનો સંગ્રહ છે. પ્રત્યેક વાક્ય મનન કરવા લાયક છે. કિં. ૦-૪–૦ વધુ છે.

૩૩. **અનંગભસ્મ**—લેખક રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. પ્રકાશક "સુંદરી સુબોધ" ઓફિસ. અમદાવાદ. ગ્લેઝડ કાગળ, જાડું પૂઠું, પૃષ્ઠ ૬૪. મૂલ્ય ૦–૮–૦. સુંદરી સુબોધનાં ગ્રાહકોને ભેટ તરીકે અપાયલું આ પુસ્તક પ્રો. બેઇનના એક અંગ્રેજી પુસ્તકને આધારે લખાયું છે. એમાં જૂદી જૂદી ત્રણ વાર્તાઓ છે. ત્રણે વાર્તાની ભાષા સરલ છે. વાંચકોને આનન્દ થાય એવો રસ છે. ત્રણેમાં જૂદા જૂદા ઉદ્દેશ છે. બોધક છે.

૩૪. **પંચામૃત**—સંશોધક કવિરાજ શ્રી ખીમજી વસનજી ભટ્ટ. અગસરા. કાઠીઆવાડ. ગ્લેઝડ કાગળ, પાકું પૂઠું, પૃષ્ઠ ૨૭૯, મૂલ્ય રૂા. ૧–૮–૦. આ કવિતાના પુસ્તકમાં રા. ખીમજીભાઇએ કેટલાક પ્રાચીન અર્વાચિન કવિઓનાં હિંદી કવિત અને છંદોના ભાવાર્થ લખ્યા છે. એમ કરવાથી કાવ્યરસનો સ્વાદ, ભાવાર્થ વિના ચાખી શકતા નથી તેવા ગુર્જર રસિકજનો ઉપર ઉપકારજ થયો છે. એમાં કેટલાંક ઐતિહાસિક કાવ્યો છે. તેના ભાવાર્થ

વાંચી વાંચકોને આનંદ–જ્ઞાન બન્નેનો લાભ થાય એમ છે. કવિરાજશ્રી પોતાનાં કાવ્યો પ્રસિદ્ધ કરી જનસમાજને લાભ આપશે એવી આશા છે.

૩૫. **રસપ્રકાશ સુધાકર**—આયુર્વેદ રહસ્યાર્ક ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ. લેખકઃ વૈદ્યરાજ કાળીદાસ જીવરામ. ગોંડળ (કાઠીયાવાડ). ગ્લેઝડ કાગળ. મ્હોટા કદનાં ૧૬૪ પૃષ્ઠ. સાદું પૂઠું. મૂલ્ય રૂ. ૧–૦–૦ ગુજરાત કાઠીયાવાડમાં જે કેટલાક વિદ્વાન અને અનુભવી વૈદ્યો છે તેમાં રા. રા. જીવરામભાઇ પણ એક સુચિકિત્સક છે. એઓશ્રીએ ખર્ચ ઓછો આવે અને દરદીઓને દવા, હવાનો સારો લાભ મળે એ ઇચ્છાથી ગોંડળમાં પોતાના ઔષધાલયની સ્થાપના કરી છે અને ઘણા વર્ષથી તેઓ આર્યપ્રજાને પોતાના જ્ઞાનનો લાભ આપી રહ્યા છે. ગત વર્ષમાં તેઓશ્રીએ "આયુર્વેદ રહસ્યાર્ક" નામક માસિકપત્ર પ્રકટ કર્યું હતું પરંતુ અનેક રોકાણોને લીધે તે બંધ કરી હાલ ઉપરોક્ત નામની ગ્રંથમાળા પ્રકટ કરી છે. "રસપ્રકાશ સુધાકર" એ તેજ ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ છે. એમાં આર્યરસાયન વિદ્યા જેવી ગહન વિદ્યાનો સમાવેશ કર્યો છે. ઘણા વૈદ્યો સંસ્કૃત ભાષાના પકવજ્ઞાન વગર આવા ગ્રંથોમાં આવેલા શબ્દોના અનર્થ કરી દવાઓ પણ અપકવ બનાવે છે અને તેવી દવાઓ દરદીઓના ઉપયોગમાં આવવાથી દરદી સાજો થવાને બદલે ઉલટો અનેક વ્યાધિઓથી પિડાઇ મરણ શરણ થાય છે! પ્રસ્તુત પુસ્તક જો એવા વૈદ્યોની પાસે હોય કિંવા ચાણાક્ષ ગૃહસ્થો પાસે હોય તો તેઓ પુસ્તકમાં લખેલા રસાયણો જાતે બનાવી શકે છે. પુસ્તકમાં સર્વત્ર રસાયણો કેવી રીતે બનાવવાં તે સરળતાથી લખ્યું છે. આશા છે કે વૈદ્યબંધુઓ તેમજ વૈદ્યકવિષયના શોખિન ગૃહસ્થો "રસપ્રકાશ સુધાકર"નો સંગ્રહ કરી લેખકશ્રીનો ઉત્સાહ વધારશે. લેખકશ્રીના જ્ઞાન અને ઔષધિનો આ ગ્રંથમાં પરિચય થયો છે, જેથી કહી શકાય છે કે રા. રા. જીવરામભાઈ જેવા ઉદાર અને પરોપકારી વૈદ્યોની સલાહ અને ઔષધોથી દરદીઓને શાંતિ મળશે. આ લેખકને બીજા વર્ષ ઉપર પુસ્તકો લખવામાં વિશેષ પરિશ્રમ લેવાથી હાથે અને શરીરે સખ્ત દુઃખાવો થયો હતો તે સમયે એ ઉદાર વૈદ્યરાજે સારી સારી દવાઓ આપી વ્યાધિનું નિવારણ કર્યું હતું. આજકાલ જ્યાં ત્યાં વૈદ્યરાજોનો અને વૈદ્યશાસ્ત્રીઓનો રાફડો ફાટયો છે! જેમને નાડી જોવાનું જ્ઞાન નથી તે વૈદ્ય-

શાસ્ત્રી બની બેઠા છે ! પરંતુ રા. રા. વૈદ્ય જીવરામભાઈ તેમાંના એક નથી એમ અમારે મુક્ત કંઠેજ કહેવું પડશે. આશા છે કે: **"વાર્તામાળા"**ના ગ્રાહક બંધુઓ તેમના જ્ઞાનનો અવશ્ય લાભ લેશે.

૩૬. **આયુર્વેદ-ઉપચાર પદ્ધતિ**—ગોંડલ રસશાળા ઔષધાશ્રમ તરફથી પ્રકટ થયેલું આ સૂચીપત્રક બહુ ઉપયોગનું છે. એમાં વૈદરાજ જીવરામભાઈએ વ્યાધિઓ થવાનાં ટુંક કારણો અને તેની દવાઓ પ્રકટ કરી છે. વાંચક ઇચ્છે તો કોઈ પણ દરદની દવા ઘેર બેઠાં બનાવી શકે એમ છે. આ પુસ્તક પ્રત્યેક મનુષ્યને માટે બહુ ઉપયોગી છે. ગ્લેઝડ કાગળ, પૃષ્ઠ ૨૧૬ છતાં **કિંમત માત્ર ૦-૮-૦ જુજ છે.** આ પુસ્તક મંગાવવાની ઇચ્છા રાખનારે વૈદરાજ જીવરામ કાળીદાસને **ગોંડળ** ( કાઠીયાવાડ ) લખવું.

૩૭. **લક્ષ્મીકાંત**—લેખક રા. રા. રણછોડલાલ હરિલાલ ભટ્ટ. ઠે. રાયપુર બકુવાની પોળ, અમદાવાદ. ગ્લેઝડ કાગળ, પાકું પૂંઠું, પૃષ્ઠ ૨૮૦, મૂલ્ય રા. ૧-૦-૦. આ સામાજિક નવલકથામાં લેખકે આર્ય સંસારમાં પ્રવર્તતા એક ગૃહ ચિત્રની ગુંથણી કરી છે. કેટલીક નવલકથાઓમાં અશક્ય અને અસંભવિત બનાવો ગુંથાય છે ત્યારે આ નવલકથામાં એક સાચું ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. એમાં આદર્શ સ્ત્રી કેવી હોવી જોઈએ, કુભાર્યાથી પતિ-આદિ સ્વજનોને કેટલો ત્રાસ પડે છે, ગુણવાન ગૃહિણીથી મનુષ્ય કેવાં સત્કાર્યો કરી શકે છે, લક્ષ્મીની આસક્તિથી જગતનું કેવું અનિષ્ટ થાય છે, મુર્ખ મનુષ્યો સમાજની કેવી અવદશા કરે છે અને સજ્જન-સત્કર્મ કરનારા પુરૂષોદ્વારા આર્ય સમાજનું કેટલું કલ્યાણ થાય છે તે આ નવલકથામાં બહુ અચ્છી રીતે સમાવ્યું છે. પ્રત્યેક પાત્રોમાંથી વાંચક નરનારીને બોધ પ્રાપ્ત થાય એમ છે. લેખકશ્રીએ પ્રસંગોપાત સારાં કાવ્યો મૂક્યાં છે જેથી સોનું અને સુગંધ એકત્ર થયાં છે. મોઘવારીના સમયમાં પણ લેખકો સાહિત્યની સેવા કરે એ ધન્યવાદને પાત્ર છે. વાંચકો તરફથી આશ્રય મળવાની જરૂર છે.

૩૮. **ખુબીનો ખજાયો ઉર્ફે ચાલુ જમાનાનો ચિતાર**—ભાગ ૧ લો. લેખક રા. રા. અંબાલાલ પ્રહ્લાદજીરાવ કવિ. કહોલ. (જી. પંચમહાલ) કાગળ ૨૬, પૃષ્ઠ ૧૯૨, પાકું પૂંઠું. મૂલ્ય રા. ૧-૪-૦. આ પુસ્તકમાં કવિશ્રીએ જૂદા જૂદા વિષયો અને મનુષ્યો ઉપર રમુજી-હાસ્યરસથી ભર...

તાઓ લખી છે ! જે વાંચતાં હસવું ઉપજાવે એવી છે. એમાં " સર્વે હક્ક સ્વાધિન " થીજ કવિતાઓ લખવી શરૂ કરી છે. અર્થાત્ " સર્વે હક્ક સ્વાધિન " વાક્યને બે લીટીના દોહરામાં ગોઠવ્યો છે. ! " પોયટ્રી ઑફ અર્પણ પત્રિકા, પ્રસ્તાવના, રાજ પ્રાર્થના, સુદ્ધાં કવિતામાંજ છે ! જેમાં એક હજામે ન્યાત મેળાવો કર્યો તે, સટોરીયાની સ્ત્રીના વિલાપ, મુજી શેઠીઆઓના ઘરની શોભા, એક જુનો અનુભવી અને જાણીતો ગપ ગેઝેટર, ગપ્પે ગપ્પ ચુંવાળાસો, કુદરતની કોર્ટમાં પૂછેલા સવાલો, ચાહ સંબંધી, વાણીયાની, હોરાની, વગેરે સર્વે કવિતાઓ વાંચી હસવું ઉપજે એમ છે ! ગુજરાતના હાસ્ય પ્રેમી વાંચકો બે ઘડી નવરાસને વખતે આ પુસ્તક વાંચશે તો આનંદજ થશે.

એ સિવાય (૧) **નારદભક્તિ સૂત્ર**—અનુવાદક, રા. રા. જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી. **ચિત્રાલ.** તા. પાદરા. (૨) **વૈદ્યવિજય**—(અષ્ટવિધ પરીક્ષા–કાળજ્ઞાન–રોગીની પરીક્ષા સંબંધી કાવ્યનું પુસ્તક, લેખક રા. શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય. **સુરત.** (૩) **મન્તવ્યપ્રકાશ**—લેખક રા. નટવરલાલજી ઉમેશ્વર તત્વવેત્તા, મુ. નાંદોલ. એટલાં ન્હાનકડાં પુસ્તકો પહોંચ્યાં છે. વાંચવા જેવાં છે. મોકલનાર બંધુઓનો ઉપકાર થયો છે.

માસિકો:—૧. વેપારી ચેમ્બરનું માસિક. ૨. દશા સોરઠીયા. ૩. દશાશ્રીમાળી વણિકમિત્ર—**મુંબઈ.** ૪. ચંદ્રપ્રકાશ. **સુરત.** ૫. વિવેચક–**લાછરસ** (તા. નાંદોદ) ૬. પ્રાતઃકાળ. ૭. બાલ શિક્ષક–**વડોદરા.** ૮. સામ્પ્રત–સમય–**ઝાડેશ્વર.** ૯ દશા શ્રીમાળી હિતેચ્છુ–**ધોરાજી.** ૧૦ વૈદ્યકલ્પતરૂ. ૧૧. ભાગ્યોદય. ૧૨. ઑલઇન્ડીયા એડવર્ટાઇઝર અને કલાધર. ૧૩. બ્રહ્મનાદ. ૧૪. સુવાસિની. ૧૫. જ્ઞાનસુધા–**અમદાવાદ.** ઉપલાં માસિક પત્રો બદલામાં મળ્યાં છે. તંત્રી અને પ્રકાશક બંધુઓનો સહર્ષ ઉપકાર માનીએ છીએ.

**પરોપકારી સંસ્થાઓના રીપૉર્ટો:—**

૧. **નડીઆદ હિંદુ અનાથાશ્રમ**—તા. ૧–૮–૧૪ થી ૩૧–૭–૧૫ સુધીનો વાર્ષિક રિપૉર્ટ. ગુજરાત કાઠીયાવાડમાં આ અનાથાશ્રમ પ્રથમ નંબરે આવે છે. રિપૉર્ટમાં જોતાં એની વ્યવસ્થા સાવચેતીથી થતી જણાય છે. એમાં હુન્નરકળાનો વર્ગ ઉઘાડી દેશના પડી ભાગેલા ઉદ્યોગોને સજીવન કરવાના પ્રયત્નો થાય તો ઠીક. મુક્તિફોજના વણાટ ખાતા તરફ નજર કરતાં જણાઈ

આવશે કે અનાથ અભણ વર્ગ માટે એવા ઉદ્યોગોજ જીવનરૂપ છે, એ કાર્યમાં એક પંથને બે કામ થાય એમ છે.

૨. **શ્રી સિદ્ધપુર ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમનું** વિનતિ પત્ર—આર. એમ. રેલ્વેના મધ્ય ભાગમાં કોઇ પણ સારી પરોપકારી સંસ્થા નહોતી, તે ખોટ આ આશ્રમે પૂરી પાડી છે. આ આશ્રમમાં અનાથોનું પાલન કરવા ઉપરાંત બ્રાહ્મણના કુમારોને બ્રહ્મચર્ય પળાવી વેદશાસ્ત્રનું અધ્યયન કરાવવામાં આવે છે અને કુલિન નિરાધારોને ઘેર બેઠાં મદદ અપાય છે. અનાથ વિદ્યાર્થિઓને પુસ્તકો તથા સ્કુલ ફી પણ મળે છે. ગુર્જર દાનેશ્વરોએ આ ખાતાને પણ સહાય કરવાની સનાતન ધર્મનું રક્ષણ કરવાની આવશ્યકતા છે.

૩. **કાઠીયાવાડ હિંદુ અનાથઆશ્રમ**—ત્રિમાસિક રિપોર્ટ. વઢવાણ કેમ્પ—એક પણ પાઇ વગર, અનાથોની દયા લાવી કવિ અંબાશંકર હરિશંકર યાજ્ઞિક જેવા પરોપકારી પુરૂષે આ આશ્રમ ઉઘાડયું હતું! ધન્ય છે કવિશ્રીની હિંમતને! શરૂવાતમાં અનેક મુસ્કેલીઓ વેઠવા છતાં હિંમત નહિ હારવાથી કવિશ્રીને કાઠીયાવાડના જૂદા જૂદા દયાળુ પુરૂષોનો આશ્રય મળવા લાગ્યો છે. આશા છે કે: કાઠીયાવાડના અનેક શ્રીમંતો એ આશ્રમને સારી મદદ કરી દરિદ્ર નારાયણોની સેવા કરવાનું પુણ્ય પ્રાપ્ત કરશે. દુકાળ પડતાં અનેક ગરીબ માણસો ખ્રીસ્તી, મુસલમાન વગેરે ધર્મમાં વટલી જાય છે તેમને અટકાવી તેમનો આર્ય ધર્મ અને દેહ ટકાવી રાખવા આવાં આશ્રમોની બહુ જરૂર છે. ઉદાર સજ્જનો પોતાનો ઉદાર હાથ લંબાવી એ આશ્રમને મદદ કરશે.

૪. **અમદાવાદ વનિતા વિશ્રામનો સં. ૧૯૭૧—૭૨ નો હેવાલ**—પ્રકાશક—બ્હેન સુલોચના દેસાઇ. સુરતમાં ગં. સ્વ. ન્હાની બ્હેન ગજ્જર તરફથી વનિતા વિશ્રામ સ્થપાયાથી ગુર્જર ભગિનીઓ ઉપર મહદ્ ઉપકાર થયો છે. એ વનિતા વિશ્રામનાં સ્થાપક બ્હેનને પ્રતાપે મુંબઇમાં સ્ત્રીઓનું કલ્યાણ થાય એવા ઉદ્દેશ્યથી એક મંડળ સ્થપાયું અને સ્વ. જમના બ્હેન સક્કઇ જેવી વયોવૃદ્ધ નારીને પ્રતાપે આજ તે ખાતું સારૂં કામ કરી રહ્યું છે. અમદાવાદની ભગિનીઓને પણ નવરાશને વખતે વિદ્યા, કળાનું જ્ઞાન આપવા માટેજ વનિતાવિશ્રામનો જન્મ થયો છે. ત્યાં ઘણી સ્ત્રીઓ વિદ્યા—કળાનો લાભ લે છે. હજી શહેરની ઘણી સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત ત્યાં ગાળી વિદ્યા—કળાનું જ્ઞાન સંપાદન કરે તો નારી—જીવનમાં કંઇક મહત્વનું કાર્ય કરી શકાશે.

૫. **રાંદેર ઔદિચ્ય આશ્રય ફંડ**—આઠમું વાર્ષિક સમ્મેલન—હિસાબ તથા રિપૉર્ટ—સુરતની પાસે રાંદેર નામનું એક ગામ છે. ત્યાંના ઔદિચ્ય બ્રાહ્મણોમાં જેઓ ગરીબ હોય તેમને ઘેર બેઠાં અન્ન પહોંચાડવાની તથા ગરીબ વિદ્યાર્થીઓને સ્કુલની ફી તથા પુસ્તકો આપવાની પરોપકારી ધારણાથી આ ખાતાની સ્થાપના થઈ છે, રિપૉર્ટમાં જોતાં અત્યાર સુધી ફંડના ચાલકનો ઉદ્દેશ્ય પાર પડેલો જણાય છે, અને તે માટે ઑ. સેક્રેટરી રા. મગનલાલ નરભેરામ પાઠકને ધન્યવાદ ઘટે છે. આવાં ફંડો દરેક બ્રાહ્મણ જ્ઞાતિને માટે થવાં જોઇએ. તેમ થાય તો ઘણો પરોપકાર થઇ શકે.

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. **મુંબઇ—મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની** બુકસેલર્સ કાલબાદેવીરોડ પ્રિન્સેસ સ્ટ્રીટ. (છુટક પુસ્તકો મળી શકશે.)
૨. ,, **એલ. એમ. ઠક્કર.** બુકસેલર પ્રિન્સેસ સ્ટ્રીટ.
૩. ,, **નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ** લોવર પરેલ. (મુંબઈ)
૪. **રા. રા. હરિલાલ જીવણલાલ** ઠે. લોખંડી જથ્થો. સવજી રામજીનો માળો ૧ લે માળે—માંડવી.
૫. **સુરત—શા. રંગીલદાસ કાશીદાસ** જનરલમરચન્ટ—બરાનપુરીભાગોળ.
૬. **બારડોલી—આદિત્ય યુવક મંડળના સેક્રેટરી.**
૭. **ભરૂચ—રા. રા. ગણપતરામ દુર્ગારામ દેસાઇ.** વિમાકંપનીના એજન્ટ.
૮. **વડોદરા—મોહનલાલ મનસુખરામ** બુકસેલર (છુટક પણ મળશે).
૯. **નડીઆદ—રા. રા. મણીલાલ લલ્લુભાઇ દેસાઇ.**
૧૦. ,, **રા. રા. મગનલાલ દામોદર પંડ્યા.** લખાવાડને નાકે.
૧૧. **ભાવનગર—રા. અબ્દુલહુસેન આદમજી** બુકસેલર (છુટક પણ મળશે)
૧૨. **કરાંચી—રા. રા. મોહનલાલ ત્રિભુવન દવે.** ઠે. ધી મુંબઈ કં. લી.
૧૩. **અમદાવાદ—મેસર્સ જે. એન. વકીલ અને કંપની** રીચીરોડ. નં. ૪૩૩
૧૪. ,, **રા. રા. ચંદુલાલ સાંકળચંદ શાહ.** માંડવીની પોળ વીંછીની પોળ સ્હામે મેડા ઉપર.
૧૫. ,, **રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.** બુકસેલર.
૧૬. ,, **ગુજરાત સ્વદેશી સ્ટોર, રીચીરોડ**—ફુવારા સામે.
૧૭. ,, **રા. રા. નંદલાલ ચુનીલાલ બોડીવાળા.** રીચીરોડ.
૧૮. ,, **રા. રા. રામનારાયણ કેશવલાલ દેસાઈ.** રંગના વેપારી.
૧૯. ,, **અંબાલાલ શંકરલાલ દવે.** ખાડીયા શ્રીરામજીની શેરી.
૨૦. ,, **કે. વી. પટેલ.** બુકસેલર—મોટી હમામ.
૨૧. **ઠઠ્ઠા—રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.**

## શું સનાતન ધર્મ રક્ષકોને ખુશી થવા જેવું નથી ?

### જો હોય તો તેનું રક્ષણ કરવા

# सिद्धपुर श्री गोपाळकृष्ण ब्रह्मचर्या-श्रम संस्थामां

દયાની લાગણીથી પોતાનો ઉદાર દાની હાથ લંબાવી સનાતન ધર્મનું અને વિદ્યાનું પાલણ કરવા યથાશક્તિ દાન આપો.

સનાતન ધર્મથી ચાલતું આખા ગુજરાતમાં આ પહેલું અને એકજ **બ્રહ્મચર્યાશ્રમ** છે. આ આશ્રમમાં સદ્ય જનોઇ દીધેલા ગામ પરગામના દ્વીજ બટુકોને દાખલ કરી નિત્યકર્મ સાથે દંડ ધારણાદિ પ્રાચીન વેશમાં રાખી સાયંપ્રાતઃ હોમ કરાવવામાં આવે છે, ને વેદ સંસ્કૃત, ને ગુજરાતી, શિક્ષણ સાથે વ્યાયામ ને સંગીતની પણ યોજના કરાય છે. તેમજ **અનાથાશ્રમ** તથા **અશક્તાશ્રમ** તરીકે અનાથો રાંક જનોનું તથા આંધળા, લુલા, અશક્તોનું રાખીને પોષણ થાય છે, તથા તેવા આબરૂદાર જનોને ગુપ્ત મદદ પહોંચાડાય છે. તેમજ ગરીબો માટે દવા અપાય છે. વ્યવસ્થા પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં રહે છે. રૂ. ૧) અથવા વધુ દાન આપનારને વાર્ષિક રીપોર્ટ તથા પાવતી મોકલવામાં આવે છે. આવા શુદ્ધ બ્રાહ્મણ બટુકોને તથા ગરીબોને એક દિવસ ભોજન કરાવ્યાનું મહાન ફળ લેવા કયા પુરૂષ ચૂકશે ? કોઇજ નહિ. તો બનતી મદદ મોકલો.

લખોઃ—

**મંત્રી શ્રી ગોપાળકૃષ્ણ સંસ્થા.**

**સિદ્ધપુર**—( ઉત્તર ગુજરાત. )

# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે અમર નામ

દાનવીર સજ્જનો, અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રય તરફ લંબાવવા કૃપા કરશો ! ! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. ૨૦૦ બસો દાનમાં મળશે. તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે અને તે દાતાના નામની આરસની તખ્તી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી—હિંદુ અનાથાશ્રમ,

નડીઆદ.